


# સ્ત્રીબોધ

"દેશની હાલત શુધારવાની શરવેથી શરસ રીત એ કે માતાઓ ગનાની થાએ એવું કરવું"

(ને॰ બોનાપારટનુ કરતાન.)

---

## પુસતક ૧ લું

જાનેવારીથી—ડીસેમબર ૧૮૫૭ શુધી.

---

પરગટ કરનાર શ્રી બોધની શભા.

---

મુમબઈના કોટમાં બજારગેટ સટરીટ ના૦ ૬ તથા ૧૧ વાલા ઘર મધે

દફતર આશકારા છાપાખાનામાં છપાઈછે.

---

૧૮૫૭

# શાંકલીઊં સ્ત્રીબોધના પુસ્તક ૧ લાનુ.

## આંક ૧ લો—જાંનેવારી ૧૮૫૭.


દીબાચો . . . . . . . સફે ૦
માઍ દીકરાની અરેંશ પરશાની કરજે . . . . . . ૧
લાઍકીવાલી ઓરત—વીક્ટોરીઆ રાંણી (ચીતર શાથે) ૬
માહારા દોશતદારની બાઍડી . . . . . ૯
માહોમાએના કીશાદથી થની ખરાબી—પનજાબનુ રાજ (ચીતાર શાથે) . . . . ૧૨
રેતીના રાણ (ચીતાર શાથે) . . . . . ૧૪
પરચુરણ બીનાઓ
કુતરાંની જાતનો પેઆર—ધીરા ચીતજની ખુબી—ખોટી તારીફ—આઍ દુનીઆની દોલત—આનનુ કાંઇ કોલ ઉપર નાખવુ નહી—ઠગાંઇ પકડવાની રીત—ખાનામાં નીમખની જરૂર ૧૬—૧૭
ગરબા . . . . . . ૧૮—૧૯—૨૦


## આંક ૨ જો—ફેબરવારી ૧૮૫૭


લાઍકીવાલી ઓરત—કીશન કુમારી . . . . ૨૧
ભરથારનુ શુખ (ચીતાર શાથે) . . . . . ૨૪
પાલીટાના . . . . . . . ૨૬
મરકી . . . . . . . . ૨૬
ધરતી કોપ, બલતા પાહાડ (ચીતાર શાથે) . . . ૩૦
કોણનો વાકજે વારૂ?—શોભાશાહ અને શુદરબાઈ ૩૨
અચરત શરીખો ખેલ . . . . . ૩૫
શંખેઆ જાદુઈ . . . . . . ૩૭
પરચુરણ બીનાઓ
ચીકના ડાગ શાફ કરવાની રીત—હશાબ ગણવાનો એક નવો શાચો—એક બાઍડીએ પાચ બચા જણએઆ . . . . ૩૮—૩૯
ભરથારનુ બાઍડીપર હેત (ગીત) . . . . ૩૯
બાઍડીનુ ભરથારપર હેત (ગીત) . . . . ૪૦


## આંક ૩ જો—માર્ચ ૧૮૫૭.


લાઍકીવાલી ઓરત—આલીઆબાઈ . . . . ૪૧
ઓરતની ઈમાનતદારી કેહવી હોઍશે . . . . ૪૪
બલુન (હવાઈ વાહાણ—ચીતર શાથે) . . . ૪૮
દેગ રૂપીઆ દર્જીનજરને ખાઈ ગીઆં . . . ૪૯
રૂશીઆ દેશનુ વરતાંત (શેહેનશાહ તથા રાણીના ચીતર શાથે) . . . . . ૫૨
"રોડ" જાતનો દેડકો (ચીતર શાથે) . . ૫૫
પરચુરણ બીનાઓ.
રોજ વધતું દાહાપણ—હીરો બીચારો બાચનીમા, શાફ કીધેલાં હથીઆરને કીટ આવવાથી કેમ અટકાવવો—શુંબુ—બીરી બદનનુ આદમી—કામેલ દાઈના ફાએદા—કનજુશાઈ—ઉડાઉપણ અને ઠર કરાર—શઉથી શરશ ખજાનો—મા બાપનો આભાર . . . ૫૭—૫૮
રામ અને શીતા (ગીત) . . . . . ૫૮


## આંક ૪ થો—એપરેલ ૧૮૫૭


લાઍકીવાલી ઓરત—મીસ ફલોરેનશ નાઈટીનગેલ (ચીતરો શાથે) . . . . . ૬૧
ઈરાન દેશની મુખતેશર હકીકત (શાહ નશરુદ્દીનની તશવીર શાથે) . . . . ૬૩
બાજીગર લોકોના થોડાએક ખેલોનો ખોલાશો (ચીતરશાથે) ૬૫
પઈશાવાલાનો છોકરો, . . . . . ૬૮
શેતરંજની રમતની નીતી . . . . . ૭૨
નામદાર રાણીનો વડો છોકરો . . . . ૭૩
હાથી (ચીતર શાથે) . . . . . ૭૪
ઈંગલંડ દેશની રાજ ચલાવનારી શર્બો . . . ૭૬
જે કોઈ ભુતથી બીહે તેહને ભુત વલગે . . . ૭૭
પરચુરણ બીનાઓ
નેકી અને બદી—વીદીઆનું બલ—ઉતાવળો ઈનસાફ—એક કીશશુકની નશીઅત—બાપ અને બેટી—શખાવત અને કંગાલીઅત—શતાબ . . . . ૭૮—૭૯
શુધરેલી ઓરતો (ગીત) . . . . . ૮૦
લુચી ભારજા (ગીત) . . . . . ૮૦


## આંક ૫ મો—મેએ ૧૮૫૭


લાઍકીવાલી ઓરત—રાણી ઈનોબીઆ . . . . ૮૧
છોકરાઓની કેલવણી વીશે માતાઓને બે શુખન . ૮૪
હીંદુશથાનના મુલકની મુખતેશર હકીકત (નકશા શાથે) ૮૮
કીનખાબનો ગાંઠો (ચીતર શાથે) . . . . ૯૪

ધાશતીની વખતે ચીત ઠેકાણે રાખવાના ફાએદા . . ૯૭
ઉટ (ચીતર શાથે) . . . ૭
શેખ શાદીની ચતુરાઈ ભરેલી નશીહતો . . . ૯૮
પરચુટણ બીનાઓ.
જોઇને ફુડકો મારવો—એક વીદીઆરથી—ગરીબી હાલતમા આવેઆનો એક ફાએદો—છોકરીઓના વેહેવાં કરવા બાબે લીલા જોશીની શીખામણ—શખી આણશ . . . ૯૯
પરણી ઉઠ્યા પછીનો હરખ (ગીત) . . . ૧૦૦
શાહેલીઓને શીખામણુની ગરબી . . . ૧૦૦

## આંક ૬ થો—જુન ૧૮૫૭

લાએકીવાલી ઓરત—ગરેશ ડારલીંગ (ચીતર શાથે) ૧૦૧
ચીન અને ચીનાઓ (ચીતર શાથે). . . . ૧૦૩
ચતુરને ચેતવણી . . . ૧૦૯
કનેરીના બોહ (ચીતર શાથે) . . . ૧૧૧
કુતરાનો પરેશ (ચીતર શાથે) . . . ૧૧૨
બે બાએડીઓ . . . ૧૧૩
રમુજ શાથે ઉપદેશ . . . ૧૧૭
કાએલ આદમીઓ ખાનગી મીજલશમા મુગા . . ૧૧૮
પરચુટન બીનાઓ.
ફુશટ ચાલની અશર—કજીઓ લડનારાઓને કેટલો ફાએદો—શ્રી લંનડન શેહરનું પોલીશ ખાતુ—નબલાનો બેલાન—યુરોપના જુદાં જુદા રાજાની ચાંટ—થોડીએક એબ—બદનની કશરત . . . ૧૧૮—૧૧૯
શારા વચનો (ગીત) . . . ૧૨૦
શાદીની શીખામન (કવેત) . . . ૧૨૦

## આંક ૭ મો—જુલાઈ ૧૮૫૭

લાએકીવાલી ઓરત—પરાશકોવી લોપોલોફ (ચીતર શાથે) ૧૨૧
મારાં શમજુ બપાઇ . . . ૧૩૦
પુરૂશીઆનો પરીનશ ફ્રેડરીક વીલીઅમ અને ઇંગલંડની પરીનશેશ રાએલ (ચીતર શાથે) . ૧૩૭
શાક (ચીતરો શાથે) . . . ૧૩૭
પઇશા કમાવાની રીત. . . . ૧૩૯
કુતરાની શમજ . . . ૧૩૯
પરચુટન બીનાઓ.
કીમતી વારશો—શારી બાએડી—બદનામી—મા બાપની ખુશી—આદમીને જોઇતી હવા—ચાર ચીજ જે પાછી આવતી નથી—કેમ ગમે . . . ૧૩૯—૧૪૦
શાદીની શીખામણ (બેતા) . . . ૧૪૦
વગર વીચારની મોહોટાઈ (ગરબી) . . . ૧૪૦

## આંક ૮ મો—આગશટ ૧૮૫૭

લાએકીવાલી ઓરત—લેડી નીથીશડેલ . . ૧૪૧
દીમીઉ તથા ધન—એક બોલાશો . . . ૧૪૩
શ્રી ફરાનશ દેશ (મારગલ પેલીશરના ચીતર શાથે) ૧૫૫
શનતોશ મોહટુ શુખ (ચીતર શાથે) . . . ૧૫૭
આગની ગાડીથી નીપજતી કજામા ઘટારો (ચીતર શાથે) ૧૫૮
કેલવણી . . . ૧૫૮
પરચુટન બીનાઓ.
વેહલાં શુવા તથા વેહલા ઉઠવાના ફાએદા—હમેશા આગ શેવાની જરૂર—ઉધઇથી બનગાવ—મીઠું દવાઇ તરીકે—વાત ચીત કરવાની રીત—ગુશો કરવા વગર શાનો કેમ મારવો—માતાઓને એક ચેતવણી . . . ૧૫૯—૧૬૦
શાદીની શીખામણ (બેતા) . . . ૧૬૦
ગરબી . . . ૧૬૦

## આંક ૯ મો—શપટેમબર ૧૮૫૭

લાએકીવાલી ઓરત—જનીવીવ (ચીતર શાથે) . . ૧૬૧
સ્ત્રીઓને તેરાં કરવાની રીત . . . ૧૬૬
ગણીત કરવાની અચરત શરખી શકતી . . . ૧૬૭
ઘોશવાટ (ચીતર શાથે) . . . ૧૭૦
વીદીઆથી ઇનશાફને થતી મદદ . . . ૧૭૨
દુનીઆમા શઉથી મોહટી આગબોટ . . . ૧૭૩
થોડીએક ખુબશુરત ઓરતો . . . ૧૭૪
ઇંગરેજોની મોહોટાઇનુ એક કારણ . . . ૧૭૫
પુરથવી (ચીતરો શાથે) . . . ૧૭૬
પરચુટન બીનાઓ.
ફાએદેમંદ શીખામણ—શુનાંની મોહટી લુગડી, શારાં તથા માઠા કરતુક—દુશમન શાથે કેમ ચાલવુ—આએપત કરતાં વધતો ખરચ—લાંબી ઉમર—વીજલીનો ઉપીઓગ—ઘોડા વીશે એક ચેતવણી—ઉજાશરો—એક દોલત—જંજાલ—ભેદ—માએની ચાલની અશર—જેવા શાથે તેવા એટલે શું—એક રમુજ . . ૧૭૮—૧૭૯
ગરબી . . . ૧૭૯

## આંક ૧૦ મો—અકટોબર ૧૮૫૭.

લાએકીવાલી ઓરત—જોઆન આવ આર્ક . . ૧૮૧
ઓરત દાકટરો . . . ૧૮૫
તવંગરોએ ગરીબને આશરો આપવો . . . ૧૮૫
ઇંગલંડ તથા ફરાનશની દોશતી (ચીતર શાથે) . ૧૮૭
શાફ હવા તથા કશરતના ફાએદા . . . ૧૮૮
મગર મછ (ચીતર શાથે) . . . ૧૯૦
બચાં શબંધી માતાઓને અગતની ચેતવણી . . . ૧૯૨
ચીના લોકોની ઇમારતો (ચીતરો શાથે) . . . ૧૯૩
ખરા હેતની અશર . . . ૧૯૪
કાપડ વણવાનો હુનર (ચીતરો શાથે) . . ૧૯૫
ફલ તથા બીજની છાલ કાહાડીને તે ખાવા વીશે . ૧૯૭
ગુડીમા ગાતેલી વગતુ પારખવાની રીત . . . ૧૯૭

પરચુટન બીનાઓ
ઘર ધણીઆણી—એક દાહાપણ—ચીનાઓની એક કેહવાત—ફરજ વીશે ગફલત—પોતાને પીછાનવું—આલશ—કર કશર—ગરમ પાણી—અમેરીકાન લોકોની દોલત—કવરી બદામ—બર મંન શીલવર—બચાને મલાવવુ—બે ચીજ કદી દીઠાથી નથી તે—રંગવાના હુનરમા એક શુધારો—મશખરી—ઘઘેડા . . 198—199
ગાદીની શીખામણ . . . . . . . . . 199
ગરબી . . . . . . . . 200

## આંક ૧૧ મો નવેમબર ૧૮૫૭

લાએકીવાલી ઓરત—મીનાબાઇ . . . . 201
બીલાલ કડીઆરો . . . . . 202
જાદુગર અને તેનો ચાકર . . . . . . . . 205
એક મોહોટો કુતરો . . . . . . . . 206
ત્રન મેહેલ. (ચીતર શાથે) . 207
શાએલીઓ વીચાર કરો . . . 209
બાલકોની કેલવની શબંધી માતાઓને ચેતવણી . 210
દયાલુ હાથી . . . . 210
ઇઉરપમાના કેટલાએક બખીનો . 211
દુનીઆના જનાવરો . . . . . . . 212
પરમેશવર કેવો દએઆલુછે . . . . . . . 212
પીરામીદ (ચીતર શાથે) . . . . . . . . . 213
ખોરાક હજમ થાએચ તે ઉપર અવલોકન . . 213
મુરગી અને ઇંડા . . . . . . 214
ગઉ શોતલા . . . . . . . . . . . . 214
રેલવેની જડપ.......................... 215
પપેટાની કીમત ૧૮૦૫ માં.................... 215
હવા—દરીઆની હવા..................... 216
બરફમાંની શકર (ચીતર શાથે) ................ 218
પરચુટન બીનાઓ
હાથીસત ઉપર ચુનાનો ઘોર ચહડાવવો—રોશનીની જડપ—લંડનમાં માછલીનો ખપ—એક ઇંચ વરશાદ—આશકોનો મોટો ઘાટ—માછલીઓ માલા બાંધેચ—શશરો અને જમાઈ—પવનની દોડ—તોપના ગોલાની જડપ—ઉતમ રીત—ગ્યાન મેલવવાની રીત—અચરતી બરેલો ફેરે—ખુબ........................ 219—220
ગરબી................................ 220

## આંક ૧૨ મો ડીસેમબર ૧૮૫૭

લાએકીવાલી ઓરત—રાણી ફીલીપા............. 221
મોહત આવવાની અગમચેતી................ 222
પેટમાં કરમ થાએછે તે શુ ચીજછે? .............. 223
જેહેરમાથી નીકલતો શાધારણ ખોરાક............ 224
જુદા જુદા દેશો અને શેહરોમાં દાહાડાની લંબાઈ.... 225
એક ચતુર ગવરનર......................... 225
ઇશવી શને ૧૮૫૧ મા બીલોરી મેહલમાંના પુરૂષવીના શાઘરહમાંથી થએલી અજાએબ જેવી કમાની.. 225
બખીલોને બધી વાતનું દુખ. ................. 226
રાખશી કદનુ એકનુ જાહાડ...................... 229
જાનવરોની આખ.......................... 229
પખશીનું ઇંડું............................ 229
શવભાવ.................................. 230
દખશીણ અમેરીકામાં દુધ આપનાર જાહાડ........ 230
શરીર શાથે મનનો શંબંધ.................... 231
માહા પુરૂષોની ઉતપતી...................... 231
બેહેન શઉને શારે આપણુ સારૂં.................. 231
એક છોકરાનો પોતાની મા તરફ પેઆર.......... 232
બઈરાઓના ચેહરાની ખુબશુરતી—નત અને ટીલી.. 233
આગલા વખતની ઘડીની રૂત.................... 234
લોહોડાની શડક.......................... 235
જાણવા જોગ બાબદો........................ 235
એખલપેટાપણું.............................. 236
અરે! મીઠુ મોઘુ થઈછે! ...................... 237
મોજ.................................... 237
વાકુ જાહાડ............................... 237
કોલી અને રામશ.......................... 237
ચોખાના બે દાના.......................... 238
પરચુટન ખીનાઓ.
જોડા—ઇતરડી—મેહનડા—ચંદર ઉપરની ઇમારતો—કપીને શારૂં લાકડું કઠણ કરવાની રીત—રૂહ અમર્થ આતમા—બીહીકણી બાએડી—માઠુ થાએ તે શારાને કાજે......... 238—229
રાગ સોરી................................ 239
ચીબોધ શભાના ચોપાનીઆની ઇશવી શને ૧૮૫૭ ના વરશની આએપત તથા ખરચના હીશાબની તારીજ................................ 240

# દીબાચો.

આ પરાંતમાં અશતરી કેલવનીનો વધારો કરીને તથા બીજા તહરેવાર ગુણગારા ઈલાજો કરીને ગાંમથી અશતરીઓની હાલત સુધારવાને જે કોશેશો કરવામાં આવેછે તેમને ટેકો આપવા તથા તે કોશેશમાં ઉમેરા તરીકે આએ ચોપાંનીઊ પરવરતાવા માંડી ઊંછે તેની ઊતપંતી વીશે મુખતેશર બીનો નીચે જણાવીછે.

આએ શેહરના એક પરોપકારી પારશી ધરશયે હેવું જણાવીઊં જે આ પરાંતની ગુજરાથી ભાશા જાણનારી અને મુખીઅ કરી પારશી બાનુઓને વાંચવા લાએક ઘણાં થોડાંજ હેવાં પુશતકોછે કે જે ઊપર ફુરશતને વખત ધેઆંન આપવાથી તેઓ ઊંચ જાતી ગમત શાથે ઊપીઓગી ગનાંન મેલવી શકે વાશતે જો દર માશે કોઈ હેવું ચોપાંનીઊં પરગટ થતુ કરવામાં આવે કે જેથી એ મતલબ પાર પડે એટલે તે વાંચવાથી આપણી જુવાન તથા ઊમરે પોહચેલી બાનુઓ પ્રાએદેમંદ ગનાન તથા લાએકોને મલતી ગમત મેલવી શકેતો તે કાહડવાનાં કામ શારૂ દર વરશે રૂ૧૨૦૦ શુધીની મોહોટી રકમનો આશરો આપતો કરવાને તે તઈઆર હતો. એથી ઊદારતા ભરેલી એ શાહેબની મરજીનો પ્રાએદો લઈને અતરેના કેટલાએક વગવાલા તથા કાબેલ શાહેબોની એક મંડલીના ઊપરીપણાં હેઠલ હેવુ એક ચોપાનીઊ પરવરતાવવાની ગોઠવણ કરવામા આવી અને એ કારણશર મલેલી એ મંડલીની પેહલી શભામાં હેવો ઠેડાવ કરવામાં આવીઓ જે એ ચોપાંનીઊં આએ નમુનાના આકારનુ દર મહીને પરગટ કરવુ અને તેની હાલ તુરત ૧000 થીતે ૧૧00 નકલો છાપી લોકોમાં વેહચવી.

એ ચોપાંનીઊં વાંચનારીઓને લાએકનું તથા દીલપશંદ કરવા શારૂ તેમાં ગનાનનો વધારો કરનારી તથા નીરદોશ રમુજ આપનારી બાબદો શાદી એબારતમાં અને કવેતોમાં લખવામાં આવશે અને તે બીનાં વધારે શારી પેઠે શમજ પડવા શારૂ તેમની શાથે કેટલાએક અછાબીતારો દર વેલા એ ચોપાંનીઆમાં દાખલ કરવામાં આવશે. એ ચોપાનીઊ શદા શતરાં દીખાંથી ઊનચાં કાગજપર છાપી પરગટ કરવાનો ઠેડાવ રા

ખેઓછે અને તે શોભઈતું તથા શદગુણોનુ વધારનારૂ કરવાને ઊપલી શભાની તરફથી મેહનતની કશી કશુર કરવામાં આવશે નહી॰

એ ચોપાંનીઆંના કાગજ તથા છપાઈ તથા ચીતાર પરાંમણી અને વેહચવા તથા બીજા પરચુટન કામનો ખરચ દર વરશે નજદીક રૂ૨૦૦૦ નો થશે વાશતે લખનાર ની મેહનત એક કોરે રેહવા દેવા છતાં ઊપર જણાવેલી રૂ૧૨૦૦ ની રકમમાંથી એખલો॰ ઊપર જણાવેલો ખરચબી પુરો પડી શકતો નથી વાશતે ઊપલી મંડલીએ ઠેડાવ કરવા મુજબ ઊપલા ધરશયને વધારે તશદી ન આપતાં એ ખરચ પુરો કરવા શારૂ ખરીદદારો પાશેથી દર વરશે દર ૧ નકલની રૂ૧) ની કીમત લેતી કરવામાં આવશે॰ અલબતાં એ ચોપાંનીઆને માટે પડતાં દામની શાથે મુકાબલો કરતાં આખાં વરશના ૧૨ આંકની રૂ૧) ની કીમત ઘણીજ હોડીછે તે શાથે જાતે તે એટલીતો નાધલીછે જે કોઈબી ધનીને એ ચોપાંનીઊં ખરીદવાને કશી પરકારે મુશકેલ પડશે નહી॰

હાલતો એ ચોપાંનીઆંમાં માતરે હેવી બાબદો દાખલ કરવામાં આવશે કે તેથી અશતરીઓના વાંચવાનો શોખ વધે અને તાહરબાદ જો અગત પડેતો એવુ કદ વધારીને પણ તેમાં હેવી બાબદો લીધામાં આવશે કે વાંચનારીઓને શીવવા, ચીકન ભરવા, ગુંથવાનુ કામ કરવા, ચીતાર પાડવા અને ઓરતોને લાએકના બીજા હુનરો શીખવાને શુતર પડે જેથી તવંગર લોકોને પોતાને ફુરશતને વખત મન રીજવનારી રમુજો કરવા તથા ગરીબોને પોતાંના કબીલાની ભલી કમાઈમાં આબરૂ ભરેલી રીતે હુમેરો કરવાને બની આવે॰ એ ઊપરાંત વખત જાતે ઊપલી શભાની નજરમાં જેમ દરૂશત લાગતું જશે તેમ એ ચોપાંનીઆં શબંધી હરેક શુધારો અને ફેરફાર કરવાને ખરચ તથા મેહનતની કોઈબી કશર કીધામાં આવશે નહી॰

હાલ આએ પેહેલો આંક જે ધનીઓ પર મોકલવામાં આવેઓચ તે મુફત આપેલો શમજવો પણ હવે પછીના આંકને હશાબે દર વરશ ૧ નો રૂ૧) પરમાણે ભાવ લીધાનાં આવશ વાશતે એ ચોપાનીઆંનો આએ પેહલો આંક હાથ આવેથી જે કોઈ શાહેબો તે પોતાંને તાંહાં રેહેવા દેશે તેઓનાં નામ એ ચોપાંનીઆંના ઘરાકની ટીપમાં દાખલ કરવામાં આવશે॰ હાલ તુરત એજ અરજ॰

---

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧ લું. જાનેવારી ૧૮૫૭. આંક ૧ લો.

## માએ દીકરાંની

### અરશપરશની ફરજો.

આ દુનીઆમા કુદરતના કાએદા તથા શંશારના કાનુન મુજબ શઘલા આદમીઓને પોતાની આખી જંદગી શુધી ઘણીએક ફરજો એક બીજા શબંધી બજાવવી પડેછે તે શરવેમાં મા દીકરાંની અરશ પરશની ફરજો ઘણી અગતનીછે અને તે પુરતી રીતે બજાવવા પર આદમી જાતનો લાભ અને મંડળીની આબાદાની ઘણે દરજે આધાર રાખેછે વાશતે એ બાબે જે થોડીક બીનાં નીચે લખીછે તે ઉપર ધીઆન પોહચાડવા શારૂ વાંચનારને અરજ કરવામાં આવેછે.

આદમી જાતના શરીરનાં બાંધા ઉપરથી જેમ દેખાઇ આવેછે કે એ જાતની વરધી થાએ હેવી શઘલી ગોઠવણો કુદરતના શાહેબે તે બાંધામાં પેહલાંથીજ કરી રાખીછે તેમ જ એ જાતનાં મન અને દીલ વીશે હરદમ મલતા અનુભવ ઉપરથી દેખાએછે જે પોતાનાં બચાંને પાલવા તથા ઉધારવા અને તેઓનું રખશણ કરવાનો શવભાવ કુદરતથીજ ઉતપંન થએલોછે. માતાએ પોતાનાં બાલકને પાલવું તથા તેની બરદાશ લઇ ઉધારવુ જોઇએ તેતો શરવે કોઇ શમજેછે માટે એ ફરજ બાબે અતરે કશું લખવાની અગત નથી, પણ ખવાડવા તથા ઉધારવા ઉપરાત શરવે માતાઓએ પોતાના બાલકો શબધી બીજી ઘણી ફરજો અદા કરવી જોઇએચ તે વીશે અતરે થોડી ચેતવની આપવાને ઘટતુ ધારવામાં આવેઉ છે

બારીકીથી જોતાં હેવું દીશેછેજે પોતાના બચાં તરફ માતાની ફરજના બે ભાગ થઇ શકે. તેમાંનો એક ભાગ એ કે તે બચાંની પોતાની શલામતી તથા શુખનો વધારો થાએ તે વીશેની ફરજો અને બીજો ભાગ એકે ઉમરે પોહોતા પછી તે બચું પોતાની દુનીઆદીની કીરતી વધારવા જોગ રીતે પોતાના દેશીઓનુ તથા શઘલાં આદમીઓનુ ભલાણ કરનાર થાએ તે વીશેની ફરજો. પોતાંના બચાંઓના જાતી શુખ અને શલામતીનો બંચાવ તથા વધારો કરવા માટે નાહાનપનમાં તેઓને ખવાડી તથા ઉંનચાં કપડા અને કીમતી ઘરેણાં પેહેરાવી લાડથી રાખવા ને પોતાથી બની આવતી શઘલી કોશેશ ઘણી ખરી માતાઓ કરેછે ખરી પણ તે ઉપરાંત એ કારણશર બીજુ કાંઇ વધારે કરવું જોઇએચ. પોતાની ગોદમાં મોહબતથી ધરી પોતાના કીમતી દુધથી જેઓને પાલેઆ હોએ તથા પોતાની ઉપર તહરેવાર સખતી વેઠી જેઓને આપણે શુખમાં રાખેઆં હોએ તેઓ પાછલે દાહડે શનશારના તાપથી દુખી થાએ નહી અને લાચારીનો વાખો તેઓની ઉપર ગુજરે નહી તેવીબી તજવીજ શઘલી માતાઓએ રાખવી જોઇએ. બચા ઉમરે પોહોતા પછી અને મા બાપના આશરાથી વેગલાં થઓ પછી પોતાંનુ ગુજરાંનુ પોતાંની મેલે કરી શખશે કે નહી તે વીશેનો વીચાર પોતાંના બાલપણમાં તેઓ કરી શકતાં નથી વાશતે એ વીશેનો વીચાર વાલીઓએ પોતે કરી પોતાની બરદાશ તલે પડેલાંઓના હાથમાં એવું ગુજરાંન કરવાના હથીઆર નાધપણમાંથી આપવાં જોઇએ—એટલે શરવે કોઇ માતાઓએ પોતાના બાલકોને કોઇ ઓતમ કેલવણી આપવી જોઇએચ અને સદા મેહનત લઇ કોઇ એવી વીદીઆ તથા હુનર શીખવવાં જોઇએચ કે તે બાલકો મોહટા થઇને કોઇ પારકા ધણીઓના મોહોતાજદાર ન રહેતે પોતાની ભલી કમાઇથી પોતાંનુ ગુજરાન કરી શકે. એ મીશાલે શરવે કોઇ માતાઓએ કરવું જોઇએ તે નહી કીધાથી બચાઓ જેવી જોઇએ તેવી શારી અવશથામાં આવી શકતાં નથી. વાશતે જે માતાઓ પોતાના બચાંઓપર પુરતું હેત કરવા માગતી હોએ તેઓને ઘટછેજે તે બચાંઓને બાલપણમાં શારી વીદીઆ હુનર શીખવવા શારૂ પોતાથી બની આવતી શઘલી કોશેશ કરવી. બાલપણમા આદમીનું તેન મન જેમ

વલાવીએતેમ વલી સકેછે અને વીદીઆ હોનર શીખવવાને
તે વખતે શેહેલુ પડેછે તેવું જીનદગીના કોઈ બીજા વખત
મા બની શકતું નથી. એવો કીમતી વખત કે જારે બચાનુ
શરીર ઘણુ ચપલ રેહેછે તથા તેના મનપર કોઈ તહેરની ફી
કર ચીંતાનો બોજો રેહતો નથી તે વખત જો નઠારા ખેલ અ
ને મોજ મજા કરવામા તથા આલશ અને મશતી કરવામાં
બચાઓ ગુમાવતા હોએતો તેથી બચાઓના હકમાં અંતે
ખરાબી થાએ વાશતે તેઓને તેમ કરવા દેવાને બદલે કોઇ
ફાએદો કરનારા કામમાં તેઓને લગાડવાં જોઇએ. મા
બાપની દોલતપર ભરૂશો રાખીને અથવા બચાઓના નશી
બમા જે થવાનુ હશે તે થશે હેવુ કહીને અથવા બીજા કો
ઈબી કારણ ઉપરથી બચાઓને વીદીઆ હુનર શીખવાથી
બેનશીબ રાખવા મા બાપને ઘટારત નથી. બચાનુ નશી
બ શારૂ કે માઠુ થશે તે વીશેનો અધાર નાહાણપણમા તે
મના વાલીઓએ તેઓને શીખવેલી વીદીઆ હુનર તથા
નીતી ઉપર અને મોહોટપણમા તેઓના ઉદીઓગ અને શા
રા શલુકપર રેહેછે આએતી દોલતતો કોઇ કદાચ અને
તેબી કોઈજ ધણીને મલેછે બાકી શરવ કોઇએ પોતાનું નશીબ
પોતાને હાથે ઘડવુ જોઈએચ શરવે કોઈએ કાંઇ ધંધો રો
જગાર કરવાપર ડાહપણથી ઉદીઓગ કરવો પડેછે અને તે
વા ધંધા રોજગાર શબધી હરેક આદમી જેમ નાધપણમા
શારી પઠે કેરવાઇઉં હોએ તેમ મોહટપણમા તે કામથી
તે વધારે ફાએદો મેલવી શકેછે ઘણીએક માતાઓ પોતા
ના બચાઓને કશી વીદીઆ હુનર અને શશારના કાર
ભારની રીત શીખવતીઓ નથી અને પોતાંના અથવા પો
તાના ખાવદોના પઇશા પર ભરોશો રાખી હેવું ધારેછે જે
તે પઇશા બચાંઓના બચાઓ શુધી નીભશે તથા એવા ભરૂ
શાથી તેઓ બચાંઓને આલશુ તથા અણજાના રાખી મેલે
છે એવી ભોલી બાઇઓએ પોતાની આશપાશના લોકોની
હાલત તરફ જોવું એટલે તેઓના વીચારની ભુલ તેઓને
માલમ પડશે તેઓ ઘણે ઠેકાણે જોશે કે ઘણાએક લોકો તહ
રેવાર કારણોને લીધે થોડા વખતમા પોતાના બાપ બપાવા
ની મોહટી દોલત ખોઇ બેઠાછે. નાહાનપણમાં પઇશો જા
લવવાની રીત નહી શીખવાથી તથા વેપારમા ખોટ આવવા
થી તથા જેઓને ધીરધાર કીધી હોએ તેઓએ દીવાલા કાહ
ડવાથી ઘણા ધણીઓના પઇશા જતા રહેઆછે અને રાજા
ઓની લડાઇથી તથા આગ વરાલથી અને તરેહવાર બીજી
આફતોથી ઘરબાર તથા માલ મીલકત તારાજ થઈ ગઆંછે.
એ મીશાલે આગલ ઘણી વેલા બનીઉંચ અને હવડા બને
ચ તથા હવે પછી બનવાનુ. આપણા શેહેરમાં ઘણા બીચા
રા હેવા લોકોછે કે જેઓના બાલપણમાં તેઓના મા બાપે
પઈશાપર ભરૂશો રાખી તેઓને કશી વીદીઆ હુનર શી
ખવીઆતાં નહી અને તેઓના પઈશા જતા રહેઆથી તે
બીચારા લોકો ઘણી માઠી હાલતમાં આવી પડેઆછે. તે
બીચારા લોકોનુ દુખ અને લાચારી જોઇ આપણે શદા ગ
મગીન થઈને કહીછીએચ કે દોલતને બદલે એ લોકોના મા
બાપે તેઓને કાઇ શારો હુનર અથવા એલમ શીખવેઓ
હોતતો વધારે શારૂ થતે કેમકે તેઓના ગુજરાંન માટે જે દોલત
પર આધાર રાખેઓ હતો તે જતી રહી તારપછી તેઓ પો
તાંનો શંશાર આબરૂથી નીભાવી શકતા નથી કાલ કજા
કેવી થશે તે વીશે ગફલત કરી તેઓના મા બાપે તેઓને ક
માઇ કરવા શીખવેઆ નહી તેથી તેઓ હાલમાં પોતાની
મેળે કશુ કરી શકતા નથી અને રાતદીન દીલગીરી અને ફી
કર ચીનતાથી તગી ભરેલી રીતે શનશાર ગુજારેછે. તેઓની
એવી હાલત થવા માટે ઘણેએક કપકો તેઓના મા બાપ
ઉપર લાગુ પડેછે. કારણકે એ બીચરા લોકો નાહાન પણમા
પોતાંના આવતા વખત વીશે કયો શારો માઠો વીચાર કરવા
ને અશકત હતા તે વખતે તેમના રખેવાલોએ તેઓને
અનઘટતો લાડ લડાવી નાવાકેફ અને મુરખ રાખવાને બદલે
તેઓનુ તન મન કશાવી કાઇ વીદીઆ હુનર શીખવતેતો
એ લોક દુખીઆરા થતે નહી. શઘલી દોલત કરતા વીદીઆ
હુનર તેઓને વધારે કામ આવતે. સઘલી દોલત જતી રે
હતે પણ વીદીઆ હુનર કશુ જતે નહી. વીદીઆ હુનર રૂ
પી ગજને કોઈ ચોર ચોરી જતે નહી, કોઈ હાકમ લુટી શક
તે નહી, કોઈ દીવાલીઓ ખાઇ જતે નહી, કોઇ ઠગારો દ
બાવી બેશતે નહી. વાશતે હેવા પોતાની આશપાશના મા
ઠાં ભાએગના લોકોની હાલત જોઇ શઘલી ડાહી ઓરતોએ
પોતાંના બચાંઓને ખાશુખા કોઈ હેવો એલમ શીખવવો
કે ( ખુદા ન કરેને ) એકવાર પઈશા જએ તોબી તે બચાં
ઓને કોઈના ઓશીઆલા થવુ ન પડે તથા કશી તહરે બા
રી હાદેશામા આવી પડવું ન થાએ, પણ તેઓ પોતાની
વીદીઆ તથા હુનરના બલે કરી પોતાનુ ગુજરાણ આબરૂ ત
થા આપઅખતીઆરી ભરેલી રીતે કરી શકે.

એ ઉપરાંત—એટલે બચાઓ ઉમરે પોહોતથી પોતાંનુ શ

જાનંગ્રાબરૂ ભરેલી રીતે અને પોતાની જાતી કોશેશથી કરી
શકે હેવું તેઓને શીખવવા ઉપરાત બચાઓ શબધી માતાઓ
ની બીજી અગતની ફરજ એમછેજે તે બચાઓને પરોપકારી
એટલે બીજા લોકોનુ કલાણ કરનારાં થવાને શીખવવુ તથા
શકતીવાન કરવા આદમી જાત પોતાનુ પેટ ભરવાનુ કામ
કરીનેજ પોતાને મકાને બેશેતો તેમનો દરજ્જો પશુ પખીના
શરખો માતરે કેહેવાએ કેમકે પેટ ભરવાનેતો તે હલકી વરણ
ના પરાણીઓબી શારી પદે શમજેછે. પણ આદમીતો બીજા
પરાણીઓ કરતાં શરશ ગણાએછે તેમ ગણાવાના ઘણાક કા
રણોછે તેમા એક મુખીઅ' કારણ એછેજે આદમી પોતાનો
લાભ જાલવવા શાથે પોતાની જાતના લોકનુ રખશણ કરવાની
પણ મરજી રાખેછે તથા કોશેશ કરેછે આદમીનો શવભાવ
એખલ પેટીઓ થાએ નહી હેવી જગત કરતાની મરજી નત
ર આવીછે બીજાઓનુ શારૂ ઇછવાનો અને ભલુ કરવાનો
શુણ અશલથીજ આપનામા મેલેલોછે. આપણા કુટુબીઓ તથા
લાગતા વલગતાઓનેજ નહી પણ આપણા શઘલા દેશીઓને
ખોરાકી પોશાકી મલવાને શેહલ પડે તથા તેઓનાં શુખ અ
ને શગવડમા વધારો થાએ તથા ગનાંનમાં હુમેરો થાએ તથા
શરવે પાતીના હકનો બચાવ થાએ તથા લાએકી વધે હેવું ઇ
છવાનો શવભાવ અને કરવાને તહરેવાર શકતી પરવરદીગારે
આદમી જાતને આપીછે. એ શવભાવ અને શકતી પરમા
ણે જે લોકો વધારે વધારે અમલ કરેછે તે લોકો બીજાઓના
કરતા વધારે માન પામેલા તથા ઉનચી પદવીના ગણાએછે અ
ને તેઓના તેવા કામથી આદમી જાતની હાલત વધારે શુખી
આરી તથા તરીકો વધારે ઉચો થાએછે. દુનીઆમાં એક
આદમી ગમે એટલુ તવંગર હોએ તોબી બીજાઓનુ ભલુ કર
વાની તે જો કોશેશ કરે નહીતો તે આદમી કશી કીમત ધરા
વાને લાએક થાએ નહી. કેહેવાતછેજે કાહરૂન શરખો તવ
ગર પણો બીજો કોઇ થઇ શકનાર નથી, પણ તેની શઘલી
દોલત શાથે તે કશુ પરોપકારીપણુ તથા શખાવત ધરાવતો
હતો નહી તેથી હમેશા તેનુ નામ ધીકાર શાથે આદમી
જાત લેછે અને કોઇબી પરકારથી તેવો તવગર આદમી દુ
નીઆનાં દરમેઆનમા અને આદમી જાતની શકમાં કશી
બુજરગી ધરાવતો નથી. હવે નેક અકલ ધરાવનારી શઘલી
ઓરતો આએ વાત કબુલ કરશે કે જે આદમીની પુઠ લોક
માં વખાણ થાએ નહી, જેહેની ઇઆદગારી મુવા બાદ રહી
જાએ નહી તે આદમી આએ દુનીઆમા પેદા થઇબી
શરખુને નહી થઇબી શરખું તે શાથે આએ વાત
ઇઆદ રાખવી કે પોતાની પછવાડે કોઇબી ફરજંદ મેલી જ
વાની આદમી જાત ઉમેદ મુખીઅ કરી આ મતલબને શારૂ
રાખેછે કે જેહેનુ ફરજંદ હોએ તેહેનુ નામ દુનીઆમા કા
એમ રેહે. હવે દુનીઆમા નામ કાએમ રાખવાની ગરજ
શું શીવાએ કે લોકો તે નામ તારીફ શાથે લીએ. વલી દુ
નીઆના લોકો આપણા ફરજંદોને જોઇ આપણને ઇઆ
દ રાખી આપણા નામ તારીફ શાથે કાહરે લીએ કે જાહારે
તે ફરજંદો કોઇ શારા શુણ ધરાવતાં હોએ તાહરે, પણ તેવા
શુણો જો તે ફરજંદો ધરાવે નહી તો પછી આપણા નામનો
જલકાટ કેમ થવે ? એકવાર આપણ બચુ કાહરૂન શરખુ તવ
ગર થાએ તોબી લોકોની ભલાઇ કરવાની શુચના અને હી
મત તેમા હોએ નહીતો પછી આપણું નામ ધરાવનાર ફરજં
દ દુનીઆથી ધીકાર શવાએ બીજુ શુ હાશલ કરો વાશ્તે
તે જે કોઇ લાએકીવાલી ઓરતો પોતાના કુલની હોરમતમા વ
ધારો કરવા ચાહતી હોએ તેઓને શજાવરછે જે પોતાના બચા
ને પરોપકારી થવા શીખવે. હરેક માતા પોતાના ફરજંદના કા
મથી પોતાની ઇઆદગારી કાએમ રાખવા માંગતી હોએતો તે
માતાને ઘટારછે જે તે બચાને અદેખાઇ તથા અનઘટતા લો
ભ તથા બેઇમાની તથા ગરૂરી તથા શુશતી તથા એખલ
પેટીઆપણાથી દુર રેહેવાને પોતાની મશલત તથા પોતા
નાં કામથી શીખવે અને ગરીબોની ઉપર મેહેરબાંની કરવા
ને, દરદીઓને શુખી કરવાને, દુખીઆરાઓની દાદ લેવા
ને ખુબ રીતે શમજાવે તથા મુરખોને કેલવણી આપવાના
તથા હુલરોને ડાહાપણની રાહાપર લાવવાના તથા બેરડાઓ
ને કાએદામાં લાવવાના કામમા મદદ કરવાની તેઓને ટેવ
પાડે; એટલુજ નહી પણ દુશમનોથી પોતાના દેશનો બચા
વ કરવાને અને બેકાએદે ચાલનારા જાલમ લોકોથી પોતા
ના દેશીઓના લાભની જાલવણી કરવાને શદા આગેવાની
કરવાની તેઓને ઉલટ આપે હેવાં કામો કરવાને બચાઓ
ને શીખવવાથી તે બચાંઓ શદા શુખીઆરાં અને માન
પામેલા રેહશે, એટલુજ નહી પણ જે બચાઓને આપણા
લોકો પોતાનાં કુલનો ચેરાગ શમજેછે તે ચેરાગ શદા વધારે
વધારે ઉજાડું આપનારો થશે. ખરેખર જેહને આપણે
પોતાનાં ઘરનો ચેરાગ કહીએ તે જો પોતાના શદગુણોની રો
શની પોતાનાં કુટુબીઓ તથા દેશીઓને આપે નહી તો તે
ચેરાગ કેહેવાએ કેમ ? વાશતે એ નેક વાચનારીઓ તમો

હુશીઆર થાવો અને તમારા કુલના નેરાગને ઝલકાટથી આ
પનારૂ ઘણુ કીમતી અને ચોખુ તેલ જે શદગુણો અને શા
રી ચાલ તથા ઉમદા એલમછે તે બને તેમ તમારા બચા
ઓના મગજમા એકઠુ કરો હેવુ કીધાથી તમારી નામદા
રી રહેશે એટલુજ નહી પણ તમારા બેહશતના શુખમા વ
ધારો થશે તમારા તે જેહાનના શુખને માટે તમો જો આ
એ દુનીઆમા રેવો ધરમ કરવો દરૂશત ધારતા હોવો કે તે
થી નાગાઓને કપડા મળે તથા ભુખાઓને ખાવાનુ મળે ત
થા દરદીઓના દરદ મટે તથા દુખીઆરાઓ ઉપરનો જુલુમ
મટે તથા કંગાલોનુ દલીદરપણુ* ટલેતો તે ધરમ કરવાનો શઉ
થી શરશ મારગ એજછે જે રેવા કામો કરવાને તમારા બ
ચાઓ શદા શખ્તીવાન થાએ તથા રાજી ખુશી રેહે તે વીશે
તનો મેહનત કરો ફકત પઈશા ખરચીને એવા કામ કીધેલા
નો નજવાર અને થોડીજ જગોએ ગવાશે પણ પોતાના બચા
આને તે કરવાની શખ્તી આપીતો પછી તે બાલકો જાહા શુ
ધી જીવશે અને જાહા જાહા જશે તાહા હેવા કામો કરશે
જેથી તમારી મેહનત માટે આદમી જાતના આશીરવાદ ત
મારા રવાનોને ખુશાલ કરશે અને તમારા બચાઓ તે જાત
ના માનને લાએક થાએઆથી શદા તમારો* ઉપકાર માની
કેહશે કે હમારી મેહરબાન માતાજીની મેહરબાની અને બરદા
શતથી હમો હાવા માન તથા દરજજે પોહોચેઆ છઈએ

એ પરમાણે પોતાના બચાઓને નાધપણમા શા
રો એલમ હુનર અને શદગુણો શીખવવાની માતાઓની
ફરજછે એમ જાહરે હમો કહીએચ તાહરે કોઈ વાચનારી
બાઈઓ હેવો વીચાર કરશે કે એતો બચાઓને શીખવવા
કેરવવાનુ કામછે જે તેઓના બાપ બપાવાઓએ કરવુ જોઈ
એચ તો હમો તેઓને શાફ કહીએચજે તેવો વીચાર કર
વામા તેઓની ભુલછે એ ભુલ થવાનુ કારણ અલબતા મ
રદોથીછે મરદોએ ઓરતોને શદા અગનાની રાખવાથી
તે બીચારીઓ પોતાની બીજી ઘણીએક ફરજો શમજી શકી ન
થી તેમજ એ ફરજોથીબી તેઓ નાવાકેફ રહીછે પણ તેવી
નાવાકેફી દુર કરવાનો અને તેઓની ભુલ ભાગવાનો હવે
વખતો શમો આવેલોછે—વાશતે હમો શરવે બચાઓની માતા
ઓને શાફ કહીએચ જે બચાઓની કેલવણીનો મુખીઅ
આધાર બાપ ઉપર નહી પણ માએ ઉપરછે માઅની ચાલ ચલ
ગત અને ગુણ મુજબ બચાની ચાલ ચલગત તથા ગુણો ઘણુ ક
રી બનેછે અને વલી બચા શમધી બાપની મુખીઅ ફરજ એ
છેજે ધનવો રોજગાર કરીને બચાના ખોરાક પોશાક અને કે
લવણીનો ખરચ પુરો પાડવો, અને માએની મુખીઅ ફરજ
એવીછેજે મેહનત લઈને બચાને લાએકનુ ખાનુ તથા પોશાક
અને શારી કેલવણી આપતી કરવી કાએકે મરદ જેનો ઘણો
ખરો વખત પોતાના ધનધા રોજગારમા રોકાએલો હોએ,
જેહનુ ધેઆન દુનીઆની જંજાલમા રાત અને દીન ગુથાએ
લુ હોએ, જેહના દીલમા તહરેવાર ફીકર ચીંતા ભમતી હોએ,
જેહની શઘલી કલપના કમાઈ કરવામા ગુતી ગએલી હોએ
અને જે પોતાના બચાઓને દાહડાનો થોડોજ વખત જો
તો હોએ તે મરદ તે બચાઓને કેલવણી આપી તેઓના મ
ગજને શારે મારગે લગાડવાને પુરતોલાએક હોએ નહી તથા શ
કતીવાન થાએ નહી પણ તેની નેક હેદાએતવાલી ભાગો
અણુ જે પોતાના મરદના શરખી જંજાલ અને ફીકર તથા
વેદનાથી દુર હોએચ, જેહને પુશકલ ફુરશદ મલેચ, જેહેનુ
ચીત ચીંતાથી છુટુ હોએચ, જે પોતાના બચાઓની આગલ
ઘણો ખરો વખત હોવાના શબબથી તેઓના કામ તથા શવભા
વ તથા હવશ તથા ચાલ ચલગત જોઈ શકેચ અને વાત ચી
ત શાભલી શકેચ તથા મનની લખણુ પીછાની શકેચ, તે ઉ
પરથી તે બાનુ પોતાના બાલકોની માઠી ચાલનો અટકાવ
કરી શારો શીખામણ દઈ તેઓની શકતીને લાએકની કેલવ
ણી આપતી કરવાનો ઈલાજ વધારે શારી પેઠે કરી શકેચ
એ વાતની શચાઈ શેઆણી ઓરતો પોતાની મેહેજ શમજી
લેછે માટે પોતાના બાલકોની કેલવણી વીશે તેઓ પોતાના
ભરથારોપર કશોબી આધાર રાખતી નથી પણ પોતાની જા
તે તે શઘનુ કરવાને કોશેશ કરેછે નેપોલીઆન બોનાપારટ
શરખા દુનીઆના શઉથી નામીચા પેહલવાન તથા શરવે
થી મોહોટા શેનશાહ અને ઘણા કાબેલ રાજ રોઆરી આદમી
નો બાપ જાહરે પોતાના બચાઓને શીખામણ દેવાની આ
ડે આવતો અથવા તેઓને કેલવણી આપવાની બાબદમા
કોઈભી પરમારે વચે પડતો તાહરે તેહની બાએડી તેહને શાફ
કેહતી હતીકે" પેઆરા તમો બચાઓને પોતાને મારગે રેહ
વા દેવો તેઓની ઉપર ખબરદારી રાખવાનુ કામ તમારૂ ન
હી પણ મારૂછે " એ પરમાણે એ શેઆણી ઓરત બો
લતી હતી તે બોનેબાલ વાજબી હતુ અને તેનો ભરથાર જે
એક શાધારણ બારીસ્ટર હતો તે પોતાના એનાતકને એક વરશ
ની વએનો નાખીને મરી ગએલો તાહરે ધણી થે વીજ પુછ
મેલી ગએલો હતો પણ તેની નેક અકલ બાએડીએ તેને હેવી

ખબરદારીથી કેલવેઓકે જાહરે તે છોકરો શેહનશાહ
થાએઓ તાહરે પોતાની માએથી મલેલી કેલવની અ
ને શારા ગુણોના શદા વખાણ કરી કેહેતો હતો કે બાલપણ
મા, માહરી મેહરબાન માએથી મલેલી ઓતમ કેલવણીએ
મહને ઘણો ફાએદો કરઓછે. ખરેખર માએની નાહાન
પણમા બરદાશ બચાંના હકમાં હેવીતો ફાએદેમંદછે કે
એક કાબેલ આદમીના કેહવા મુજબ મેહરબાન અ
ને નેકીવાલી માતાએ પોતાના બચાં ઉપર નાધપણમાં
લીધેલી ખબરદારી તે બચાના હકમા શઉથી કીમતી બખશેશ
છે અને દુનીઆના દરમેઆનમાં એકબી હેવો આદમી ન
થી કે નાધપણમા પોતાંની માએના બરદાશ ભરેલા ઉપરીપ
ણા તથા કેલવણી વીનાં મોહોટપણમા કોઈબી બુજરગીએ પે
હચેંઓ હોએ. વાશતેરે ઓ માતાઓ તમો એકીનથી જાણો
કે તમારા બચાઓને કેલવણી આપવાની ખબરદારી કરવાની
ફરજ તમારીછે અને તમારીથી એ કામ જેવું શારૂં થશે તેવું
તમારા ભરથારોથી કદી થવાનુ નથી અને એ કામ વીશે ત
મો પોતાંની ફરજ જેટલે દરજજે અદા કરશો તેટલે દરજજે
તમારા ફરજંદો પછવાડેથી નામીચાં અને શુખીઆરાં થશે.
તમો શત કરીને માનો કે તમો બચાઓને શારી કેલવણી
આપવાને અને શારા ગુણો શીખવવાને જેટલી મેહનત
નાહાનપણમાં લેશો તેટલો શારો ફેજ તેઓથી તમો તથા ત
મારા કબીલાના લોકો મેલવશે અને દુનીઆમાં તમારી તેટ
લી ઈઆદગારી રહી જશે.

એ પરમાણે માતાઓની પોતાના બચાંઓ શંબધી કે
ટલીએક ફરજો ઉપર બતાવવામા આવીચ તે શીવાએ બી
જી ઘણીએક ફરજોનુ વરણન કરવાનુ રહીઉચ પણ લબાંન થ
વાને લીધે તે કામ હવે પછીનાં એક આકપર મુલતવી
રાખીએચ અને માએની તરફ બચાઓએ જે ફરજો અદા
કરવી જોઈએ તે વીશે અતરે ટુક બીના જણાવીએચ

હરેક વીચારમદ આદમીને તુરત શમજ પડવી જોઈ
એચ કે માતાએ પોતાના બચાં પર જે મેહરબાની અને
પેઆર કરેઓ હોએ તેનો પુરતો બદલો કોઈ બાલક કધી
બી આપી શકે નહી. એ મેહરબાની અને પેઆરનો
આપણે જેમ જેમ વીચાર કરીએચ તેમ તેમ તેની અપાર
ખુબી આપણા મગજપર વધારે અશર કરેછે અને અતે હે
પુ દેખાએચ જે તે બાબદ જેટલી મનથી વીચારી અને દી
લથી લાગી શકાએચ તેહને એકનાધલે હીશેબી બોલમા લ
ખી શકાતી નથી અને તે વીશેનુ પુરતુ વરણન કરવાની
શઘલી કોશેશ ફોકટછે મગર બચાઓની પોતાની માએ ત
રફ કેહેવી ફરજોછે તે વીશે તેઓને હુશીઆર કરતાં તે મા એ
ની ખુબીની થોડીબી ઈઆદ આપવી જોઈએચ

આપણને ખબરછેજે એક ઓરત માએની હાલતમા
આવતાં ગેએઆ એક ભારી શેતમ ખમેચ. એક કુમલી
વએની અને નાજુક દેહની ઓરત જે પોતાના મેહરબાન
મા બાપના અને માએઆલુ ભરથારના આશરા હેઠલ શ
ઘલી પાતીએ શુખ આરામથી કાલ કાહડતી હોએ, જે પો
તાના નાજુક શરીરને આરામ અને આશુદગીથી લાડ લડા
વતી હોએ, તેના બદન પર બાલકનો બોજો તહરેવાર શખ
તી શાથે પડે જેથી તેહને તહરેવાર માદગીનો ભોગ થવુ પ
ડે, બદ અજમીએત થાએ, ખાણુ પીણુ ગમે નહી, ચેન આરા
મ શઘલો દુર થઈ જાએ, ચાલ હાલ કરવી મુશકેલ થાઈ પડે,
શઘલી નેઆમત અકારી થાએ અને જે જીવ શદા મોજ
મજાહ અને ખુશાલી શાથે કાલ કાહડતો હોએ તે ઘણાએક
મહીના શુધી બેમારી અને બેચેનમાં પડે, એ કાઈ થોડો
આજાબ અશતરી પથ ઉપર નથી. એ શઘલુ પોતાના બા
લકને માટે તે કરેછે. વલી તે પથની શખુરી અને માએઆ
નો અંત કાંઈ એટલામાજ આવતો નથી. હમેલની હાલતમાં
અંત શુધી મોહોટું દુખ શોશીઆ બાદ બચાંને માટે જે શખતી
માતાઓને ખેંચવી પડેછે તે માટે માતાઓને વધારે શાબા
શી ઘટેછે. જે જુવાન ઓરતને આપણે હમેલની શખતીમ.
ઉપર જોઈ તેહને વીશે આગલ વધારે ખેઆલ કરીએચનો
હેવુ દીશેચકે જે બીચારી શદા આરામથી અને બેફીકરાઈથી
મીઠી ઉંઘ કાહાડતી હતી તે હવે બેચેન થાઈ મધ રાતના
ઉંઘમાથી ચમકીને ઉઠેછે અને દુખતે માથે અને ખેચાતે
હોલે પોતાના નાધલાં લાડકીઆના પાલણા આગલ ડોડેછે,
તેહના રડવાને પેઆરના શબદથી મુગુ રાખેછે, પોતે નાત
વાન થવાની કશી પરવા ન રાખતે પોતાના શરીરનુ કીમ
તી લોહી મીઠા દુધના આકારમાં તેહને પાએછે, માદગી
ના વખતમાં પોતાના જાનની કશી ધાશતી ન કરતે તેના બીછા
ના પાશે, રાત અને દાહાડો ચોકી કરેછે, જે ભવાં પર ફીકરની
કોઈ નીશાન આગલ દેખાએલી નહી તે ભવા ચીંતા ભરેલી રી
તે ઉનચા કરી નાજુક આંખોમાથી આશુ વરશાવી દુનીઆના
શાહેબની જનાબમાં તે બાલકની શલામતી માગેછે, ઘેશ
નો શઘલો વખત પછારા મારી રાતના ફીકરમદ રેહેછે, બચા

ની જુજવી કાએલીએતમા પોતાતુ પાહડ શરખુ દુખ વીશ રીં જાએછે, પોતે ભુખી રહી તેહને ખવાડેછે, પોતે જાગી તેહને શુવાડેછે, પોતે ઉભી રહી તેહને રમાડેછે, પોતે આ ગપાશ ધકેલા ખાઈ તેહને ગમત કરાવેછે, શઘલા પઈશા ટ કા તેને મારે ખુવાર કરવાને તઈઆર થાએછે, જેહની શાથે વાત કરવાને રાજી નહી તેહની બાજે વખત મોહટી ખુશામત કરેછે, ટુકામા કહીજીએચ કે જે આગલ કધી ખમેલુ નહી તે ખમેછે અને પોતાના જીવપર હરેક શખતી ખેંચી પોતાના બાલ કને શુખીઆરૂ અને આશુદગી ભરેલુ કરવાની વેતરણ કરેછે. એ પરમાણે માતાબચાને મારેનો પેઆર પોતાના મોતની છેલ લી ઘડી શુધી ચાલુ રાખેછે, બચાને સુખ તે પોતાને શુખ અને બચાને દુખ તે પોતાને દુખ હેવુ શમજેછે. એ શઘલુ તેઓ શદા બેગરજ પણે કરેછે, એ શઘલુ વગર હાશગે ચોથેછે રે' બાલકો તમો જોવોકે તમારી માતાઓએ એ પરમાણે તમારે મારે કેટલુ બધુ શોશીઉ અ અને શોશેચ ' અને કહોકે એવા તમારી માઓના પેઆરનો બદનો તમો કેમ આપી શકશો ' એ ઉપકારનો પુરેતા બદલોતો તમો કધી આપનારજ નથી, પણ ત મારી માઓની બેહદ મેહરબાની તથા પેઆરનો બદલો કોઈબી રીતે વાલવાની વફાદારી કરવા તમો માગતા હોવો, જો તમારી મેહરબાનો તરફ તમારી ફરજ અદા કરી બેહુ જાહનમા શુખી અને શુરૂખરૂ મોહડાના રેહેવા ચાહતા હોવો, તો તેમ કરવાને એટલોજ ઈલાજછે કે તમારી માતાઓના શઘલા વાજબી હુ કુમને માન આપો અને તમારીથી બની આવતુ શઘલુ શુ ખ તેઓને આપો. તેઓના જે હુકુમો તમારી ખુદા તથા આદમી જાતની ફરજ શબધી આડે આવતા હોએ નહી તે શઘલા બજાવો તેઓની આગલ કોઈ ખોટી અથવા દગાઈ ભરેલી વાત કરો નો, તેઓની શાથે કોઈ ગેર શલુકા ઈ ભરેલી વાત ચલાવોનો, જે હાથ એક વખત અશકત અ ને દુબલા હતા અને જેમને તેઓએ પોતાના બદનના રશ થી કુવતમદ અને મોહટા કરેઆચ તે હાથ તેઓના હવે દુબ લા થએલા શરીરપર ઉચકતા નો, જે જુબાનને તેઓએ બોલ વાની શકતી આપીચ તે તેઓને કડવા શબ્દ કેહવામા વા પરતાનો, જે ડોલાને તેઓએ મોહબતથી ઝલકતા રાખેઆચ તેપુકરી તેઓને ગુશાના ચીનહ બતાવશોનો, અને જે કા ઈ તહરેવાર શકતી તેઓએ તમોને આપીછે તેમાની કોઈબી તેઓનુ દીલ આજુરદા થાએ તેવી રીતે વાપરતાનો તે ઓને કોઈબી અપમાન કરતાનો પણ તમારી ઉપર જે જવેદાની શુધીનો ઉપકાર થએલોછે તે ઈઆદ રાખીને હેવુ કરજો કે તેથી તમો બેવફા નહી કેહેવાવો, તેઓને જે જોઈએ તે તમારી શ કતી મુજબ પોહચતુ કરો, તેઓએ તમારે વાશતે શુ કરીઉંચ તે શભારીને તમારીથી બની આવે તેટલે દરજે તમોબી તે ઓશાલે કરો, તમારા બાલપણુમા તેઓએ તમારી જેવી કદ ર ખાધીચ તેવીજ તેઓના બુઢાપામા તમો તેઓની કદર ખા વો, તમોને શુખ આપવાને તેઓએ પોતાના જીવ શાથે જેવી શખતી ખેંચીચ તેવી શખતી તેઓની જીનદગીના છે લલા દાહડા આરામથી કાહડવા દેવાને તમો ખેંચો જે વી બેગરજ પણે તેઓએ તમારી બરદાશત લીધીચ તેવીજ વફાદારી ભરેલી મરજીથી તમો તેઓની બરદાશ લેવો, તે ઓના બાકીના દીવશમા તેઓને કોઈબી પાતીએ આરજુ મદ નો રાખો, તેઓના ઘટતા ફરમાનને તથા વાજબી મર જીને તમારી મરજી કરતા ઉપર ધરો એ પરમાણે કરવાની હરેક લાએકીવાવા બાલકની ફરજછે, અને એ ફરજ જો અ દા નહી કીધીતો તે બાલક ગમે એવી હાલતમા હોએ તો બી આએ દુનીઆમા તેહેનુ જીવતર હીનપશતી ભરેલુ કેહ વાશે અને બીજી દુનીઆમા તેઓને ગુનાહની નોહોટી તાજશ ખેમવી પડશે.

---

# લાએકીવાલી ઓરત.

## વીકટોરીઆ રાંણી.

જે બાએગવત રાણી આપણી ઉપર હકુમત કરેછે તે તખ્ત ઉપર બેઠા પછી તેહની ચેહનસાતમા જે કાઈ રાજ દોઆરી બીનાઓ બનીછે તથા શુધરાઈ થઈછે તેનુ વરણન કરવાની આએ જગોએ ધારણા રાખવામા આવી નથી, કારણ કે તેમ કરતા લબાણ ઘણુ થાએ અને વલી તેવી બીના નવા વાચનારાઓને એકાએક પશદ આવે નહી મા ટે તે બીના લખવાનો ઘટતો વખત આવે તેટલા એ ના મદાર વીકટોરીઆનો એક ઓરત તરીકેનો શુખતેશાર હે વાલ અતરે પરગટ કરીઓછે. એ રાણી તારીખ ૨૪ મી મે એ ૧૮૧૯ ને દીને પેદા થઈ હતી તેનો બાપ કેનટનો ડી ઉક ઈંગલડના નામીચા રાજા તરીજા જારજનો ચોથો છોકરો હતો ' એ શાહજાદીનો કાકો ચોથો વીલીઅમ પાદશાહ મ રણ પામવા પછી એટલે ૨૦ મી જુન ૧૮૩૭ ને દીને એ

વીકટોરીઆ બરીટીશ શેહનશાતની રાણી થઇ તે વ
ખતે તેહની ૧૮ વરશની ઉમર હતી અને તે પછી એક
વરશે એટલે તારીખ ૨૮ મી જુન ૧૮૩૮ ને દીને તેને તા
જ પેરાવવાની કીરીઆ થઇ તેની થોડા મહીના આગાઉ
એટલે તારીખ ૨૮ મી ફેબરવારી ૧૮૩૮ ને દીને તે પોતા
ના શગા શ્રી જરમનીના શેકશકોબરગ તથા ગોથા વાલા
શાહજાદા આલબરટ શાથે પરણી હતી. એ નામદારને પેટે
૨ ) રાજપુતરો તથા ૪ ) રાજપુતરીઓ જનમીછે.

શઘલી બીનાનો વીચાર કરતા હેવુ લાગેછે કે વીકટો
રીઆ રાણી જેટલા મુલકો ઉપર રાજ કરેછે તેટલા મુલકપ
ર તેહની આગમચના ઇંગલડના કોઇ પાદશાહ અથવા રા
ણીએ હકુમત કરી હતી નહી તથા તેના રાજનુ બલ જેટલુ
મોહોટુછે તે કરતાં કોઇ બીજાં રાજનુ બલ વધારે નથી અ
ને બરીટીશ પરજા હવડા જેવી આબાદાની ભરેલી હાલત
માછે તેવી આગલા કોઇ વખતમા હતી નહી. એ શઘલી
બીના અલબતા વીકટોરીઆના નામને મોહટી કીરતી આ
પેછે, પણ એ બીનાંઓ કરતાને વધારે કીરતી તે નામદારને
પોતાના જાતી ગુણોથી મલેછે. એ નામદાર જેહેવી કાબેલ તે
વી શાણુકમંદ અને જેવી દરજા વાલી તેવીજ લાએકી ભરે
લીછે. એ શાહજાદીની ઉમર ભાએજે આઠ મહીનાની થ
ઇ તેટલાં તેનો બાપ મરણ પામો પણ તેહની માએ જેમ
તેહને ઉઘારવા તેમજ શારી કેલવની આપવાને પોતાથી બ
ની આવતી શઘલી ખબરદારી રાખી હતી. ઓરતના શરી
રને લાએકની મેહનત કરવા અને મગજને જલકાટ આપના
રૂ ગનાન મેલવવા તથા મનને ખુબી પોહચાડનારી નીતી
શીખવાની બાબદમા પોતાંની મેહરબાન માએની બરદાશ
તને એ શાહજાદી કશી કશુર રાખતી હતી નહી અને બાલ
પણમા અખતીઆર કરેલા રૂડા મારગ પર મોહટપણમા કા
એમ રહેઆથી એ નામદારે રાણી તરીકે જેમ મોહટી કીર
તી મેલવીછે તેમજ બાએડી તરીકે મોહોટુ માન અને મા
તા તરીકે શાબાશી તથા મીતર તરીકે શરવે જાણીતાઓનો
મેઆર મેલવીઓછે. નાધપણથીજ પોતાના શરીરને શારી ક
શરત આપવાની તેને ટેવ પુડેલીછે અને રાણી થવાની આ
ગમચ મોહટા જોડા અને ગરમ કપડાં પેહરી શઘલી રૂતુમો
મોહટે પરોઢીએ મેદાનમા તે કેહેવી ચેતાબીથી ફરતી હતી
તે ઘણા એક ઘરડાઓ હજુર ઇઆદ કરેછે હરેક કામ
શારૂં જે વખત ઠેડવેલો હોએ તેજ વખતે મુકરર કરેલી જ
ગોએ હાજર થવું એવી તેહની ચાલ પડીમ, અને જો કો
ઇ વખતથી મોડુ થાએતો તે માટે મોહોટી દલગીરી જાણ
વવા વગર રેહતી નથી. પોતાની કોઇ શહી અથવા મી
તરને કશો અનઘટતો લાડ લડાવતી નથી તેમજ શરવે કો
ઇની લાએકીનો ઘટતો બદલો અપાવવાને ચુકતી નથી પો
તાની ચાકરીમાનાં કોઇ આદમીએ જો પોતાનો ઓધો બ
જાવતા પોતાના જાન અથવા શુખને જોખમમાં નાખેઉં
હોએતો તેની કદર તુરત શમજીને તેવા વફાદાર ચાકર ઉપ
ર ઘટતી બખશીશ કરવાને કદી ચુકતી નથી; પછી તે ચાક
ર ગમે હેવી હલકી પદવીનો હોએ તથા રાણીને પોતાને તે
ગમે એવો અજાણો હોએ. વીદીઆ હુનરનો વધારો
કરનારા ધણીઓને પોતાની જાતે બની આવતો આ
શરો આપવા શાથે હરેક લાચાર અને દુખમા પડેલા આ
દમી તરફ શખાવતનો હાથ લબો કરવાને એ નામદારે
શદા ખુશી બતાવેછે. શાચુ બોલવું, ઇમાનથી ચાલવુ,
શરવે કોઇનો હક અદા કરવો તથા પોતાની શપજ મુજ
બ ખરચ કરવો, એમ તે શદા પોતાની ફરજ શમજેછે. ના
ધપનથીજ પારલામેનટે તેહના ખરચ શારૂ તેહને લવાજમે
કરી આપેઓ હતો અને ઘણા લોકો ધારતા હતા કે તેહની
ઉમર પરમાણે તેહને અનીઘણા પઇશા મલતા હતા, પણ તે
શઘલા એશ આરામમા ઉડાવવાને બદલે તેમાથી પોતાના
દરજાને લાએકનો ઘટતો ખરચ કરકશરથી કરવા બાદ
બાકીનાં નાણા પોતાની માએ તથા બાપનુ વારાફરતી કર
જ આપવામા વાપરીઆ હતા, તેથી એ નામદારની શારી દે
આનતદારીની શરવે કોઇને પેહેલાંથીજ શાબેતી મલી હતી, કે
જે પછવાડેથી વધારે મજબુત થાઇછે. કેમકે આપણી રા
ણીએ આજ સુધી કોઇનુ એક દોકડાનુ કરજ કરીઉ હોએ
હેવુ લાગતુ નથી અને તેની આગલના રાજાઓને મલતા
લવાજમા ઉપરાત વધારે ખરચ કરી દેવાદાર તરીકે તે રા
જાઓએ જેમ ભારી ધીકાર પોતાના ઉપર ખેચી લીધો હુ
તો તથા પોતાની રઇએતને ખરચના બોજામા નાખી હતી
તેમ આપણી લાએકીવાલી રાણીએ કશુ કરીઉ નથી, અને
પોતાની ઉમરમાં વધારો તથા પોતાનાં કબીલામા ઘણો ઉ
મેરો થવા છતા પોતાને મલતા લવાજમાં મુજબ ખરચ અ
ને શખાવત કરીને પોતાની આબરૂનો તથા પોતા તરફ ર
ઇએતના પેઆરનો વધારો કરેઓછે એટલુજ નહી, પણ
પોતાની પાશે તુરત પઇશા હોએ નહી અને કોઇ ચીજપર

તેહનુ મન થાએતો તેની કીમત પછવાડેથી અપાએઆ કર
ગેં હેવુ ધારી તેવી વશતુ ઉધાર લેવાની તેહને ટેવ નથી.
એ મીશાલે ઉધાર નહી કરવાની ચાલ તેણે નાથપણથીજ
પારીછે વરી ભરથારની બાએડી તરીકે એ નાંમદારની ખુ
બીના આપણ જેટલા વખાણ કરીએ તેટલાં થોડાછે.
પોતાનો દરજજો એકે અતી ઘણો મોહોટોછે અને પોતાનુ
કુલ પરીનશ આલબરટના કરતાં ઘણુ વધારે નામીચુછે તોબી
તે શાહાજાદાને વીકટોરીઆ રાણી પોતની ચાલથી જેટલુ
શુખ આપેછે, તે કરતા જેઆરે કોઈબી બાએડી પોતાના
ભરથારને આપતી હશે નહી. બાએડી તરીકે શગુકાઈ ત
થા વફાદારી તથા મોહબત વીશે દુનીઆની કેટલીએક બી
જી રાણીએ એ વીકટોરીઆની નકલ કરેતો તેઓના મા
ન તથા લાભમા હુમેરો થઆ વીના રેહ નહી. વીકટોરી
આ રાણી તખત ઉપર બેઠા પછી ઈગરેજી રાજમા જે તહરે
વાર ફેરફાર થઆછે તેમા આએ એક ઘણો ખુશાલી ઉપજાવ
વા જોગછે, કે એ રાજના શઉથી કટા દુશમનો પણ એ રા
જનુ તાજ ધરાવનારની નીતી વીશે કશો આડો શકુન કાહડ
વાને કારણ મેલવી શકતા નથી. એ ખુબીની શાબાશી એ
રાણીને પોતાને ઘટેછે કેમકે તેહની આગલના રાજા રાણીઓ
ની ચાલ ચલગતથી એ નામદારને કોઈ રૂડો દાખલો મલી
આવેઓ હોએ હેવુ નથી.

એ શાહજાદીને માતા તરીકે જોઈએતો તેહના કામથી
આપણને હરખ ઉપજીઆ વીના રેહતો નથી. તેહના બચા
ઓ ઉમરે પોહોતેથી કેહેવા દરજજાને લાએકના થશે તે વીશે
નો વીચાર રાખીને તેઓને શારી કેલવણી આપવાને કાં
ઈ કશુર એ નામદાર કરતી નથી. તેહનો શદા હેવોજ વી
ચારછે જે બરીટીશ શેનશાહતમાં હાકમી કરનારાં કુટુબે રા
જદોઆરી મામલા શમેથી માહીતગારી મેલવવી જોઈએ એટલું
જ નહી, પણ બીજા શંનશારી આદમીની બુધીને ચલકાટ અ
ને દીલને માન મલે હેવી વીદીઆ અને એલમ શઘલા શા
હજાદાઓ તથા શાહજાદીઓએ પરાપત કરવો દરકારતછે. એ
નામદારે હેવા વાજબી વીચાર પર અમલ કરીને પોતાના બ
ચાઓને કાબેલ અને લાએકી વાલા આદમીઓના હાથ હે
ઠલ શરવે પરકારની શારી કેલવણી આપવાની શદા ખબર
દારી રાખીછે અને તે બચાઓ પોતાંની માતાને લાએકના
કેહેવાએ એટલા માટે તે નામદાર જે કાઈ શુધરાઈનો વધારો ક
રનારા અને ગરીબ લોકોનો લાભ વધારનારા કામો જેવાને
જાએછે તાંહાં ઘણીખરી વેલા પોતાંના બાલકોને પણ લઈ
જાએછે અને શું જાહેર મીજલશોમાં કે શુ ખાનગી મકાનો
પર પોતાના કામથી તે બાલકોને પરોપકારી પણું અને ઉ
દારતા શીખવેછે; તથા મોહોટા લોકો વીદીઆ હુનર અને
શઘલી પરકારની શુધરાઈનો ફેલાવો અને પોતાના કરતાં ઉ
તરતી પદવીવાલા અને ઓછી શંમપત ધરાવનારાં આદમી
ઓના કલાંણમાં વધારો કરનારાં કામોને આશરો આપવાનેકો
શેશ કીધાથી જેટલુ માન મેલવેછે, તેટલુ પોતાના મકાનો પર
બેશી આલશમાં અને અનજાણપણાંમા દાહડા કાહડવાથી ત
થા પોતાનાં ઘેર તથા દોલતની ખાલી વડાઈ ભરેલી વાતો કરવા
થીતેઓ મેલવી શકતા નથી, હેવી અશર તે બાલકોના મગજ
ઉપર કરવાને તે નામદાર હર વખત કોશેશ કરેછે. અને તે
હેની તેવી કોશેશના ફલ અંતે શારાં નીપજે હેવી નીશાન
શરવે કોઈએ જોઈછે. તેહેનો વડો પુતર શ્રીવેલશનો શાહજા
દો જે બરીટીશ તાજનો વારેશછે તે હેવો કાબેલ તથા લાએ
કી વાલો બનતો જાએચ કે તેથી બરીટીશ પરજાનુ ભલુ ઈ
છનાર હરેક આદમીને મોહોટો આનદ ઉપજેછે.

એ પરમાણે આપણી ઉપર રાજ કરનાર શાહજાદીનો એક
ઓરત તરીકેનો ટુખનેશર હેવાલ ઉપર પરગટ કરેઓછે અને
જે કોઈ ઓરત ખરી લાએકી તથા માન મેલવવા ચાહતી હો
એ તેણે પોતાના પંથની એ શરદારનો દાખલો પકડવાથી ફાએ
દોથશે. હરેક ઓરત ખુદરતના કામો તથા દુનીઆના કારભા
ર વીશે શારૂં ગનાંન મેલવવાથી તથા પોતાનો ભરથારને શુખ
અને માન આપવા અને પોતાંના બચાંઓને શારી કેલવણી
આપવાની કોશેશ તથા મેહનત કરવાથી, તથા પોતાના ખેશ ક
બીલાના લોકોને આશરો અને પોતાના ઓલખીતાઓને ઘ
ટતી મદદ આપવાની તથા આદમી જાતનુ ભલુ કરવાની શુ
ચના ધરાથી, આલશને તજી શારાં કામો માટે મેહનત લેવાથી
જેવી આબરૂવાલી તથા ઉનચા દરજજાની ગણાએછે, તેને
આશે હોશે પણ પઈશાની મોટી ગરૂરી અથવા ખુબ સુરતી
ની અનઘટતી અભીમાની અને કુલની નકામી વડાઈ કર
વાથી ગણાતી નથી. આપણી માએઆલુ રાણી જે હરેક
કુટુબના લોક કરતા વધારે ઉનચી શુનીઆદની અને વધારે
માતબરછે તે એ મીશાલે શમજેછે તથા તે શમજ મુજબ અ
મલ કરેછે તો તેની હકુમતમાંની બીજી શઘલી ઓરતો તેમ
કાંએ નહી કરે, તથા પોતે શારી કેલવણી લઈ પોતાંના બચા
ઓને તેવી કેલવની કાએ આપે નહી, તથા શઘલાં પ્રકાર

કામોમાં પોતાથી બની આવતી મદદ કાંએ કરે નહી ? શરવે કોઇએ ઇઆદ રાખવું કે આલશ તથા અનજાંણપણુ અને ખોટી વડાઇ જે શેઆણી શાહજાદીઓ ના પશંદ કરેછે, તેનો ભોગ જે કોઇ બીજી ઓરતો થશેતો તેનુ આકિબતેકસું શારૂ થવાનુ નથી. જેમ જેમ જમાનો આગલ ચાલેચ તેમ તેમ હરેક આદમીનુ માન તેહેનાં કામ મુજબ વધેછે અને શું ઓરત કે શું મરદ જે કોઇ જે પરમાંણે વીદીઆ અને અકલ વધારે હાશલ કરેછે તથા નીતીના મારગ પર ચાલવાને વધારે પશંદ કરેછે તથા આદમી જાતનુ ભલુ કરવાપર વધારે મેહનત લેછે તે વધારે લાએકી વાલું અને ઉનચા દરજાનું ગણાએછે પછી તેહેની હાલત ગમે હેવી ગરીબ હોએ અને તેહની દુનીઆદી ગમે હેવી હલકી હોએ. એટલા માટે જે કોઇ નેકબખત ઓરત પોતાનાં નામને શારૂ કેહવાડવા માંગતી હોએ તથા પોતાના કબીલાની આબરૂમાં વધારો કરાવવા ઇછ્તી હોએ તેણે પોતાને માથે હાકમી કરનારી લાએકીવાલી શાહજાદીના કામ તથા ચાલ ચલગતની નકલ જેમ બને તેમ ઉતાવલેથી કરવી

---

## માહારા દોશતદારની બાએડી.

કોઇ કુટુંબ ઉપર જેઆરે કાંઇ આફત આવી પડેચ તે વખતે મરદ કરતાં વધારે હીમતથી ઓરત તે દુખ ખમી શકેચ તેહેના મેં ઘણાએક દાખલા જોએલાછે. જે કજાએ હેલાઇના બનાવોથી મરદ નાશીપાએશ, નાહીમત અને ગાફલ થાઇ જાએચ તેહેવાજ બનાવથી ઘણી વખતે ઓરતોમા એટલીતો ચતરાઇ અને હીમત આવેચ કે જેથી તેઓને પીછાનનારાં લોકોની અકલ હેરાન રેહેચ. ઘણી ઓરતો જેઓએ અમન ચમનમા પોતાનો વખત ગુજારીઓચ, જેઓનું નરમ દીલ અને જરાકબી દલગીરી શોશાઇ નહી શકાએ હેવો શવભાવ શરવે દોશત આશનાઓને જાણીતો હતો, તેહેવી ઓરતોમાં શકટ વખતે હેવીતો હીમત, ડાહપણ અને બાહાદુરી દેખાઇ આવીચ કે જેથી તેઓના કુટંબોને મોહોટો દલાશો મલેઓચ એટલુજ નહી, પણ તેહેવી ઓરતોની હીમતથી તે આફતનો એલાજ થાએઓચ અને તે શાથે તે કુટંબની આગલી ખુશી અને આબાદાની પાછી તાજી થઇચ.

* હેવો એક દાખલો આજ કેટલાંએક વરશની વાત ઉપર આપણાં મુંબઇ શેહેર મધે બનીઓ હતો તે હું મોહોટી ખુશી શાથે અતરે લખી જણાઉંચ. એ બીના લખતી વેલાએ તેમા જે શખશોની બાબતની વાત આવેલીછે તેઓનાં નામમાં તથા બીજી જુજ વીગતમાં અગતને શર મે કેટલોએક ફેરફાર કીધેલોછે, કે તે કુટંબ શરવે કોઇની પીછાનમાં તરત આવી શકે નહી, કાંએકે આએ બાબત જે મેં લખીછે તે કોઇની આગલી હાલત જાહેર કરવા લખી નથી, પણ તેથી માતરે એક ખુબી ભરેલો દાખલો પરગટ કરવાને શારૂ મેં વીચાર રાખીઓછે. રતનજી શાહ માહારો એક પુરાણો દોશતદાર થાએચ, તેહેનો બાપ શુરતથી અતરે આવેઓ હતો, અને આડત તથા વેપારનો મોહોટો ધંધો કરતો હતો. મુંબઇમા દશ બાર વરશ સુધી વેપાર ચલાવી તથા મોહોટી આબરૂ અને દોલત મેલવીને રતનજી શાહનો બાપ ગુજરી ગીઓ, તે વખતે રતનજી શાહ આશરે ૩૦ વરશની ઉમરનો હતો અને પોતાના બાપનો એક પુરોજ દીકરો હતો તેથી તેહેની શંગલી દોલત તથા કારબારનો તે વારેશ થએો.

રતનજી શાહ લાડમાં ઉછરેઓ હતો તોપણ તેહેનામા શેઆનપણ અને ચંચલાઇ શારી પઠે હતી અને એલમબી માફકશર પહેલો હતો, તેથી શરવે કોઇ ધારતા હતા કે રતનજી શાહ પોતાના બાપનો વગ શારી પઠે રાખશે, અને બાપ ગુજરીઆ પછી થોડાએક વરશ શુધી તેણે લોકોને જાણીતો પોતાનો કારોબાર પણ શારી પઠે ચલાવીઓ હતો. પણ લોકો ધારતા હતા તે પરમાંણે રતનજી શાહમાં વેપારની "કુનેહ" હતી નહી, તેહેના બાપના જેહેવી લાંબી નજર તેહેની પોહોંચતીતી નહી, તે પોતાના ધધાની બરોબર ગણતરી રાખતોતો નહી, અને એક પાકો વેપારી હરેક કામ માથે લેતી વખતે નુકશાનની ધાશતી અને નફાની ઉમેદ કેટલીછે તે ઉપર જેમ વીચાર કરેચ અને નાણાંનું વીઆજ અને મેહેનતની કશર અને જોખમ જે રીતે શાહુચેતીથી ગણી કાહાડેચ અને પછી તે કામ માથે લીએચ તેમ રતનજી શાહનું કામ હતું નહી; તેણે પોતાના બાપના વખતનો શગલો દેશાવરોનો ધંધો ચાલુ રાખીઓ હતો, તેમા નફો ઇઆ નુકશાન તેહેને "નશીબ" ઉપર રાખીઉં હતું, તેથી હેવુ બનીઉં કે બાપ ગુજરીઆ પછી રતનજી શાહની દોલત વધી નહી, કેટલીએક વખત વીઆજનાં નુકશાન અને દુબટ ઉધરાણીથી તેહેને ધીમો ખારો પડતો ગીઓ, અને વલી કેવા રામેમાં તેણે પોતાની રોકડ પુંજીનો કેટલોએક ભાગ ( ખરૂ

કહીએતો કાંઇએક મોહોટાઇને વાશતે ) બાગ બગીચા અને હવીજ મીલકત ઉપર રોકી નાખીઓ.

એ વાતને તરણ ચેઆર વરશ નહી થાએઆં એટલાંમા રતનશાહના દેશાવર ખાતેના એક આડતીઆએ પોતાની પુંજી ઉપરાંત ધધો કરીને કાંઇએક માલ જથાબંદ ખરીદ કીધો, અને તે માલ મુંબઈ વેચવા મોકલવા ધારીઉં, અને તેહેના નાણાંને કીજે આશરે તરણ લાખ રૂપીઆની રતનશાહ ઉપર હુંડી લખી, અને હેવુ જણાવીઉકે હુંડીની મુદત પાકીઆની આગમજ રતનશાહ ઉપર તે માલ મોકલી દેશે, તે વેચીને હુડીના નાણાં પગાર કરવા. રતનશાહે બીચારાએ તે શગલી હુડીઓ શીકારી આપી, પણ તેહેનો આડતીઓ એટલોતો બોહોલા ધધામાં ફશેલો હતો કે માલ રવાને કરીઆ આગમજ તેહેની આટ નબલી પડી, તેથી રતનશાહના હાતમાં માલ આવીઓ નહી અને હુડીનાં નાણા ભરવાની તેહને ફરજ પડી, અને તેથી માહારા નેકબખત મીતરની ખરાબી થઈ.

રતનજી શાહનો હોશ શંગશો બતો રહેઓ, તેહેના ચેહેરા ઉપર ગમગીનીએ મુકામ કીધુ, અને કેટલાએક દાહાડા સુધી તેણે એ વાત શઉ કોઇથી છુપાવી રાખી. તોપણ નાણા ભરવાની મુદત જેમ નજદીક આવતી ગેઇ તેમ તે વધારે મુકાતો ગીઓ, અને તેહેનાં ઘેરનાં માંણશોએ પણ તેહેને ઘણી તરેહેથી પુછીઉં તોબી કાઇ ખોલાશો કીધો નહી.

હવે હેવી શકટના વખતમા એ માહારા દોશતને તેહેની બાએડીની શમજ અને હીમત કેહેવી કામ લાગી તે શાભલો. તે બાએડીનું નામ જરબાઇ કરીને હતું, અને સુરતના એક ગરીબ પણ આબરૂવાલા ગરહશથની તે દીકરી થાતી હતી. રતનજીશાહનો પેઆર પોતાની બાએડી ઉપર ઘણો હતો અને બાએડીનો પેઆર તેહેની ઉપર તેથી જીઆદા હતો. તેઓને તાંહાં ઘણી ઉમેદથી તરતજ એક છોકરાનુ ફરજંદ થાઇઉં હતુ એ ઓરતે પોતાના ખાવંદનો ગમગીની ભરેલો ચેહેરો ઘણા દાહાડા સુધી તપાશીઓ હતો અને કાંઇબી તેહેની ઉપર આવી પડીઉંચ હેવુ દીલમાં શમજતી હતી, અને ઘણીવાર કાલાવાલા કરીને તે બાબે ખોલાશો માગીઓ હતો, પણ રતનજી શાહા કાઇ બોલીઓ નહી, અને પોતાની વાત જાહેર કીધી નહી, તેથી તે બીચારી ઘણી નીરાશ થાઈ હતી.

એક દાહાડે દાદાના શરેશતા પરમાણે હુ બપોરના માહારાં ઘેરમાં જમવા આવેલો હતો તેહેવામાં રતનજી શાહનો ચાકર માહારી પાશે આવીઓ અને કેહેવા લાગો કે "જરબાઇ તમોને બોલાવેચ."

હું વીચારમાં પડીઓ અને ચાકરને પુછીઉં કે માહારૂં શું કામ પડીઉંચ, કોઇ દાહાડે નહી ને આજે તેરૂં શાને વાશતે મોકલીઉં હશે, પણ માણશને કાઇ ખબર હોએ હેવું માલમ પડીઉં નહી.

મેં તરત જમી લીધું પછી માહારા દોશતને ઘેર ગીઓ અને તેહેની ઓરતનુ મોહોડું જોતાંજ માહારી ખાતરી થાઇ કે કાઇબી આફત આવેલીછે

તેઆરપછી એ બાઇએ પોતાના ખાવદના દલગીર ચેહેરાની અને ઉદાશ દીલની વાત માહારી આગલ શઘલી માંડીને કહી, અને બોલી કે "મે ઘણુંબી આજીજીથી પુછીઉં પણ મહને એક જવાબ મલીઓ નહી, તેથી તમોને આટલી તજદી આપીચ કે એવણની ઉપર કાઇબી જફા પડીચ તે બાબે તમો એવણના દોશતદાર છેઓ તે પુછો તો તમારી મેહેરબાંનગી થશે." તેજ શાહાંજના મેં રતનજીશાહને મલવાનો ઠરાવ કીધો, અને તેહેને માહારી સાથે ફરવા બોલાવીઓ, અને તેહેના ચેહેરાનો આકાર જોઇને તેહેની બાએડીની વાત માહારા દીલમા ઉતરી.

થોડુંએક ફરી રહેઆ પછી એક નીશાતની જગો ઉપર મેં ગાડી ઉભી રખાવી અને તેહેના દીલની ઉદાશીની મેં વાત પુછી. તે પુછતાંને વાર બીચારો તરત આંખમા આંશુ લાવીઓ અને આશપાશ નવરૂ જોઇને પોતાના આડતીઆથી નીપજેલી ઉપર બેઆન કીધેલી શગલી ખરાબીની વાત માહારી આગલ કહી દીધી.

મેં પુછીઉં કે "તમે ઘેરમા એ વાત કાએ નહી કીધી?"

રતનજીશાહ બોલીઓ—"ઘેરમા વાત કહીને હુ શુ કરૂ—હું મુવેલો બરેલો છેઉ તાંહાં બીજાઓને શું કરવા બારૂ?"

મેં કહીઉ કે "તમો તમારા ઘેરમાં તથા તમારા ખરા દોશતો આગલ એવી વાત કરોતો તમોને દેલાશો મલશે અને તેહનો એલાજ થશે".

પછી મેં પુછીઉં કે "તમારી પાશે કંપનીના બાંડ (શરકારી લોનનાં કાગજીઆં) હતા તે કાહા ગીઆ?"

જવાબ દીધો જે "તેતો નકું ઇશટેટ લીધુ તેઆરે વેચી નાખીઆ."

એ પછી હનોએ ઘણોએક વખત શુધી વાત કીધી અને તેહને બીજે દીવશે માહારા દોશતને ઘેર જાઈને વ ધારે વીચાર કરવાનુ મેં કબુલ કીધુ., એ કબુલાત મુજબ શ હવારના હુ રતનજીશાહનાં ઘેરમા ગીઓ, તેણે માહારી ભ લામણ મુજબ પોતાની બાએડી આગલ બધી વાત કીધી હ તી, અને તે ભલી ઓરતે કાંઇબી ઘાશતી પાધાને ઠેકાણે પોતાના મરદને ઘણોએક દીલાશો આપીઓ હતો એ પ છી હુ, રતનજીશાહ, અને જરબાઈ, તરણે જણા એક ઓરડો બંધ કરીને બેઠા, અને તાહા માહારા દોશતની રજાથી મેં તેહેના ચોપડા ઘણા બારીકીથી તપાશી જોએઆ માહા રા દોશતની મરજી હેવી હતી કે તેહેની પાશે ઘેર, વાડી, વ છરૂ અને હેવી જે મીલકત આશરે ૨ લાખ રૂપીઆની હતી તે ઉપર કોઇ નાણું કહડાવી આપે અને બીજા એક લાખ કોઈ ધીરનાર મલેતો તેહેની ઉપરની પાકતી હુંડીએ, તે તરત પગાર કરે અને પોતાના વેપાર તથા ધીરધારમાં જે આશરે ૪ લાખ રૂપીઆ રોવાએઆ હતા તે આવેઆથી તે પોતાનુ દેવુ પાછુ આપી શકશે. જેમ રતનજીશાહ આ એ ઠેકાણે ભુલ કરતો હતો તેમ ઘણા વેપારીઓ ભુલ કરે છે અને પછી તેઓનો બચાવ થવો મુશકેલ પડેછે, એટલા માટે એ ધણીના તે વખતના વેહેવારની હાલતનો ટુક અઠ શરો હુ નીચે પરગટ કરૂ મ

પુંજી.

૨૦૦૦૦૦) થાવર મીલકત
૪૦૦૦૦૦) વેપાર ખાતે તથા આશાંમીઓ ઉપર લેણી ઉઘરાણી

૬૦૦૦૦૦)

દેવું.

૩૦૦૦૦૦) આડતીઆની હુંડી
૨૦૦૦૦૦) પરચુરન આશામીઓને દેવા.

૫૦૦૦૦૦)

એ ધણીના વેપાર તથા ધીરધારનાં ઉપલા ૪) લાખની રકમ મધેથી આશરે ૩) લાખ ઉપજે આવે હેવા હતા, તે આથી તે ૩) લાખની હુંડીનુ દેવુ આપે બાકી અરધો લાખ રૂ પીઆ તથા થાવર મીલકત તેહેના હાતમા રેહે તેમ બીજી ત રફથી બજારનુ ૨) લાખનુ દેવુ રેહે તેહેના મોહોટા વીઆજ ના ભારમા મીલકતની જીણ ઉપજ અને અરધો લાખ રોકડ નાણુ પણ થોડા વરશમા ઘશડાઇ જાએ, તો અને પાંચ શાત વરશમા માહારો દોશત ફકીરી હાલતમા આવી પડે. હેવુ શ મજીને મેં માહારા દોશતને તેહેની શઘલી માલ મીલકત વે ચી તથા લેણું વશુલ કરીને તમામ દેવુ આપી દેવા અને જે ૨૫) ઇઆ ૫૦) હજાર રૂપીઆ વધે તે તરત બચાવવાની મજબુત ભલામણ કીધી.

રતનજીશાહ જે ગામમાં શાત લાખ રૂપીઆની આશા મી ગણાતો હતો તેહેને એકેદમ એ રીતે પોતાની મોહોટાઇ મુકી દેવા ગમીઉ નહી, તે માહારી શાથે ઘણી તકરાર કરવા લાગો મેં તેહેને શમજાવીઉ કે હાલમા તેહેના પોતાના હાતમા પોતાની પુંજીનો એક નાયલો ભાગ શભાલવાનો વખતછે, તે મ જો તે નહી કરશે અને પોતાની હાલત આલમના લોકો થી છુપાવશે તો મોહોટુ વીઆજ ભરતા અને અશલની મા ફકનો ખરચ રાખતા તેહેની પાશે એક દમડી ફાજલ રેહેશે નહી, બલકે માગનારાઓને પણ રૂપીઆના બાર આનાં મ લશે, અને અંતે જે વાતને છુપાવા માગેછ તે છુપી રેહેવાની નથી.

જરબાઇએ માહારી તથા રતનજીશાહ વચેની તકરાર ઘણાજ ધેઆનથી શાભલી હતી, તેણે માહારો વીચાર પશંદ કીધો, તરત તવંગરીમાથી શાદી હાલતમા આવવાની તે હીમતવાન અશતરીએ કશી ફીકર કીધી નહી, અને તેહે ના ખાવદને શમજાવવાનુ જેટલુ માહારામાં કઉવત હતું તે કરતાં વધારે કઉવત અને ચાલાકીથી તથા હીમત અને દે; લાશો આપીને રતનજીશાહા પાશે તેહેનો વેપાર બાંધી વલા વાને કબુલ કરાવીઉ. ' એ દીવશે જો એ ઓરતે પોતાના ખાવદને હાવી શારી શીખામણ આપી નહી હતે તથા તે બાબે બશઉદ થાઇ નહી હતેતો રતનજીશાહ પાછલે દાહાડે. શુ હાલતને પોહોચતે તે હુ કહી શકતો નથી

થોડી મુદતમાં શઘલી અગતજોગ ગોઠવણો કરીને હનો એ રતનજીશાહનો વેપાર બંધ કરાવીઓ, અને તેહેની પુંજી નો એક શારો ભાગ તેમાથી બચાવીઓ. રતનજીશાહે પોતા નુ મોહોટુ ઘેર તથા બગીચો કાહાડી નાખીઓ, પોતાના હમાલ, મશાલ, અને બીજા નોકરોને રજા આપી, અને પોતે એક શારી હવાની જગોના એક નાયલા બંગલામાં જા ઈ રહેઓ એ ધણી આગલ ૪ થી ૫ ઘોડા વાપરતો હતો તેહેની જગોએ એકજ ઘોડા અને ગાડી ઉપર શુકર કીધી અ ને એક બેઍ પુરાના ચાકરોને પોતાની શાથે રાખીઆ

જે દીને રતનજીશાહ પોતાનુ મોહોટુ ઘેર છોડીને એ નાખેલા બગલામા જાઈ રહેઓ તે દાહાડે બનેલો એક બનાવ માહારે આએ જગોએ પરગટ કરવો જોઈએચ કે જેથી તેહેની બાએડીની કીરતી ભરેલી ખુબી જાહેર થાએચ એટલુંજ નહી પણ બાએડીઓ પોતાનાં ભરથારના શુખમાં કેહેલો અ પનીઆર રાખેચ તેહેનો એક દાખલો મલી આવેચ.

જે દીને નવા બગલામા રતનજી શાહા રેહેવા ગીઓ તે દાહાડે બામદાદથી હમોએ તેહેનો ઘોહોએક વાપરવા જોગ શામાન બગલે મોકલવા માડીઓ તે ગોઠવવાનુ કામ જરબાઈએ મોહોટી ખુશીથી પોતાને માથે લીધુ અને શાહાજના મહને તાંહાં આવવાની અરજ કીધી. હમો ઘેરમા શગલુ નકી કરીને શકારેથી બંગલે ગીઆ, તાંહાં રશતામા માહારા દોશતદારને પોતાની આગલી વાત ફરીને ઈઆદ આવી, અને પોતાની બાએડી વીશે મહને કેહેવા લાગો કે તેણીએ કોઈ દીવશ દુખ જોએઉં નથી, અને બ બરચીખાનાનો ઉબર ઓરગીઓ નથી, અને ઘેરના હલકા ખતેરામા પડી નથી, તેથી તેહેનુ શુ થશે તે વીશે તેહેને (રતનજીશાહને) ઘણી ફીકરછે, અને તેણે પોતે પોતાના ઉધા વેપારથી પોતાનાં કુટંબને આએ રીતની જંજાલીમા નાખીઉય હેવુ કહીને તે કેટનોએક પશતાવો કરવા લાગો, અને બીજું બોલીઓ કે મોહોટું ઘેર મુકીને નાખલાં જુકડા જેહેવી જગોમાં રેહવા ગીઆથી તેહની ઓરત રડેઆ વગર રેહેગે નહી

રતનજીશાહની એ ફીકર તદન ખોટી હતી, તેહનો દાખલો હમોને તરતજ મલી આવીઓ; તે એજે, ગાડીમાંથી ઉતરીને બગલો જે બગીચાની કેટલોએક અંદર હતો તે તરફ હમો ધીમે ધીમે ચાલતા હતા એટલામાં દુરથી જરબાઈનો આવાજ હમારા કાન ઉપર પડીઓ, તે પોતાના દીકરાને જોહોલીમા શુવારીને ખુશ અવાજથી ગીત ગાતી હતી, તે શાલવીને માહારા દોશતનો ચેહરો તરત ખીલી ગીઓ અને હુ શાંભલું તેમ બોએઆ લુખું માણશ આશાએશ પામીને બોલે તેમ બોલીઓ કે "જરી, ખોદા તુને શલામત રાખે અને તાહરી શબુરીનો બદલો તે શાહેબ વાલી આપે!"

બગલામા ગીઆ પછી જરબાઈ હમોને મલી, તેહેનાં ચેહેરા ઉપર કશી દલગીરી હતી નહી, તેણીએ હમારે ફીજે ખાનુ તઈઆર રખાવીઉ હતુ, અને બગલાની છાએડાભુરેલી વરાંડમાં પાતરાં મંડાવી રાખીઆં હતા, તાંહાં બેશીને હમો શારી પઠે જમીઆ; અને રતનજીશાહ મહને કેહેવા લાગો કે હેવું ખુશી ભરેલુ અને નીરાંતથી કોઈ દાહાડે તેણે પોતાની મોહોટી હવેલીમાં ખાનું ખાધુંતું નહી.

રતનજી શાહની હાલત એમની એમ પડી રહી નથી, તેણે પાછલે દાહાડે ઉદીઓગ અને અનુભવથી મલેલાં દાહપણના બલથી તથા પોતાની શેઆની બાએડીની શારી મશલત પરમાંણે' ચાલી કર કશરનો ખરચ કરવાથી પોતાની આગલી દોલત તથા દબદબો ઘણો ખરો પાછો મેલવીઓછે, તે આજ શુધી કેહેતો આવીઓમ કે ધામધુમના મેહેલ કરતાં નીરાંતે રેહેવાની જુકડી ભલીછે.

---

## માહોમાહેના કીશાદથી થતી ખરાબી.

### પંનજાબનુ રાજ.

ઘણા દાનાવ લોકોની હેવી મશલતછેજે હરેક કુટુબના લોકોએ તેમજ હરેક રાજ ચલાવનારા વડા લોકોએ માહોમાહે લડાઈ જેમ બને તેમ નહી કરવી, એ શીખામણ ઉપર જેટલુ ધેઆન અપાએ તેટલુ આપી શારી પઠે વીચાર કરવો ઘટારતછે. ૧ મોહોટી નેઆતો કીધાથી અને તહરેવાર બીજા મોહોટા ખરચ કીધાથી એક કુટુબનો પઈશો જેટલો ખરાબ થતો નથી તેટલો તે કુટુબના લોકોની અરશપરશની લડાઈથી થાએછે, પારકા દુશમનના હુમલાથી અને બીજા તેવા બનાવથી હરેક કબીલાની હોરમતમાં જેટલો ઘટારો થાએછે, તે કરતાં દેવો ઘટારો દશ ગણે વધારે અરશપરશની નાલેશી અને ફજેતી કીધાથી થાએછે, શનશારની શખતી આપદાથી અને માંદગીની શખતી પીડાથી એક કુટુબના લોકોનો જીવ જેટલો અકલાએછે અને શુખનો નાશ તથા તનદરોશતીની ખરાબી જેટલી થાએછે તે કરતા વધારે માહોમાહેના કજીઆ કીશાદથી થાએછે. એ બાબેના ઘણાએક દાખલા અતરે આપી શકાએ હેવુંછે પણ કેટલાંએક કારણોને લીધે તેમ કરવાને દરશત ધારીઉ નથી તોબી શેઆણી વાંચનારીઓ જો એ બાબેની શાબેતી માંગતી હોએતો દેશીઓના ઘણાએક કુટુબોના હેવાલથી તેઓને તેવી શાબેતી શેહેજમાં મલી આવશે.

વલી માહોમાહેના કીશાદથી હરેક કુટુબની જેતી ખ

રાબી થાએછે તેવીજ ખરાબી મોહોટાં રાજ્યોની થાએછે. હેવા ફીશાદથી ઘણાએક રાજ્ય ઉથાં વલેઆંછે. રાજાના કુટુંબના લોકોની અરશપરસની અદેખાઇ, તેઓની ઓરતોના ફીશાદ અને કાવતરાં, તેઓના પરધાંનોની લુછાઇ, અને દંગા, તેઓના શરદારોની નાફરમાંની અને કજીઆથી રાજ્યોની જેટલી ખરાબી થઇછે તેટલી દુશમનોના બલ અને ફોજથી થઇ નથી. આપણી ઉપર હાકમી કરનારા ઇંગરેજો જેમની હોડીએક શંખીઆ દુર રાહ ઉપરથી આ મુલુકમાં આવીને થોડા વખતમા ભારી ચમતકારીક રીતે આ લગભગ શંપેલો ભરતખંડ પોતાને હાથ કરી બેઠીછે તે કાંમમા તેઓને પોતાંની બાજુના કવત અને અકલના જોરથી જેટલી મદદ મલીછે તેટલીજ બલકે તે કરતાં વધારે મદદ ગામડી રાજ કરનારાઓના માહોમાહેના બખેડાથી તથા તેઓના પરધાનો અને શરદારોના અરશ પરશના કજીઆ ફીશાદથી મલીછે તે વીગેનો એક દાખલો અતરે ટાંકેઓછે તે વાચીને શેઆણા લોકોએ શીખાંમણ લેવી અને માહોમાહેના કજીઆમા પડવાથી શદા પહરેજ કરવી.

પનજાબમાં શીખલોકોનુ રાજ ચાલુ કરનાર તથા તે રાજની કીરતી વધારનાર રંનજીતશીંહ મરણ પાંમવા પછી ખરકશીંહ નામનો તેહુનો એક છોકરો ગાદી ઉપર બેઠો. એ રાજા જાહુજો દાહેઓ અથવા હીંમતવાંન હતો નહી તે થોડાજવારમાં મરણ પામો અને તેહની એક બાએડી અને ચારરાખેલી ઓરતો શતી થઇને તેની શાથે બલી મુઇ. એ મરનારનો છોકરો નવનેહાલશીંહ પોતાંના બાપને બાલીને ધર તરફ આવતો હતો તેવાંમાં શેહરમાં દાખલ થવાનાં દરવાજાનો એક ભારવટીઓ તેની ઉપર પડેઓ અને તેજ દીને તે મરણ પાંમો. એ બનાવ કોઇ દગાખોરોના કાવતરાથી થએલો ધારવામાં આવેછે.

એ બનાવથી શ્રી કાશમીરનો હાકમ શેહરશીંહ જે રણજીતની એક રાખેલી ઓરતને પેટનો છોકરો હતો પણ જેહુંને શદા ખરા શાહજાદાની માફક ગણવામાં આવએલો તે તખત ઉપર બેઠો. એ રાજા ઘનો હુશીઆર તથા શકતીવાલો હતો પણ તે શાથે ઘણો મોજીલો પણ હતો. ઉગમણ ખરાંતનાં બીજા રાજ્યોની માફક આ એ વખતે શીખ રાજની કંમબખતી આવવાની નીશાન દેખાવા લાગી શેહર શીંહ ગાદી ઉપર બેઠો પછી જલદીથી લેવી ધુમ ઉઠી જે મરનાર નવનેહાલશીંહની બાએડીને હમેલ હતા. એવે બાહને તે રાજના જુદા જુદા શરદારો બે ટોલીમાં વેહચાઇ ગએઆ પણ અંતે શેહરશીંહની ટોલી વાલા ફતે પાંમેઆ. તોભી શુલેહ જાહેજો વખત ટકી નહી. ઇશવી શને ૧૮૪૩ ના વરશના શપટેમબર મહીનામાં એ રાજાના વજીર ધેઆંનશીંહે રાજા થવા શારૂં બખેડો ઉભો કરેઓ. તારીખ ૧૫ મી શપટેમબરને દીને શેહરશીંહ લશકરના શીપાઇઓની કવાએદ તપાશતો હતો તેવાંમા ધેઆંનશીંહે શીખવી રાખેલા અજીતશીંહ નામના એક નાલાએક શરદારે દગાથી તે રાજાના માથામાં એક પીશટોલ જાહડી જેથી તે તતકાલ મરણ પામેઓ અને ધેઆંનશીંહે પોતાને રાજા કહેઓ, તેની શાથે બીજા બલવાખોરો તુરત મલી ગએઆ. એ વખતે મરનાર રાજાની તરફવાલા અને બલવાખોરો વચે આમનશામન ઘણી ખુનરેજી ચાલી. અજીતશીંહે શેહરશીંહની લોથ કાપીને તેહનુ શર એક ભાલાની અનીપર ઉંનચુ ધરેઉં અને તે બલવાખોરો ફીશાદ કરતા શેહરમાં આવા જાહાં અજીતશીંહે પરતાબશીંહ નામના રાજપુતરને કાપી નાખેઓ તથા તે રાજપુતરની શઘલી બાએડીઓને તેમના મકાંનમાંથી બાહેર ઘશડી કાહડી તે બીચારીઓનેબી કતલ કરી અને શેહરશીંહનો એક પુતર જે તે દીવશની આગલી રાતે જનમેઓ હતો તે બાલકને ફાંશીથી શુંગરાવી મારેઓ. હેવાં ઘાતકી કરમો કરવા પછી અજીતશીંહે ધારેઉં કે હું પોતેજ પંનજાબની હકુમત લેઉં, તે કામમાં કશી હરકત પછવાડેથી નહી થવા દેવાની મતલબથી તેહને ફીશાદ કરવાને પેહલા ઉશકેરનાર પોતાંના હરીફનોબી ઘાત કરવાનો તેણે ઠેડાવ કરેઓં. એ પરમાણે તે ધેઆંનશીંહ પરધાંનની ગાડીમા બેઠો અને તેહની શાથે વાત કરતાં તેહને કતલ કરેઓ. એ રીતે એ અજીતે તા૦ ૧૫ મી શપટેમબરનો આખો દીવશ ખુન કરવામા કાહડેઓ અને પોતે રાજા થવાની પુર ઉમેદમાં રહેઓ. પણ બીજે દીને તેહના પાપે તેહની પર ગલબો કીધો. શરકારની તરફવાલાઓ શઘલે ઠેકાણે બલવાખોરોને મારી હટાડવા લાગા અને અજીતશીંહ તથા તેના બીજા શંગાતીઓને પકડી ફાંશી દીધા અને ધુલીપશીંહ જે પંનજાબના પેહલા રાજાનો પુતર થાએ અને જેહની એક મુરતી-આ ચોપાનીઆંમાં દાખલ કરવામાં આવીછે તેહુને ગાદી ઉપર બેશાડેઓ. એ ધુલીપ તખતપર બેઠો તોબી પનજાબમાં માહોમાહેની શમાધાંની ચાલી નહી. અને આપણી ઇંગરેજ શરકારને ધાશતી લાગી કે રખેને તેવા ફીશાદની કોઈ માઠી અશ

ર ઈંગરેજી પરજાપર પામે તથા રખેને એ ફીશાદીઆ શીખ લોકોનુ લશકર જે ઘણી દગા ભરેલી હાલતમા હતુ તે બરીટીશ હકુમત તયેના મુલકમા ઉતરી આવીને ફીશાદ કરે એ ધાશતી બાબે પોતાનો શંભાલ કરવા અને જોગવાઈ મયેતો બરીટીશ હકુમત વધારી પોતે માન મેલવવાની મતલબથી ૧૮૪૫ ના વરશમા તે વખતના ગવરનર જેનરલ લારડ હારડીંજે ઈંગરેજી શરહદ તરફ શ્રી ફીરોજપોર મધે એક મોહોટી ફોજ એકઠી કરી કે અગત પડેતો તે ફોજ તુરત કામ લાગે થોડા મહીના ગએઆ નહી એટલા ઈંગરેજ સરકારે ધાશતી રાખેલો બનાવ ખરેખર બનેઓ. શીખ લોકો પોતાના મુલકમા ફીશાદ કરતા પરાઆ નહી અને શટલેજ નદી ઓરંગી આપણી સરકાર શાથે લડાઈમા ઉતરેઆ, પણ ઘણીએક ખુનરેજી ભરેલી લડાઈઓ થએઆ પછી આપણી શરકાર ફતેહ પામી અને શીખ લોકોની રાજધાની શ્રી લાહોરનુ શેહર જે શ્રી ફીરોજપોરથી પચાશ માઈલની વેગલાઈ ઉપર છે તાહા આપણુ લશકર કુચ કરી ગઈઉં શકટમા આવેલા શીખ લોકોએ શુલેહ કરવા માગી તે બરીટીશોએ કબુલ રાખી તા૦ ૨૯ મી ડીશેમબર ૧૮૪૬ ને દીને આરશાપરશ એવી કબુલાતો કરી કે બને શરકારે મીતરાઈથી ચાલવુ અને લડાઈના ખરચને પેટે શીખ સરકારે હફતે હફતે મલી બરીટીશોને રૂ૧૫૦૦૦૦૦૦) આપવા અને ધુલપશીંહ જે તે વખતે નાધરી વએનો હતો તે મોહોટો થાએ તાહાશુધી પનજાબની જાલવનીને શારૂ તે મુલકમા બરીટીશ.લશકર રાખવુ અને રાજ કારભાર શબધી કેટલીએક બાબદમા ઈંગરેજ શરકારના વકીલની મશલતથી ચાલવુ એ પરમાણે ઈંગરેજ શરકારે પોતાનો પગ પેશારો પનજાબમ કરઓ અને કાબુ મલાવવા માગેઓ જે શઘલુ તે વખતે કબુલ કરવામા આવીઉં પણ પછવાડેથી ધુલીપશીંહની માએ રાણી ચંદા તથા તેહના મશલતીઆ શીખ શરદારોએ પોતાના માહોમાએના બખેડાના માઠાફલ જોએઆ અને બેગાના ઈંગરેજોની દબાનમા રેહવાથી કંટાલવા લાગા તથા તેથી પોતનો છુટકારો કરવાની તદબીરમા ફરવા લાગા તેઓએ બરીટીશોનો નાશ કરવાને જે ગોઠવણ કરી રાખી હતી તે ૧૮૪૭ ના મેએ મહીનામા જાહેર થઈ અને બરીટીશોએ જોઈઉં કે એ શઘળી બલાનુ મુલ રાણી ચદાછે તેથી તેઓએ એ રાણીને બરજોરીથી શ્રી કાશી ખાતે કેદ મોકલી જે જગોએથી તે પછવાડેથી નાહશીને નીપાલના રાજને આશરે જાઈ રહીછે

એ રાણીને દેશનીકાલ કરવાથીબી પનજાબમા બરીટીશ લોકો આરામથી રહી શકઆ નહી કારણકે ઘણા શીખ શરદારો ઈંગરેજને ધીકારતા હતા તેઓએ દગો કરવાનો વીચાર રાખઓ, તે દગો મુલતાનના નાઝીમ હાકમ મુલરાજે ૧૮૪૮ ના વરશમા શુરૂ કરીઓ તેમા બે ઈંગરેજી વકીલો મારેઆ ગએઆ અને તે હાકમને શીખશા કરવાશારૂ મોકલેલો શેહરશીંહ શરદાર રશતે જતા ભલવાખોર થઈ પડેઓ. તેહના બાપ ચતરશીંહે પણ જલદીથી તેહવો હાલ પકડઓ અને ચેલેઆનવાર પનજાબમધે એક ભારી લડાઈ ચાલી જેમા બધે તરફનુ ઘણુએક લશકર તથા ઘણાએક નામીચા ઈંગરેજી અમલદાર મારીઆ ગઆ પછી બરીટીશો અતે ફાવેઆ મુલરાજ તથા શેહરશીંહ તથા ચતરશીંહ અને બીજા શરદારોને કેદ કરી દેશનીકાલ કરેઆ ધુલીપશીંહ રાજાને દર વરશે પાચ લાખ રૂપીઆનો લવાજમો આપવા ઠેરવી ગાદી પરથી ઉઠાડી મેલઓ અને પનજાબનુ શઘલુ રાજ તા૦ ૧૭ મી મારચ ૧૮૪૯ ને દીને બરીટીશ હકુમત તલે લેવામા આવીઉ

એ વખતથી એ રાજા ધુલીપશીંહ બરીટીશોનો મુશારેહાર થઈ રહેઓછે તેહને ડાકટર (હવડા શર) જાન લોગીન ના હાથ તલે શારી કેલવણી મલવા લાગી તે પછવાડેથી પોતાનો બાપીકો ધરમ મુકી ખરીશટીઆન થએઓ અને ઈંગલડ ગએઓ જાહા તેહના ગભીર મીજાજ અને શનુકાઈ ભરેલી ચાલથી આપણી મા એઆલુ રાણી તથા બરીટીશ ઉમરાઓ અને બીજા લોકોને ઘણો પશન પડતો થએઓ એ રાજા હજુર ઈંગલડમાજછે તેહની ઉમર હવડા માતરે ૨૩) વરશનીછે અને એ રાજાએ પોતાના કોઈબી વાક વગર જે રાજ ખોઈઉંચ તે બરીટીશ શરકારની હકુમત તલે શલાહ શપનથી ચાલેછે તે મુલકની વશતી આશરે ૪૦૦૦૦૦૦) ચાલીશ લાખ આદમીનીછે અને તેમા શરકારને આશરે ૨૫૦૦૦૦૦૦)બે કરોડ પચાશ લાખ રૂપીઆની આવક થાએછે એ મુલક બરીટીશોના હાથમા ઘણો અગતનો થઈ પડેઓછે

---

## રેતીનાં રાણ.

આએ પુરથવી જેહની શપાટી ઉપર તહરેવાર દેખાવ જેવાકે પાહાડો, નદીઓ, શરોવરો, વેઆરો, પેદાના અ

ને જંગલો રાન ઇતીઆદી દેખાવો નજર પડેછે તેમાં ઉલ્લી કહેલી જગાઓ ઇઆને રાન જેવા દરામના તેવાંજ ઉમદા દેખાએછે. પરવરદીગારની બેહદ ખુદરતમા એ રાનો જાતે જેવા ઉજાડ હોએચ તેવાંજ ઉજાડ બુધીના આદમીને તેથી સારી શીખામન મલેછે. એ રાણો તમામ રેતીની જગાઓ હોએછે જાંહાં ઘનાએક માઇલશુધી રેતીના ઢગલા અને ખાડાઓ શવાએ બીજું કશું નજર આવતુ નથી, કોઈ તહરના જાડ પાન અથવા ઘાશ ઉગતાં નથી, પાંણીનો એકુ મશમો કેથે વેહેતો દેખાતો નથી, થંડો પવન કદી ફુંકતો નથી અને જાહા મુશાફર લોકો શદા થાક અને તરશથી હવાતો હેરાણ મલેછેજે જેઓને જીવતાં દોજખ જેવુ હોએ તેઓએ એવાં રાન જોવા એટલે દોજખની ઘનીએક શખતીઓની ચેહજમા શમજ પડશે.

એ રેતીના વેરાણ મકાનો દુનીઆના ઘના ભાગોમાં નજર આવેછે પણ આફરીકા તથા એશીઆ ખંડમાં તેઓએ વની જગો પેરીછે. તાહાં કાઈ નહી પણ છુટી અને પવનથી ઉડતી રેતી હોએછે જેહના જુદે જુદે વખતે ભારી બુલંદ ટેકડાઓ જુદે જુદે ઠેકાણે થાએછે અને તે શાધારન પવનમા તથા વરોલીઆના જોરથી એવી દરામની રીતે ઉડેછેજે આદમી અને જાનવર ચેહજવારમાં તેમાં ગુગરાઇ મરણ પામેછે તથા ડટાઇને નહી શરખાં થાએછે.

શ્રી આફરીકા ખંડના હેવા જંગલ વીશે જાણાંવવામા આવીઉછેજે હજારો માઇલના વીશતાર શુધી એવી રેતી પવનથી ઉડતી ફરેછે તેથી તથા સખત ગેરમીથી એટલી પીડા થાએછેજે દુનીઆના બીજાં કોઈ રાંણમાં તે મીશાલે થતુ હશે મહી. બલતી રેતી શવાએ ઘણાએક માઇલ શુધી કાઇ નજર આવતું નથી અને કશુ મલતું નથી. જાહનમના તાપ શરખી ગરમી શવાએ બીજું કશુ આદમીની ઇનદ્રીઓના જાણવામા આવતું નથી વનજારાઓને કશું પાણી મલતુ નથી એટલુજ નહી પણ જેકાંઈ પાણી તેઓ ચામડાંની પખાલો અને બીજા વાશણોમા લીધું હોએચ તે શુકાઇ જાએચ અને તેઓ તથા તેઓનાં ઉંટ જે વેપારના કામ શારૂ એ રેતીના શમુદરમા વાહાનોની માફક કામ આવેચ તે ઘણીખરી વેલા પેઆશથી મરણ પામેછે. તરશા મુશાફરને એવી વેલા તરશથી જેટલો ઉપદરવ થાએછે તેટલો કુરાશો નાઉમેદીથી આવેછે—તે એમકે પાણી મલવાની આશા જુથી દુર રાહ ઉપર નેધા કરેછે તાહરે તે રાહપરની રેતી શુરજના કીરણોથી હેવીતો જહલકેચજે જાણે તે પાંણીનો એક મોહટો શરોવર હોએ અને તે ધીગી શરોવરમા શુરજનો આકાર હેવો અછો પડેચકે આસમાનપરનો આફતાબ તેહેવો જહલકાટ ભરેલો દીશતો નથી. હેવુ જોઇ ઉમેદવાર વનજારા અને મુશાફરો પોતાના થાકેલા શાંધાઓ ધોવાને અને તરશા હોટ તથા જબાન તાજી કરવાને તથા શુશત તબીએતને હુશીઆર કરવાને વધારે શેતાબીથી તે આગલ ઢગલા ભરેછે. તેઓ ઉતાવલે મજલ કાપેછે પણ તે બીચારાઓ જેટલી ઉતાવલ કરે છે તેટલો તે તલાવ દુર જતો દેખાએછે અને પાણી આગલ પોંહચવાની ઉમેદ બર આવવાને વખતે તેઓ તે પદારથથી આગલ કરતાં વધારે બેનશીબ રહેછે. એક પાણીના જડાને માટે તેનુ ચાર ઘનુ શુંનુ આપતાં પાણી મલતું નથી અને તે શમે દીલપર શુશતી, મન પર ગમ શાથે આદમી અને જાણવરના શઘલી પાતીએ હેવા બુરા હાલ થાએ છે કે તે કરતાં બદતર કાંઇ હોએ નહી. એવા શમે ગમે હેવો મગરૂર આદમી હોએ તે નમનતાઇ પકડેછે, ગમે હેવો પઇશાવાલો હોએ તે ગરીબો કરતાં વધારે લાચાર થાએછે, ગમે હેવો નાશથીક હોએ તે પોતાના પેદા કરનારની હશતી વીશે શુધ પકડેછે અને પોતાંની આદમીની તાખમની વડાઇ હોવા છતાં પોતાના શગતી પોતાના ઉંટે શવાએ કોઇ બીજો મેહરબાન દોશત પોતાની આગલ તે જોતો નથી અને મોત પોતાને માથે ગુમેછે હેવુ શમજી તે દુનીઆની માએઆપરથી મન કાહડી મીનોઇ જાહન વીશે અંદેશો કરવા માંડેછે.

હેવાં દરામના તેમજ ઉમદા રાનમા કોઇ કોઇ ઠેકાંણા હેવાં હોએછે કે જાહાં થોડાએક પાણીના ચશમાં તથા નાલીઆરી અને ખજુરા તથા બીજી લીલોતરી મલી આવેછે, અને જે આશપાશની ઉજાડ જગોને લીધે ઘનો કીમતી ગણાએછે. એ જગોએ આવતા નેવાર મુશાફરો અને વનજારાઓ જાહનમમાથી નીકલી જીનતમાં પેહેલા પોતાને શમજેછે અને તેઓના શરખાં મરતતોલ આદમીઓ તથા જાનવરોના શરીરને તાજુ કરવાને એ જગોએ કેટલાએક ધરમાતુ લોકોએ પાણીના પરવો બનાવેલાં હોએચ તાહના પાણી એટલાંતો કીમતી ગણાએચ કેતે વીશેનો ખેઆલબી વાચનારાંઓના મગજમા શારીપકે આવશે નહી—પણ તેની થોડી ઘનીબી શમજ પડવા શારૂ તે વીશે આગલ જે ઓતાર આપેઓચ તે જોઇને વીચારવુ કે જે પદારથ આપણે દરરોજ બે ફીકરાઇથી અને

કદર વગર જેટલુ ગમેચ એટલુ બીગાડીએચ તે ઘનેએક ઠેકાંણે કેહેવુ બેકીમતી અને મોહટી અગતનુછે. ઉપર જણાવેલા શરખાં રાંસ્તોમાથી આવતા આદમીની તથા જાણુવરની જે મીશાલની ગતી ખરેખર દેખાએછે તેની આબેહુબ નકલ એ ચીતારમાં કરવાને કોશેશ કીધીછે. એ જગલના એક કીનારાપર એક પાંણીના ચશમાની જગોએ એક પહેરેગારે મરદે એક પરબ બનાવીઉચ અને જંગલમાથી આવતા શરવે કોઈ મરત તોલ થાએલાઓને કીમતી પાંણીથી, તે પાછા તાજા કરેછે શું ચેક કે શુ ચાકર શરવે કોઈ તેહની શખાવત એક શરખી રીતે ભોગવેછે—અને વીચારો કે તે ઘટતી શખાવતનાં આશીરવાદ તે ધરમાતુ પુરૂશને કેહવા ફાએદેમંદ થતા હશે. પાણી પીનાર મરદ કેહેવો દમ બાંધીને પાંણી પીએછે ! તેહનો ચાકર તે કુજા તરફ કેહેવી આરજુથી જોએછે ! અને તેહેનુ ઉંટ કેહેવી આતુરતાથી પોકાર મારેછે ! તે શરવે એ ચીતાર ઉપરથી શમજ પડશે !

એ પરમાંણે દુનીઆની ઘનીએક શપાટી હેવા જંગલથી જુદે જુદે ઠેકાણે બોઈછે તેઓનો વીશતાર આશરે શાહક લાખ ચોરશ માઈલનો ગણવામાં આવીએચ. તે એશીઆ આફરીકા અને અમેરીકા ખંડોમા તથા આશતરેલીઆના ટાંપુમાં જુદે જુદે ઠેકાંણે જોવામાં આવેછે તેમાં ગઉથી વધારે નામીચુ શ્રી આફ્રીકાનુ શાહરા ઈઆને માહારાનછે જેને વીશે શરવે કોઈ મુશાફરો તહરેવાર ડરાંમની વાતો કરેછે. તેનુ વરણ અતરે કરવાની જરૂર નથી. એ જગલોનો વીશતાર તેમાની નાઘલી નાઘલી ઉપર જણાવેલી થોડુ પાણી તથા લીલોતરીવાલી જગાઓ શાથે આશરે ૧૮૯૬૦૦૦) માઈલનોછે. અને આપણા હીનદુશથાનના દેશ કરતા તથા મુમબીઅ શમુદર કરતા નજદીક તરણ ઘનુ મોહટુંછે તેમાં શીમોરગ તથા જગલી ગોરખર ઘની વેલા નજર પડેછે. પુરાણા વખતના લોકો ધારતા હતા કે તાંહાં શહીનો વાયો ઘનો હોએછે પણ શારી તલાશ કરવાથી હવડાના વખતમા માલુમ પડીઉ છેજે એ ધાશતી આધાર વગરનીછે કારણકે તે રાન હેવાન કદી હેવી ઉજડ જગોમા ભમતુ નથી. એ જંગલમા જુદે જુદે ઠેકાણે ઉપર જણાવેલી શરખી ફલદરૂપ જગાઓ જેમને "ઓઆશીશ" નામ આપઆંછે તે જગોના આદમીઓ ઘનુ કરીને શુખાકારી ભરેલી હાલતમાં હોએછે અને મુશાફરોપર ઘની મેહરબાંની રાખેછે. એ જંગલમાં કેટલીએક ફારાની જગોછે તેમજ થોડીએક જગોએ નીમખના અગરછે અને તે નીમખ વેપારના કામ શારૂ ખપે હેવુંછે.

---

# પરચુટન બીનાઓ.

## કુતરાની જાતનો પેઆર

ઘનીવેલા હલકી પદવીનાં પરાણીઓ આદમી શાથે વફાદારી અને પેઆર બતાવેછે તેનો આ એક શારો દાખલોછે. શ્રી ઈંગલડ મધે કોરશે નામની જગોના મી૦ વાલવરક નામના એક કારખાનાવાલાને તાહાં નીઉફાઉલડ જાતનો એક કુતરો હતો તેહેને એ ઘરશથની નાઘલી છોકરી ઘની ખરી વેલા ખવાડતી હતી. એ છોકરી જાહરે માંદી પડતી તાહરે તે કુતરૂ બીજા કોઈ આદમીના હાથનુ મેલેલુ ખાનુ ખાતુજ નહી ૧૮૫૫ નાં વરશની આખેરીમાં એ છોકરી નામે મીશ વાલવરક જારે ઉેલલી વેલા આજારી પડી તારે તે કુતરૂ ઘનુજ નાખુશ રેહેવા લાગું અને તા૦ ૬ થી નવેમબર ૧૮૫૫ ને દીને તે મરણ પાંમી તાહરે તે કુતરાંની ગમગીનીનો વધારો થઓ. એ મરનારને દાટવાને દાહડે તેહની કરકટી જારે ઘરમાથી બાહેર લઈ જવાની તઈઆરી થઈ તારે પેલુ કુતરૂં આવીને તે કરકટીની આશપાશ ઘનાં દુખ તથા શોગ ભરેલાં ડોલથી ફરી વલીઉં. તે પછી તુરત તાંહાથી જતું રહીઉં અને ફરીને કદી જીવતુ દેખાઈઉ નહી—થોડાએક દીશવ પછી તે ઘરની પડોશમાંની એક જગોથી એ વફાદાર જાનવરની લોથ હાથ લાગી હતી !

---

## ધીરા મીજાજની ખુબી.

મોહોટી પદવીનાં અને મોહટા અમલવાલાં આદમીઓ ઉતરતા દરજાવાલાં લોકો શાથે તકુબરી અને ધમકાવણુ કરે તાહરે તેવા મગરૂર લોકોપર ગુશે થાઈ તેઓને પાછા ધમકાવવાની વેતરણ કીધાથી ઓર ખરાબી થાએછે વાશતે હેવા ઉનચા દરજાનાં લોકોની ધમકી અને મગરૂરીનો જે ઓ અરકાવ કરવા માગતા હોએ તેઓને માટે શઉથી શારો ઈલાજ એછે જે મગજ ધીરૂ અને કલેજું થંડુ રાખીને હેવી, તાલથી બોલવુ કે પેલા દરજાવાલા . આદ

મીની શુધ પોતાની ,મેલેજ ઠેકાણે આવે, જેમકે એક વેલાએ ઈનશાફની એક દરબારમાં કોઈ તીખા મીજાજનો નેઆએધીશ શંધા લોકોને વારેવાર ધમકાવતો હતો અને પોતાની મોહોટાઈ જણાવવાને તહરેવાર તકબરી કરતો હતો. એકવેલા એક કજીઆબાબે એક કારીગર તેની શામને શાખશી આપવા આવઓ તેણે એક શવાલના જવાબમા કહીઉં કે "એ બીના કારીગરોની કાબેલીઅત ઉપર આધાર રાખેછે." હેવો જવાબ શાંભલીને નેઆએધીશ મગરૂરીથી બોલઓ કે " વલી નીચ કારીગરો હયોરાશાથે માથુ ફોડે તે ઓની કાબેલીઅત તે કેહેવી હોએ" । હેવી મગરૂરી અને તકબરી ભરેલા શબદો શાંભલી તે કારીગરે ગુશો કરવાને બદલે હડા-મગજથી જવાબ દીધોકે જેણે દરી બકરાંની પુછડીને તમો નેઆએધીશના માથાંને ચોભા આપનારી તથા તમારો દરજનો જનાવનારી ટોપી બનાવી તેને લોક કારીગર લોકોની કાબેલીઅત કેહેછે. હેવો ખુશ હાજર જવાબ શાભલી દરબારના શઘલા લોકોને હશવુ આવીઉં અને નેઆએધીશ શરમીંદા થઈ ધીરા મીજાજથી તે કારીગર શાથે બોલવા લાગો.

---

## ખોટી તારીફ.

ખોટી તારીફ કરતાં બેહતર બીજુ કાઈ નેથી. કોઈબી મીજલશમાં આખી મીજલશની ખોટી તારીફ કરી હોએતો તેથી કોઈ મદન થવાનુ નહી પણ ઓર ઘણા જણ હેવી તારીફ કરનારને બેશરમ અથવા હલકાં ખમીરનુ આદમી કેહેશે. અને શઘલાની રેહેવા દઈને એક અથવા તો બેજણાની ખોટી તારીફ કરી હોએતો બાકીનાઓ તેઉ કરનાર શાથે નાખુશ થાએ અને દુનીઆના લોકો બલકે જેહેની ખોટી તારીફ થઈ હોએ તેઓબી તેમ કરનારના વીચારને થોડીજ કીમતનો ગણે અને તેહેના એખલાકપર શક લાવી કેહેકે તે તારીફ કરનાર આદમી ખુશામતીઉં અને મતલબ ખોરૂછે! એ પરમાણે બીજાંની ખોટી તારીફ કરનાર આદમી શઘલી જાતીએ ધીકાર પામેછે.

---

## આએ દુનીઆની દોલત.

એક શાધુના વીચાર—દોલત મેલવતા ભારી મુશીબતો ખેંચવી પડેછે, તેને ઝાલવતાં તહરેવાર ધાશતી ખમવી પડેછે. તે ખરચતાં તહરેવાર રીતના માઠા લોભ થાએછે, તે આડે મારગે વાપરવાથી મોહોટો ગુનાહ લાગેછે, તે જતી રહેઆથી મોહોટી ગમગીની ઉપજેછે, અને તેથી અંતે છુટુ થતા મોહોટી મેહનત ભરેલો હશાબ કરવો પડેછે.

---

## આજનુ કામ કાલ ઊપર નાખવું નહી.

(એક રમુજી દાખલો.)

એક માએ પોતાંના બચાંને શીખામન દેતી હતી તેમાં કહીઉં કે માહરા વાહલા બચાં દુનીઆનો ભરૂશો નથી વાશતે જે કામ આજે થતુ હોએ તે કાલ ઉપર નાખવું જોઈએ નહી. તે બચું તુરત બોલીઉ કે હા માએ ખરી વાત કેહેમ વાશતે માજો આપરે જે મીઠાઈ કાલે ખાવાને વાશતે બાકી રાખીય તે આજેજ ખાઈ લઈએ ।

---

## ઠગાઈ પકડવાની રીત.

એક ઠગારો આદમી મુગાનો લેબાશ લઈ એક ઘેઆની ઓરતની પાશે આવી હાથ લાંબો કરી પોતાનાં હાલપર દએઆં ઉપજાવવા જોગ રીતે ભીખ માગવા લાગો. તે ઓરત તેહની તરફ જોઈને બોલવા લાગી કે અરે! અરે! તાહરી પર કેહેવુ દુખછે ! તુ કાહરથી મુગો થઓ વારૂ? હેવા માએઆ ભરેલા નરમ શફન શાંભલી પેલો ઠગારો પોતાની ઠગાઈ ભુલી જઈને બોલઓ કે "હુ જનમથીજ મુગો છેઉ!" તે ઓરત બોલી "રે! બીચારા કમબખતી તાહરી" હેવુ કહી તે રમુજ માટે તેહને થોડા પઈશા આપી કાહડી મુકઓ.

---

## ખાંનામાં નીમખની જરૂર.

ખાનામા નીમખ નાખવાથી શઘલી પરકાનુ ખાનુ અને મુખીઅ કરી ભાજી તરકારીનો શવાદ અને લેજત વધેછે એતો શરવે કોઈ જાણેછે, પણ એ વીશે વધારે જાણવા જોગ અગતની બીનાં આએછે જે શઘલી પરકારના અને મુખીઅ કરી ભાજી તરકારીના ખાનામાં અદાજતશર નીમક નાખવાથી તહરેવાર પીતના મરજો તથા જુદા જુદા શાધામાંથી લોહી જવાના મરજોનો અટકાવ થાએછે.

દલપતરામ કવેશરે આ ચોપાનીઆં માટે

કુરૂપા કરી બનાવેલા

# ગરબાઓ.

—///—

## ગરબી.

ઓ અરદેશર તાહારોરે, ડંકોરે સૂરત સેહેરમાં.

એ રાગનીછે. †

—

સુણ સાહેલી પૂરણ જસ પામ્યા મુંબઈના પારશી
ગાઈએ ગરબી સુખના ગુણ જેમ જણવી આપે આરશી

વજણ

બહુ સુંદર મુંબઈ બંદરછે,
વિખ્યાત જગતની અંદરછે,
જ્યાહા પારશિના બહુ મંદિરછે,
સુણ સાહેલી પૂરણ જશ—૧

જે પશ્ચિમ હિંદુસ્થાન તણું,
છે શોભીતું સંસ્થાન ઘણું,
વેપાર વિષે જેનુ મુખ્ય પણું,
સુણ સાહેલી પૂરણ—૨

ઈનસાફ જ્યાંહાં બહુ સારોછે
વિદ્યાનો અધિક વધારોછે
જ્યાં સરવ પ્રકાર સુધારોછે.
સુણ સાહેલી—૩

જ્યાં લોક ઘણા રેહેછે સુખિયા
દુખ દૂર તજે દરદી દુખિયા
કહુ લોક ત્યાહાં જેછે મુખિયા.
સુણ સાહેલી—૪

પારશિયો પ્રથમ ગણાયાછે,
હિંદૂ નેં તુરક લખાયાછે,
વળિ ખીસ્તી ખૂબ વસાયાછે,
સુણ સાહેલી પૂરણ—૫

એ, વિગરે જન બહુ જાત્યોના
વળિ નાહાની મોટી નાત્યોના
વેપાર કરે, બહુ ભાત્યોના.
સુણ સાહેલી—૬

નામાંકિત પારશિપો તેમાં
છે સદગુણિ નેં, સમરથ જેમાં
કશિ વાતે નથિ ખામી એમાં.
સુણ સાહેલી—૭

જે મુંબઈ શોભા પામેછે,
વિખ્યાત થઈ, બહુ ઠામેછે,
તે પારશિપોને નામેછે,
સુણ સાહેલી—૮

વેપારે વધ્યા રેશો રશે,
સહુ ચીજો આવે સંપસે
તે પારશિપોને પરવેશે,
સુણ સાહેલી—૯

વિદ્યાનેં હુનર વધેલાછે,
વળિ જે રસ્તા સુધરેલાછે,
પારશિયો તેમાં પેહેલાછે,
સુણ સાહેલી—૧૦

વળિ ધરમ ધુરંધર ધીરાછે,
સરવે વાતે સુરવીરાછે,
એતો હેમ જડેલા હીરાછે,
સુણ સાહેલી—૧૧

મુરખનેં જ્ઞાની કરવામાં
દરદીનાં દરદો હરવામાં
ઉદારપણું ઉર ધરવામાં.
સુણ સાહેલી—૧૨

સહુ નાત્યોના હિત કારીછે,
સમજણ જેની બહુ સારીછે,
પારશિપો પરઉપકારીછે,
સુણ સાહેલી—૧૩

---

† જાણવુકે ગરબી ગાતા જે અખશર ઉપર તાલી પડીએછે તે અખશર ઉપર (અ—તાં) કાલો અને મોહોટો લી, ધોછે અને જે અખશરે બે હાથ જુદા થાએ તેના અખશર નીચે (.) નીશાની કરીછે. જહાં રસ્વ "ઉ" અથવા રસ્વ "ઇ" (કુ—કિ) હોએ તે અખશર ટુંકો બોલવો અને જહા દીર્ઘ "ઊ" અથવા દીર્ઘ "ઈ" (કૂ—કી) હોએ તે અખશર બોલતાં તાણીને ગાવો.

# સ્ત્રીબોધ.

પુસતક ૧ લું. ફેબરવારી ૧૮૫૭. આંક ૨ જો.


## લાએકીવાલી ઓરત.

### કીશન કુમારી.

હીનદુશથાંનમાં રજપુત રોલામા શ્રી ઉદેપુરના રાનાઓનું વડશ ઘણું નામીચું અને કીરતીવાન કેહેવાયુંછે અને આગલા વખતમાં એ રાનાઓ રાજશથાન પરાંતના ઘણા ખરા ભાગ ઉપર અમલ કરતા હતા એ વડંશવાલાઓ શાથે લગનની શાહે શગાઇ કરવી તથા બીજી પરકારની નીશબત રાખવી રજપુતો ઘણું માન ભરેલું શમજતા આવેઆછે. એ ઉદેપુર પરાતનો એક માહ રાનો નામે ભીમશીંહ જે ચાલતી શદીની શુરૂઆતમા રાજ કરતો હતો તેની કીશન કુમારી નામની એક દીકરી હતી એ રાજ કણેઆ ઉનચી ઓલાદ શાથે ઘણી ખુબશુરતી અને શેઆનપણ ધરાવતી હતી આ દેશના રેવાજ પરમાણે એ રાજપુતરીને નાધપણથી શ્રી જોદપુરના રાજા ભીમશીંહ શાથે પરણવાની વાત થઇ હતી પણ લગન થવાની આગમચ તે ભીમશીંહ મરણ પામેઓ અને તેની પછી તેનો એક શગો નામે માનશીંહ શ્રી જોદપુરની ગાદીપર બેઠો. એ માનશીંહે રાજ ચલાવેઆને બે વરશ થએઆં એટલાં મરનાર ભીમશીંહના એક પરધાન નામે શવાઇશીંહે પોતાનો કોઇશવારથ શાધવા શારૂં તે મુલુકમા બખેડો ચલાવવાનુ કાવતરૂ કરીઉ. તે એમજે તેણે જાહેર કીધુ કે મરનાર ભીમશીંહનો એક પુતરછે. હેવુ કહીને ધોકલશીંહ નામના એકં બાલકને હાજર કરેઓ જે ગાદીનો ખરો વારશ હોએ કે નહી તે વીશે ઘણો શકછે એ ધોકલશીંહની તરફેનમા શવાઇશીંહે એક જોરાવર ટોલકી ઉભી કીધી અને પોતાની મતલબ મુજબ કામ કરવાને શેહેલ પડવા શારૂ માનશીંહને વેદનામાં નાખવાને શવાઇશીંહે જે તહરેતારૂ ઇલાજો કરેઆ તેમા આ પણ હતો કે માનશીંહને શ્રી જેપુરના રાજા શાથે લડાઇ કરાવી. શવાઇશીંહને શારી પઠે ખબર હતી જે માનશીંહ શ્રી ઉદેપોરની રાજ કનેઆ કીશન કુમારી શાથે પરણવાની ઉમેદ રાખતો હતો તેથી તેણે શ્રી જેપુરના રાજા જગતશીંહને ઉલટ પાલટ શમજાવીઉં કે કીશન કુમારી શરખા 'અમુલી જોહર'ને એ રાજાએ પોતાને શવાધીન કરવું એ રાજાએ તે રાજપુતરીના ગુણ અને ખુબશુરતી વીશે જે કાઇ બીનાઓ શાભલી તેથી તેના દીલનો આતશ જાગેઓ અને શવાઇશીંહની ફરેબ ભરેલી મશલત મુજબ તે રાજપુતરી માટે માગનુ મોકલીઉ. એ બાબે શ્રી ઉદેપોરના રાના શાથે જે શંનધેશો ચાલેઓ તેથી એક વેલા શવાઇશીંહને હેવુ દીશઉં જે જગતશીંહ અને કીશન કુમારીના લગનનો બંદોબશત નકી થવા આવઓછે તાહરે તે મટરખોર પરધાને એ લગનનો અટકાવ કરવાની તદબીર કરી શ્રી જોદપુરના રાજા માનશીંહને તેણે ઉશકરેઓ કે એ રાજપુતરીને પરણવાની બાબદમા તેનો પેહેલો દાવોછે તે જવા દેવો નહી અને જુધ કરીનેબી તે કીશન કુમારી શરખી મંદર રૂપી કનેઆથી પોતાના મેહેલને શોભીતો કરવો. અલબતા માનશીંહનું દીલ તે કનેઆ પરણવાપર હતું તેથી તેણે પોતાનો દાવો આગલ કરતાં વધારે મજબુતીથી કરેઓ એ બાબદમા શવાઇશીંહે જે તહરેવાર કાવતરા કરેઆં તેનુ વરણ કરવા તથા તેથી અંતે જે લડાઇ ચાલી તે વીશે વીગતવારે લખવાની અગત નથી તેથી ટુંક શારાઉશ અતરે ટાકેઓછે

એ લડાઇમા મદદ મલવાને શારૂં બંધે તરફ વાલાઓથી ઇંગરેજ શરકારને તથા ગોવાલીઅરના રાજા દોલતરાવ શીંધીઆ અને શ્રી ઇનદોરના રાજા જેશવંતરાવ હોલકરને અરજ કરવામા આવી હતી એ અરજ કબુલ રાખવાને બરીટીશ શરકારે શાફ નાપારેઉં. પણ શીંધીઆની ચાકરીમાના બે નાલાએક શરદારો નામે બાપુજી શીંધીઆ તથા શીરજીરાવ ઘટદીઆના લશ

કરને ઉપલા રજપુતોના મુલકમા લુટકરીને ગુજરાન કરવા ને બનીઆવે એટલા શારૂં દોલતરાવે એ બંધે શરદારોને તે મના લશકર શાથે જેપોરના રાજાની મદદે મોકલેઆ. તેમજ જેશવંતરાવ હોલકરે પોતાના તે વખતના માનીતા પણ ઘ ણીં બાબદમા પવનપર પીઠ ફેરવનાર લુછા શરદાર અમીર ખાનને તેના હાથ હેઠલના પઠાનો શાથે એજ રાજાની મદ દે આપેઓ.

એ લડાઇનુ પરીનામ એટલુજ થઇઉ કે બંધેરાજ વા વાઓની હાલત દુબલી થઇ બંધે તરફનુ ઘણુએક લશકર મારીઉં ગીઉ જેપોરના રાજાએ હેવાં નુકશાન શાથે આ શરે શવા કરોડ રૂપીઆનો ખરચ કરેઓ પછી હેવુ દેખા ઇઉ કે તેહને ફતે થાએ કેમકે તેહના હીમાતીઓની દબાનથી તથા શાવઇશીંહનાં કાવતરાને લીધે તથા જોદપુરના રા જા માનશીંહના લશકરમા આસેલા દંગાથી એ બીચારાને ઠેટ લીએક શીકશતે ખાધા પછી પોતાની રાજધાનીની બાહેરના શી જવું પડેઉં અને શવાઇશીંહે પોતે ઉભા કરેલા ધોકલશીં હને ગાદીપર બેશાડેઓ. જગતશીંહે ધારીઉ કે કીશન કુમારીનો હાથ મલવાની બાબદમાં તેના હરીફનો પુરો પરા જય થઓ તેણે જોદપુરની શરકાર પાશે પોતાની મર જી માફકના કોલ કરારો કરાવાને તે શેહરપર ઘેરો નાખીઓ. પણ માનશીંહ જોકે હારીઓ તોબી ના હીમત થઓ નહી તેને ખબર હતી કે તેના હરીફ અને મદદગારો વચે મારોમા હે કજીઓ ઉઠેતો પોતાનો મુલક પાછો હાથ કરવાને શેહલ પડશે વાશતે તેણે પેહેલાતો એ તદબીર કીધી કે પેલા અમીરખાન ને પોતાની તરફ ખેંચી લેવો. એ તદબીરમાં એ રાજાએ જે પરતાન દીધું હતુ તે ખરૂં પડઉં અમીરખાન પોતાની શા ધલી શકતી છતાં પવનપર પીઠ ફેરવનારા લુછા લોકોના શર ખો લોભીઓ હતો તે કાઇક મતલબ શારૂ માનશીંહ શાથે મ લી ગએઓ અને પોતાના લશકરનો પગાર મલતો નહી હે તુ બાહાંનુ કરી પોતાના આગલા મીતરોથી જુટો થઇ જેપુર તથા જોદપુર એ બવે મુલકોના જાગીરદારોના વતનો લુટવા લાગો તેહેની લુટફાટ ઘણુકરીને જેપુરવાલાઓને ઘણી વધા રે નુકશાન કારક માલુમ પડી જેથી જગતશીંહે તેની શામને એક લશકર મોકલવાની ફરજ જાણી પણ તે લશકરને એ પ ઠાન શરદારે જલદીથી મારી હટાવીઉં અને આગળ વધીઓ જેથી શ્રી જેપુરના લોકોને ધાશતી પડીકે તે શેહર ઉપર એ ઘે રો નાખશે એવી ધાશતીથી જેપુરનો રાજા જગતશીંહ પુરો હતો નહી તેને જોદપુર આગલથી પોતાની છાવણી તુરત ઉચકી અને શીંધીઆએ તેની મદદે મોકલેલા લશકરના શ રદારોને હેવું કહીઉંકે આબરૂ શાથે મહને માહરી રાજધાની ની જગોએ પોહચાડોતો હુ તમોને મોહોટી રકમ તમારી ચાકરીના બદલામાં આપશ એવી શરતથી તે શરદારોના આશરા હેઠલ તે શ્રી જેપુર જવા લાગો તેણે પોતાની તોપ તથા બીજો અશબાબ આગલથી મોકલીઓ હવે માનશીંહ ના કેટલાએક રાથોર શરદારો જેઓ તે રાજાની વફાદારીથી ચાકરી કરતા હતા પણ જેઓની ઉપર એ રાજાનો ખુરો શક ગએઆથી તેઓ દુર રહા હતાં તેઓ પોતાંના રાજા તરફ વ ફાદારી બતાવવાનો આએ સારો શમો શમજેઆ. તેઓ મશલત કરી પોતાંના આદમીઓ શાથે તે અશબાબ તથા તોપ લુટવા તુટી પડેઆ તેમાં ફતે પામીઆ, પછી તુરત અમીરખાનના લશકર શાથે જઇ મલીને શઘલાઓએ જોદ પુરપર ધશારો કરી તે શેહર હાથ કરીઉ લુછો શવાઇશીંહ નાગપોર નાહશી ગીઓ

એ વખતે માનશીંહનો શીતારો પાછો રોશન થઓ પણ તે જાણતો હતો કે પેલો લુછો શવાઇશીંહ જીવતો અ થવા છુટો રેહે તાહાશુધી તેના રાજમા દગોજ ચાલવાનો તે થી તેને પોતાના તાબામાં કેદ પકડવા અથવા લડાઇમા તેહનો નાશ કરવાને ઘટતું ધારીઉં એ કામ તેણે અમીર ખાં નને શોંપીઉ અને તુરત બેલાખ રૂપીઆ આપેઆ તથા પ છવાડેથી બીજી ઘણી બખશેશની ઉમેદ આપી અમીરખાને તે કામ માથે લીધું અને નાગપોર તરફ રવાને થઇ તહરે વાર ઇઉકતીથી શવાઇ શીંહને પોતાની મુલાકાતને બોલાવીઓ અ ને તાંહાં તેહને કતલ કરેઓ

એ પછી આમીરખાન કેટલો એક વખત નાગપોર ત રફ બીજી લડાઇમાં રોકાએઓ તે પુરીકરીને હીનદુશથાનના ઉપલા ભાગ તરફ આવેઓ તાહરે એ રજપુતો વચે શલાહ કરાવવાની ગોઠવણ ચાલી એ શલાહ કરાવતાં એક ઘણુ ક મ કમાટ ભરેલુ ખુન વચમા પડનારાઓએ કરીઉ જેમાં અ મીરખાન આગેવાન હતો જેપુરના તથા જોદપુરના રાજાઓ વચે મીતરાઇ પાછી ચાલુ કરવા શારૂં હેવી શરત કરવામાં આવી હતી કે જેપુરવાલા જગતશીંહે જોદપુરવાલા માનશીંહ ની દીકરી શાથે લગંન કરવા અને માનશીંહે પોતાના હરીફ ની બેહનને પરણવી એ લગનો થએઆથી શઘલો કપરકી નો દુર થાએ એટલા શારૂ હેવી દરખાશત કરવામા આવીકે ઉપર જણાવેલી લડાઇ જે કારણથી થઇ હતી તે કારણ દુર કરવુ એટલે કીશન કુમારીની જીદગીનો અંત લાવવો કે તેથી

બંધે તરફવાલાઓની આબરૂ રેહે એ શહલા મારેનો હેવો ભોગ આપવાની જાહરે મરચા ચાલી તાહરે અમીરખાન શ્રી ઉદેપુરમા હતો અને તે શરદારે ઉદેપુરના માહ રાનાના પરધાનોની પછવાડે લાગી કહીદીકે કીશનકુમારીનો નાશ કરવાને માહ રાનાને શમજાવવો કેમકે જાહશુધી એ રાજ કનેઆ જીવતી રેહે તાહાશુધી શલાહ થવી મુશકેલછે , તે માહ રાના જો પછવાડેથી કોઇ બીજા રાજા અથવા શરદારને પોતાની દીકરી આપેતો ઉપર જણાવેલા બંધે શરદારોને પોતાના વેરી કરે. એટલુજ નહી, પણ રજપુતોની મગરૂરી જગાવનારો જે વીચાર તે પણ કામે લગાડવાને તેણે કશુર કરી નહી અને કહીકજે જો કોઇ શાથે તે દીકરીને પરણાવામા આવે નહીતો ઉદેપોરના રાજાના કબીલામા કુમારી કનેઆ રેહેવાથી માહ રાણાના ,તથા તેના વડવાઓના નામને મોહોટી હીનપશતી લાગે. હેવી હેવી તહરેવાર ઇઉકતી એ અમીરખાને તથા તેના મલતીઆઓએ કરી. પણ માહરાના ભીમશીંહે કોઇબી દલીલ અથવા ધાશતીની અશર પોતાના મનપર થવા દીધી નહી અને પોતાની નીરપરાધી દીકરીને મારવાને હુકુમ આપવા અથવા શમજાવવાને શારૂ ના પારઉ તે બાપનો તેવો વીચાર ફેરવવાને તેહના પરધાનોએબી માથે લીધું નહી પણ ભીમશીંહના એક કરૂર શરદાર નામે અજીતશીંહે એ કામમા મદદ કરવાને મરજી કરી અને માહરાનાની બેહન ચાદબાઇને મેલવી લીધી એ ચંડાલ ઓરતરીએ પોતાની પણ ભતરીજીનો નાશ કરવાનુ કામ માથે લીધું એ ઓરતરી જેવી કઠણ દીલની તેવીજ મકર ખોર હતી તેણે પોતાની ભતરીજીના કુમલા મન પર અશર કરે હેવી વાતો ચલાવી કહીઉં કે ઓ કીશનકુમારી આજ કેટલાં કેટલા વરશ થયા તાહરે લીધે રાજઘરાંનામાં ભારી વડાઇ ચાલીછે અને તહરેવાર ખરાબી થઇછે અને તાહરા બાપ તથા કુટુબ અને રજપુત લોકોની શલામતી અને આબાદાની પાછી ચાલુ થવાનો આધાર તાહરી ઉદારતા અને દયાઆપર રહેઓ છે. તાહરા હીન શેતારાનો ભોગ તુ પોતે થઇને વઇકુઠવાશી લોકોમા જઇ મલેતો આ દુનીઆમાથી શઘલી ખરાબી મટી જાએ. હેવા તહરેવાર મકર ભરેલાં બોલવાથી તે નાજનીનુ દીલ પીગલી ગઇઉ અને તેણે હીંમત કરી પોતાંના જાણનો ભોગ આપી બીજાઓનુ ભલું કરવાનો ઠેરાવ કરેઓ તેણે જેહેરના તરણ પીઆલા પીધાં અને તીજુ પીતાને,વાર તેહનો પેઆરો જાન નીકલતી વખત તે બોલીકે "માહરે વાશતે આવલથી ઠેડવેલાં લગન કેવા થાએછે તે જુવો".

એ પરમાંણે એ શાહજાદીનો પરાણ ઘાત થઓ. તે વીશેની ખબર જાહરે લોકોને પડી તાહરે શઘલે ઠેકાણે હેવી માહતમ અને કકલાટનો પોકાર નીકલીઓ કે તે મીશાલે દુનીઆમાં કોઇજ વખત થાએછે એ મરણની ખબરે શરવેની આખમાથી આશુ વરશાવેઆ અને તેમા આગેવાની કરનારાઓપર આદમી જાતની બેહદ લેઆનત પડવા લાગી એ દુખદાએક બીનાની અશર તે રાજપુતરીની માતા પર હેવી થઇ કે તે વીશેના બલાપાથી તે જલથી મરણ પામી !

અને ઓ કીશન કુમારી રે ! વીરલી રાજ પુતરી! કોણ આદમીનુ હઇડું પરાવનાર તાહરી હાલતની વાત શાભલી ગમ અને આફરીનના જુશા શાથે તાહરૂ નામ ઇઆદ કરશે નહી ? રે ! તાહરા દેવતા રૂપી પરાણનો ઘાત એટલા માટે થાએ કે તેથી ના લાએક આદમીઓ જીવતા રેહે અને તાહરો મંદર શરખો ખુબશો કરમાઇ તાહરૂ શીતારા શરીખું બદન એટલાજ માટે ખાખ મલે કે કાલા મોહડાં વાલાંઓની કાલા કરતુકથી ખરડાએલી દેહ ઉબી રેહ, એ વાતથી આદમી જાતને શું થોડી ગમગીની ઉપજે ! અને હેકુ કરતાં તાહરા દીલની ઉદારતા અને પરોપકારી પણા શવાએ તુને બીજી કોઇજ ઉલટ નહી એમ જાહરે હમો જાણીએ તાહરે તાહરૂ કામ કેટલુ શાબાશી ભરેલું હમો કહીએ ! હમો જાણીએમ કે ઘણાએક બાહદુર શરદારો પોતાંના દેશીઓની વખાનના અવાજ શાભલતા લડાઇના મેદાનમાં ઝોકાવી મરણ પાંમેઆ છે, ઘણાએક કાબેલ રાજદોઆરી લોકોએ પોતાના દેશી ભાઇઓની નજર આગલ કીરતી શમજી પોતાના લાભ ખોએઆછે, ઘણાએક શાધુઓ પેલી દુનીઆમાં શવરગ મલવાની આશાથી પોતાના જાત ભાઇઓની હજુરમા "કુફરો" ના ભોગ થઆછે. પણ ઓ ! હમ દેશની વીરલી નાર ! તાહરી બરોબરી કોઇએ કીધી નથી ! કાહનીની વાતો અને કથાઓમા મનુશ જાતને આશાચરીઅ ઉપજાવવા શારૂ કોઇ હેવી બીનાઓ લખીછે કે તેથી શમજાએ કે કોઇ કોઇ વખત મરદ તથા ઓરતે પોતાંના દેશના હીતને કાજે આગ અને પાણીમાં ડુબી પડી પોતાના પરાણના ઘાત કરેઆ હોએ તેવી કાહની અને કથામા કહેલા કલપીત પરાકરમોબી તુએ ખરેખર કરેલા કામ શાથે મુકાબલો કરવા લાએક નથી , કેમકે તેવા પરાકરમો કરવાને ઉલટ અને હીમત આપવાને હજારો બલકે લાખો લોકો જે અને શાબાશી અને આફરીનના અવાજ કરતા હતા, જે તારીફનો અવાજ તે પરાકરમ કરનારાઓને પોતાના જીવ કરતાં પેઆરો લાગતો હતો.,પણ તુનેતો કોઇ દે

વી શાબાશીથીબી કશો બદલો મેલઓતો નહી તાહરા બે
ગુલા જીવનો ભોગ આપતા દુનીઆની આફરીનના અવાજે
તુંને કશો દીલાશો આપેઓતો નહી તાહરીથી ઉપકારી થ
એલાઓનાં દએઆ ભરેલાં મોહાડાં તાહરી છેલલી નજરે પ
હેઆતા નહી. પણ વખાન કરતી દુનીઆને ખબર નહી
તેમ એકાંત ઓરડામાં ગુપત પણાંમાં તાહરી દઈત શુરતીની
લેઆનતી કુદની મકર ભરેલી નજર આગલ તાહરા મીઠા
જીવને કડવા જેહરથી બરબાદ કરીઓ અને મોતનુ પેઆ
લુ પીતાં બોલી કે આ કામ " માહરા બાપ મહરા રાજા મા
હરા દેશીઓને " માટે કરૂંછુ બે બે પેઆલાએ કશી
અશર કરી નહી જાણે તીજીવાર દુનીઆની પર જે મોહો
ટો શરાપ તે વીશે ચેતવની આપવાનુ કામ ઇશવરથી તુને મ
લેઉ હોએ ! આહાહુ દીલવાલી અબલા ! તું બોલી કે " ઉદે
પુરના હીતની ખાતર ! પણ માહરે વાશતે આગલથી ઠેડવે
લા લગન કેહેવાં થાએય તે જુવો ! " અને તાહરો પરાંણ તા
હરા કીરતારને શવાધીન થએઓ એ તાહરૂ કામ કેહેવુ કહી
એ અને તાહરી ઇઆદગારી કાએમ રાખવાને શું કરી રા
ખીએ ! લડાએક શીપાઇઓ, કાબેલ ફીલશુફો, પહરેજગાર થા
ધુઓ, દેશ હીતકારી લોકો, કીરતીવાન પાદશાહાઓ, પરોપ
કારી આદમીઓ—એ શરવેને વાશતે કીમતી અને ઘણુ શુધી
ટકે હેવી ઇમારતો અને બીજી ઇઆદગારીની નીશાનો ઉભી
કરવામાં આવીચ. પણ ઓ પરતાબી નારી ! તાહરી
કીરતી માટે હેવી નહી તોબી એથી વધારે રલીઆમની અ
ને શરવેથી વધારે ટકનાર નીશાન બનીછે જે દીને તેં તા
હારા પવીતર આતંમાંને તાહરા શુદર શરીરથી જુદો પાડેઓ
તે દીનેથી તાહરી ઇઆદગારીના લેખ આદમીના વફાદાર દી
લની તખતી ઉપર હેવા ઉંડા કોતરાએઆછે કે આખરના
વખત શુધી તે કદી ભુશરાશે નહીં કીશન કુમારી ! તાહ
રા પણોતા નામની હમોને કેહેવી હીમત ! તાહારા પરોપ
કારી કામથી હમોને કેહેવી મદદ ! તાહરા નામનો અરથ—
નીરદોશપણુ, બે ગરજપણુ, દએઆ, પરોપકારપણું, ખુબશુર
તી બલકે બેહદ બખશેશ અને જે કાઇ ઉતમ અને ભલુ, તે
થાએછે તાહરા કામથી, તેં દરેલા આપ ઘાતથી આ દે
ગની નારી પધના ગુણ ગવાએછે તેઓનો તરીકો વધેલો
દીશેછે અને તે ટોલાની હીમાત કરનારાઓના રૂડા કામ વી
શ ઉતાવલેથી ફતે જનેછે. હેવી જે તુ વીરલી રાજ કનેઆ તે
તુ નામ આદમી જાત શદા ઘણા પેઆર અને મોહોટાં મા
નથી લેશે ધનછે રે ! ઓ કીશન્ કુમારી ધંનછે તુને !

# ભરથારનુ શુખ.

---

નેક વાચનારી જાહરે ઉપલું મથાલું જોએ તાહરે તા
રા મન શાથે આટલા શવાલ કરવા લાજેમછે કે, ૧) ભર
થારને ગુખીઅ શુખ આપનાર કોણ ? ૨) તે શુખ કેમ
આપી શકાએ ? એ બે શવાલોનો જવાબ જરા વીચાર કીધે
થી આપો આપ મલશે કેટલાએક દાનાવ લોકોનો હેવો
વીચારછે કે દુનીઆમાં બીજી શઘલી ચીજો એક બીજાની
જોડે આવવાથી વધારે શમપુરણ દેખાએછે તેમજ પુરૂષ તથા
અશતરીઓ એક બીજાની શોડે હોવાથી શમપુરણ માલુમ પ
ડેછે તે એટલા શુધીકે એક કરતાં વધારે દાનાવ પુરૂષો જે
ઓ પોતાના દેશનો શુધારો કરવાના મોભારત કામ માટે વ
ખનાઇ ગએઆછે તેઓએ ઉપલો વીચાર બલતવારીથી એમ
જણાવીઓચકે પુરૂશ અથવા અશતરી જાંહાશુધી એખલા હો
એ તાહાશુધી તેઓ અપુરણ એટલે અધુરા પરાણીઓછે અ
ને પુરણ થવાને તેઓ એક બીજા શાથે મલવાં જોઇએ.
પુરૂષ તથા અશતરીઓ એક મંડલીમાજ નહી પણ પોતાના
કબીલાની હદમા વાતચીત તથા ગમત અને ખાના પીનાં
તથા ઘરબારના કારભારની મશલત તથા બોઠવણ કરવાની
બાબદમા શાથે રેહેછે તાહરે તે ગમત તથા ખાના પીના અને
કારભાર તથા વાતચીત બધેને વધારે મજા આપેછે બધેને
વધારે ખુશી પરાપત કરેછે બંધે એક બીજાથી શીખામન
અને ગમત મેલવેછે નીતીનો શંભાલ થાએછે દએઆ
લુ સુધના મકમ થાએછે. શારા માહાની હદ કેઇ તે વધારે
બોલવી રીતે દેખાએછે. ટુંકામા કહીએતો મરદ ઓરતો એ
ક બીજાથી જુદાં અને વેગલા રેહ તે કરતા એક બીજાની ન
જદીક અને શાથે રેહેવાથી તેઓને શનશારના શુખમા વધા
રો અને દુખમા ઘટારો કરવાને વધારે બની આવેછે

હવે અનુભવથી હેવું માલુંમ પડીઉછે કે અશતરી અ
ને પુરૂષના એક બીજાના પરોશ અને શગતનો ફાએદો હ
રેક બીજી રીત કરતા લગનના ગાંઠથી દુનીઆના લોકો વ
ધારે શારી પરે મેલવી શકેછે લગનનો ગાઠ એક મરદ અને
એક ઓરતને જીનદગી શુધી શાથે બાધેછે તે ગાઠથી એક બી
જાના શરીર અને મંન એક મલી જાએછે એકનુ શુખ તે
બંનેનુ શુખ અને એકનુ દુખ તે બનેનુ દુખ એમ બધે જ
ણા શમજવા લાગેછે. એક બીજા શાથે તેઓ પોતાની દા
નત શુધારવાને અને તહરેવાર શુખ મેલવવાને એતન કરેછે.

મરદ પોતાને લાએકનો ધંધો કરીને અને ઓરત પોતાને
લાએકનુ કામ કરીને પોતાનાં ઘરની શપન્જ વધારવા હરરોજ
વધારે વધારે કોશેશ કરેછે શઘલા શમજુ અને લાએકીવા
લા મરદો પોતાના મનથી હેવો વીચાર રાખેછેજે માહરા ઉ
દીઓગ અને શારી ચાલથી હું શનશારમાં આગલ વધી મા
હારી બાએડીના શુખમાં વધારો કરૂં, અને શઘલી નેક મતવ
બતી અને લાએકીવાલી ઓરત હેવો વીચાર કરેછે જે મા
હરા કામ અને કારભારથી માહરા ભરથારનો જીવ ખુશી રા
ખવા અને તેહેના ધનધામા બનેતો મદદ આપવાનો ઈલાજ
કરૂં ભરથાર બાએડીનો મદદગાર અને બાએડી ભરથારની
મદદગાર થાએછે. એ પરમાણે હરેક મરદને બીજી હરેક
ઓરત કરતા તેહની બાએડીથી વધારે શુખ મલી શકેછે. બા
એડી પોતાના ભરથારને સુખ આપવાને કેટલુ કરી શકે તે
પણ શેહજ વીચારથી માલુમ પડેછે. ખરૂછેકે બાએડીની
ખુબ શુરતી ભરથારનુ એક શુખછે, પણ તે કરતાં બીજાં ઘ
ના વધારે શુખની આશા હરેક ભરથાર પોતાની બાએડીથી
રાખેછે એક બાએડી પોતાના શરીરની ખુબશુરતીપરજ
ગરૂર રેહે અથવા ઘના ઘરેના અને કપડાંથી પોતાના બદન
ને શીનગારીને પોતાના દીલમા શમજેકે માતરે એમ કીધાથી
માહરા ભરથારની નજરમા હું ઘની શારી દેખાશતો તેમા તે
વી બાએડીની ભુલછે. મરદ જે શઘલો વખત પોતાના શ
નશારના કામમાં પડેલો હોએ અને તહરેવાર જંજાલથી કંટા
લેઓ હોએ તે જાહરે પોતાના ઘરમા આવે અને પોતાની
નેકબખત બાનુને જોએ તાહરે તે નાજનીના નખરાં અને
ખુબ શુરતીથી તેહેના દીલમાં કાઈક ખુશી પેદા થાએછે ખરી.
પણ જેણે આખો દીવશ પછારા ખાધા હોએ, જેણે ધનધાની
જગોએ તહરેવાર દટાલો આપનાર દેખાવો જોએલા હોએ,
તે પોતાના ઘરમા શફાઈ અને શુઘડાઈ ચાહેછે. પોતાના
આરામને વાશતે જોઈતી શઘલી વશતુ ઠેકાણાશર મેલેલી
જોવા માગેછે તે ચીજો તુરત તેહને હાથ લાગવાની આશા
રાખેછે. નરમ અને મીઠા બોલોથી મનને રીજવનારી વા
તો શાભલવાની ખાએશ કરેછે. પોતાના બાલકોની શારીપઠે
ભરદાશ થએલી શાલંવવાની ઉમેદ રાખેછે. બચાંઓના તન
મન શુધારવાને શઘલું અગતનુ કામ વખતશર થાએછે કે નહી
તે જાણવા માગેછે. ઘેરનો કારભાર શઘલો શારી પેઠે થએો હો
એ હેવું વીમારેછે એટલુજ નહી પણ માદગી અને તેવી બીજી
દુરબલતા તથા અડચણને વખત પોતાના ધનધાના કાંમમા
કોઈ ફોશેશ અથવા મશલતથી તે બાએડી તેહેને મદદ આં
પી શકેતો શારૂ એમ કેહેછે. હરેક લાએકીવાલી ઓરત, પોતા
ના ભરથારને એટલાં શુખ આપવાને કોશેશ કરેછે. પોતાના
શરીરને શુઘડ અને શોભીતું રાખવા શાથે પોતાના ઘરને શા
ફ રાખવાની તે શદા વેતરણ કરેછે. પોતાની જાતે અથવા
ચાકરોની મારફતે શઘલી ચીજો ઠેકાંણા શર મેલાવેછે ઘર
નો શરશામન અને વાપરવાની વશતુ કેહેવી રીતે રચીઆ
થી વધારે શોભશે તથા વધારે ઉપીઓગી થશે તેનો ખુબ વીચા
ર કરી તે પરમાંણે ગોઠવણ કરેછે ખાનુ કેહેવી રીતે પકાવે
આથી અથવા ચાકરો પાશે તઈઆર કરાવાથી ઘનુ લેજતદા
ર તથા શરીરને પોશન આપનારૂ તથા કીઆં કપડા થોડા
ખરચે વધારે શોભઈતાં તથા શરીરને ઘાંકવા તથા થંડી અને
ગરમીના ઉપદરવથી બનચાવાને લાએકનાં થશે, તે જાણવાને
તથા શમજવાને શદા મેહનત લેછે. થોડે ખરચે ઘના શુખ કેમ
મલે તેનો અંદેશો કરેછે. ભરથારની શકમાઈની આવકમાંથી
પાછલા દાહાડાને વાશતે બંનચાવ કેમ કરવો તેની તદબીર
કરેછે. બચાંઓની એબ દુર થઈ લાએકી કેમ વધે તેના ઇ
લાજ કરેછે અને તે બચાઓને મોહટપણમા શુખી કરવા
ની કેલવની આપવાને પુરતી ખબરદારી રાખેછે. પોતાનો
ભરથાર બાહેરથી આવી કેહી ચીજની ખાએશ કરશે તે તઈ
આર રાખેછે. કેહી બીના અથવા વાત અથવા ગીત શાંભલ
વાથી આનંદ પામશે તે લખી અથવા પાઠ કરી તેની આ ગ
લ વાચવા અને ગાવાને તઈઆર રેહછે. પોતાના મધુર અવા
જ અને ખુબ ચાલથી તહરેવાર રીતે તેહેને શુખ આપવાની
આરજુ રાખેછે. ભરથાર જે ધંનધો કરતો હોએ તેને લગ,
તી અગતની ખબરો ફુરશતને વખત પુશતકો તથા વરતમા
ન પતરો વાંચવાથી તથા ગનાની લોકો શાથે વાત ચીત કી
ધાથી મેલવેછે, અને અગત પડે તાહરે તે ધંનધાના કામમા
પોતે મદદ આપી શકે હેવી શકતી મેલવવાને કોશેશ કરેછે.
પરવરદીગારે બખશેલી બુધીને નકામા રાખેલાં અને તારી
મારી વાતોનો વીચાર કરવામા ગુમાવતી નથી; પણ ખુદાતા
લાની ખુદરતમાં શું શું ચીજોછે, તેનુ ગનાન મેલવવા અને
તે ઉપર વીચાર કરવામા તે બુધી ઘની વેલા વાપરેછે, અને
પોતાના મત તથા શવાલોથી ભરથારના ગનાનમાં વધારો ક
રવા તથા તેની બુધીને વધારે તેજી કરવાને શકતીવાન થાએ
છે. હેવી બાએડી તેજ શારી બાએડી કેહેવાએછે અને જે
ભરથારની હેવી શારી બાએડી તેહેના બાએગ કેહેવા રૂડા વા
રૂ ! ખરેખરે એક ફીલશુફના કેહેવા મુજબ જે ધની પાશે
શારી ચોપડી અને શારી બાએડી હોએ તેની શામને શઘલી

દુનીઆ થાએ તોબી તે શુખીઆરો કેહેવાએ વાશતે રે એ નેક હેદાએતની વાચનાર જો તું લાએકી વાલી બાએડી કેહેવાવા માગેતો તાહરા ભરથારના શુખમા ઉમેરો કરવાને કોશેશ કર

## પાલીટાના

શ્રી કાઠીઆવાડ પરાતમા શ્રી ઘોઘોની આશરે તીશ માઇલની વેગલાઇપર શ્રી ખબાતની ખાડીમા પાલીટાનાનો પવીતર ડુગરછે તે ઉપર જૈન ટોલાના લોકોનુ દેવાલથી ઘેરાએલુ એક શેહરછે તે શેહરને એ ટોલાના લોકો હેવુ પવીતર શમજેછે જે તે શેહરમાના દેહડાઓની રખેવાલી કરનારા ધરમના ઉપાધીઆ શીવાએ બીજા કોઇથી તેહની દેવાલની માહેલી હદમા એક રાતબી રેહવાએ નહી એ શેહર માતરે દેહડાઓનુજ બનેલુછે એ પાહડ તરફ જવાને એક મોહટો શીધો રશતોછે તેની આજુ બાજુ વડના મોહટા જાહડોછે એ રશતા પર જાહાથી વરના જાહડની હદ પુરી થાએછે તાહા બધે બાજુએ ચુના તથા ઇટરીડીથી બાધેલી દેવાલછે તેની ઉપર જગલીમોર આનદથી બેશેછે તેમના ઉમદા રગ અને શરીરના રોબથી તે તરફનો દેખાવ વધારે ખુશનુમા લાગેછે એ દેવાલોની બાહેરની બાજુના ખેતરોમા શોભીતી કબરો અને દેહડાઓછે પાહડની નજદીક પોતા પછી ઉપર ચહડવાને ફતરની પોહલી પગતીઓ બનાવેલીછે તે પગતીઓની બાજુએ હાથીના પુતલાછે તે પગતીઓ મહરવા પછી નાયલા મીનારાઓ જે થાક ખાવા અથવા પુજા કરવાની જગોએ બાધેલાછે તે નજર પડેછે તે પછી બીજી શીહીરી જરેય, તે મહડવા પછી ફતરની ઉપર બાધેલા નાધળ દેહડા આવેછે તે ફતગેપર બુદના પગલા કોતરી કાહડેલાછે તે પછી પાહડપર આગલ ચહડવાની વગાન આવેય તે રશતાની આજુ બાજુ મુશાફરો અને જાતરા કરનારાઓના જીવ તથા શરીરને આરામ આપવા શારુ બનાવેના દેહડા, કબર તથા તલાવો એક બીજાથી થોડે થોડે છેટે બાધેલાછે એ પાહડ પર આશરે તરણ માઇલ શુધી ચહડવા પછી તે રશતાની વલન લેતા ટેકડીને માથેનુ પવીતર શેહર નજર આવેછે અને તે શેહરના પરા શરખા મીનારા જેમાના કેટલાએક બરફ બારખા શફેદ અને કેટલાએક ફતરના રગનાછે તેશેહરની દેવાલથી ઉનચા દીશેછે એ પછી અરધો કલાક વધારે ચલવા બાદ શેહરનો દરવાજો આવેય તેની નજદીક મુશલમાનોના કોઇ પીરની એક કબરછે તે કબરની જગોપર ઉભુ રહીને જોતા હેડાણમા પાહડના કાલા મથાલા દીશેછે તેની આશપાશ વાદલ ઘેરાએલા હોએછે તેથી ઉગમન તરફનો આકાશ કદ નજર પડતો નથી એ પાહડો ડરામના અને શાતી ઉપજાવનારા લાગેછે એજ વખતે ઉગતા શુરીઆના કીરણોથી તે જગોની નજદીકના શેહરના દેહડા અને ખુશનુમા બગીચા ઝલકાટ પામેછે અને જોનાર પની રાત અને દાહડાની હદની વચે ઉભો હોએ હેવુ તેહને લાગેછે

એ દેહડાઓના, ફકત દેહડાઓના અચરત શરખા શેહરનુ વરણ કોણ કરી શકે। છોએના પોહરા રશતાપર ચાલી ફતરની પોહરી શીરીઓ તરફ ગીએથી પાકી બાધનીના શુદર તલાવો અને કેર તથા પપાઉના જાહડથી ભરેલા બાગોની બાજુએથી ઉતરતા હેવો ચોક આવેયકે તાહા મઠની અદર મઠ બનાવેલા આગલ જતા પરશનાથના દેહડા આવેછે એ દેહડા ઘણા ઉમદાછે તે દેહડામાના ઘણાએક શાધારણ ફતરના અને થોડાએક શફેદ શગેમરમરના બાધેલાછે તે શઘલાની બાહેરની બાજુ બારીક નકશીઓછે અને માહેલી બાજુ કીમતી વરખ અને રગ ચહડાવેલાછે તે શઘલા એકજ રીતે બાધેલાછે પેહલા એક શારી નકશીદાર પોરટીકો આવેછે તાહાથી ઉપર ચહરવાને પગતી હોએછે અને તે પગતીઓના પેહલા ફતરાઓપર શીપાઇઓની શારી મુરતીઓ કોતરેલી હોએછે તે દેહડાને માથે એકકો ગુબજ હોએછે તે ગુબજે ઘણાએક ફાનશો તથા કાપેના કાચના જુમરો ટાગેલા હોએછે અને છેક છેરે એક નાધલી ખોલીમા શ્રી પરશનાથની દરગા તથા મુરતી હોએછે એ પરશનાથને નામે જૈન લોકો બુદની પુજા કરેય, જે બુદ તેઓનો એખલો દેવછે એ બેનમુન શેહરમા હરેક જગોએ આપણ જઇએ તોબી કેપે કશુના પશદ કરવા જોગ દેખાતુ નથી દરએક વરત અને દરએક ખુનુ શાફ કરેલુ અને શીનગારેલુ હોએછે તે શેહરના શઘલા રેહવાશીઓ શફેદ પોશાકવાલા ધરમના ઉપાધીઆછે જેથી તેનો દેખાવ કાઇ ઓર વીચારો ઉપજાવનાર થઇ પડેછે

## મરકી.

મરકી તહેવાર મરજીથી આવેછે અને તે વીશે જુદા

જુદા દેશના મુરખ લોકોમાં તહરેવાર વેહ્મ હોએછે. કોઈ દેવી નાખુશી થએથી, રાજાઓએ કોઈ ઘાતકી કામો કીધાથી, ઇશવર કરોધ ભરાએથી મરકી ચાલેછે એમ ઘણા મુલુકના લોકોનો વેહેમછે. એવો વેહ્મ મરકીના ખરાં કારણ અને તે મુજબ તે ટાલવાના ખરા ઇલાજ શમજવાથી આદમીને બેનશીબ રાખેછે અને લોકો ઘટતો ઇલાજ કરી દુખ ટાલવાને બદલે ખોટા ફાફાં મારી દુખમાં વધારો કરેછે. આપણા દેશમાં શાંનતા કરવી, હોમ હવન કરવાં અથવા બીજો ભોગ આપવો, એ ચાલ તહરેવાર મરકીને વખત જોવામાં આવેછે. તેમજ બીજા કેટલાએક દેશોમાબીછે. કેટલાએક લોકો તેમાં મુખીઅ કરી ઇરોપના ખરીશટીઆનોપર જારે મરકીની આફત ગુજરે છે તારે તેઓ ઘણી રમુજ ઉપજાવા જોગ ચાલ ચલાવેછે. તેઓ પેહલાતો પોતાનાં ગુરૂઓનાં પુતલાંની આગલ બંદગી કરે છે અને ગુડણ મંડીએ બેશી આજીજીથી હેવું માગેછે કે આ ચલતી મરકીથી તેઓનો ઉગારો થાએ પણ જારે તેવાં ફાફાથી કશું વલતું નથી તાહરે તે પુતલાઓને તેમની દરગામાંથી બાહેર કાહડી રશતે રશતે બાંધી મારેછે અને શમજેછેજે કાલાવાલાથી જે મતલબ હાસલ નહી થઈ તે ચાબકાથી થશે. એ પરમાંણે અરધા શુધરેલા ઇરોપીઆનો કરેછે. જેઓ પુરા શુધરેલાછે તેઓ કાઈએક ચહડતી જાતના ફાફાં મારેછે તે એમકે હાકમ અને પરજા અપવાશ કરેછે તથા શાથે મલી દેહડાઓમાં બંદગી કરેછે. કોઈ પુછશે કે બંદગી કરવામાં શું ખોટુછે ! હમો કહીછીએચજે બદગી કરવામા ખોટું તો કાઈ નથી પણ ઓર આદમીનુ ભલુછે, પણ બદગીથી મરકી ટલે હેવી આશા રાખવી એ ખોટુંછે. કારણ કે એક લખનારના કેહવા મુજબ તહરેવાર મરજો જે આપણા ઘેરો તથા શરીર મેલાં હોવાથી તથા મોહલા ખરાબ અને ગટરો નજીક રેહેવાથી ઉપજે તે બે વખત દેહડે દેવલે જવાથી મટે હેવી આશા રાખવી એ ખરે હશવા શરખુંછે બલકે હેવાં કારણોથી તથા દુનીઆમા કોઈ વાર રૂતુ ઈતીઆદીનો ફેરફાર થવાથી જે મરજ ઉપજે તેમનો અટકાવ કરવાને વીદીઆવાન લોકોએ બતાવેલા ઇલાજો કરંવાની આલેશ કરીને તે આલશના ફલને ખોદાનો કેહર અથવા ગુશો કેહવું એ ખરેખર ગુનાહનુ કામછે. એ બાબદ શારી પેઠે શમજવા શારૂ એકે કાબેલ આદમીએ જખેલી બીનાંનો શાર નીચે ઉતારી લીધોછે તે ધેઆન દઈને વાચવાથી ફાએદો થશે.

મરકી ચલાવનારા શઘલા મરજોનો શાધારણ શવબાવ એ છે જે તે શઘલા તાવના મરજો હોએછે. ઇરોપમાં ચઉદમી શદીમા ચાલેલી કાલી મરકી જેથી આદમીના શરીરપર મરવાની આગમચ ભએહંકાર રીતે કાલા દાગ પડતા તે એક જાતનો તાવ હતો. ઉગમન પરાંતની મરકી જે હજુર મીશર દેશમાં તથા ઇઉરોપના ઉગમન પરાંતમાં ચાલેચ, તે બંધેબી તાવ હતા. તેમજ શોલમી શદીમાં ચાલેલી "પશેવની મરકી" જેથી હુનાલાની રૂતુમાં આદમીને એકાએક બેહદ પશેવ છુટી ઘની વેલા મરણ થતુ તે પણ તાવ હતો. આપના જમાનાનો લુહો મરજ કોલેરાબી જાહરે પુરો હોમલો કરેચ તાહરે તાવની શઘલી નીશાન બતાવતો માલુંમ પરેઓચ. તેમજ બીજા શાધરન મરકી ઉપજાવનારા રોગ જેવા કે ગોવરૂ શીતલા એ શરવે તાવના મરજછે.

મરકી ઉપજાવનાર મરજો એક બીજા શાથે બીજી રીતે એમ મલતા આવેચ કે તેઓનો ફેલાવો ઘનુ કરીને શરખો હોએચ "કાલી મરકી" છેક ચીનથી તે શ્રી અમેરીકામાના ગરીનલંડ પરાંત શુધી ફેલાઇ હતી અને તેથી એશીઆ, આફરીકા તથા ઇરોપમાં ભારી ખરાબી થઇતી તે તથા "લુઓ મરકી" (જે એક જાતનો તાવજ હતો) તે જાહાંથી નીકલતો તેની ઓતર અને દખન તરફ ઘનુ શુધી ફેલાઇ જતો. પંદરમી શદીમાં તે શાત વખત ઇરોપમા છેક ઓતર તરફના મુલકો શુધી ફેલાઓ "પશેવની મરકી" શ્રી ઇગલંડ, ફરાનશ, જરમની, અને ઇરોપના બીજા ઘણાખરાં મુલુકોપર ફેલાઇ, તે શઘલે ઠેકાણે એકજ વખતમા ઉઠી હતી અને આદમીના જાનની ભારી ખરાબી કરી હતી "ઇનફલુએન્જા" જે (એક જાતના તાવ શરખો મરજ) તે ઘની વેલા દુનીઆના એક ભાગ ઉપરથી બીજા ભાગપર ફરી વલીચ. એ મરજોનો ફેલાવો જેવો બોહલો તેવોજ ઉતાવલો હોએછે. ઇશવી શને ૧૮૩૧ ના વરશનો કોલારો પાચ દીવશમા શ્રી મીશર દેશના એક નાકાથી બીજાં નાકાં શુધી ફેલાઇ ગીઓ હતા અને ૧૮૩૨ ના વરશમા શ્રી લંડનથી પારીશ ગઓ અને પાંચ દીવશમાં છેલા શેહરના ઘનાખરા ભાગપર તે ફેલાઇ ગીઓ- ઇશવી શને ૧૮૪૧ ના વરશનો "ઇનફલુએનજા" એકજ દાહડામાં લંડનમાં દેખાઓ અને તેટલાવારમાં પાંચ લાખ કરતા વધારે આદમીઓપર હુમલો કરેઓ.

મરકી ઉપજાવનારા મરજો ચાલવાની આગમચ ઘણી ખરી વેલા બે નીશાંનો નજર આવેચ એકતો એકે શરીરમાથી પશીંશો ઝરી અથવા નાખ અને બીજી વારે ખલબમ પડીને નબલાઇ થાએછે. બીજી નીશાંનુ એકે ગામમા જે

શાધારણ માદગી ચાલતી હોએ તે માદગી આવતી મરકીનુ રૂપ લેછે

વલી મરકી ઉપજાવનારા મરજો થોડા થોડા વખતને આતરે થાએછે. " પરોવની મરકી " પેહલાં ચઉદશો પચાશીના વરશમા દેખાઈ હતી તે એક વરશ શુધી ઇંગલંડમા ફેલાઇને નાબુદ થઇ વીશ વરશ ગુજરઆ પછી તે ફરીને જણાઇ અને પોતાના આગલા શઘલા ખાસરાઓમા છ માસ શુધી ફરી વલીને પાછી જેપ થઇ તે પછી અગીઆર વરશે ફરીને ચાલી તે છ મહીના શુધી ટકી. ચોથી વેલા બી અગીઆર વરશે આવી અને છજ મહીના ચાલુ રહી પાંચમી વેલા તે વીશ વરશે નજર પડી, તે આગલની માફક છ માશ ચાલીને નાબુદ થઇ તાહર પછી તે કોઈ મુલુકમાં જણાઇ નથી ઉગમન પરાંતની મરકી એ પરાતોમા દર દશ અથવા બાર વરશને અતરે ફેલાએછે. શ્રી આએરલંડમા " ટાઇપશ " નામની મરકી ગએઆં શોહડશો વરશ થઆ દર દશ વરશે ચાલેછે. ઇંગલંડમા કોલેરા પેહેલો ચાલીઓ તાહરે પંદર માશ શુધી રહેઓ. શોલ વરશ પછી ફરીને ચાલીઓ તાહરેબી એટલોજ વખત ટકેઓ તીજી વેલા પાચ વરશને અંતરે દેખાઓ અને શતર માશ ચાલુ રહો.

મરકીના મરજોની અશર આદમીપર ઘનીજ ઉતાવલી થાએછે થોડા વખતમા પરાણ ઘાત થાએછે. તેમ કરતા કોઇ આદમીમાં તે મરજ જો વધારે વાર ટકેઓ તો તેવાં આદમીના જાન ઘણુ કરીને બચએછે. વાશતે હવડાના વખતમા કોલેરાની દવા કરનારની એક મોહટી મતલબ એમ હોએછે જે દવા કરવાને પુરતો વખત મેલવવો, કેમકે એ મરજ જો આદમીને એક દમ મારી નાખે નહી તો તે ઘનો વાર ટકેઆથી તેવુ આદમી ઘનુ કરીને બચેછે. એ મરજથી થતી નબલાઇથી નહી પણ તેહેના પેહેલા હુમલાના જોરથી જાનની વધારે ખરાબી થાએછે

છેલલું, મરકી ઉપજાવનારા મરજોના શબબ ઘનુ કરીને એક શરખો હોએછે જે શબબને લીધે એક વાર એક મરજ ઉપજેઓ હોએ તેજ શબબથી બીજી વેલા બીજો મરજ ઉપજે. વાશતે જુદા જુદા મરજોની તહરે અને નામમાજ ફરક પડેછે અને તેમની ઉતપંતીનો શબબતો એક શરખોજ હોએછે. મોહલાઓમા ગીચ વશતી, નજાશત, ખરાબ ગટગેને, ચરનો તથા નદી નાલા અને ખાહીઓનો વાશ, ઘારી નતાં મુરદાં અને જાહડ પાનની બદબો, પીવાનુ ગદલુ પાંણી, ખરાબ એશ, વાશી તરકારી, શરેઓ અનાજ ઇતીઆદી, એ શઘલા મરકીના મરજોના શબબછે, તે મરજો હેવી હાલતમા રેહેનાર ધણીઓને ઘનાખરા દુખી કરેછે એ બધા શબબોમા ખરાબ હવા શઉથી મુખીઅછે. ઇંગલંડમાં છેલલી વેલા ચાલેલા કોલેરા પરથી એ વીશેની ઘનીએક ખાતરી થવા જોગ શાબેતી મલીછે. ટુટીંગ નામની જગોએ એક મકાન જે માતરે પાચશો બચાંઓ રાખવાને લાએકનુ હતું તાહાં ગરીબ લોકોના આશરે ચઉદશો બાલકો રાખેઆતા તેથી એક રાતમા એ બચાઓમાંથી ચોશઠ જણાને કોલેરાનો મરજ થઓ અને એક અઠવાડીઆમા તેઓમાથી એકશો હેશી જણા મરણ પામીઆ. એ મરણનુ કારણ ખીચો ખીચ રેહેવાથી થયું કેમકે દરએક બચાને ઓછામા ઓછી પાચશો શમચોરશ ફુટ શાફ હવા જોઇએ તેને બદલે એ મકાન પર માતરે એકશો ફુટ મલી હતી શાનટનની ધરમશાલામા બશો છોતર ગરીબ આદમીઓ રહેલાં હતા તેમાના દરએકને અડશટ શમચોરશ ફુટ હવા મલી હતી એથી કરી તેઓમાના શાહડ આદમીઓને એક અઠવાડીઆની ટુક મુદતમા કોલેરા ઘશડી લઇ ગઓ. પણ એજ શાનટનની તુરંગ કે જેમાના દરએક આદમીને શવાઆઠશોથી તે શવા નવ શો શમચોરશ ફુટ હવા મલતી હતી તેઓમાથી એ વેલા એક આદમીબી એ મરજથી મરણ પામેયુનુ નહી એટલુંજ નહી પણ કશી મોરચી જેવુ કોઇને થએલુબી જણાઇઉ નહી શ્રી કેનટ પરાતમા માંઇશટફારલે નામની જગોએ ખેતરમા કામ કરવા શારૂ એક હજાર મજુરો લાગા હતાં તેઓને જે ઝુંપડામા રાખેઆ હતા તાહા દર એક આદમીને આશરે હેંશી ચોરશ ફુટ હવા લેવાને બનતું હતુ એથી કરી શતાનુ આદમી કોલેરાના ભોગ થઇ પડેઆ. પણ એજ ગામડાના એક બીજાં ખેતરમા મજુર લોકોને વાશતે વધારે જગો તઇઆર કરવામાં આવી હતી તાહા એકબી આદમી એ મરજથી મરણ પામીઉ નહીં ૧૮૫૫ ના વરશમા થએલો કોલેરા લંડન મધેના ગીચ વશતીના મોહલાઓમા ઘના જોરથી ચાલીઓ હતો પણ જે મોહલાઓ ખોલલા અને શાફ હતા તાહા કોલેરાથી એક મરણબી થઇઉ હતું નહી. તેમજ આપણા મુમબઇ શેહરમા મરકીને વખતે ઉમર ખારી મારકીટ અને તેવી બીજી નજીગ અને ગીચ જગોએ કોલેરા ઇતીઆદી ઘનો નાશ કરેછે પણ ખોલલી અને શાફ હવા જાંહા હોએ તાહાના રેહેવાશીઓ તેથી જાહજી પીડા ભોગવતાં નથી ડાકટર લોકોએ કરેલા અખતરાઓથી માલુમ પડેછેય કે મોહટી વશતીના મોહલાઓની હવા તથા પાણી

માંથી ઘણીએક હેવી વસ્તુઓ નીકળે કે જે ઝેહેર શરખી
ખરાબ હોએય. એ ઝેહર ઘનેએક દરજ્જે આદમીના ફેફ-
શાં તથા ચામડામાથી નીકલેલું હોએય. તે જેટલું વધા
રે હોએ તે મુજબ માથાનુ દરદ માદગી અને ભારી રોગ ઉપ
જેછે. એક ખરાબ જગોની થોડીએક હવાને ધારી કરીને
કુતરાંની કોઇ રગમા દાખલ કીધી હોએતો તાવના મરજની
શઘલી નીશાન થાયે તે જાનવર મરણ પાંમેછે. જે આ
દમીઓ હેવી હવા લેતા હોએ તેઓની ઉપર કેહવી મા
ઠી અશર થતી હશે ? એવા મોહલાઓની હવા લોકોના
દમ લેવાથી બીગડતી જાએછે. તેથીજ ઘણી વેલા તાવ અ
ને મરકી ઉપજાવનાર બીજા મરજોની ઉતપતી થાએછે. એ
વીશે આદમી અલબતા અટકાવ કરી શકે હેકુંછે હવાને
આશપાશ જવા આવવાનો ખોલો મારગ રાખવાથી તથા
શફાઇ રાખવાથી એ બલા મટી શકેછે, અને શફાઇ તથા
હવાને મારેનો ખોલલો મારગ કાંઇ બંદગીના પોકાર ઉડાવ
વાથી નહી પણ આદમીએ હાથ પગ હીલાવી વીચાર શક
તી વાપરવાથી થાએછે.

કેટલીએક વેલા રૂતુમા ફેરફાર થવાથી મરકીની
ઉતપતી થાએછે. જુદાં જુદાં દેશમા રૂતુમા કવખતના ફે
રફારથી, ઘણો વખત પાણીનો દુકાલ ચાલવા પછી ભારી વ
રશાદ થવાથી, ભારી ધુમશથી અને જાહકની ભીંગી જગો
તથા શરદી તે શાથે ભારી ગરમીથી, પેહલાતો હલકી જાતનો
ભાજી પાલો પુશકલ થાએછે તે પછી ટીડ તથા માખ, મચ
ર, કાનખરીઆ, દેડકા ઇતીઆદી ઘણા ઉભાઇ જાએય અને
દુકાલ તથા બીજી પીડા તેમાથી નીકલેય. આગલા વખતમાં
આવતા દુકાલની આગમચ એવી નીશાનો ઘણીખરી વેલા નજ
ર આવીહતી ઇગલંડમા કોલારા ચાલવાની આગમચ હવા તા
જુબ શરખી રીતે થંભ અને ખરાબ વાશથી રાત અને દીન ભ
રેલી રહીતી શ્રી વીએના નામના શેહરમા જાહરે ફેલલી મ
રકી ચાલી તેની આગમચ તરણ મહીના શુધી કશો વાયુ ફું
કીએતો નહી શ્રી લડનમા આશરે બશો વરશપર જે મો
હટી મરકી ચાલી હતી તે વખત હવા હેવી થમ હતી કે
એક જાહડભી હીલતુંતુ નહી ફ્રાંસમા છેલલી વેલા જા
રે કોલેરા ભમે બરેલી રીતે ફેલાએઓ તારે હવા એજ મી
શાલ હેવી થમ હતી કે તેનો ઉપદરવ કોઇથી ખમાઇ શકા
એમો હતો નહી આપણા મુમબઇ શેહરમાંની કોલેરાની
આગમજ કેટલીએક વેલા હેવો મામલો બનેઓછે હેવે શમે હ
વામા વીજલીની તથા "ઓઝોન" નામના પદારથની કોતાઇ
માલુમ પડેછે. હેવી હવાની હાલત નજીશ અને ગીચ મોહ
લાઓ તથા ઘેરોમાં રેહનારાઓપર ઘની ઉતાવલેથી માઠી અ
શર કરેછે અનુભવપરથી હેવું માલુંમ પડઉચકે આપણા
ઘર તથા મોહાલાઓ અને ગલીઓ શાફ શુતરી અને ખો
લી રાખી હોએતો હેવી રૂતુભી જાહજી માઠી અશર કં
રી શકે નહી. આદમીની શુગડાઇ, ખબરદારી અને અગ
મચેતીથી આદમી જાતના જાનનો બનચાવ થાએછે. એ
ક કાબેલ ડાકટર કેહેચકે "કેટલાએક વાના જાહાં હોએય તા
હાં મરકી ઉતપંત થઇ ફેલાઇ જાએછે, જાહા તે વાનાં હોતા
નથી તાંહાં મરકી ઉતપન થતી નથી તથા ફેલાતી નથી, અ
ને આગલ જાહાં તે વાના હોવાથી મરકી ઉતપન થઇ ફેલાતી
હતી તાહાંથી તે વાના દુર કરવાથી એ બલાભી દુર થઇય.
કોઇભી દાહેઆ આદમીને એમ કેહેવાની જરૂર નથી કે દી
લપરનો મેલ, ખરાબ ખોરાક તથા પાણી, બદબો ભરેલી ખાહી,
નજીશ ગટરો, ભીંગી જગો અને હેવી બીજી હાલતથી પોતા
નો બનચાવ કરવાનુ કામ માનતા દેરવા અને ભોગ આપ
વાપર અને ખુદાના કાલાવાલા કરવા પર નહી, પણ આદમી
ની મેહનતપર અને હુશીઆરીપર આધાર રાખેછે વાશતે
મરકી ઉપજાવનારા મરજથી બનચવાને જે લોકો ઇછતા હો
એ તેઓએ ઇશપનીતીની વાંતમાના ગાડાવાલાના વીચાર
મારફ આલશુ બેશી ઇશવરની મદદ માટે નકામો પોકાર
મારીઆ કરવો નહી પણ ઇશવરે તે ગાડાવાલાને કેહવા મુ
જબ પોતાના હાડકા રગરી મન શકતી કામે લગાડવી

ઘર શાફ રાખવાથી, તાજું અને શુતરૂ ખાનુ પી
નુ લીધાથી, જમીન ખેડવા અને કાશી કરવાની શારી રીત
થી, ગટરો શાફ રાખવાથી, મોહટાં જંગલો જાહા જાહડ પા
ણ શઘ કોહતું હોએ તે કાપી નાખવાથી, મોહલા તથા ગલી
ઓ પોહલી કીધાથી તથા વારવા જારવાથી, આપણુ શરીર
ગરમ પોવાથી, પુરતો ખોરાક ખાધાથી, મચાઓને ગઉ શીતલા
કહડાવાથી અને તેવી બીજી શારી રીતપર અમલ કીધાથી
જ મરકી દુનીઆમા ઓછી થવાની બાકી જે ઇલાજો પર
વરદીગારની મેહરબાનીથી આપણને વીદીઆની રાહે માલુંમ
પડેઆછે તે જાણી તે મુજબ અમલ કરવાને બદલે વગર
આધારના વેહમ લાવી, અનપટતી ફરીઆદ ખુદાની આગ
લ ઉડાવી, આપણે મરકી મલાવનારા મરજોથી બનચવાને
આશા રાખી તે મુજબ માનતા, ભોગ, તથા હવન કરવા
અને ગુરૂઓના પુતલાંને બાંધી માર મારવાથી આપણું કંઇ
વલવાનુ નથી



બલતો પાહાડ.

## ધરતી કોપ—બલતા પાહાડ.

ધરતી કોપ અને બલતા મોહડાંના પાહડો વીશે બીજા દેશોના અનજાણ્યા લોકોમા જેમ તહરેવાર વગર આધારના વીચારો આગલ હતા અને હવડાંછે તેમજ આપણા દેશના લોકો વીશેની સમજણ ગનાનના ફેલાવાએ એ બાબદમા કેટલાએક પુરૂશોને જાણીતા કીધાછે. પણ બાકીના સઘલા લોકો તેમા સુખીઆકરી અસતરી પધના મનમાથી ખોટા વીચાર ગએઆ નથી વાશતે તે વીશે એક ટુક બીના અતરે લખીછે.

ધરતી કોપ અને બલતા મોહડાના પાહડો વીશે અનજાણ્યા લોકોમાં શું શુ વેહમ માલેછે તેવીશે અતરે કશું લખવાની જરૂર નથી કેમકે એ બાબદનુ ખરૂ ગનાન લોકોને મલેતો આ બીના લખવાની મતલબ પુરતી રીતે હાંસલ થશે.

વીદવાન લોકો શારી પઠે ખોલ અને અખતરા કરવા પછી હેવો વીચાર જણાવેછે જે આપણી પ્રુથવીના ગોલાપર દરીઆની તથા ખુશકીની જગોએ ચીરા અને શુરાખોછે તે મારગેથી સમુદરનુ તેમજ મીઠુ પાંણી જમીનના માહેલા ભાગમાં પેવશ થઈને જુદી જુદી જાતના ધાતુઓ સાથે લાગુથી તે ધાતુઓ અને પાણી વચે રશાન શાશતરને લગતા કેટલાએક ફેરફાર થાએછે અને તેવા ફેરફાર થતા અતી મોહોટી ગરમી ઉતપંત થાએછે. આશપાશના ધાતુ અને ફતરા તથા મટોરી તે ગરમીથી પીગલેછે અને કેટલીએક જાતની હવા તેવા બલતા અને ઉકલવાથી નીપજેછે. એ પરમાણે હવા તથા પાણી જાહરે ઘના એકઠાં થાએછે તાહરે આશપાશની જગો પર ભારી દબાન થાએછે અને તેમના મારગમા જો કાંઈ અટકાવ થાએતો જેમ એક કુકામાં અથવા નલીમા ખુબ દબાએલી હવા અથવા પાણીને ખીશવાનો કોઈ મારગ નહી હોવાથી તે દબાનના જોરે કરી નલી અથવા કુકો ફાટી જાએછે તેમજ જમીનમા એ પરમાંણે એકઠી થએલી હવા તથા પાણીને અટકાવનારી જગો તેઓના અને સુખીઅ કરી હવાના જોરથી ફાટેછે એ જોર જેવો ઘનો અથવા થોડો તે મુજબ આશપાશની જગાઓ પર તેનો મોહો અથવા ઘનો આચકો લાગેછે તે આચકાને ધરતીકોપ અથવા ધરતીનુ હીલવુ કરીને કેહેછે. ધરતીકોપથી કોઈ વેલા ધીમો આચકો લાગીનેજ રહી જાએછે અને બીજું કશું પરીનામ થતું નથી. કોઈવેલા ગારી ડોડવાના જેવો ફડકારો અને કોઈ વેલા ભારી ટોપોની બરેરી છુટવાના શરઓ ખોકારો થાએછે. કોઈ જગો ઉનથી થાએછે અને કોઈ



હરકુલેનીઅમ—(એની બીના જુવો થઈ ૩૧ મે)

નીચી પડેછે કોઇવેલા આખાં શેહર અને બંદરો ગરક જાએય અને શમુદરને તલીએની જમીન ઉનચા પાહડ શર ખી બનેછે. નદીઓ શુકાઇ જાએછે અથવા તેમનો વેહવા નો રશતો બદલાઇ જાએછે. ઠંડાં અને ગરમ પાણીના ઝ રાઓ વેહવા માહેછે. શમુદરના પાણી એટલાં બધા દોહવાએ છે તથા તે ઉપર ચાલતા વાહનને એટલી બધી હરકત થાએ છે કે કોઇબી પરકારના તોફાનથી તેવું થાએ નહી. એવા ફેર ફાર આપણા દેશમા તેમજ બીજા મુલકોમા ઘના થઓછે. ધરતી કોપને વીશે હેવું કેહેવામાં આવીઉચ કે દુનીઆની શ ઘલી જગોનો હેવાલ જો આપણને શદા મલેતો હેવું માલુંમ પડેઆ વીના રેહે નહી કે આખા વરશમાં કોઇબી હેવો દા હડો નહી જતો હશે કે જાહરે આપણી પરથવીના કોઇ ભા ગપર ધરતીકોપ નહી થતો હોએ. એ ધરતીકોપને લગતાજ બલતા પાહડો હોએય અને જે કારણથી ધરતી કોપ થાએ છે તેથીજ બલતા પાહડોની ઉતપંતીછે. તે કારણ મુજબ જા હરે જમીન ફાટેય તાહરે દબાએલી હવા તથા પીગલેલાં ધા તુ અને બીજી વશતુની રાખ ભારે જોરથી બાહેર નીશરેછે અને કેટલીએક ઉનચાઇપર ઉડેછે. એ પરમાણે કોઇ ઠેકા ણેથી માતરે કાદવ નીકલેછે અને કોઇ ઠેકાણેથી તહરેવાર ધાતુ મટોરી ઇતીઆદીનો એક મલેલો પદારથ નીકલેછે એ જમીનના પેટનો કચરો હલવે હલવે નીકલેછે તારે જાહ ફા ટ પડી હોએ તે ભોકારાની આશપાશ એકઠો થઇ મોહોટો ડું ગર થતો ચાલેછે જે ડુગરના મોહોમાંથી ઘની મુદત શુધી બ લતુ નીકલેઆ કરેછે એ વીશે ચીતારમા જોવાથી શારી પેઠે શમજ પડશે કોઇ વેલાએ હેવા નવા પાહડ થાએય તાહરે, પણ ઘનુકરી હેવા ચાલુ પાહાડો ફાટેય તાહરે પીગલેલી ધાતુ, બલેલી મટોરી, ગરમ ફતરા ઇતીઆદી એટલા જોરથી અને એટલો બધો વખત નીકલીઆ કરેછે કે તેથી આશપાશની જ ગાઓ શઘલી પુરાઇને ઉનચી થાએય અને નજદીકના શેહ ર ગરક જાએછે. દુનીઆમા ઘણીવેલા પરખીઆત શેહરો એ માફક ગરક ગએઆછે તેમાના બે નામે પાપીઆઇ તથા હરકુલેનીઅમ ઘના નામીયા થઆંચ કેમકે વીદવાન લોકો એ હવડાના વખતમાં તે શેહરોને ડાટી નાખનાર કચરો વ ગરે ખણી દુર કરી તેઓનો ઘનોએક ભાગ પાછો ખોલલો કીધોછે તેમાંનુ એક શેહર નામે "હરકુલેનીઅમ" ને ખ ણી કાહડવા પછીનો તેનો નકશો આએ ચોપાનીઆમા દાખ લ કીધોછે.

[1]એ શેહરોને વીશે હેવું કેહવામા આવેય કે યુરોપખંડ મા એ શેહરોની પડોશમાં વીશુવીઅશ નામનો મોહોટો બ લતો પાહડ ઇશવી શને ૭૯ ના વરશમા (જેને આ જે ૧૭૭૮ વરશ થાએઆંછે) મોહોટાં જોરથી ફાટો તે વેલાએ તેમાથી નીકલતા તહરેવાર કચરા, ફતરા ઇતીઆ દીથી બંધે શેહરો ગરક ગઆં હતા. એ બંધેમાથી હરકુ લેનીઅમ વધારે ગરક થીઉ હતું તોબી તે હાલ જમાનામા પેહલુ જાહેર થઉ. ઇ૦ શ૦ ૧૭૧૩ ના વરશમા એ જગોએ એક કુવો ખનનારા બેલદાર લોકો ખનતા ખનતા શીધા એક નાટક કરવાના ઘર તરફ આવી લાગા તાહાંથી ઇઉનાની લો કોના નામીયા પેહલવાન હરકીઉલીશ તથા મીશરની નામી ચી રાણી કીલીઓપાતરાનાં પુતલા હાથ લાગા એ બના વપરથી વીદવાન લોકોની ઇદનાશા જાગી અને તેઓએ વ ધારે વધારે ખોલ કરવા માંડી આજશુધી શ્રી પાપીઆઇનો પા ભાગ અને હરકુલેનીઅમનો થોડાએક ભાગ તેમ ને ડાટનારા કચરામાથી ખની કાહડઓય પાપીઆઇના કોટની દેવાલનો ઘેરાવો તરણ માઇલનો હડેઓથ પણ હરકુ લેનીઅમની દેવાલ વીશે હજુર કશું ચોકશ થઉ નથી એ ઉઘલાં શેહરમાં બીજી હરેક જગો કરતા ઉપલો નાટકશાલા વ ધારે શાફ કીધોછે પણ તેબી મશાલોની રોશનીથી જોવામા આવેછે. બીજી જે જે જગો એ શેહરમાં તથા પામપીઆઇમા ખોલલી કરીય તાંહાં કેટલાએક દેહડાં માલુંમ પડેઆંચ તે ઉ પર કોતરાએલા લેખો હેવું બતાવેયકે એ શેહરો તદન ગરક ગઆં તેની શોલ વરશ આગમચ એક મોહોટા ધરતીકોપથી એ શેહરોને મોહોટો જોખમ પોતો હતો તે શમારવાની ઇચ્છા દગારી તરીકે એ દેહડાં બનાવેઆં હતાં એ શેહરોની શર કારી તથા ખાનગી ઇમારતોની દેવાલોને મોહોટા ચીરા પડે લાછે. અરધા ઠટાએલા થામલાઓ દીશેય અને કેટલાએક ઇમારતો બાંધતાં અધુરી રહી ગએલી લાગેય કેટલાએક રશતા ઓપર ગારીના ચાકથી પડેલી ઉંડી ઘધરોછે એ શેહરોમાથી આદમીના શરીરના ઘણા થોડાજ ખોખા મલઆય જેથી અટકલો કરી શકાએય કે એ શેહરો ગરક જવાની આફત ના વખતે ઘણાખરા રેહેવાશીઓને પોતાનો જાન તથા ઘણો એક માલ લઇને નાહશી જવાને અવકાશ મલઓ હશે પાંપીઆઇમા બે શીપાઇઓ ખોરામાં કેદ કીધેલા માલુમ પડે આચ અને શેહરની બાહેર એક વાડીવાલાં ઘરમા શતર આદ મીઓના ખોખાં હાથ લાગા તેઓ ધારવા મેલે રાખ અને ક ચરાના વરશાદથી બનચવાને નાહાશીને તે જગોએ શંતાએઆં હશે એમાં એક . . . મુરતી આગમારાની મટોડ

પર પડેલી હાથ લાગી તેના પાશામાં એક બાલક હતું અને તે
ક્ર ધણીઆની હોએ એમ લાગેચ જોકે તેની શઘલી આ
કુરતી ખડકપર કોતરાઇચ તોબી તેના હાડકાં શવાએ બી
જું કશું મલીઉં નથી. એ હાડકાં શાથે એક શુનાની શાંક
ી ટગાએલી હતી અને આંગરાં પર જવેર જડેલી વીટીઓ
હતી ઘેરોપર જુદા જુદા ધણીઓએ લખેલા નામો તથા ખ
રાખોની દેવાલો પર શીપાઇઓએ કાહડેલી ચીતરામણો હજુ
ર વચાએ હેવી હાલતમાંછે કેટલાએક ચીતારોનો રગ જે
વોને તેવો રહેઓચ શરકારી ફુવારા તેમના શઘલા શીન
ગાર શાથે હાલના શ્રી નેપલશ ચેહેરના ફુઆરાના જેવા લાગેછે
અને એક ચીતારો જે ખુદરતી વીદીઆનો અભીઆશ કરના
રો હશે—તેના ઘરમાથી કેટલાએક ખુપરા તથા કોરાનો શંધ
ર મલી આવેઓચ.

હરકુલેનીઅમના ઘેરોના લાકડાના ભારવતીઆ બાહેરની
બાજુએથી કાલા થઇ ગઆચ પણ જાહરે તેમને ઓખવીને
તથા ફારીને માહેલી બાજુએથી જોવામા આવેચ તાહરે શા
ધરણ લાકડાના દેખાએચ જીવજાત તથા જડજાતની વશ
તુઓ કેટલીએક ખરાબ થઇછે પણ તેઓને ડટાઆને કેટ
લી મુદત થઇ તે વીશે વીચાર કરતા હેવું લાગેછે કે તેઓનો
ઘનો બનશાવ થઓછે મછીમારોની જાલ બધે શેહરોમા પુ
શકલ મલેછે, તેમાની કેટલીએકતો તદન આખીછે. હર
કુલેનીઅમમાથી કેટલુંએક શનનુ કપડુ મલીઉછે તેનો કુમાશ
ખુબ દેખાવનોછે, એક મેવો વેચનારની દુકાનમાથી બદા
મ, અખરોટ, ચેશનટ, અને તેવા બીજા મેવાના ભરેલા વા
શનો હાથ લાગાછે; એક ભઠીઆરાની દુકાનમાથી એક આ
ખું પાઉ હાથ લાગું તે ઉપર તે ભઠીઆરાનુ નામ પારેલુ હતું.
એક ગાંધીની દુકાન પરના બાંકપર ગોલીની એક દાબડી મ
લી તેમાની ગોલી તમામ ભુકો થઇ ગએલી હતી તે ગોલી
ની દાબરીની પાશે કાઇ ગોલ વાલેલું પદારથ દીશેચ જે ગો
લી બનાવવાને તઇઆર કરેલુ લાગેછે. એઓની પાશે કેટ
લીએક જડી બુટીનો એક શીશો હતો. એક ઠેકાણેથી કેટ
લાંએક દફતરો અથવા પુશતકો મલેઆચ તે જુદા જુદા ધ
ણીઓના લખેલાછે અને તે ગરીક તથા લાટીન અખેરમાછે.
એ શઘલા એક ખાનગી ઘરશથનાં પુશતક ખાનામાથી
મલેઆંચ તેમાંના ચારચોના નામ વંચાઇ શકેઆચ. તે
ઘણાખરા રાગરાશતર, શુભાગાન, અને પકાવાના હુનરવીશે
છે *એપીકીઉરશ નામના ફીલશુફનાં લખેલાં બે પુશતકોછે
અને બીજા ઘણએક એ ફીલશુફની તાલીમને લગતી બાબદ
નાછે. એક પુશતક તે ફીલશુફની વીરૂધ લખનારનુછે એ
શેહરો જેમ જેમ વધારે ખનાતાં જશે તેમ જે વખતે રૂ
મ શેહર મોહોટી આબાદાનીમા હતું અને દુનીઆના મોહો
ટા ભાગપર રાજ કરતુ હતું તે વખતની રીત ભાત અને વીદ
આ હુનર વીશે હવડાના જમાનાના લોકોને શારૂ ગનાન મ
લવાની વધારે આશાછે.

એ પરમાણે ધરતીકોપ અને બલતા પાહડોછે તેથી દુ
નીઆમાં તહરેવાર 'ફેરફાર થતા રેહછે.' ખુશકીની જગોએ
પાંણી અને પાણીની જગોએ ખુશકી, વેરાણ જગો આબાદ
અને આબાદ મકાનો ઉજડ' થઇ જાએચ આ ભુમબઇનો
ટાપુબી એજ શીશાલે થઓચ અને આપણી પડોશના મોહો
ટા પાતોખી તેમજ ઉભા થઆચ. હેવા બનાવોપર ધીઆન
આપવા અને તે ઉપરથી આપણા પેદાકરનારના દાહપણ અ
ને કામ વીશે વાકેફ થવું એ મનુશ જાતને કેટલું આનંદ કા
રકછે વારૂ !

---

# કોણનો વાંકછે વારૂ ?

## શોભાશાહ અને શુંદર બાઇ.

રશીઆમ પુરીમાં ખુશાલરાજા જાહરે રાજ કરતા હતા
તે વેલા શોભાશાહ નામનો એક લાએકીવાલો શોદાગર શુંદર
બાઇ નામની એક કુલવંતી કનેઆશાથે પરણઓ હતો તે
ઓના લગન થવાની અગાઉ શોભાશાહે શુંદરબાઇને ઘની વે
લા જોઇ હતી અને તે બાઇના શરીરની શુઘડાઇ, કપરા પેહ
રવાની શારી ઢપ, ઘરબાર શોભઇતી રીતે રચવાની ટેવ, તથા
બીજા શારા શુણોથી ઘણો ખુશી થઓ હતો. એ શઘલા શુ
ણો શોભાશાહને પશદ આવેઆ તેમજ શુંદરબાઇને એ શોદા
ગરની શારી ચાલ, મોહોટી શપજ અને આબરૂદાર નામ પ
શદ આવીઉ તેથી વખત જતે તેઓની શોઆદી થઇ. શુદર
બાઇ પોતાના ભરથારના ઘરમા આવી રહેઆ પછી થોડા દી
વશ ગુજરેઆ એટલે નીચે જણાવેલો શરખો મામલો બનવા
લાગો.

શોભાશાહ એક દીને પેહોરપર વેપાર વનજનુ કામ કા
જ કરવાથી થાકેલો અને કંટાલેલો પોતાને ઘર આવીઓ. તે
ણે જોઇઉકે શુદરબાઇ પંશીદાથી ખરાબ થએલા શરીરપર મે
લા કપડાં અને પગમાં ફાટેલી શપાટ પેહરીને દીવાણખાના

મા એક હીંચોળાપર બેઠેલી હતી તેના હાથમાં એક નજીવી બીના લખેલી ચોપડી હતી. શોભાશાહને શુંદરબાઇ શાથે ઓળખાન થઇ તારથી તે હેવુ શમજતો હતો કે તે બાઇ શુ ઘડાઇ અને શુતરા દેખાવનુ ફુલછે વાશતે એ વેલા બાએડીનો હેવો હાલ જોઇને કાઇક અચરતી ભરેલા ડોલથી બોલીઓ કે "અરે શુંદરી આમ્મે તમારો કેવો હાલ" !

**શુંદરબાઇ**—"કામ્મેવારૂ શું છે" ? એમ બોલી તે પોતાના શરીર તરફ જોવા લાગી અને શોભાશાહની નજર શા ઉપર હતી તે ધેઆનમા લઇને જરાએક અરેપકડી બોલી કે "કદાચને માહરાં કપડા તમુને ગમતા નહી હોશે પણ હુંતો એટલી બધી કંટાઇ ગઇચકે તે બદલવાની તાકાત રહી નહી."

**શોભાશાહ**—"તમે શારો દીવશ એટલું બધું શું કરેઉ કે કપડા બદલવાની તાકાતબી રહી નહી ?"

**શુંદરબાઇ**—"નવી શુંદરીની આખી એક ડોર દરજન પાશે ઓટાવી તેમાં કેટલો બધો વખત ગીઓ તાર પછી આમ્મે ચોપડી વાંચવા બેઠી, તે કરતાં ગરમી એટલી બધી પડેચ કે કપરાં શવારે બદલીએચ ને શાંજે ધુર જેવાં થઇ જાએચ."

**શોભાશાહ**—તે દીવશની શક્ત ગરમી છતાં રૂઉ પારખવાના કામ ઉપર ગીઓ હતો તાંહા શંધો દીવશ ધુર કચરામાં ફરયો હતો તથા શારો દીવશ રોકાન થવાથી પેહડીપર જમયો હતો તોબી શાનજે વખત દીવાનખાનામાં આવેઓ તાહરે, તેના હાથ મોહડું શાફ ધોએલ હતુ અને કપરાં શાફ હતાં તથા શઘલો દેખાવ શારો હતો કેમકે દીવાનખાનામા આવવાની આગમચ પોતાના ઓરડામા જઇ પોતાનુ બદન શાફ કરી શુતરાં કપડાં તેણે પેહરેઆં હતાં. વાશતે બાએડીનુ ગલીચપણું જોઇ તેને ઘની નાખુશી ઉપજી તથા તેના હાથમાની ચોપડી તદન નકાંમાં ટાએલાંથી ભરેલીછે હેવું જોઇઉ ત્યારે તેની નાખુશીમાં ઘણો વધારો થઓ, પણ કશો શુશો કરવાને બદલે તે એટલુંજ બોલાઓકે "પેઆરી બધુંતો રહીઉ પણ હાથ મોહડુ ધોઇને આએ એબ લગામની શપાટતો બદલો. તમે શારીપદે જાણોચ કે તમારી હુવડાની શરખી નઠારી હાલતમા રેહવાની ટેવ મહને શુતલગ પશંદ નથી."

**શુંદરબાઇ**—"નહી કે ! કાંમ્મે વારૂ ?", એવુ કહી કાઇક ટહોરથી હશીને વાંકી વલી અને શપાટની બાહેર જુલતુએકુ ચામરૂ તોરી કાહડી બોલી "લેવો હવેતો કઇ નઠારૂં લાગતું નથી—બાકી બીજી શપાટતો ઓમ્મે તલીએછે તાહા હવે કોણ જામ્મે માહરીથીતો હવે ફેરો ખવામ્મે નહી."

**શોભાશાહ**—"વારૂ ચાકરને હોકમ કરો કે આપરે વાશતે ખાનુ લાવે મહને ઘણી ભુખ લાગીછે."

**શુંદરબાઇ**—"જોવારૂ તમેજ હાંક મારીને કેહવો હું આટલાં પાણાં પુરાં કરૂં" ( એમ કહીને પેલી નજીવી ચોપડી બતાવેછે. )

હેવો જવાબ શાંભલી શોભાશાહને ઘણો બલાપો થઓ પણ શઘલું ખામોશ કરી જઇને તેણે પોતે ચાકરને ખાનુ લાવવાનો હુકુમ કીધો. તે મુજબ ખાનુ લાવી ટેબલપર પરીશીઉ, પણ પેલી ચોપડી પુરી થઇ નહી તેથી શોભાશાહને દશ પંદર મીનીટ શુધી ખોટી રેહવું પડેઉ અને તે બાઇ જારે ટેબલપર આવી તારે ખાનુ શઘલું ટાહડુ પડી બેશવાદ થઇ ગીઉ હતું. તે ખાઇ રેહવા પછી શુંદરબાઇ બીજે દીવશ લગનમા જવાને શારૂં કપડાં તથા ઘરેણાં કાહડવા અને તેવી બીજી તઇઆરી કરવા શારૂં પોતાના ઓરડામા ગેઇ. શોભાશાહ શાથે કોઇ વાત કરનાર મલે નહી તેથી એક કોચપર તે જુકવા પડેઓ અને અંતે જાઇને શુઇ ગીઓ.

થોડા દીવશ પછી એક શાંજના શોભાશાહે પોતાની ધનીઆનીને કહીઉજે મને કામછે વાશતે આવતી શહવારે શકારેથી બાહેર જવાનુછે તેથી ચાહે નાશતો શાત વાગામાં તઇઆર કરાવજો. બીજે દીને શોભાશાહ પરોઢીઆમાં ઉઠી કપરાં બદલી બાગમાં ફરવા ગીઓ અને શાત વાગા એટલે ચાહે નાશતો કરવાને ખાનાના ઓરડામાં આવેઓ તો તે જગોએનો કચરોબી કાહડેલો નહી અને નાશતાની કશી નીશાંનબી માલુમ પડી નહી. આશરે અરધો કલાક ખોટી રેહવા પછી ઓરડામા જઇને જોએચતો શુંદરબાઇ તુરતનાજ ઉંઘમાથી ઉઠીઆતાં. શોભાશાહ દીલગીર થઇને બોલઆકે:—

**શોભાશાહ**—"પેઆરી મેં તમોને ખચીત કહીઉતું કે નાશતો શાત વાગતે તઇઆર કરાવજો કેમકે મહને ઘણુ અગતનુ કામછે પણ હવડા શાડાશાત થઆ તોબી કશું ઠેકાંણું મલે નહી તેનુ કારણ શું ?"

**શુંદરબાઇ**—"વાહલા હું શું કરૂં મહનેતો ટાહડ ઘણી વાગી તેથી ઉંઘ આવી અને તમારી વાત ઇઆદબી નહી રહી"

**શોભાશાહ** બીચારો બલાપો કરતો કપરા પેહરવાની જગોએ ગીઓ અને તે દીને તેહને ભુખુજ બાહેર જવું પડેઉં.

એ પરમાંણે દનપર દન શુંદરબાઈ અને શોભાશાહ વચે ખામશો હલવે હલવે ચાલ્યો. શુદરબાઈ પોતાની મરજીમા આવે તે પરમાંણે કરે. મનપર આવેતો પોતાના હાથ મોહોડુ ધોઇ શાફ કરે અને કપરા શમારીને પેહરે નહી તોકે પશીદો અને ગીરરદ ભરેલુ બદનરાખે, અને મેલા કપડા અને કઢંગા દેખાવની કશી દરકાર કરે નહી. ખુશીમાં આવેતો કોઈ વાર ઘરના કારભારની ખબર લીએ નહી તોકે ઘરવેકઈ આરૂ અવરૂ પડેલું રેહવા દીએ. કોઇ વાર શોભાશાહના કેહેવા મુજબ કામ કરવાનુ દીલ કરે બાકીતો આલશને લીધે તેનુ શધલું કહેલુ ફોકટ જવા દે. આંતે એક દીને કંટાલીને તેણે પોતાની બાએડીને કહીઉં કેઃ—

**શોભાશાહ**—" શુદરી બાદાને વાશતે તમો પોતાના બદનને શાફ રાખી તમારા કપડાનો દેખાવ શારો કરો અને તે શારા ઢંગથી પેહરો તથા દીવાનખાનાની શઘલી વશતુઓ ઠેકાણાશર મેલાવો. હું તમોને હાવી ગલીચ હાલતમાં તથા શઘલી વશતુ બારેવાટ પડેલી જોઉંચ તેથી મને ખચીતકંટાલો આવેછે. "

**શુંદરબાઈ**—" તમો હવે માહરાં કપડાંપર બરબરવા કામે શીદ્દઆચ આગલતો તમો હેવુ નહી કરતાતા. "

**શોભાશાહ**—"પણ હું આગલ તમુને કધી હેવી હાલતમાં જોતોતોબી નહી. લંગન થવાની આગમચતો તમો શદા શુઘડ રેહતા અને જાહેરબી હુ તમારે ઘેર આવતો તારે શઘલો શામન અછી રીતે રચેલો જોઈ તમારાં માએ બાપને મોહડે શાંભલતો કે " શુંદરબાઈએ શઘલુ ગોઠવાવીઉંચ " તારે તમારી રીત તથા શારા શવાદથી હુ ઘનો મગન થતો. પણ હંવડાં કેટલા દીવશ થઆ હુ જોઉંચ કે તમો જુદીજ રીતે ચાલોછેઓ."

**શુંદરબાઈ**—" કાએવારૂ અગાઉબી જારે હું બાહેર જતી તાહરે હાથ મોહોડુ ધોઇ શાફ કપડા શારી પઠે પેહેરીને જતીની અને હુવડાબી તેમ કરૂચ. અગાઉ જારે માહરા માબાપને તાહા તમો તથા તેવનના બીજા ઓલખીતાઓ મેજબાનો તરીકે આવતાં તારે હું જેમ શઘલુ ઉનશુ નીશુ કરાવતીતી તેમ હવડાંબી આપણા ઘરમા કોઇ બાહેરના લોકો આવવાના હોએચ તાહરે કરાઉંછું "

શોભાશાહા હેવો જવાબ શાંભલીને શુ બોલે ? જે બાઈ બાહેરા જતી વેલા શાફ અને શારા દેખાવાને અગતનુ જાંણે તે પોતાના ઘરમાં પોતાના મેહેરબાંન ભરથારની આગલ મેલી અને આડા અવડા કપરાં પેહરેલી રેહેવાને અનગમતું નહી શમજે તથા બાહેરના લોકોને પોતાના ઘરમાં શોહામના દેખાવથી ખુશી કરવાને જેમ આરજુરાખે તેમ તે ઘરના ધનીઅને પોતાના જીનદગીના ભાગીઆને વાશતે નહી રાખે તેની શાથે ટકરાર કરવી શોભાશાહે નકામુ ધારીઉં. વાશતે તે પેહડીએથી શાંજને વખત આવે તેવો ચાએ પીઈને વાડી જવા લાગો અને જે શુખ અને ગમત પોતાના ઘરમાં બાએડી પાશેથી નહી મલે તે વાડીના દોશતદારો પાશેથી મેલવવાની આશા રાખી. એક દાહડે તેની બાએડી ગુશો કરી તેને કેહેછે —

" રોજ શાંજ પરેમ એટલે તમે ઘેર છોડી બાહેર જાઓચ તેમા તમોને શુ મજા લાગેચ ? ઘરમાં શુના જેવુ ખાવાનુ થાએચ તે કરતાં બાહર કાંઇ વધારે શારૂં થતું હશે નહી. તે કરતા હુ એખલી જુરીઆ કરૂંચ તેનો તમુને કશો વીચાર આવેચકે નહી ? " હેવી ફરીઆદ શાંભલી શોભાશાહાની ગુશામા આવીઓ અને બાએડીની ચાલથી તેને જે કંટાલો ખાવો પડેઓ હતો તે વીશે પોતેબી જોશમા ફરીઆદ કરવા જતો હતો પણ તેટલામાં તેહને ઇઆદ આવેઉં કે તેવી ફરીઆદ કરવાથી કશું વલવાનુ નથી કેમકે આગલ તેણે ઘની વેલા શુદરબાઇને શમજાવીને કહીઉં હતુ તે શઘલું ફોકટ ગીઉંતુ.

શોભાશાહ દનપરદન ઘેર મોડો આવવા લાગો. પોતાના મીતરોની શંગતમાં તેને હલકી રમત અને ગમત તથા ખાનુ પીનુ મજા લાગુ. તે શઘલા મીતરો બાએડી છોકરાંવાલાઓ હતા પણ ધારવા મેલે તેઓમાના ઘનાખરા શોભાશાહની માફક ઘરના બરેલા હશે તેઓને ઉજાગરો કરવા તથા કેફ કરવાની ટેવ દનપરદન વધતી ગઈ હલકી જાતના ટોલ ટપા અને બેઅદબી ભરેલી મશખરીના તેઓ બોગ થતા ચાલેઆ. શોભાશાહ આગલ જે ઘરબારની ચીનતા રાખતો હતો તેમા થોડો થોડો ઘટારો થતો ગઓ. વાડીની મઝા અને મશબેરા દોશતોની શંગતથી તેના મગજપર તહરેવાર હેવી અશર થઈકે શુંદરબાઇને તેથી ધાશતી ઉપજવા લાગી અને પોતાના વીશવાશુ બેનોની આગલ ફરીઆદ કરવા લાગી.

એક વેલા શુંદરબાઈના કોઈ નજદીકનો દાહેઓ બેઇ શોભાશાહને શમજાવીને કેહેવા લગો કે " આગલ તમો કેવા મલાજથી રેહતા હતા અને ઘરમો છોકરાંઓને શુખ આપી પોતે શુખ શોધતા, તે છોડી દઈને હવડાં તમોએ જે મારગ પકડેઓચ.તેથી આબરૂની હાની અને શંસારનો ઘટાડો તથા

તનદરોશતીની ખરાબી થયા વીના રેહેનાર નથી. તમો દાહ્યા છેઓ તેથી માહરે શાખામન દેવાની જરૂર નથી. વાશતે હું તમોને માતરે ચેતવણીજ આપુંચ કે તમોએ હવડાં પકડેલો મારગ તમારા હકમા ફાએદો કરનાર નથી. ”

શોભાશાહ કાઇક અફશોશ કરી બોલેઓ “ભાઇ શાહેબ તમો જે વાત કરો છેઓ તેતો શેહલીછે પરનુ શુખ તમોને મલેચ એટલે બીજાના દુખની અને કટાલાની વાત તઉને શમજ પડે નહી તેમા કશી નવાઇ નથી. હુ જાણુંચકે વેહવાર રોજગારનુ કામ કરી તમો ઘર આવો એટલે તમો શુખીઆ થાવોછેઓ, કેમકે તમો પોતાની બાએડીને શફાઇ શુઘડાઇ ભરેલી અને શારી હાલતમા બેઠેલી જુવોચ. તમારે બેશવાને વાશતે દીવાનખાનુ દીલપશંદ કરેલું હોએચ તમોને જોઇતી વશતુ વખત શર તે હાજર કરાવેચ. પોતાના વીચાર અને શરોદથી તે તમાંરૂ દીલ રીજવેચ. પણ હું જો ઘરમાં રેહુતો મહને તમારામાનુ કેટલું શુખ મલે વારૂ ! પણ થોડું વાશતે માહરી ચાલ માહરી બાએડીના શગાઓને ગમે નહીતો તેમા માહારો વાક નથી. ”

“વારૂ તાહરે વાક કોણનોછે ? ” હેવો નેક વાંચનારીઓને પોતાનેજ શવાલ કરવામા આવેચ.

---

## આચરત શરખો ખેલ.

હરેક અગનાની લોકોમા જાદુ અને મંતરવીશે જેમ નહી માનવામા આવે હેવી વાતો ચાલેલીછે તેમજ રૂશીઆન લોકોમાબીછે રૂશીઆના ઘણાખરા લોકો મુરખછે. તેઓ જંનતર મનતર તંતરની ઠગાઇપર ઘણો એતેકાદ રાખેછે અને તેવી ઠગાઇના એલમનો જો કોઇ જાણનાર અથવા ખેલારી મલેઓતો રૂશીઆનોથી ખચીત તેહને આશરો મલવાનો. તે દેશમાં એવા ખેલારીઓ વીશે તહરેવાર વાતો ચાલીછે તેમાં નીચે જણાવેલી એક ઘણીજ તાજુબ શરખીછે.

ચાલતી શદીની શુરૂઆંતમા એટલે આશરે પચાશ વરશની વાતપર જાહરે ૧) લો પાલ શેહનશાહ શ્રી રૂશીઆ મધે રાજ કરતો તે વેલા પીરનેટી નામનો એક પુરૂશ જેને “બેઓતર પરાંતનો જાદુગર” કરીને કેહતા હતા તે રૂશીઆની રાજધાની શ્રી શેટપીટરશબરો શેહરમા આવ્યો અને પોતાના ભારી તાજુબ શરખા ખેલથી લોકોને ઘણા અચરત કરેઆ. તેના ખેલોની ઘણા લોકો આજ શુધી તારીફ કરેછે:

શેહનશાહે પોતે પીરનેટીની તારીફ શાંભલી તેથી તેના ખેલો જોવાની ખાએશ કીધી અને એકદીને તે ખેલારીને કેહવાડીઉંજે આવતી કાલે શાજના શાત વાગતે મેહલમા તમાશો કરવાને આવવું. ઠેડવેલે વખતે મેહલના દીવાનખાનામા ઉમરાવો અને તેમની બાનુઓ તથા શેહનશાહ પોતે અને બીજા ઘણા લોકો એકઠા થઆ. શાત વાગા પણ પીરનેટી પોતાની કબુલાત મુજબ આવેઓ નહી. શેહનશાહે ઘડીઆલ કાહડીને જોઇઉતો શાતની ઉપર પાચ મીનીટ વધારે થએલી હતી. પા કલાક ગુજરી ગએઓ તારે તેને તેરૂં મોકલાવીઉં પણ તેને જોવા જનારા શઘલા માણશો ધકા ખાઇ પાછા આવી કેહવા લાગાકે તે ખેલારી કયે મલે નહી શંઘલા લોકો વાત જોતાં ઘણા રંજીદા થઆ અને પાલ શેહનશાહ જે ઘણી શબુરીવાલો આદમી હતો નહી તે ગુશામાં આવી તહરેવાર ધમકી આપવા લાગો. એમ કરતા એક કલાક ગુજરી ગીઓ એટલે દીવાનખાનાંના દરવાજા પરથી ખીદમતગારોએ પોકાર મારઓ કે પીરનેટી આવેઓ શેહનશા ઘણો ગુશે ભરાઇ નાખુશ થઓ હતો તોબી પીરનેટી ઠંડા મીજાજથી અને પુરતી શબુરી શાથે હશતે મોહડે તેહની નજદીક જઇ તવાજો કરી ઉભો અને પુછીઉં કે “ જેહાપહના તમોએ મહને શાત કલાકે હાજર થવાનો હુકુમ કરેઓતો નહી વારૂ ” !

**શેહનશાહ**—ગુશા અને તોરથી બોલઓ “ હા શાત વાગતેજ તેરઓતો પણ તુ ઠેડાવ મુજબ આવેઓ કેમ નહી ? શઘલી ઉમરાજાદીઓ અને બીજી બાઇઓને ઘણો વખત ખોટી થવુ પડઉં તે કાઇ શારૂં નહી ”

**પીરનેટી**—શઘલા તમાશગીરો શાંભલે તેવા મોહટા અવાજથી બોલઓ કે “ જેહાપહના હુ ઠેડવેલે વખતેજ આવેઓચ, હવડા શાતજ વાગાછે તે કરતા તમો પોતાનુ ઘડીઆલ કાહડીને જુવો. ”

એ ખેલારીની હેવી વાત શાંભલી શેહનશા વધારે ગરમ થઓ કેમકે ખોટી રેહતા તેણે વારેવાર ઘડીઆલ જોઉંતુ તેમાં શાત વાગી ગયા હતા વાશતે એ પીરનેટીને ઘભરાવવા તેણે ગુશાથીજ ઘડીઆલ ખેચી કાહડીઉં, પણ તે તરફ જોતાતો માતરે શાતજ વાગેલા માલુમ પડેઆ. ગુશાને ઠેકાણે શેહનશાહના મનમા તાજુબીએ જગો કરી. તેણે દીવીનખાનાના મોહટા ઘડીઆલમાં જોઇઉંતો તેમાબી શાત વાગેલા

દેખાએઆ.દરબારીઓ તરફ મોહોડું ફેરવઉતો શઘલા જણા પોતે પોતાના ઘડીઆલો જોઇ બોલીઆ કે " શાત વાગાચ. " હેવો મામલો નજર આવવાથી તે ખેલારીનો હુનર અલબતાં એકદમ માલુમ પડી આવેઓ. શરવે કોઇ તાજુબીથી હેરાન રહેઆ. " પાહદશાને કાઇએક વમાશનમા પડેલા જોઇ તે ખેલારી બોલેઓ કે શાહેબ હેવા ખેલથી હું આજરોજે તમાશો શુરૂ કરવા ધારતો હતો વાશતે હવે તમો પોતાનુ ઘડીઆલ જોવોતો ખરો વખત માલુમ પડશે " શેહનશાહે તેમ કરયુંતો તેહને માલુમ પડીઉં કે આઠ કલાકની ઉપર કેટલીએક મીનીટ થઇ હતી. બીજાં શઘલા નાઘલાં મોહટાં ઘડીઆલોમાં હેવોજ ફેરફાર થએો હતો. એ અને હેવા બીજા ખેલથી શેહનશા તથા બીજા શઘલા તમાશગીરો તે દીનિ ઘના મશન થઆ શેહનશાએ તેને શાબાશી આપતી વેલા કહીઉં કે ખેલ કરતી વખતે તું બોલએોતો કે " માહરો હુનર હેવોછે જે હું શઘલે ઠેકાણે દાખલ અથવા પેવશ થઇ શકુંચ " તેનો અરથ શું ?

**પીરનેટી**—" હા જેહાપહના હું શઘલે ઠેકાણે પેવશ થઇ શકુંચ. "

**શેહનશાહ**—" શું આએ મેહલના શઘલા દરવાજા હું બંધ કરાવશ તોબી તુ હીઆં આવી શકશે કે ! "

**પીરનેટી**—" હા જેહાંપહના આએ મેહલમાંજ નહી પણ તમારા પોતાના ઓરડામાં હું દાખલ થઇ શકશ અને તેબી હેવી શેહલાઇથી કે જાણે હું માહરા પોતાના ઓરડામા જતો હોઉં. "

**શેહનશાહ**—" શારૂં આવતી કાલે હું માહરા ઓરડામા આજ રોજના ખેલની એક હજાર અશરફી લઇને બેશશ તાહા તું પોતે તારી કલાથી આવીને તે લઇ જજે. પણ હું તુને શાફ કહુંચ કે તુને નહી આવવા દેવાને શઘલાં બારના ખુબ રીતે બંધ કરવામાં આવશે. "

**પીરનેટી**—" આવતી કાલે બપોરે બાર વાગતે હું તમારા ઓરડામાં આવશ " હેવું કહી તવાજે કરી તે ચાલતો થએો. શેહનશાહે હુકુમ કીધો કે એ ઘણી મેહલની બાહેર જાએચ કે નહી તે બે આદમીઓ જોઇ આવે. તે મુજબ બે આદમીઓ એ ખેલારીના ઘર શુધી તેહની શાથે ગીઆ અને જારે ઘરમાં તે દાખલ થયો તારથી પોલીશના માંણશો તેની આશપાશ પેરો નાંખી પડેઆ. શેહનશાહે પોતાંના મેહલના શઘલા દરવાજા ખબરદારીથી બંધ કરાવેઆ અને 'હુકુમ' કીધો જે ઉમરાવથીતે ખીદમતગાર શુધી કોઇબી ઘણી અંદર દાખલ થવા માંગેતો તેને તેમ કરવા દેવું નહી તથા જાંહાશુધી માહરો હુકુમ થાએ તાહાશુધી એકબી દરવાજો ઉગાડવો નહી શઘલા દરવાજાના બારનાને કલ દઇ કુંચીઓ શેહનશાહની પાશે આપી. મેહલના મોહટા દરવાજા ઉપર શીપાઇઓની ચોકી મેલી.' શેહનશાહના ઓરડાના દરવાજાપર આવવાના શઘલાં નાંકાંઓપર મોહટી પદવીના અમલદારોને ચોકી બેશાડેઆ. તેઓ હેવા હતા કે જેઓને પીરનેટી શરખો એક ખેલારી લાંચ આપી પોતાનુ કામ શાધી શકે નહી. બાર વાગાની કોડીએક મીનીટ અગાઉ એક હલકારો એક કાગજ લાવેઓ. શેહનશાહે એક બારીની વાટે તે કાગજ હાથો હાથ લીધો તેમાં પોલીશ ખાતાંના વડાએ હેવી ખબર લખી મોકલી હતી કે પીરનેટી હજુર પોતાના ઘરમાજછે. એ બીનાં વાંચી શેહનશાહ કાઇક તોરથી બોલઓ કે " એ ખેલારીને પોતાંની ભુલ હવે શમજ પડીચ કેમકે તેણે નહી બને હેવું કામ માથે લીધુચ અને તે કરવાની તેણે આશા છોડીચ. " એમ બોલેચ તેટલા શેહનશાહ જે ઓરડામા હતો તાહના ઘડીઆલમાં બાર વાગા બારનો ટકોરો પુરો થાએ એટલાં તે ઓરડામાનુ એક બારનુ ઉગાડી પીરનેટી તેની પડોશમાંના શેહનશાહના શુવાના ઓરડામાથી નીકલી શેહનશાહની હજુરમાં આવીઓ! તેનો દેખાવ જોઇ શેહનશાહ બે તરણ પગલાં પાછો હટેઓ, અને તાજુબીથી તેહના બવા કાઇક ઉભાં થઆં જુશાથી તે બોલેઓ કે " એ ખેલારી તુને ખબરછે કે તું ઘનો ભએંકાર આદમી થઇ શકે ? "

**પીરનેટી**—" હા જેહાપહણા તે વાત ખરી પણ તમો શાહેબને ગમત કરાવવા શવાએ હું બીજો કોઇ લોભ રાખતો નથી. "

**શેહનશાહ**—" ગઇ રાતના ખેલની આએ એક હજાર અશરફી તથા આજના ખેલની બીજી એક હજાર અશરફી લે, પણ તું મહને કેહેકે આએ શેહરમા તું હજુ કેટલો વખત રેહવા માંગેછે. "

**પીરનેટી**—" તમો હુકુમ નહી કરો તાંહાં શુધી હું અતરે જાહજો વખત રેહનાર નથી પણ ચાલતા અઠવાડીઆમાંજ જવા ધારૂંચ. "

**શેહનશાહ**—મનમા ખુશી થઇ કેહવા લાગો કે " હું તુને વધારે વખત ખોટી કરવાને પશંદ કરતો નથી તે કરતાં તારી મરજીની વીરૂધ તુને રાખવામાં કશો ફાએદો નથી · કેમકે હું તુને જુદુંમધી રાખશ તોબી, જેમ તુ

આએ મેહલમાં ગુપત રીતે આવી શક્આ તેમજ ગુપત રીતે આપે શેહરમાંથી જઈ શકશે "

**પીરનેટી**—" હું તેમ કરવાને શક્તીવાંન છેઉં ખરો તોબી ગુપત રીત કરતાં હેવી જાહેર રીતે શેહરમાંથી જવાની માહરી મરજીછે કે તેથી તમારી રાજધાનીના શઘલા લોકોને માહરા હુનરની કાંઈએક શમજન પડે. "

પીરનેટી તે શેહરમાથી શાધરન આદમીની માફક જવા માંગતોતો નહી. રૂશીઆનોને અતીઘના તાજુબ કરવાની તેની ઘણી ખાએશ હતી. વાશતે જે દીને તે જવાનો હતો તેની એક દીવશ આગમથથી જાહેર કરાવીઉં કે પીરનેટી આજદીને શેહરમાંથી જવાનોછે અને તે હેવી રીતે જશે કે એકજ વખતે શઘલા શેહરના દરવાજા આગલથી નીકલતો માલુંમ પડશે. એ ખબરથી શઘલા લોકોની અજ્ઞાનાથા જાગી. એ શેહરના એ વેલા પંદર દરવાજા હતા તાહાં શઘલે ઠેકાણે લોકોની ભારી ઠઠ મલી. તે શઘલા તમાશગીરો અંતે બોલેઆ કે બરોબર દશ વાગતે તેઓએ પીરનેટીને દરવાજા આગલથી જતો જોએઓ અને શારી પઠે ઓલખીઓ કે તે પીરનેટી પોતેજ હતો. " તે હલવે હલવે ચાલીઓ અને બરોબર ઓલખાએ તેટલા શારૂં પોતાનુ માથું શીધું રાખીઉં હતું તેણે શાફ અવાજથી શરવે કોઇને શલામ કીધી હતી. " પોલીશખાતાના અમલદારો જેઓને મુશાફરોની " પાશપોરટ " એટલે બાહર ગામ જવાની શરકારી પરવાનગીની ચીઠી લેવાને જુદાજુદા દરવાજાઓ પર ઉભા રાખીઆ હતા તેઓએબી એજ મીશાલનો હેવાલ શતાવાલાઓપર લખી મોકલેઓ. પીરનેટી જતી વેલા તેની ચીઠી લેવાની ખબર પંદરે દરવાજા આગલની નોંધોમા લખાઈ હતી.

---

## શંખેઆ જાદુઈ.

આએ હેઠલ જણાવેલી ૭ તખતીઓ મધે ૧ થી તે ૬૦ શુધીના જે આંકડા પાડેલાછે તેમાંથી હરકોઈ શખશ એક આંકડો પોતાના મનમાં ચીતે તે આંકડો આપણે તેહને કહી આપવો. એ કામશર જો આપણે ૭ "કોઆરડ" અથવા પાનાં લઈને તે ઉપર નીચે લખેઆ પરમાણે આંકડા પારીએ અને પછી તે પાંનાંથી રમત કરીએતો વધારે રમુજ લાગશે.

### તખતી ૧ લી·

१७
१९ ३
१३ १ २७
२१ ५ २९ ४७
२३ ७ ३१ ४५ ५९
१५ ११ ३३ ४३ ० ५७
९ ३५ ४१ ५५ ०
२५ ३९ ५३ ०
३७ ० ०
४९ ०
५१

### તખતી ૨ જી·

१४
१८ ३
१५ २ ३५
२२ ६ २४ ४७
१९ १० ३१ ४६ ५९
२३ ११ ३० ४३ ० ५८
० २७ ४२ ५५ ०
२६ ३९ ५४ ०
३८ ० ०
५० ०
५१

### તખતી ૩ જી·

१४
१३ ७
२१ ४ ३७
२३ ५ ३६ ४७
२० ६ ३१ ४६ ६०
२२ १२ ३० ४५ ० ५५
१५ २९ ४४ ६ ०
२८ ३९ ५४ ०
३८ ० ६
५२ ०
५३

### તખતી ૪ થી·

१४
१५ १०
१३ ८ ४१
२६ ९ ४० ४७
२७ ११ ३१ ४६ ६०
२५ १३ ३० ४५ ० ० ५९
१२ २९ ४४ ० ०
२८ ४३ ५७ ०
४२ ० २४
५६ ०
५४

### તખતી ૫ મી.

૨૨

૨૪ ૧૬ ૧૭

૨૬ ૪૯

૨૩ ૧૮ ૪૮ ૫૫

૨૫ ૨૦ ૩૧ ૫૪ ૬૦

૨૭ ૨૧ ૩૦ ૫૩ ૦ ૫૯

૧૯ ૨૯ ૫૨ ૫૮ ૦

૨૮ ૫૧ ૫૭ ૦

૫૦ ૦ ૦

૦ ૦

૫૬

### તખતી ૬ ઠી.

૩૮

૪૦ ૩૪

૩૯ ૩૨ ૪૯

૪૧ ૩૫ ૪૮ ૫૫

૪૩ ૩૭ ૪૭ ૫૪ ૬૦

૪૨ ૩૩ ૪૬ ૫૩ ૦ ૫૯

૩૬ ૪૫ ૫૨ ૦ ૦

૪૪ ૫૧ ૫૭ ૦

૫૦ ૦ ૦

૫૬ ૦

૫૮

જાણે એક શાહેલી આપણી પાશે પોતાની બંધ મુઠીમા ૨૫) ઘહુંનાં દાંના પકડીને આપણને શવાલ કરે કે તે દાના કેટલાછે ? તો આપણે તેહેની નજદીક આએ ૭ પાના મુકીને પછી, તેહેને પુછીએ કે જેટલા ઘહુના દાનાં તેહેની મુઠીમાંછે તે દાનાનો આંક કીઆં કીઆં પાના મધેછે તે તેહેને આપણને જણાવવું પછી તેહેના બોલતાને વાર જહડપમા તેહેને મુઠી માહેલા દાના આપણે કહી આપવા.

એ હીકમત ઉપલી દરએક તખતી મધેના એક છુપા આંકડાની મદદથી બની શકેછે એ છુપો આંકડો દરએક તખતીના આંકડાંની વચમાહેલી ઓલ મધે માથેથી જોતાં બીજિ આવેલોછે, જેમકે પેહેલી તખતીનો છુપો આંકડો ૧) છે, અને બીજી તખતીનો છુપો આંકડો ૨) છે, અને તરીજી તખતીનો છુપો આંકડો ૪) છે, અને ચોથીનો આંકડો ૮) છે, અને પાચમીનો ૧૬) છે, અને છઠીનો ૩૨) છે. હવે ગાંમુ માણસ આપણને કેહે કે તેહેના હાતમાં જેટલા ગહુના દાનાછે ઇત્મા તેહેને જે આંકડો મનમા ચીતેલોછે તે આંકડો ફલાના ફલાના પાના ઇઆ તખતીઓ મધેછે તો તે દરએક પાંનાનો ઉપર જણાવેલો છુપો આંકડો આપણે એક બીજા શાથે જલદીથી મનમા મેલવી દેવો, અને પછી તેહેનો એકદર શરવાલો તેહેને કેહેવો, તે શરવાલો પેલો ચીતેલો આંકડો તાત માલમ પડી આવશે.

જેમકે ઉપર જણાવેઆ પરમાણે એક શખશે પોતાની મુઠીમાં ૨૫) ઘહુના દાના પકડેલાછે તે ઉપલા ૭ પાંના જોઇને આપણને કેહેમકે જેટલા દાનાં તેહેની મુઠીમાંછે તેહેનો આંકડો તખતી ૧ લી તથા ૪ થી તથા ૫ મી મધેછે, હવે એ તખતીઓના છુપા આંકડા જે ૧) તથા ૮) તથા ૧૬) કરીનેછે તેહેનો આપણે જો શરવાલો લઇજીએચતો તે બરાબર ૨૫) થાએછે.

એ ગમત બીજા તરેહેવાર આકારમાં રમઇ શકાએછે.

---

# પરચુટન બીનાઓ.

### ચીકના ડાગ શાફ કરવાની રીત.

રૂઉ અથવા શન અથવા રેશમના કીમતી કપડા ઉપર કાઇ તેલ અથવા બીજા ચીકાશનો ડાગ પડેચતો તે ધોતાં નવા કપડાં ચોરાઇ જાએચ તથા ઓર ખરાબ થાએચ વાશતે હેવા ડાગો ફેરવાની શઉથી શરશ રીત એમછેજે "બેનઝીલ" અથવા "બેનઝીન" નામનું પદારથ જે શઘલા ઇંગરેજી ગાંધીઓને તાહાંથી થોડા ખરચે મલી આવેચ તે મંગાવી તેમા ફલાનીલનો એક કટકો બીજાવીને તે ડાગ શાફ થાએ તેમ ઘશડવો એટલે કપરૂ અશલની માફક શાફ થશે (જ બ ન)

---

### હશાબ ગણવાનો એક નવો શાંચો.

શ્રી ફરાંનશ દેશનાં "માનીટીઅર" નામના પતરમા જણાવીઉચ જે શ્રી કોલમાર વાલો માનશીઅર ટામશ પોતાના "આરીથમોમીટર" નામના હશાબ ગણવાના જે શાંચાપર આજ તીશ વરશ કરતા વધારે મુદત થઇ લાગેલોછે તે શાંચામા એ ઘરશપે હવડા એક નવો શુધારો કરઓછે એ શાંચે હેવોબનઓછેકે કોઇબી તશદી અથવા ખોટ પડવાની ધાશતી વીનાં વાપરી શકાએ. તેથી શઘલી પરકારના શરવાલા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર થઇ શકેચ, એટલુંજ નહીં, પણ દરેક શંખીઆનુ વરગમુલ તથા હરેક તરીકોણનો વીશતાર વીગર કાહડી શકાએચ. એ શાચાથી ગણતરી કેટલી ઉતાવલે થાએચ તેની શમજન પડવા શારૂં એવું કેહેવામા આવીઉચ કે આઠ આંકડાની એક રકમને બીજા આઠ આંકડાની રકમે ગુણવી હોએતો તે કામ અઢાર શેકડના ટુંકા વખતમા થઇ

જોઈતી વસ્તુ જરૂર મંગાવજો
  કશી વાતે મુંઝાસો[૨૩] ન મંન ॥ પ્રીત્યમ૦ ॥
કાલે દેખીશું દીવશ આનંદના
  જાસે વીસરી આ દુખ ભરા દન ॥ પ્રીત્યમ૦ ॥ ૧૦॥
જેજે પ્યારી તમારી સાહેલીઓ[૨૪]
  તેને પણ માહારો કેહેજો જુહાર ॥ પ્રીત્યમ૦ ॥
સાસુ સસરાની આશીસે[૨૫] સુંદરી
  મળશું ભામનીને[૨૬] ભરથાર ॥ પ્રીત્યમ૦ ॥ ૧૧॥
વધે સ્નેહને સંપ સુજન[૨૭] સાથે
  તેવી તનમન રાખજો ટેવ ॥ પ્રીત્યમ૦ ॥
અમે થોડી અવધે હવે આવીશું
  એમ દલપતરામનો દેવ ॥ પ્રીત્યમ૦ ॥ ૧૨॥

---

## બાએડીનું ભરથારપર હેત.

રાગ ઉપર પ્રમાણે.

---

સ્વસ્તિ શ્રી શુભસ્થાન[૨૮] સોહામણું
  જયાંહાં રાજે[૨૯] સદા રઘુનાથ[૩૦] ॥ કાગળ લખે કામની
લખે લંકા થકી શીતા[૩૧] સુંદરી
  હેતે વરે[૩૨] જોડી જોડ હાથ ॥ કાગળ લખે કામની ૧॥
પત્ર આવ્યો તમારો પ્રીતી ભરો
  વાહાલા વાચી થયો વીશરામ[૩૩] ॥ કાગળ૦
પણ જ્યારે તમથી જુદા પડે
  ઘણા દીવશ થયા ઘનશયામ[૩૪] ॥ કાગળ૦ ॥૨॥
મારે મળવાને મન અકળાયછે
  ઘડીએક તે જુગ જેવી જાય ॥ કાગળ૦
મારા નેણુતાં નીરથી[૩૫] નાપણ
  સુતાં રજનીમાં[૩૬] સેજ ભીંજાય ॥ કાગળ૦ ૩॥
પેર માસો હવેતો થઈ થઈ
  નહીંતો ઉડશે જાણે જરૂર ॥ કાગળ૦ ॥
દેવે પાંખો આપી હોય પીંડમાં[૩૭] ॥
  ઉડી આવું દેશાવર દુર ॥ કાગળ લખે કામની ॥ ૪॥

વાહાલા નિત્ય નવી વાર્તા વાંચીયે ॥
  જેથી પામીયે પુરો પ્રમોદ[૩૮] ॥ કાગળ૦ ॥
ચતુરાઈના ચોજ[૩૯] હું ચાળવું[૪૦]
  આવો વિદ્યાના કરીયે વીનોદ ॥ કાગળ૦ ॥ ૫॥
તાંબા કુંડી ઉંડી રૂડી ઓપતી[૪૧]
  લાવે[૪૨] ભરૂં માહે નીર્મળાં નીર ॥ કાગળ૦ ॥
એસો બાજઠે ચડી માહારા ચોકમાં
  સ્વામી નવરાવું ચોળી શરીર ॥ કાગળ૦ ॥ ૬॥
કરૂં સરસ રસોઈ રૂડી રીત્યથી
  પ્રીત્યે પીરસીને બેસું હું પાસ ॥ કાગળ૦ ॥
એવા દીવશ તે કેદી દેખાડશો
  કારે અંતરની પુરશો આશ ॥ કાગળ૦ ॥ ૭॥
વાહાલા તમવીના પીયરને સાસરૂં
  સુનો લાગેછે સઘળો સંસાર ॥ કાગળ૦ ॥
માહારા આંખથી મુંઘા[૪૩] પ્રભુ[૪૪] તમે
  માહારા આતમના છો આધાર ॥ કાગળ૦ ॥ ૮॥
આવે પર્વના દીન સુખ સર્વને
  હુંતો શોક ઉદાશી સદાય[૪૫] ॥ કાગળ૦ ॥
ગાજે મેઘને ઝબકે[૪૬] જે દામની[૪૭]
  આખી જામની[૪૮] જંપ[૪૯] ન થાય ॥ કાગળ૦ ॥ ૯॥
મને સુની લાગે સુખ સેજડી[૫૦]
  ખાલી મહેલ ખાવાને ધાય[૫૧] ॥ કાગળ૦ ॥
ભરી વસ્તી ઉજડ જેવી જાણીછે[૫૨]
  એક તમવીના શ્રીઓવનરાય[૫૩] ॥ કાગળ૦ ॥ ૧૦॥
વાહાલા હું તમને કેમ વીસરી
  કેમ વીસરયુ દાદાનુ વતન ॥ કાગળ૦ ॥
પત્ર વાંચીને વેહેલા પધારજો
  રૂપાળી શરીરનાં કરજો જતન ॥ કાગળ૦ ॥ ૧૧॥
કોઈનિ દુખીયા દેખીનિ દુખ પામતાં
  તેવી નાથ તમારીછે ટેવ ॥ કાગળ૦ ॥
આવે અવસરે કેમ કઠણ થયા
  તમે દલપતરામના દેવ ॥ કાગળ લખે કામની ॥ ૧૨॥

---

૨૩ આવકો ખાવો. ૨૪ નમસ્કાર. ૨૫ દુવા ૨૬ બાઈડી ૨૭ સારો આદમી ૨૮ સારૂ ગામ. ૨૯ રાજ્ય રાજ્ય કરેછે ૩૦ રામની બાઈડી ૩૧ નમીને. ૩૨ આનંદ ૩૪ પાંણી ૩૫ રાતના ૩૩ આશમાન સરખો જાણુંછે (રામને કે તથી કેટલો કેમકે તેનુ શરીર ઘણુંજ શ્યામ હતું) ૩૬ શરીરમાં.

૩૭ હરખ. ૩૮ અખીઆણ ૩૯ પારખુ ૪૦ ચળકતી. ૪૧ જ્યારે કીમતના. ૪૨ સાહેબ ૪૩ હમેશાં. ૪૪ ઝબકે ૪૫ વીજળી. ૪૬ રાત. ૪૭ ઊંઘ. ૪૮ છત્રાનુ બીછાનુ ૪૯ દોડ. ૫૦ લાગેછે ૫૧ તસ્તુળનો સાહેબ (રામનો પિતાજ છે.)

# સ્ત્રીબોધ

પુસતક ૧ લું. માર્ચ ૧૮૫૭. આંક ૩ જો.

## લાએકીવાલી ઓરત

### આહલીઆબાઈ.

હીનદુશથાનનાં માલવા પરાતમા મરાઠાઓનુ રાજ શથાપનાર નામીચો શરદાર મલારરાવ હોલકર મરણ પામીઓ તાહરે તેહની મોહોટી હકુમતનો વારેશ તેના છોકરાનો છોકરો માલીરાવ હતો. એ રાજપુતર દેવાનો હતો અને નવ મહીના ગાદીનો ધણી રેહવા પછી મરણ પોમીઓ તેથી શ્રી ઇનદોરના રાજનો અખતીઆર તેની માએ આલીઆબાઈ નામની એક માહ ગુનવંતી અશતરીને હાથ પડીઓ. ઈ. શ. ૧૭૬૬. એ નામદાર બાઇનો હેવાલ મુમબઈના આગલા ગવરનર જાન માલકમે પોતાના પુશતકમાં અછી રીતે ખોલ કરવા પછી લખીઓછે તેનો મુખતેશર શારાઉશ અતરે ઉતારી લીધોય.

એ આહલીઆબાઈને પોતાના ભરથાર કુંદીરાવથી બે છોકરાં થએઆં હતાં. તેમાં એક છોકરો અને બીજી છોકરી. છોકરાનુ નામ માલીરાવ હતું. તે ઉપર જણાવવા પરમાણે નવ માશ શુધી રાજ કરવા પછી મરણ પામેઓ. છોકરી પારકા કુટુમબમા પરણેલી હતી તેથી મરાઠાઓના ધારા પરમાણે ઇનદોરના રાજ કારભારપર તેનીથી દાવો કરી શકાએઓ નહી હેવી હાલતમા મલારરાવ હોલકરના એક ખરામણ પરધાન નામે ગંગાધર જેશવંતે પોતાની મતલબ જલવા એ હેવી રીત આહલીઆબાઇને મજબુત ભલામન કીધીકે તે બાઇએ કોઇ દતપુતર લેવો કે તે માલીરાવની વતી ગાદી પર બેશે. હેવી ભલામન કરતી વેલા આહલીઆબાઇના ગુજરાન માટે શારો લવાજમો મલવાનો બંદોબશત કરવાને એ પરધાને વાતો કીધી. તેને કહીઉંકે " બાઇ રાજ કારોબાર ચલાવવાને તમારી મનશકતી તથા દાહપણ પુરતુંછે. તોબી તમો સ્ત્રીછો તેથી ગાદી તમારે શવાધીન કરાએ નહી" એજ વખતે એ પરધાને પુનાવાલ રાઘોબા દાદાને એક મોહટી લાંચ આપી પોતાની તરફ કરી લેવાની ગોઠવણ કીધી. શઘલું નકી થઉં તારે અહલીઆબાઇ પાશે છેલલો જવાબ માંગેઓ તે હેવા વીચારથી કે તે બાઈ એક વાર નારાજી હશે તોબી ધાશતી ખાઇને લાચારીએ શઘલું કબુલ કરશે. પણ એ ઉતંમ બુધીની બાઇએ તે પરધાંનને શાફ જણાવેઉંકે " તમારી શઘલી ગોઠવણ હોલકરના વંશને હીતુ બગાડનારી છે વાશતે હું તે પશંદ રાખતી નથી. તમોએ રાઘોબા દાદાને બખશીશ આપવા ધારીય તે હુ મુતલગ પશંદ કરતી નથી. તે ધણીને માહરા શશરાના મુલકના કારભારમા પડવાનો કશો હક નથી. મલારરાવના શઘલા વારેશો મરણ પામેઆય વાશતે એક વારશની ધનીઆની તથા બીજાની માતા તરીકે હું માહરે ગમશે તેહને વારશ ઠરાવાનો હક ધરાઉય તે હક હું હરેક હાલતમાં જાલવશ." એ પરમાણે તે બોલી એટલુંજ નહી પણ કામ કીધું પોતાના કુટુંબના વફાદાર પરધાનો શાથે મનશુબો કરી રાઘોબા દાદા લડાઈની તઈઆરી કરેછે હેવું શાંભલી તેને કેહવાડીઉ કે "તમો ઓરત શાથે જુધ કરવાથી કશીબી કીરતી મેલવનાર નથી. તે કરતાં લડાઈનીજ તમારી મરજી હોએતો માહરા વફાદાર શરદારો તમારી અછી રીતે ખબર લેશે." એ વેલા હોલકરનુ શઘલું લશકર એ બાઇપર ફીદા હતું. તેઓ પર પોતે શરદારી કરવાનો તેણીએ દેખાવ બતાવેઓ. પોતાના માનીતા હાથીની અંબારીપર ચાર કમાન અને ઘણાએક તીરકશ મેલવાનો હુકુમ કરેઓ. રાઘોબાએ પેહલાતો લડાઇ ફેરવાની ધુમધામ કીધી. પણ તેના શંગતીઓ તેની રીત પશંદ કરતા હતા નહી ગોવાલીઅર વાલા માહદજી શીંધીઆએ તથા નાગપોર વાલા જાનોજી ભોનશલાએ આહલીઆબાઇના બેઢંગા પરધાનની ખાતર તે લડાઈમાં શામેલ થવાને રાઘોબા

ને નાપાડીઉ માધુરાવ પેશવા જેને આલીઆબાઇએ શાથ લો હેવાલ લખી વાલેઓ હતો તેણે રાઘોબા દાદાને લડાઇની મનાઇ કરી તેથી એ શરદાર અતે હેકાંણે બેઠો. એ પરમાણે ગગાધર જેશવતના કાવતરાનો અંત આવેઆઓ પછી એ બાઇએ રાજકારભાર હેવી રીતે મલાવવા માહેએકે માલવા પ રાતમાજ નહી પણ આખા હીનદુશથાનમાં તેનુ નામ અમર રહી ગીઉય તુકાજીરાવ હોલકર નામના એક નામીચા અને ગધલા લશકરને ગમતા શરદારને શેનાપતી કરીઓ. ચ્રી તરીકે જે જે કામો કરવાને તેનીથી બને નહી તે કામો પણ તેણે તુકાજીને શોફેઆ એ પરમાણે એક રા જમા બે જણાની શતાથી કારભાર બરોબર ચાલશે નહી હેવુ કેટલાએક લોકોને લાગીઉ પણ તીશ વરશના અનુ ભવથી માલુમ પડઉ કે તુકાજીની વફાદારી અને આલીઆ બાઇની ખામોશી તથા દાહાપણથી તે દેગમા હેવીતો શમા ધાની ચાલી કે તેથી શરશ કોઇ બીજે વખત બનીઉ તુ નહી જારે તુકાજીની લાએકીની પુરી પરીખશા થઇ તારે આ લીઆબાઇએ તેના શેતાપતીના ઓધા શાથે રાજનો વકો હેદવેઓ એ ઉપકાર તુકાજી કદી ભુલી ગએઓ નહી તે આલીઆબાઇને તાબે રહીને શદા કામ કરતો. જારે તે શ્રી ડખનમા હતો તારે શાતપુરા પરવતની દખન તરફના હોલકરની શરકારને તાબેના શઘલા મુલુકનો કારોબાર મ લાવતો એ પરવતની ઓતર તરફના મુલુકનો કારોબાર આલીઆબાઇને શવાધીન હતો બીજા રાજવાલાઓબી એ બાઇનેજ હકશાઇ તથા ખની ભરતા હતા તુકાજી જારે હી નદુશથાનના ઉપલા મુલુક તરફ જતો તારે તે તરફના હોલ કરને તાબેના પરાંતો તથા બુદેલખંડ અને રાજપુતાનામા થી મેશુલ ઉગડાવતો હતો. હોલકરના કબીલાનો ખજાનો જે બે કરોડની કીમતનો કેહવામા આવેચ તે આલીઆબાઇ ને હવાલે રહો. એ શવાએ એ બાઇની ખાનગી મીલકત જે હતી તેની દર વરશે ચાર લાખ રૂપીઆની ઉપજ થતી તે શઘલી પોતાની મરજી પડે તેમ ધરમ દાનના કામમા ખ રચતી. પણ બીજી શઘલી આવક શરકારી તીજોરી ખાતે વશુલ કરાવતી એ બાઇ શઘલી ઉપજ અને ખરચનો ચો કશ હીશાબ રખાવતી. પોતાને હવાલેના મુલકનો ગામખાત તથા લશકર ખાતાનો ખરચ શઘલો આપવા પછી બાકી જે કાંઇ રેહતુ તે હોલકર શરકારની પારકા દેશોમા કામે લાગેલી ફોજને વાશને અગતને વખત મોકલતી પોતાના ખુથી બ ને કરી પેતાનો કાયું તેણે શઘરી નજરોએ એટલોનો વધારે

એકે પુના, હેદરાબાદ, શીરીંગાપટામ, નાગપોર, લખનો તથા કલકતા ખાતે તેહના એલચીઓ રેહતા. એ બાઇના રાજને વખત આ દેશમાં રાજદોઆરી ઘણાએક બનાવો બનીઆ તે શઘલા શાથે હોલકરની શરકારને નીશબત હતી પણ લખા ન થાએ તેથી તે વીશે અતરે લખાતું નથી વાશતે આલીઆ બાઇના ગુણનુજ ટુક વરણ કરી આ બીના બધ કરશું તી શ તીશ વરશ સુધી હોલકરના વઉ શે જે આબાદી ભોગવી અને તે વઉશની જાહોજલાલી જે વધી તેનો પાએઓ એ બાઇના કારભારની રીતપર હતો. તે જાહાંશુધી જીવી તાહા શુધી હોલકરનુ રાજ મરાઠાઓના પેહલી પડવીના રા જમા ગણાતું હતું. વાજબી ઇનશાફ અને દએઆલુ અમલથી માલવા તથા નીમાર પરાતોમા પરજાની હાલત શુધારવાની તે શદા તજવીજ કરતી એ બાઇ દરરોજ ઘણા કલાક શુધી દરબારમા બેશતી અને રાજનુ કામ કાજ કરતી તેનો રાજ ચલાવવાનો પેહલો કાનુન એ હતોકે રઇએત પાશેથી બને તે મ હોડો કર લેવો જમીનદારો તથા ગામડાઓના અમલદારો ના હકને શદા નીભાવી લેતી હતી પોતાની જાતે દરએક ફ રીઆદ શાભલતી ઘણી વેલા અરજદારોના મુકદમા પચ ઉપ ર તથા ઇકુટીની દરબારપર શોફતી તોબી કોઇનીબી અરજ શા ભલવાને ના પાડતીતી નહી રઇએતને ઇનશાફ આપવાને તે એટલીતો આરજુમદ હતી કે કોઇબી મુકાદાની વીરૂધ તે હની જનાબમા અરજ કરવામાં આવતીતો પુરતી ધીરજ અ ને ખામોશીથી હરેક નાધલી બાબદનીબી શારી પઠે ચોલ ક રતી શરકારી કામ કરવા બાદ જે વખત મરે તે દાન ધર મ અને ભગતી કરવામાં તે ગુજારતી પરોઢીઉં પડના તે ઉઠતી અને પોતાના ધરમના એતેકાદ પરમાંણે ઇશાવરની ભ ગતી કરતી. તે પછી દાન ધરમ કરતી તારબાદ ખાનુ ખાઇ પાછી ભગતીમા મશગુલ રેહતી જે પછી થોડોક વખત આ રામ કરતી આશરે બે કલાકનો અમરે કપરા પેહરી દરબા રમાં જતી. તાંહાં શાજના ૭ વાગા શુધી શરકારી કામ કાજ કરતી. તે પછી નવ વાગા સુધીનો વખત ખાનુખાવા તથા ધ રમ ધેઆનમા ગુજારીને પાછી દરબારમા ભરતી તાહા અગી આર વાગા શુધી કામ ચાલુ રેહતુ તે પછી શુવાને જતી

આલીઆબાઇએ પોતાંના રાજનો માહેલો કારભાર હે વી અછી રીત મલાવઓકે શઘલી પરજા તેની પર રાજી હ તી. બીજે રાજવાલાઓ શાથે નીશબત હેવી રીતે રાખી કે તેની હઇઆતી શુધી કોઇએ તેના મુલુક પર હુમલો કરેઓ હો નહી ગણાએ કે એકવાર મહજે ઉદેપુરના રાના એલથી

એ પોતાના કોઇ લુટારાની હીમાત કરવાને એક જગોએ શવારી કરી હતી પણ તે કામથી તેને ફજીએતી ભરેલી રીતે પાછું હટવુ પડઉંતું એ બાઇ જેમ રાક લોકો શાથે શાંત શવભાવથી ચાલતી તેમજ બેરડાઓપર કરડો ડોલો રાખતી. શરવેકોઇ શાથે એક શરખી મેહરબાની અને ઇનશાફની રીતે કામ લેતી એ બાઇ પોતાના પરધાનોને હેવી હુશીઆરીથી પશંદ કરતી કે તે વીશે પોતાને કદી પશતાવો કરવો પડે નહી. એ વીશેની એક શાબેતી એકે તેનો વડો પરધાન ગોવીંદપંથ ગનુ તેના મરણ શુધી તેની ચાકરીમા હતો. શ્રી ઇનદોર જે તેની હકુમતની શુરૂઆતને વખત 'એક ગાંમડાં શરખું હતું તે તેણે થોડા વરશમા ભારી રોનકદાર નગર કરી નાખેઉ એ શેહરના લોકો પોતાની રાણીને માતાની માફક ગણતા તે રઇઅતપર આલીઆબાઇના માતા શરખા પેઆરના ઘનાએક તાજુબ શરખા દાખલાઓ કેહવામાં આવેઆમ તુકાજી હોલકર એ શેહરની પડોશમા એક વેલા છાવણી કરી પડેલો હતો. તે વેલા એક માતબર શરાફ બમાવીના મરણ પાંમેઓ માટે કેટલાએક મતલબીઆ લોકોની ઉશકેરનીથી તુકાજીએ તે મરનારની કેટલીએક દોલત હજમ કરવાની ચેતરણ કીધી ગામડી રાજાઓના કાનુન પરમાણે તુકાજીનુ એ કામ કાંઇ નવાઇ જેવું કેહવાએ નહી. પણ તે મરનારની વીધવા શઘલી બીજી વાત પડતી મેલીને તુરત શ્રી માહીશીર ગઇ અને આલીઆબાઇનો આશરો માગેઓ તે રાણીએ તેનો શઘળો હેવાલ શાંભલી લીધો પછી તેને એક જોર કપડા પેરાવીને તેના મરનાર ધણીની દોલત તથા મીલકતની એખલી વારશન' ઠેડવી. તુકાજીપર હુકુમ મોકલેઓ'કે શેહરની થોડા માઇલની ચેગલાઇ પર જઇ છાવણી કરવી અને અનઘટતા'છાપાથી શેહરનાં લોકોને હલાક કરવા નહી. તુકાજીએ એ હુકુમ તુરત માંનીઓ તે દુખીઆરી વીધવા શુખી થઇ. આલીઆબાઇના વખાનમા વધારો થઓ

હોલકરની શરકારને ખડની આપનારાઓપર આલીઆબાઇ હેવી રેહમ નજરં રાખતી કે તેઓ ખડની આપતા અતી'ઘની ધીલ કરતા ગઆ 'પણ હેવે રાને એ બાઇની ધમકી તેઓ પર હેવી અશર કરતી કે તેઓ ઉતાવલે ઠેકાણે આવી જતા. રાજપુત ટોલાના જુદા જુદા શરદારો જે ઓને ગરાશીઆ કરીને કેહેમ તેઓ પોતાની લુટ કરવાની શકતીથી એ દેશની આવકમાંથી હીશે મલવાનો દાવો કરતા. તેઓમી શાથે એ રાણીએ ઘનો દાહપણ ભરેલાં બંદોબશત કરેઓ. એ રાણીની જીનદગાનીની મુખીઅ મતલબ એમ હતી કે પોતાંની આશપાશના શરવે લોકોને શુખીઆરાં કરવાં. શરાફો, વેપારીઓ, ખેડુતો તથા જમીનદારોને જેમ જેમ દોલતમંદ, થતા. તે જોતી તેમ તેમ ઘણી મગન થતી તેઓને દોલતમંદ જાંણી તેઓની પાશેથી નાણા ઓકાવવાને બદલે તેઓને આશરો આપવો પોતાની ફરજ જાણતી એક માતબર શાઉકાર નામે શુભ ખેમદાશ શ્રી ચીરોનજમા મરણ પાંમેઓ. તેને પેટે કાંઇ છોકરાં હતા નહી તે પરાત ખાતેના આલીઆબાઇના કારભારીએ તરણ લાખ રૂપીઆ તે મરનારની વીધવા પાશે માગેઆ અને હેવી ધાશતી આપી કે એ રકમ જો આપવામા નહી આવશેતો શઘલી મીલકત શરકાર ખાતે જપત કરવામા આવશે. તે બાઇ દતપુતર લેવા માગતી હતી પણ તે કારભારીએ વાધો લીધો ને જણાવીઉ કે ઉપર કહેલી બખશેશ અથવા ડંડ જહાં શુધી આપવામાં નહી આવે તાહા શુધી રજા મલશે નહી વાશતે તે બાઇ પોતે લેવા ધારેલા દતપુતર તથા તેહેના ઘનાએક શગાઓ શાથે શ્રી માહીશીર ખાતે આલીઆબાઇની હજુરમાં ગઇ અને દાદ ચાહી એ રાણીએ તેઓને એક દાહડોબી કશા અંદેશામા રાખેઆં નહી. તુરત પોતાના કારભારીને ચાકરીથી બરતરફ કરેઓ પેલા દતપુતરને કાએમ કરેઓ તે લોકોની તરફથી થોડુ નજરાનુ લેવાનેબી: શાફ ના પાડેઉ. તે દતપુતરને પોતાના ખોલાપર લઇને તેણીએ તેહને કપરાં તથા જાણુશ પેહરાવી તેને પાલખી નશીન કરી શરવે જણાંઓને ખુશી થતા શ્રી શીરોનજ ખાતે મોકલેઆં તાંહાં શઉ કોઇ પોતાની રાણીની મેરબાની અને ઇનશાફના વખાન કરવા લાગાં

એ બાઇની હેવીજ વાખ વાખીનો એક બીજો દાખલો એમ જણાવવામા આવેઓચ કે શ્રી કેરગામા તાપીદાશ તથા કાશીદાશ નામના બે શરાફો આશરે એકજ દીવશે મરણ પાંમેઆ. તેઓની આશરે ચાર લાખ રૂપીઆની દોલત। હતી. પણ કાઇ બચાં હતાં નહી. તાપીદાશની વીધવા આલીઆબાઇ પાશે આવી તે. કેહેવા લાગી જે તમારા આશરા હેકલ માહરા, ધણી તથા ભાઇએ મેલવેલી દોલત ખાનાર કોઇ નથી વાશતે હુ તે શરવે તમોને નજર કરવા માંગુંચ આલીઆબાઇએ એ વાત કબુલ કરવાને ના પારી કહીઉ કે તમુને જો દોલતનો ખપ નહી હોએતો દાન ધરમ કરવામાં વાપરો. તે મુજબ તે બાઇએ કરેઉં. કેરગામ આગલની નદીપર એક ઘાત અથવા કતરની શીરી

તથા એક દેહરુ તેણે બાંધીઉં. તેથી હજુરે શુધી તેની ઈઆદગારી રહી ગઈચ.

આલીઆબાઈએ જેવા દાહપણથી ગરાશીઆઓ શાથે બંદોબશત કરઓ તેવાંજ દાહપણથી બીજ લોકો તથા બીજા લુટારાઓ શાથે કરવા માંડીઉં. પણ તે લોકોનુ કાંમ કેટલીવેલા હેવુ બેઈમાની-ભરેલું તથા ઘાતકી હતું કે કોઈ કોઈ વખત કાંઈ શખત નજર કરવાની તેહને ફરજ પડતી.

આલીઆબાઈ હીનદુશથાનના શઘલા ભાગો શાથે કાગજ પતરનો શંબંધ રાખતી હતી. દોલકરની દોલતનો ઉપીઓગ તેણે ઘણી આછી રીતે કરઓ. તે દોલતમાંથી દેહડાંઓ બાંધીઆ અને બરામણોને દાન આપઉં એટલુંજ નહી, પણ રશતાઓ બાંધીઆ, ધરમ શાલાઓ રચી કુવા, તલાવ બનાવેઆ. ટાંકીઓ અને કુંડીઓ બાંધી. એવાં કામો પોતાને તાબેના મુલુકમાંજ કરેઆ એમ નહી પણ ઉગમન તરફ શ્રી જગરનાથથી તે પશચમ તરફ દુવારકા અને ઓતર તરફ કેદરનાથથી તે દખન તરફ કુમારી ભુશીર શુધી તેહના ધરમાઉપનાની શાખથી મલેછે. તે શદા ગરીબ લોકોને ખવાડતી. કેટલાએક તેહવારોને દાહડે શઉથી નીચ જાતના લોકોને પણ ઉજાની કરાવીને ખુશી કરતી. ગરમીની રૂતુમા ઠેકાંણે ઠેકાણે તેહના આદમીઓ પાંણી લઈને ઉભા રેહતાં કે તરશા મુશાફરો અને જાણવરોના જીવને આશુદગી મલે. ઠંડીની રૂતમાં પોતાંના શેવકોને તથા બીજા દુબલા લોકોને ગરમ કપડાં આપતી. માણશ તેમજ જાણવર તેના પરતાબથી શુખી હતાં. ઘણીવેલા ખેડુત જોઈને ખબર પડતી કે આલીઆબાઈના માંણશો તેનાં ખેતરમાં આવી તેના બલદની જુશરી છોડી તે જાંણવરને પાંણી લાવી પાતાં. એજ મીશાલે હજાના પરદા તેની બખશેશનો શવાદ શદા લેતાં હતાં.

એ બાઈએ એ પરમાંણે ઘણી મુદત શુધી દાદ અને ઈનશાફથી રાજ કીધા પછી શાહઠ બરશની ઉમરે તેહના કીમતી જાનની આખેરી આવી. તેતો ઈ. સ ૧૭૯૫ માં મરણ પાંમી. પણ તેનુ નામ આખે દેશના શઘલા હીનદુઓના મનમાં ઈઆદ રહીડંચ "શરવેકોઈ તેહની હીમત, કાબેલીઅત, શખાવત તથા ઈનશાફની હજુર તારીફ કરેછે. ઈશવર કરેને શરવેકોઈ ઔરતો હેવી તારીફ મેલવી પોતાના નામને અમર કરે. !

---

## ઔરતની ઈમાનતદારી કેહવી હોઅચ.

શ્રી બાવેરીઆ દેશના પાદશાહનો એડીકાંપ કપતાન "અરનેશટ વાન શટેનબરગ" તે દેશની રાજધાની શ્રી મીઉનીચ શેહરની" બારૅનેશ આના વાન ગરાફનબરગ" નામની શઉથી ખુબશુરત અને મોહટા કુલની એક કનેઆ શાથે એક દીવશે વાત કરી રેહવા પછી પાછો ફરતાં પોતાના મન શાથે બોલવા લાગો કે "એ બાઈ મહને ખરેખર માહેચ કે કેટલા એક આદમીઓના કેહવા પરમાંણે એ માતરે લોકોનુ દીલ ફાશી તેઓને નાશીપાશ કરનાર ઘાતકી ઔરતછે"? હેવી વમાશનમાં તે આગલ ચાલેઓ એટલા પોતાની કબુલેલી બાએડીની ઈમાનદારી તપાશવાનો તેહને એક વીચાર શુજ પડેઓ તે મુજબ કામ કરવા લાગો. પેહલાં તેને ખબર કાહડીકે બીજે દીવશે પાદશાહના મેહલમા "માશકરેડ" ઈઆને ચેહેરો છુપાવી માણશો નાચની મીજલશમાં આવેચ તેહેવો નાચ થવાનોછે તાંહાં એ બાનુ ગુલાબી પોશાક પેહરી પોતાના મોહડાંપર કાલો બુરખો નાખી આવનારછે. એ ખબર મલેથી તે પોતાના મન શાથે ઘણો ખુશી થએઓ ને કેહવા લાગોકે "દરૂશતછે માડમ આના. માહરો ઈરાદો પાર પાડવાની તાબો ગોઠવવાની જરૂરતો મે તપાશી લીધીછે વાશતે તે તોપોના મારાની આગલ તમો કેહવાં નીકલોચ તેની પરીખશા હું શેહલથી કરી શકશ. વાશતે હું માહારા મીતર પેલા મોહોડાનાં ખોખાં બનાવનારની આગલ જાઉચ અને તે જો મહને મદદ કરશે તો હું માહરા કાંમમાં પુરી ફતે મેલવશ." • • • • • • • • •

નાચ થવાની રાતે શ્રી મીઉનીચનો પાદશાહી મેહલ રોશનીથી આફતાબ શરખો પરકાશી રહેઓ દરએક બારીએથી હેવી રોશની પડવા લાગીકે જાણે માહેલી બાજુ મોહટાં બલતા ચાલેઆ હોએ. તે રોશનીના કીરણોથી આશપાશનો દેખાવ ઘણો રલીઆમનો થઈ પડેઓ હતો. મેહલની આશપાશ બાહદુર શીપાઈઓ અને દીલાવર શરદારો ઘોડીને શાર ઉભા હતા. તેઓની કોહડા અને બખતરો ઘને ભાલાઓ ખુબ જમકતા હતા. દરવાજ પર ખીદમતગારો રંગ બેરંગી પોશાક શાથે મશાલ ધરી ઉભા હતા. એક પછી એક ગોરી ને જુવાંન અને ખુબશુરત આદમીઓ નાજ્યોને લાવતી તેમના બરફ શરખાં પગલાં ઉનચી કીમતના ગાલીચાઓથી ઢાકેલી શંગે મરમરની ભોએપર પડતા તારે તેઓના રેશમ અને શાટીનના તરહેવાર પોશાકનો મ

ધુર ખખરાટ આશપાશ ઉભેલા ધનીઓના કાનને આનંદ
થી રીજવતો પવનની લેહકી શેહકડો જાતની ખુશબો
ના પમરાટથી મગજને બાગ બાગ કરતી. ઉનચા દીવાન
ખાનાંઓમાં હજારો બતી શલગેલી હતી ચાલની હારે અ
ને ઓરડાની ફોરે શગે મરમરના અને બીજાં અછી કારી
ગરીથી બનાવેલાં પુતલાં હરેક જોનારનુ દીલ લલચાવતાં. દે
વાલો ઉપરથી ઉનચી કીમતના ચીતારો તેમના મખમલ અ
ને શાટીનના પરદા તથા શુનેરી ઝાલનો શાથે હેવા મનો
નજીક લાગતાં કે તેથી વધારે શારૂં કાઇ હોએ નહી હેવા
શઘલા રલીઆમના દેખાવ શાથે તે શેહરના શરશમાં શર
શ એકઠો ગવઇઆઓ ઉનચાં વજનતરો પર મધુર ગાએ
ન કરતા તેથી શઘલી મીજલશનુ દીલ કેહવું ખુશી થતું તેનુ
વરણ કોણ કરી શકશે વારૂ?

પણ હેવા રલીઆમના અને આનંદકારક દેખાવે એ
કજ આદમીના દીલપર કશી અશર કરેલી લાગી નહી. તે
ધણી કપતાન વાન શટેનબરગ હતો. તે પોતાંની મનમોહ
નની વફાદારીની તપાશ કરવાને આવેઓ હતો. તે શઘ
લી ચીજોને નહી શરખી ગણી તે નાજનીની રાહ જોતો હ
તો. તેણે ઉવોતો શોગ લીધો હતો કે કોઇબી ધની તેને
ઓલખી શકે નહી. અંતે જારે તેણે પેલીને જોઇ તારે તે
ની આગલ જઇ હીમતથી બોલેઓ "નમશકાર કરૂચ ત
મો વેશધારી ગોરીન"

**અ. વ. ગરાફનબરગ**—શલામ તમોને ઓ બહા
દુર શરદાર પણ તમો શા પરથી કેહવોછેકે હું ગોરી છેઉ?

**અરનેશટ વાન શટેનબરગ**—જો હું તમોને શ્રી મી
ઉમની શઉથી ખુબશુરત બાનુ કેહુંતો તે વીશે કોઇ વાંધો લ
ઇ શકે નહી.

**આના**—તારે શું તમે મને પીછાની લીધી કે?

**અરનેશટ**—શ્રી મીઉનીમના શીતારા! તમો પોતાનો
મુખરો નકામો શા તાડોચ કેમકે કોઇથી નકલ નહી કરાએ
હેવા તમારા પગ અને હાથથી તમો ઉતાવલે ઓલખાઇ
આવોચ.

**આના**—તમો મનથી મગન થયોના કેમકે તમારો
વીચાર કદાચને ખોટો ઠરશે

**અરનેશટ**—નહી નહી તમો કોણ છેઓ તેવીશે હું
ભુલતો નથી વાશતે તમારો હાથ આપોકે આપણે જઇને
તમારા નાજુક પગને કામે લગાડીએ.

**આના**—મેં માહરો હાથ બીજા ધણીને કબુલ કી
ધોચ હેતું મને લાગેમ તોબી ઉતાવલ કરો કે બીજો કોઇ ત
મારો હરીફ થાએ નહી.

એક પલમાં તે બંધે જણા નાચવાના ઓરડાના એક
નાકાથી તે બીજાં નાકા શુધી ફુદતા હતા અને હેવું મધુર
ગાએન શાંભલતાં કે જેની ઉલટથી નાચનારાંઓ આખી રા
ત પોતાના અંગોઠાપર કોડતાં થાકે નહી આના પોતાના
શંગતીના ખભા તરફ વલેલી હતી તેવામા તે તેના કાનમા
કાંઇક શબદો બોલઓ જે શાંભલી તેને ઘણો આનંદ થઓ.
નાચ કરી રેહવા પછી અરનેશટ તથા આના થાક ખાવા શા
રૂં પરોશાના એક ઓરડામાં ગીઆ તાહા તેઓ બંધે જણા
એખલાં હતા. તે વેલા નીચે પરમાંણે વાત ચીત થઇ

**આના**—તારે તમો ખચીત છેઓ કે હું ઉમરાજા
દી વાન ગરાફનબરગ છેઉ?

**અરનેશટ**—જો મને પેહલા કાઇબી શખે હતેતો તમા
રા નાચવાની ધપ ઉપરથી તે શક દુર થઆ વીનાં રેહતે નહી.

**આના**—(ટોલ કરી બોલી) જાણે કે હું શઘલી
બાનુઓની જાણતી શરદાર હોઉં વારૂ શાહેબ તમારી તરફ
ખરીછે અને મેં જે ખરીવાત તમારી આગલ કબુલ કરીચ
તેના બદલામાં હું તમોને ઓલખવા માંગુચ તેથી તમારો બુ
રખો ઉચકો.

**અરનેશટ**—હું તમુને કાઇબી ના પાડવાનો નથી.

(તેણે પોતાના મોહડાં પરથી બુરખો ઉચકીઓ અને
પેલી નાજનીએ જોઇઉકે તેતો પાહદશાહુછે તેથી તેહને ઘણી
તાજુબી ઉપજી.)

વાચનાર કેહશેકે તેતો કપતાન વાન શટેનબરગ હતો
ને પાહદશાહ કાહાંથી નીકલઓ. વાશતે એ વીશે ખોલાશો
અમછેકે તે દીને શુચવન અને મઝાના વધારો કરવાને શા
રૂ દરબારી લોકોએ નીચે જણાવવા પરમાણે કીદુ હતું. તેઓ
એ પોતાના મીતરોના મોહેડાના આકરના મીનના મોહોડા
બનાવઆ હતા અને પોતાંના બાહેરના શોગી બુરખાની નીચે
તે પેહરઆતા. જારે કોઇ તેઓને ઓલખવાને ખાએશ
કરતુ તારે તેઓ બુરખો ઉચકીને પેલુ મીનનુ મોહો દેખા
ડતા અને ઉતાવલેથી પાછો બાહેરનો બુરખો ઘાંકી દેતા જે
થી જોનારાઓ છેતરાઆ વીના રેહ નહી. કપતાન અરને
શટનો એક પુતલાબનાવનાર મીતર હતો તેની પાશે શ્રી બા
વેરીઆના પાહદશાનું એક બાવલુ હતું. તે ઉપરથી પાહદશા
હના આબેહુબ રંગનુ મીનનુ એક મોહોડું બનાવી અરનેશટે
પોતે તે પેહરીઉ હતુ. તે એવી અછી રીતે બનાવીઉતુ કે જારે

ધુર ખખરાટ આસપાસ ઉભેલા ધનીઓના કાનને આનંદ થી રીઝવતો. પવનની લેહેરી શેહકો જાતની ખુશબો ના ખમરાટથી મગજને બાગ બાગ કરતી. ઉનચાં દીવાન ખાનાઓમાં હજારો બતી શલગેલી હતી. ચાલની'હારે અ ને ઓરડાની કોરે રંગે મરમરના અને બીજાં અછી કારી ગરીથી બનાવેલાં પુતલાં હરેક જોનારનુ દીલ લલચાવતાં. દે વાલો ઉપરથી ઉનચી કીમતના ચીતારો તેમના મખમલ અ ને શાટીનના પરદા તથા શુનેરી આસનો શાથે હેવા બનો નજીક લાગતા કે તેથી વધારે શારૂ કાંઇ હોએ નહી હેવા શઘલા રલીઆમના દેખાવ શાથે તે શેહેરના શરશમાં શર શ એકસો ગવઇઆએ ઉનચાં વજનતરો પર મધુર ગાએ ન કરતા તેથી શઘલી મીજલશનુ દીલ કેહવું ખુશી થતું તેનુ વરણ કોણ કરી શકશે વારૂ?

પણ હેવા રલીઆમના અને આનંદકારક દેખાવે એ કજ આદમીના દીલપર કશી અશર કરેલી લાગી નહી. તે ધણી કપતાન વાન શટેનબરગ હતો. તે પોતાંની મનમોહ નની વફાદારીની તપાશ કરવાને આવેઓ હતો. તે શઘ લી મીજેને નહી શરખી ગણી તે નાજનીની રાહ જોતો હ તો. તેણે હેવોતો વેશ લીધો હતો કે કોઇબી ધની તેને ઓલખી શકે નહી, અને જારે તેણે પેલીને જોઇ તારે તે ની આગલ જઇ હીમતથી બોલેઓ "નમશકાર કરૂ ત મો વેશધારી ગોરીને"

અ. વ. ગરાફનબરગ—શલામ તમોને ઓ બહા દુર શરદાર પણ તમો શા પરથી કેહવોછો કે હું ગોરી છેઉ?

અરનેશટ વાન સટેનબરગ—જો હું તમોને શ્રી મી ઉથની શઉથી ખુબશુરત બાનુ કેહુંતો તે વીશે કોઇ વાધો લ ઇ શકે નહી

આના—તારે શું તમે મને પીછાની લીધી કે?

અરનેશટ—શ્રી મીઉનીચના શીતારા! તમો પોતાનો મુખરો' નકામો શંતાડોચ કેમકે કોઇથી નકલ નહી કરાએ હેવા તમારા પગ અને હાથથી તમો ઉતાવલે ઓલખાઇ આવોચ.

આના—તમો મનથી મધન વશોના કેમકે તમારો વીચાર કદાચને ખોટો હશે.

અરનેશટ—નહી નહી તમો કોણ છેઓ તેવીશે હું ભુલતો નથી વાશતે તમારો હાથ આપોકે આપણે જઇને તમારા નાજુક પગને કામે લગાડીએ.

આના—મેં મોહેરો હાથ બીજા ધણીને દેવુલ કી ધોચ હેવું અને લાગેચ તોબી ઉતાવલ કરો કે બીજો કોઇ ત મારો હરીફ થાએ નહી.

એક પલમાં તે બંધે જણા નાચવાના ઓરડાના એક નાકાથી તે બીજાં નાકા શુધી કુદતા હતા અને હેવું મધુર ગાએન શાંભલતાં કે જેતી ઉલટથી નાચનારાઓ આખી રા ત પોતાના અંગોઠાપર ડોડતાં થાકે નહી આના પોતાના શંગતીના ખભાં તરફ વલેલી હતી તેવામા તે તેના કાનમા કાંઇક શબદો બોલઓ જે શાંભલી તેને ઘણો આનંદ થઓ. નાચ કરી રેહવા પછી અરનેશટ તથા આના થાક ખાવા શા રૂં પલેશના એક ઓરડામાં ગીઆ તાંહા તેઓ બંધે જણા બેખલા હતા. તે વેલા નીચે પરમાંણે વાત ચીત થઇ.

આના—તારે, તમો ખચીત છેઓ કે હુ ઉમરાજા દી વાન ગરાફનબરગ છેઉ?

અરનેશટ—જો મને પેહલાં કાંઇબી શક હતેતો તમા રા નાચવાની ધપ ઉપરથી તે શક-દુર થઆ વીના રેહતે નહી.

આના—(ટોલ કરી બોલી) જાણે કે હું શઘલી બાનુઓની જાણતી શરદાર હોઉં. વારૂ શાહેબ તમારી તરફ ખરીછે અને મેં જે ખરીવાત તમારી આગલ કબુલ કરીચ તેના બદલામાં હું તમોને ઓલખવા માંગુચ તેથી તમારો બુ રખો ઉચકો.

અરનેશટ—હું તમુને કાંઇબી ના પાડવાનો નથી.

(તેણે પોતાંના મોહડાં પરથી બુરખો ઉચકીઓ અને પેલી નાજનીએ જોઇકે તેતો પાહદશાહછે તેથી તેહને ઘણી તાજુબી ઉપજી.)

વાચનાર કેહશેકે તેતો કપતાન વાન શટેનબરગ હતો ને પાહદશાહ કાહાંથી નીકલઓ? વાશતે એ વીશે ખોલાશો શમજછેકે તે દીને શુમવન અને મઝામાં વધારો કરવાને શા રૂ દરબારી લોકોએ નીચે જણાવવા પરમાણે કીધુ હતું. તેઓ એ પોતાના ચીતરોના મોહડાંના આકારના મીનના મોહોડા બનાવઆ હતાં અને પોતાના બાહેરના શોગી બુરખાની નીચે તે પેહરઆતા જારે કોઇ તેઓને ઓલખવાને ખાએશ કરતું તારે તેઓ બુરખો ઉચકીને પેલુ મીનનુ મોહો રેખા ડતા અને ઉતાવલેથી પાછો બાહેરનો બુરખો ઘાંકી દેતા જે થી જોનારાઓ છેતરાઆ વીનાં રેહ નહી. કપતાન અરને શટનો એક પુતલાંબનાવનાર મીતર હતો તેની પાશે શ્રી બા વેરીઆના પાહદશાનું એક બાવલું હતું. તે ઉપરથી પાહદશા હના આબેહુબ રગનુ મીનનુ એક મોહોડુ બનાવી અરનેશટે પોતે તે પેહરીફ હતું. તે એવી અછી રીતે બનાવીઉતુ કે જારે

ઉમરાજાદી આનાએ અરનેશટના મોહડા પર તે જોઇઉ તાહરે હેવુંજ શમજી કે તે પાદશાહ પોતે હતો. તેને તાજુબ થતી જોઇ અરનેશટે પોતાનો બાહેરનો બુરખો પાછો ઘાંકઓ અને વાત ચીત પાછી ચાલુ કીધી. તે વેશધારી આડીકાભપ બોલવા લાગો—

**શટેનબરગ**—ઓ બાનુ ખરેખર પાહદશાહ પોતેજ તમારી આગલ ઉભેલોછે. પણ તમારો પાદશાહ નહી. બલકે તમારો ખીદમતગાર અને તમારી ખુબશુરતીનો ગોલાંમ.

**આના**—ઓ જેહાપનાહ તમો એક નરમ હઇડંની ઓરતનાં દીલ શાથે રમત કરો છેઓ !

**શટેનબરગ**—ખુદાના કશમ લઇને હું કેહેઉંમ કે હું કશી રમત કરતો નથી. માહરી તેવી ચાલજ નથી. (ગુહણ મડીએ બેશીને) જેવો હું તમારા પગ આગલ શર નમાવી શદા તમારો તાબેદાર રેહેવાના કશમ લેઉંય.

**આના**—(ઘણી ઘબરાતી અને ધ્રુજતી બોલી) ઉઠો ઉઠો જેહાંપનાહ આપણુને કોઇ જોશે અથવા આપણી વાત શાભલશે.

**અરનેશટ**—આજ ઘણા દીવશ થઆ હું હેવી ઉમેદ રાખેછેઉ કે તમારા શરખી ખુબશુરત નાજની માહરા તખતને શોભા આપનારી રાણી થાયેતો શારૂં.

**આના**—તમારી રાણી થાએ !

**અરનેશટ**—(એ મરદે ધારીઉં કે તે શરમાઇ તેથી બોલઓ કે) પણ તમો કેહેવોચ તેમ આપણને કોઇ જોશે અથવા આપણી વાત શાંભલશે. આપણી એક બીજાની વીશવાશની વાત કરવાની આએં જગો નથી. તે કરતાં શાભલોચકે બાર વાજેમ. વાગતે તમો માહરી એકીનદારીપર વીશવાશ રાખી આવતી કાલે આજેજ વખતે મને મલશોતો શારૂં.

**આના**—જેહાંપનાહ કીએ ઠેકાણે ?

**અરનેશટ**—આએ મેહલના બાગમાં જે લાકડાનો મોહટો તંબુ બાંધેલોછે તાંહાં આવોતો શઘલી વાત કરવાને ફુરૂશત પડશે. હું બાગનો પાછલો દરવાજો ઉગાડો મેલશ.

**આના**—પોતાના હાથથી વચન આપીને બોલી "ખ્રશે રાતના બાર વાગતે" હેવું કહીને તે બાહેર નીકલી બીજા ઓરડામાં ગઇ.

**અરનેશટ**—(પોતાના મન શાથે) "અરે! ઓરત! ઓરત! જેવી ખુબશુરત તેવીજ બેઇમાન! ઘુ હાવી ચાલ ઉપરથી હમો મરદ લોકો તમારા પંથને ફરેબતાઓની જરો બર ગણીએય! પણ ઓ બેવચન આના હવે તુ ધ્રુજવા માંડ કેમકે તે માહરા દીલને જેવું દુખ આપીઉય તેવીજ મોહટી શીખશા તુને થશે." એમ મનશાથે બબરીને તે પણ તે ઓરડામાથી બાહેર નીશરેઓ. તેની પછવાડે તેજ ઓરડામાંના એક દીરમજી પરદાની નીચેથી કોઇ બીજો મોહડું પેહરેલો આદમી આશતે રહીને નીકલીને બીજી બારણુએ થાલતો થઓ. એ બીજો મરદ એ પરમાંણે હરૂશે જતી વેલા પોતાના મન શાથે બબરીઓકે "ઠીકછે ! કાલ રાતે બાર વાગતે બાગમાંના તંબુમાં જવુંય ! વાહવારે કપતાંન અરનેશટવાન શટેનબરગ! વાહ!" હેવું કહીને તે પણ ગેપ થઇ ગીઓ.

બીજે દાહડે રાતના બાર વાગાની થોડીએક મીનીટ આગમચ કપતાન અરનેશટ વાન શટેનબરગ પેલા તંબુમાં ગીઓ. તેણે પોતાના મોહડાં પર પાદશાહના ડોલનુ મોહોડુ પેહરેલું હતું. તેણે એક બતી શલગાવી. તે ઉપર હેવું ધેડ મેલેઉ કે જેથી શઘલા ઓરડામાં ઝાંખું ઉજરડું પડે એટલે તેનુ મોહડું બરોબર ઓલખાએ નહી. શઘલી ગોઠવણ કરી રેહેવા પછી શરવે કાંઇ બરોબરછે કે નહી તે જોવા પોતાંની નજર આશપાશ ફેરવીતો તેણે એક બેગાનો મરદ એક ગોલ ટેબલની બાજુએ ઉભેલો જોએઓ. એ બેગાનાએ એડીકાપનો પોશાક પેહરી પોતાના મોહડાં પર અરનેશટના ડોલનુ મોહોડું પેહરીઉ હતું. અરનેશટ તેહની આગલ જઇને પુછવા લાગો "તું કોણછે"?

બેગાનાએ પુછીઉં "તું કોણછે"

**અરનેશટ**—પણ તું કોણછે તે જાણવાનોતો મને હકછે"

**બેગાનો**—(ઠંડે પેટે બોલેઓ) મહને બી તાહરે વીશે જાણવાનો હકછે.

**અરનેશટ**—(પોતાની તલવારની મુઠપર હાથ નાખીને) "જો શું કેહેમ?"

**બેગાનો**—(પોતાની તલવાર તરફ ડોલા ફેરવી તે પર હાથ નાખીને) "આએ માહરી પાશેની તુને જવાબ દેવાનુંછે પણ મારી તલવાર હું મારા દેશના દુશમનોને વાશતે બાધુંય."

**અરનેશટ** (નરમ પડીને બોલવા લાગો) હું તમુને આજીજી કરને પુછુયકે તમો કોણ છેઓ તે મહને જણાવો.

**બેગાનો**—હં, હવે તમો જુરીજ ધ્રપથી વાત કરોછેઓ વાશતે હું તમોને કેહુંમ કે હું કપતાન વાન શટેનબરગછેઉં અને ઓશટ્રીઆના પાદશાહનો એડી કાંપ થાઉંમ."

**અરનેશટ**—પોતાના મનશાથે "ધુલ તાહરે મોહડે પડે તેવી."

**બેગાનો**—પણ મેં તમારો વીશવાશ કરીને મારૂ નામ કહીઉં વાશતે હવે તમો પોતાંનુ નામ મને કેહવો અને જણાવો કે તમો આએ પાદશાહી તંબુમાં કેમ આવીઆછો.

**અરનેશટ**—(હીમત કરી બોલ્યો) હું શ્રી બાવેરીઆનો પાદશાહ પોતે છેઉં અને માહરી મરજી થઇ તેથી હું હીઆં આવીઓચ અને તાજુબછે જે તું મહને આએ વેલા ઓલખતો નથી.

**બેગાનો**—(પોતાના ગુઠણુમઢીએ બેશી બોલવાલાગો કે) ઓ જેહાંપનાહ તમો મહને માફ કરો. પણ આએ બાગમાં આજ રાતે હું ફરતો હતો. તે વેલા બાગનો પાછલો દરવાજો ઉગાડો જોયો. મહને ધાશતી લાગી કે રખેને તમો નામદારને કાંઇ નુકશાન કરવાનો દગો ફટકો થતો હોએ તેથી હું આએ તંબુમાં ચોઠીને વાશતે આવેઓ. તંબુની હું પેવડી કુચી રાખુછું એમ તમો શાહેબને ખબરછે.

**અરનેશટ**—અરે કમ શમજ પણ તેં તે પાછલો દરવાજો બંધ કીધોયકે?

**બેગાનો**—નહી શાહેબ મેં તે જેમનો તેમ ઉગાડો રેહવા દીધોચ.

**અરનેશટ**—વારૂ તારે માહરા વફાદાર શેવક તું હવડાં બાહેર જા કેમકે હું એક બાનુની હીઆ રાહા જોઉંચ. તે મને મલવાને આવનારછે.

**બેગાનો**—તમો જેહાપનાહની તરફથી એક ઇશારો હુકુમ બરોબરછે. હું બાહર જાઉંચ અને ઇશવર પાશે દુવા માંગુચ કે તમોએ જે કામ ધારીઉ હોએ તેમાં ફતે પામો.

એ બેગાનો દુર થઓ અને તે કોણ હતો તે વીશે અરનેશટ વીચાર કરે એટલાં તંબુનો દરવાજો હલવે રહીને ઉગાડીને બારનનેશ આના વાન ગરાફનબરગ અંદર આવી. અરનેશટના મોહડાં પર પેલું મીનનુ મોહું હતું તેથી તેને પાદશાહ શમજી તુરત ગુઠણુમંઢીએ તે તેની આગલ પડી ગઇ

**અરનેશટ**—(પાહદશાહની ધપનો હલક કાહડીને બોલેઓ) ઉઠ ઓ નાજની ઉઠ! માહરે તાહરી આગલ ગુઠણુમંઢીએ બેશવું ઘટેચ વાશતે તું ઉઠ!

**આના**—તમો જેહાંપેનાહ પાદશાહની શઘલી ઇમાનદારીથી મહને હેવો વચન આપો કે હું જે કાઇ બોલું તે તમો મહને માફ કરશો તાંહાં શુધી હું ઉભી થનાર નથી.

અરનેશટ તેહને ઉઠાડવાને ટેકો આપી બોલઓ કે "હું રાજી ખુશીથી તમોને તે માફી બખશુંચ."

**આના**—વારૂ તારે શાબલોકે હું તમારી મેહરબાનીની વીશે ગોએઆ બેવફાઇ કરૂંચ. તમો જેહાપનાહે ગઇ રાતરે મને ઘણુ માન આપીઉં અને હેવી મોહોટી ઉમેદી બતાવીકિ તમારી પરજાનુ આદમી તેથી લોભાઇ જઆ વીના રેહે નહી. અલબતા હુંબી તે વખત લોભાઇ અને તમારી વાત શાંભલી. મહને ખુશી ઉપજી. પણ તે વખતે થોડી પલ માહરી ભુલ થઇ. નાચના પેનને વખત તમોએ મને કહીઉ કે તમો મને ચાહવોચ અને આજ રાતે મેં તમોને મલવાને કબુલાત આપી તે ઉપરથી કદાચને હેવું દેખાઇઉ હશે કે હું તમોને પણ ચાહુંછું. પણ હું જે ખરી વાતછે તે તમોને કેહુંચ કે માહરૂં દીલ બીજા પર વલગેલુછે. હું પાદશાહને નહી પણ પરજાના એક આદમીને ચાહુંચ અને માહરાં શઘલા જીગરથી હું તેનીપર ફીદા છેઉં.

**અરનેશટ**—શું હું પાહદશાનોબી કોઇ હરીફછેકે? તેનુ નામ મહને તુરત કેહે.

**આના**—તમો જો કબુલાત આપો કે તેને તમો કશુ દુખ દેવો નહી તો હું તેનુ નામ તમોને કેહું.

**અરનેશટ**—હવડાંની શરખી બારીક બાબદમાં હુ કશી કબુલાત આપવાનો નથી.

**આના**—વારૂ તારે ગમે તે થાએ તોબી હું માહરા વાહલાનુ નામ તમોને કેહનાર નથી.

**અરનેશટ**—(ધાશતી આપીને) લે હું તુને કેહુચ કે તે આદમીનો ખેઆલ તું પડતો મેલ અને માહરી મરજી રાખ નહીતોકે તુને શારો ફેજ મલનાર નથી. કેમ હજુર તેની પરજ દીલ રાખેચકે બોલ.

**આના**—હું તેને અને એખલા તેનેજ ચાહુંચ. તેની શારી વાત થાએકે માઠી, તે શાજો હોએ કે માંદો, ખુશી હોએ કે ગમગીન, તવંગર કે ગરીબ, માન પાંમેલો થાએ કે બેહોરમત થાએ, પણ હું એકલા તેનેજ ચાહવાની. માહરા શત ઇમાનથી મેં તેને માહરો હાથ આપીઓચ અને તે હાથની શાથે માહરૂં દીલબી તેને હવાલે કીધુંચ. વાશતે હુ શદા તેની છેઉં.

**અરનેશટ**—(પોતાના મોહડા પરથી પેલું મીનનુ મોહોડુ કાહડી નાખી મોહબત ભરેલી રીતે બોલઓ) ઓ પેઆરી આના તેથી તારોજછો પણ હાવી તપાશ કરી મેં તુહને જે તશદી આપીચ તે તુ મને માફ કરશે.!

**આના**—એક પલ ચુક કરી મેં લોભની વાત શાંભલી તે તમો મને માફ કરશો!

**અરનેશટ**— મોહટી ખુશીથી અને પુરતી રીતે ! પણ કહેવો કે હવે આપણાં લગણ કાહરે કરીએ. ? "

" આજ રાતે !," કરીને કોઇ તેઓની પડોશમા બોલીઉં. અને બાવેરીઆનો પાદશાહ પોતે તેઓની આગલ ઉભેલો તેઓએ જોએઓ. તેણે હજુર શુધી એડીકામપનોજ પોશાક પેહરેલો હતો અને આગલી રાતે ફીરમછ પરદા તલે ભરાઈને તેણેજ એ બંધે જણાની વાતો શાભલી હતી જેથી આ એ વેલા તે હાજર થએઓ હતો. તે પેલાં અચરત થતા જોડાને કેહવા લાગો કે " આજ રાતેજ તમારાં લગણ કરીએ. દેવલમા રોશની કરાવેલીછે પાદરી નેકા બાધવાને ઓટીછે શાનનને વાશતે ઓનજલશમાં લોકોને બોલાવેલાંછે. લગનની જે આફત તઈઆરછે પાહદશા તમોને ધની ધનીઆની કરી આપવાને દરબાહમા લઈ જવાને ઓટીછે. આહારી હેવી દુવાછે જે આજ દીને જે ખુશાલી ઉપજેય તે શદા ખુશાલ છંદેગાનીની શરૂઆત થાએ."

એ લગનથી શરવે જણુને કેટલી ખુશી અને અચરતી ઉપછ્,હશે તેતુ વરણ લખવા કરતા તેનો વીચાર વધારે શારી પડે થઇ શકેય. એ પરમાંણે આ દુનીઆના દરમેઆન આદમીની છદગીમા કોઇ વાર હેવા બનાવ બનેયછે તેનુ અઆન કોઇથી લખનારની કલમ તથા ચીતારાની પીછીથી બરોબર થઇ શકતુ નથી. (ર હે)

---

## બલુન—(હવાઈ વાહન.)

જે હવા આપણ હર પલે લીછએય તેનો એક ગુણ હેનોછે જે તેના કરતાં હલકા વજનના પદારથને તે ઉપર થોભાવી અથવા ઉચકી રાખેય તથા પોતાના કરતા વધારે વજનના પદારથનો બોજો જાણે હલકો કરેછે એ વીશેનો કાએદો ધનો ચોહલોછે તે કોઇનેબી ઉતાવળે શમજ પડી શકશે તે એમછે જે—

૧ લું હવામાં હરેક પદારથ ધરીઉ હોએતો તે જગોથી પદારથના કદના જેટલી હવા ખીશતી અથવા દુર થવાની. તે પદારથ હવા કરતાં વજનમા હલકુ હોએ તો એ પરમાણે દુર થતી હવાનુ જેટલુ વજન તેટલા વજનના જોરે કરી પદારથ ઉપર ઉચકાવાનુ જેમ કે એક શમચોરશ ફુટ કદની કોઇ વશતુ હવામા ધરી હોએ તો તે વશતુની જગોએથી તેટલી હવા દુર થવાની અને એક શમચોરશ ફુટ હવાનુ જેટલુ વજન તેટલાં વજનના જોરથી તે પદારથ ઉપર ઉંચકાઇ અથવા થોભી રેવાનુ

ર જું હવાના કરતાં હરેક ભારી પદારથ હવામા પડેલો તેના કદ આફક જેટલી હવા ખીશતી અથવા દુર થાએ તેટલી હવાના વજન જેટલો ઘટારો પેલા પદારથના ભારમાથી થવાનો. એટલે હવામાં હેવી વશતુ પડી હોઅ કે એક રતલ હવા તેથી ખીશતી થાએતો તે પદારથનો ભાર એક રતલ ઘટી જાએછે.

હવા પોતાના કરતાં હલકી વશતુને ઉપર કેમ ઉચકેછે તે આપણને દર રોજ તહરેવાર રીતે દેખાએછે, જેમકે બાફ અને ધુમારાનુ ઉનચુ જવુ, વાદલનુ હવાપર થોભી રેહેવુ, પખશીનુ ઉડવું, ઇતીઆદી છોકરાઓના પતંગો તથા શાબુના ફરફોટા અને બલુન એટલે હવાના વાહન એજ કારણથી હવામા ઉનચા ઉડેય અને થોભી રેહય.

એ પરમાણે પોતાની જોડેની વશતુને ઉચકી રાખવાનો હવાનો ગુણ જેમ જેમ આપણે ઉનચા જઇએ તેમ તેમ કમતર થાએછે તેનુ કારણ એમકે હેઠા કરતાં ઉનચા ભાગની હવા વધારે પાતલી હોએછે અને હવા જેમ વધારે ઘારી તેમ તેહનુ વજન વધારે તેમજ હરેક વશતુને ઉચકી અથવા થોભાવી રાખવાની તેની શકતી પણ વધારે. આપણે જો જમીનથી થોડાએક માઇલ ઉનચા જઇએતો હવા એટલી પાતલીછે કે એક અમુક વજનની જે વશતુ જમીનની શપાતીની નજદીકની હવામાં ધરવાથી ઉચકાઇને ઉપર જતી હોએ તે વશતુ તેટલી ઉનચાનની હવામા ધરવાથી ઓર થોડી નીચે પડશે

આએ પરથવીપર તહરેવાર કારણોથી જુદી જુદી વશતુઓના ફેરફાર થાએછે તે વેલા કેટલીએક " ગાશ " અથવા હવાઓ નીકલેછે તેઓ જમીનની શપાટીની નજદીકની શાધારણ હવાના કરતા હલકી હોએય. તે શબબને લીધે તે " ગાશ " જમીનની શપાટી નજદીકની ભારી હવાના જોરથી ઉંચકાઇને ઉચની જાએછે અને હવા જાહા એટલી પાતલી હોએકે તાહા તેનુ વજન અને તે " ગાશ " નુ વજન બરોબર થાએ તાહા તે ગાશ છશ્તી રેહેછે એ કાએદા ઉપરથી બલુનો બનાવવામાં આવેઆય

વારનીશ અથવા રોગાન મારેલા રેશમની એક મોહોટી કોથલી આએ બીના શાથે આપેલા નકશામાં દેખાડવા મુજબ બનાવવામા આવેય. તેનુ કદ એટલુ મોહોટુ બનાવેરા કે જાહા તે હોએ તે જગોએથી દુર થતી હવાના વજન અ

ને તે રેશમી કાપડ તથા બીજા શરનજામના વજન વચેનો ફરક એટલો બધો થાએ કે તેને જોરે કરીને તે શઘલું હવામાં કેટલીએક ઉનચાઈ શુધી ઉંચકાએ. આગલા વખતમાં બલુન બનાવતા હતા તે હવડાં કરતાં કાંઈક જુદીજ રીતેથી હતુ. અગલા વખતમાતો એ પરમાણે મોહોટી કોથરી બનાવી તેની નીચે બતી અથવા બલતું કનીર ટાગી તેમાની હવા ગરમીથી પાતલી કરી નાખતા એટલે તે પાતલી હવા ભરેલુ બલુન આશ પાશની ધારી હવાથી હલકુ પડવાને લીધે હરેક બીજી હલકી વશતુની માફક હવામા ઉનચે ઉડે પણ એ જોખમ અને મુશકેલાત ભરેલી રીતને ઠેકાણે પાછલથી બીજી રીત અમલમાં આવી તે એમકે બલુન અથવા રેશમની કોથરીને હાઈડરોજન ગાશથી ભરવા લાગા, જે ગાશ અતી ઘની હલકીછે. પાછલથી હાઈડરોજનને બદલે "કારબુરેટેડ હાઈડરોજન" વાપરવા લાગા

એ છેલલી હવા હાઈડરોજન જેટલી હલકી નથી તોબી તે વધારે શેહેલથી મલી આવેછે એજ કારબુરેટેડ હાઈડરોજ નથી શેહેરોમા ગાશ લાઈટ નામની રોશની કરેછે મધીઅમ શાફ અને હલકી "ગાશ" થી બલુન ભરીઉં હોએતો હવાના અને બલુનના વજનનુ પરમાંણુ શેરે લવટાક જેટલું રેહેછે એટલે બલુનનુ વજન લવટાંકનુ હોએતો તે જેટલી જગોએ શમાઈ શકે તેટલી જગોમા એક શેર ભાર હવા રહી શકે ટાગવામા આવેય તેનુ વજન બલુનના જેટલુજ હોએતો એક શેર ભાર હવા જેટલી જગો ઘેરી શકે તેટલી જગો પેલું પાશેર વજનનુ બલુન તથા તેમાનો શામન ઘેરેય વાશતે તે બલુન ઉપર ઉડતાં તરણ પાશેરના જોરથી હવામા ઉચકાએય. એ પરમાણે બલુન બનાવનાર વીચાર રાખેછે કે તેનુ વજન તેમાં બેશનારા આદમીઓ શાથે કેટલું થશે, પછી તે વજન મુજબ તે મોહટું બનાવેય અને ચોરશ ફુટની ગનતરી કરેથી તેને માલમ પડેય કે તેના જેટલી હવાનાં વજનમા, અને બલુનનાતથા તેને લગતા શામન તથા બેશનારા માણશના વજનમા જેટલો ફરક તેટલા ફરક જેટલા વજનના જોરથી તે બલુન ઉનચુ જવાનુ.

એ બલુનની મારફતે હવામાં મુશાફરી કરવાની પેહલા મોહટી મોહટી આશા રાખવામાં આવી હતીપણ પચાશ કરતાં વધારે વરશના અનુભવ ઉપરથી એ આશા શઘલીછોડી દેવી પડેછે ગમે તેવી શારીરીતે બનાવેલુ બલુન જાહરે હવામાં ઉડેય તાહરે તેમાં મુશાફરી કરવાની ખચીત આશા રાખીશકાતી નહી કેમકે ઘણીખરી વેલા નીચે જણાવેલી હરકતો નડેછે



બલુન જેમ જેમ ઉનચુ ચહડેય તેમ તેમ આશપાશની પાતલી હવાને લીધે બલુન માહેલી "ગાશ" પશાર પામેછે અથવા ફેલાએછે વાશતે જમીનપરથી બલુનને "ગાશે" કરી ભરપુર કરેલું હોએતો હેવે શમે તેમાંની કેટલીએક "ગાશ" બાહેર કાહડી નાખવી જોઈએ નહીતોકે બલુન ફાટી જાએ ઘણી વેલા તે કપડું તથા બીજો શરનજામ વાદલનુ પાણી તથા હવાનો બાફ શોશીને ભારી થાએછે જેથી નહાવના પથર, રેતીની કોથરી, ઈતીઆદી નીચેની જોરીમાંથી નાખી દેવી પડેછે, અને જાહરે પાછી ગરમી પડીને તે પાણી તથા બાફને શુકવી બલુનને હલકુ કરેય તાહરે શમતોલ વજન રાખવાને પથર અથવા રેતી ભરવાનો કોઈ ઈલાજ બનતો નથી તેથી બલુન જોરથી ઉપર જાએછે અને જેમ જેમ તે ઉપર જાએછે તેમ તેમ માહેલી ગાશ વધારે પશાર પામેછે તેથી બલુન ફાટવાની ધાશતીને લીધે થોડી ગાશને બાહેર કાહાડવી પડેછે. એ પરમાણેના ફેરફાર વારે વાર થવાથી બલુનમા મુશાફરી કરવાની ગોઠવણ જે જમીનની શપાટી પર કરી હોએ તે શઘલી થોડાવારમા નહી શરખી થઈ જાએછે અને હવાના મુશાફરને કોઈ વાર જમીનપરં અને કોઈવાર શમુદરમા પોતાના કઢંગા વાહણ શાથે નીચે ઉતરવું પડેછે. કેટલીએક વખત શનજોગ હેવો બનેયકે કોઈએક વખત બલુનમા ઘણી શારી પઠે મુશાફરી થઈ શકેય અને તે વેલા તેમા બેશનારના જીવને ઘનોજ આનંદ થાએય કેમકે બલુનમાથી નીચે દુનીઆ જેટલી રલીઆમની લાગેય તે કરતા વધારે શરશ બીજુ કાઈ લાગતું નથી અને બીજા શઘલા દેખાવો શાથે શુરીઅનુ પરતી બીબ હેઠલા ભાગમા એવુ પડેછે કે જાણે આએહુબ બીજો શુરજ દેખાએછે. હેવી મજા ભોગવવાની આશા રાખનાર કોઈ વેલા ઉપર જણાવેલા શરખા કંટાલા ખાઈનેજ નીચે આવેછે અને કોઈ વાર માઠા બાએશે બલુન જો ફાટેયતો તેમા મુશાફરી કરનારનો જાન શલાંમત રેહેવો મુશકેલ પડેછે.

---

## દશ રૂપીઆ દશ હજારને ખાઈ ગીઆ.

આશરે થોડાંએક વરશની વાત ઉપર એક બુઢો પારશી હમારાં કુટંબમાં આવતો હતો જેહેને હમો "નશરવાનજી

"મામા" ને નામે કરી ઓલખતા હતાં  નશરવાનજી મારા શાહ્રાકથી વધારે ઉમરના, કદમાં પાતલા, અને મોંહોડાં ઉપર શારી રૂવાની રાખતા હતા. તેવણનો પોશાક ઘણો શાદો પણ શફાઈ ભરેલો હતો. એ પુરશે ઘણાં વરશ પરદેશ દાહાડીઆં હતાં, તેવણ પઈશાથી તથા ફરજંદથી તથા તંદરોશતીથી શુખી હતા. તેવણના ચેહેરા ઉપરથી શાફ દેખઈ આવતું હતું કે તેવણે પોતાના જુવાનીના વખતમાં ઘણી હેનગારી ભોગવી હતી. ભલમણશાઈમા, શારી શીખામણ દેવામાં, અને શુલેહનો વધારો ચાહાવાનાં કામમા, નશરવાનજી જેહેવા થોડાજ શખશો થાઈ જશે. તેવણે ઘણાએક કુટંબોમાંથી મોહો મોહેના કજીઆથી નીપજતી ખરાબી દુર કીધી હતી, અને ઘણાએક બેશમજ લોકોનો આપખુદી તથા કરજથી બચાવ કરેઓ હતો  એ શખશની જુબાનથી પાંચ વાત શાંભલીઆથી શરવે કોઇને પાચ નશીહત મલતી, હતી, અને જાંહાં તેવણને ઓલખાંન હતી  તાહાં તેવણે પોતાની શાલેશાઈથી જેમ મોહોટાઓથી માન મેલવીઉં હતુ તેમજ પોતાના ચીડા શવભાવથી નાધલાઓનો પેઆર હાશલ કીધો હતો.

આએ બાબતને મહાલે જે હમોએ શબરો ટાંકીઆચ કે "દશ રૂપીઆ દશ હજારને ખાઈ ગીઆ" તે વાત હમોએ એ નેકબખત મરદને મોહોડેથી શાભલેલી હતી, અને એ વાતમા જે હીશાબનો આંકડો આવીઓચ તે આકડો એ ધણીના ખુરા દશતખતથી લખેલો શારાં ભાએગે આજ શુધી હમારા હાતમા શલાંમત રહેઓછે. પણ નશરવાનજી મામાની એ વાત શરૂ કરીએ તે આગમજ તેવણના જનુમારાની થોડીએક બીના જે એ વાતની બરોબરની નથી આત ભરેલીછે તે જાહેર કરવાને હમો જરૂર જાણીએચ.

નશરવાનજી મામાના માં બાપ શુરતમાં રેહેતાં હતાં, તાહાંથી તેવણ પોતાના ઘેર શંબંધી કાંઈ કલેશને લીધે અને જુવાનીની હુલડાઈથી ૧૭ વરશની વએમાં મુબઈ નીકલી આવીઆ હતા, અને મુબઈથી એક વાંહાણ જે તરત મધરાજ ખાતે ઉપડનાર હતું તેમા થોડોએક નોલ આપીને ચહડી બેઠા હતા  નશરવાજી એ રીતે રીશના મારીઆ નીકલી ગએઆ તે વેલાએ તેવણ પાશે પોતાનાં કપડાં તથા આશરે ૧૬ રૂપીઆની કીમતની શુનાંની બેએ વીટી અને ૧૧) રૂપીઆ રોકડા એ શવાએ બીજી કાંઈ પુંજી હતી નહી, અને વાંહાણમાં ખોરાકને શારૂં પઉંવા અને ખજુર એવતરેસે બીજું કાંઈ તેવણે લીધુતું નહી.

વાંહાંણે અતરેથી જતા માગલોરનું બંદર કીધું હતું, તાહાંથી એક વાણીઓ ઉતારૂ મધરાજ જવા શારૂં ચહડીઓ હતો, કે જેહેની શાથે નશરવાનજીને ઓલખાણ થાઈ હતી  નશરવાનજીએ વાત ચીતમા પોતાનો શગલો હેવાલ તે વાણીઆને કહેઓ હતો, અને તે બીચારો નશરવાનજી કરતાં વધારે તવગર હતો નહી, તોપણ તેણે પોતાથી જેટલી બની શકે તેટલી તેવણને મદદ કરવાની કબુલાત આપી હતી  મધરાજમા વાંહાણ આવીઆ પછી વાંણીઓ જે ત્યાંહા ફરેલો હતો તેણે નશરવાનજીને પોતાની શાથે કીનારે ઉતારીઓ, અને એક પારશીની વેલાતી શામાન વેચવાની દુકાનમાં લઈ ગએઓ, અને કહીઉં કે "તમારો એક જાતભાઈ વાખાનો મારેલો મુંબઈથી આવેલોછે તેહેને તમો આશરો આપો." પરદેશમા જરતોશતીઓ પોતાના જાતભાઈઓની કેહેવી શારી રીતે બરદાશત લીએચ, તથા મદદ કરેચ, તે શરવે કોઇને રોશનછે, અને તેજ મુજબ એ પારશી દુકાનદારોએ નશરવાનજીને પોતાના મુકામ ઉપર ઉતારો તથા ખાંનુ પીણું તરત આપીઉ, અને શાહાંજને શમે નીરાંતની વખતે તેઓ નશરવાનજીની શંગલી હકીકત તથા કુટંબની પીછાણથી વાકેફ થાએઆ. એ દાહાડે એક બીજો પારશી જે મધરાજમા કોઈ શરકારી અંગલદારને તાંહાં "બતલર" ની ચાકરી કરતો હતો તે પણ તાંહાં જમવા આવીઓ, તેહેનાં દીલમાં નશરવાનજીની વાત શાંભલીઆથી ઘણી દએઆ પેદા થાઈ, તેથી પોતાના ધણીને તાહાં ચાકરની કાંઈ ખાલી જગો હતી તે ઠેકાણે રાખવાનેશારૂ તેજ રાતના નશરવાનજીને તે પોતાની શાથે લઈ ગએઓ.

નશરવાનજી મામા હમોને કેહેતા હતા કે એ ચાકરીમાં તેહેનો મુશારો ૩૪) નો કરેલો હતો, અને ચાકરી કીશમમા ઘણી હલકી હતી, તેથી તેવણને ઘણી વખતે રડવું આવીઉં હતું, અને જે નાદાનીથી તેવણે પોતાનુ વતન છોડીઉ તે બાબે ઘણો પશતાવો કરવો પડતો હતો. ચાકરી કરવાની નશરવાનજીની મુતલક મરજી હતી નહી, તેથી તેવણ પોતાની તરફથી કાઈ વેપાર કરવાની શોધમાં ફરતા હતા, અને તે શોધ શંબંધી જુજ દાહાડાંમાં તેવણને એક તક મલી આવી હતી  તે એકે વો ઇઉરોપીઅન અમલદારને તાંહા નશરવાનજી ચાકરી કરતા હતા, તેહેનું દરીઆને મારગે મધરાજથી આશરે આઠ દાહાડાના રશતા ઉપર મછલીપટણ નામનું એક બંદરછે તાંહા જવુ થઈઉ, તેણે પોતાની શાથે પારશી બતલર તથા નશરવાનજીને લઈ જવાનો ઠરાવ

કીધો. એ ઠરાવ જેહવો નકી થાએઓ તેહેવાજ નશરવાનજી પોતાની તરફથી થોડોએક ધંધો શોધી કાહાડવાની પેરવીમાં ફરેઓ, અને ઘણાએક લોકોથી પુછ પરછ કરીને મછલીપટણના બરના માલની વીગતથી વાકિફ થાએઓ. પછી, પોતાના પારશી દોશત પાશેથી ૫૦) રૂપીઆ ઉછીના લીધા અને પોતાની શુંનાની અંગોઠી વેચી નાખી, તથા પોતાની પાશેના તથા પગારના જુજ રૂપીઆ એકંદર કરીને આશરે ૧૦૦) રૂપીઆની કીમતના વેલાતી કાચના દાંના જે ગરીબ લોકો પોતાના જરીઆંન દાખલ પેહેરેય તેહેનો એક જથો ખરીદ કીધો, અને તે પોતાની શાથે મછલીપટણ લઈ ગએઓ મછલીપટણ ગીઆ પછી નશરવાનજી મામાને પોતાના દાંનાના વેચાણમાં તેવણના કહેઆ પરમાણે રૂપીઆનો દોહોડ રૂપીઓ ઉપજીઓ હતો, તેથી તેવણને વેપાર કરવાની વધારે ઉલટ થાઈ હતી. જેઆરે તેવણનો ધણી મછલીપટણથી પાછો મધરાજ ખાતે આવીઓ તેઆરે નશરવાનજી તેહેની શાથે પાંછા ગીઆ નહી, પણ પોતે મછલીપટણમાંજ રહેઆ, અને પોતાના દોશત પારશી "બતલર" શાથે ભાગનો બંદોબશત કરીને મધરાજથી માલ મંગાવાનો ઠરાવ કીધો તે મુજબ કેટલાએક વરશ શુધી એ પારશી બતલર જીવીઓ તાંહા તુલીક નશરવાનજીને તેહેની શાથેનો વેહેવાર ચાલુ રહેઓ—તેહેના ગુજરવા બાદ નશરવાનજી પોતાને હીશાબે ધંધો કરવા લાગા, એ રીતે નશરવાનજી મામાએ ૧૩ વરશ મછલીપટણમાં ગુજારેઆં હતા તેવણ પોતાની મેહેનત અને કશર વીશે હેવી વાત કરતા હતા, કે તેવણને પોતાના વેપારમા માતરે ૮ થી ૧૦ રૂપીઆ શુધીનો દર મહીને નફો હતો, તેમાંથી વરશ દાહાડે માતરે ૩૦ થી તે ૩૫ રૂપીઆ તેવણ ખરચતા હતા અને બાકીનું જાલવી રાખતા હતા. એટલી જુજ રકમ પણ પેદા કરવાને શારૂં તેવણને મછલીપટણથી આશપાશના ગામડાઓમાં ભટકવુ પડતું હતું, તે વખતે કોઈ શમે એક બઆ બેએ દીવશ તદન ખોરાક વગર તેવણ કાહાડતા હતા, અને એકવાર ચોરોના હાતથી લુટાએઆ પણ હતા હેવી રીતે ૧૩ વરશ મછલીપટણ મધે હેજગારીના કાહાડીઆ બાદ નશરવાનજી પાશે થોડીએક પુંજી એકઠી થાઈ હતી, અને તે શમે તેવને પોતાનો વેપાર વધારવાની પણ ઉમેદ કીધી હતી, તેથી તેવણ મધરાજી તથા મછલીપટણનુ કેટલુએક કાપડ લઈને કલકતે ગએઆ હતા, તાહા તેવણે શારો નફોં મેલવીઓ, પછી પાછા મછલીપટણ આવીઆ હતાં. બીજે વરશ એજ રીતનું કાપડ લઈને તેવણ કલકતેથી બનારશ શુધી પરચુટણ માલ વેચતા ગીઆ હતા, અને તરીજે વરશે પોતાનો કાપડનો જથો ગોવાલીઅર શુધી ખપાવીઓ હતો. એ રીતે તેવણે મછલીપટણ અને કોઈવાર મધરાજથી કલકતે થાઈને તાહાંથી બનારશ અને ગોવાલીઅર શુધી ભટકતા વેપારી દાખલ ૧૮ મુશાફરી કરી હતી. તે શંગલા વખતમાં પોતાની હોશીઆરી અને કશરના ખરચથી એ પુરૂશે શારી પેઠે દરવ મેલવીઉં હતું. જઈફી નજદીક આવી તેથી નશરવાનજી મામા મુંબઈ આવીઆ, અને પોતાને કીજે ઘેર, વાડી, વજીફા, ઈતીઆદી, લઈને રહેઆ હતા, અને પોતાની અશરાફી અને ખુશ મીજાજથી ઘણે ઠેકાણે દોશતી મેલવી હતી.

આએ બાબતને જે મથાલું આપેલુછે તે વાત નશરવાનજીએ પોતે કલકતા મધે જાણેલી હમોને કહી શંભલાવી હતી અને તે ઉપરથી તેવણ હમારા કુટંબના માણશોને તથા બીજાંઓને કેટલીએક નશીઅત દેતા હતા. એ વાત એમ છે કે કલકતા મધે રાહધાનાથ નામનો એક બંગાલી શખશ કાપડનો વેપાર કરતા હતાં, તે મોટીએક પુંજી ધરાવતો હતો, અને તેહેને પેટે બેએ છોકરા હતા—તેમાં વડા છોકરાનું નામ રાજકીશોર કરીને હતું અને બીજાનું નામ ભોલાનાથ હતું. રાજકીશોર ઘણો ભલો અને શમજુ છોકરો હતો—પણ ભોલાનાથ લખલુટવાલો અને હુલડ હતો. જેઆરે રાહધાનાથનો મરવાનો વખત નજદીક આવીઓ તેઆરે તેણે જોઈઉ કે જો તે પોતાના નાપલા દીકરા ભોલાનાથને કાંઈ પુંજી આપશે તો તે જુજ દાહાડામા ઉડાવી ખરાબ કરેઆ વના રેહેશે નહી—હેવું ધારીને તે પોતાનાં વશીઅત નામાંમા હેવું લખી ગીઓ કે તેહેની પુંજીમાંથી (૧૦૦૦૦) દશહજાર રૂપીઆ જુદા પાડીને રાજકીશોરે પોતાને તાહાં જમે પાડવા, અને તેહેની ઉપજના દર મહીને રૂ ૫૦) ભોલાનાથ જીવે તાહા શુધી તેહેને આપવા, પછી તેહેનાં બચાઓને વેંહેંચી આપવા—પણ એ ઉપરાંત રાજકીશોરની નજરમાં જો દરૂશત આવે તો નાણું ભોલાનાથને બધું આપી દેવું. એ લખત મુજબ કેટલાએક મહીના શુધી રાજ કીશોરે પોતાના ભાઈને દર મહીને રૂ ૫૦) નો મુશારો આપીઓ હતો, પણ તેમાં બીચારા ઉડાઉ ભોલાનાથનો ખરચ પુરો પડીઓતો નહી, તેથી તેણે પોતાના બાપના કેટલાએક જુના દોશતોને વચમા નાખીને પોતાના થોડા લવાજમા વીશે ફરીઆદ કરી, અને અંતે ઘણી મેહેનતે પોતાના દરમાએઆમા રૂ ૧૦) નો વધારો કરાવીને દર માશે રૂ ૬૦) લેતા કીધા, અને તે બાણે પોતાના

નહી. રૂશીઆનો મુલુક એટલો મોહોટોછે તથા તે મુલુક ના રાજાઓએ તેની હદમાં વધારો કરવાને શઘલી પરકારે હેવી કોશેશ કીધીછે જે તેથી રૂશીઆ શરવે લોકોમાં પર ખીઆત થઉય. તે દેશને લગતી કેટલીએક બીના અત રે મુખતેશરમાં પરગટ કરીય તે કોઇનિખી ના પશંદ થશે ન હી હેવી આશાછે.

રૂશીઆનાં રાજ એશીઆ તથા યઉરોપ અને અમેરીકાના ખંડોનો ઘણોએક ભાગ ઘેરેલોછે. તે શઘલા નો વીશતાર ૮૦૦૦૦૦૦) થીતે ૯૦૦૦૦૦૦) ચોરશ માઇલ ની વચે કેહવામા આવીઓય. તેમાં શઉથી મુખીઅ ભા ગ યરોપખંડનોછે. રૂશીઆની હકુમતને તાબેનો મુલક ત હરેવારછે એટલે કેટલીએક જગો તદન વેરાન અને કેટલીએ ક જગો ઘણો ફલ દરૂપછે. તે મુલુકમાં શઘલી દુનીઆની હવાછે અને શઘલી પરકારનુ જાહડ પાણ થાએય. કોઇ જગો હેવીછે કે જાહા બરફ કધી પીગલતો નથી અને આદ મીની શઘીતો હેવાન ચરખી રેહેય, કોઇ ભાગ હેવાછે કે જાહા લીલોતરી અને ફલદરૂપ પણું રાજ કરેય અને આદ મી પુરૂ જોરાવર અને બુધીમાંન થાએય કોઇ ઠેકાણે પથર શવાએ બીજું કાંઇ મલતું નથી પણ બીજી જગોએ ભાત ભા તનુ ધાતુ અને ઝવેરી ઇતીઆદી પુશકલ મલેછે

એ મુલુકમાં પાહડો અને નદીઓ ઘણાંછે. પાહડો ની લંબાઇ જોકે ઘણા માઇલ શુધી હોએય તોબી તેઓ જા હજા ઉનચા નથી નદીઓ ઘણી મોહટીછે તેમાં મુખી અ દશછે. તે એ દેશની આબાદાની વધારવામા ઘણી કા મનીછે કેટલીએકતો વેપારના કામ શારૂ બેટી શકાએછે. એ મુલુકને કેટલીએક તરફથી શમુદર લાગેલોછે, તેમા બાલટી ક તથા કાલો એ બે શમુદર વેપારના કામ શારૂં ઘણા અગ તનાછે. એ શમુદરની મારફતે તથા જમીનને મારગે પાર કા દેશ શાથે રૂશીઆનો મોહટો વેપાર ચલાવેછે. નવેમબ ર મહીનાની આખેરીથી તે એપરેલ મહીનાની શુરૂઆત શુ ધી પાણી બંધાઇ જવાને લીધે બાલટીક શમુદરનો વેપાર બં ધ થાઇ પડેય તોબી બીજે મારગે અને જમીનની રાહે ધંન ધો ચાલુ રેહય એ વેપાર ચીન, ઇરાણ, ઇંગલંડ, ફરાનશ, અમેરીકા, અને શુધરેલી દુનીઆના બીજા શઘલા મુલુકો શાથે ચાલેય. એ દેશની વેપાર લાએક મુખીઅ જણશનો પાક નીચે જણાવવા'પરમાંણેછે.

•એ મુલુકમા ખપ થાએ તે કરતા ઘણો વધારે અના જ પાકેય તેથી અનાજનો અને મુખીઆ કરી જવનો મો હટો જથો બાહેરના દેશાવરો ખાતે હર વરશ નીકાશ કર વામાં આવેય. દખણ દશા તરફ અને મુખીઅ કરી અ કરેન પરાતમા ઘઉનો પાક શારો થાએય ડુગરની ઉનથી જમીનપર બરફ પુશકલ પડેય •

કેટલીએક જગોએ મકાઇ પાકવવામાં આવેય. શન તથા કાથો યરોપના હરેક બીજાં દેશ કરતા રૂશીઆમા વધા રે થાએય. અકરેન પરાતમાં તબાકુ પાકવી આશપાશ ના મુલુકમાં મોકલવામાં આવેય. અલશી અને બીજાં બી જ પણ પુશકલ થાએય એ દેશના મોહટા જંગલો રૂશીઆ ની શરકારની પેદાશનુ એક મોહટું મુલછે. તેમાંથી ઇમારતો તથા વાહણ બાધવાના અને બાલવાના લાકડા, તાર, દામર, પોટાશ, ઇતીઆદી પારકા દેશો ખાતે પુશકલ જાએય' ઘોડા બી તાહા ઘણા થાએય અને તે જુદી જુદી જાતના હોએય બલદ, ગાએ, ગોધાબી પુશકલ થાએય. તેમના ચામડાં અને ચરબી રૂશીઆનોનો મોહટો વેપારછે. મેંઢા પુશકલ થાએય તેમજ બકરાંબી એટલાં ઉભાઇ જાએય કે યઉરોપના બીજા કો ઇ દેશમા તેમ નથી. ઘણે ઠેકાણે ડુકર પાલવામા આવેય ઉંટની પેદાશ ઘણીછે મરગાં, બતકા અને હાશબી પુશકલ થા એય. જંગલી જાણવરો જેવાંકે રીછ, વરૂ, કોલા, નોલીઆ અ ને તહરેવાર બીજાં જાંનવરો જેમનો તેઓના ચામડા શારૂ શેકાર કીધામાં આવેય તે અખુટછે એશીઆ ખંડના ઉપેલા ભાગો ની બીની જગોએ તથા શમુદરમા મગર માહી અને બીજીપુશક લમાછલી મલેય, કે જેમને તેલ કાહડવાશારૂ મારવામાં આવેય યઉરલ અને બીજા પાહડોમાંથી શુનુ, રૂપુ, તાંબુ, શીશું, લોહડુ, કોએલો, ચુનો ઇતીઆદી જુદે જુદે ઠેકાણેથી મલેય એ દેશમા મેવો જાહજો પાકતો નથી, અને જે પાકેય તે પાકની આશપા શની જગોએ ખપી રેહે એટલોજ હોએય. ભાજી તરકારી માં પરેશ, કોબી, શલગમ, ગાજર પુશકલ થાએય

ઉપલી તહરેવાર પેદાશોનો વેપાર જેમ બાહેરના દેશ શાથે તેમ રૂશીઆના મુલુકના જુદા જુદા ભાગો શાથે અર શ પરશ ઘણો ચાલેય બાહેરના દેશાવરો ખાતે જે વશતુ ઓ જાએય જેવી કે અનાજ, તહરેવાર બીજ, તેલ, શન, કા થો, ચામડા ઇતીઆદી તેના બદલામાં રૂ, કાપડ, લોહોડાકા મ, ચાહ, શાકર, રેશમ, નગદી ઇતીઆદી રૂશીઆન વેપારી ઓને પાછી મલેય.

એ મુલુકની વશતી નજદીક ૬૦૦૦૦૦૦૦ ) છ કરોડ આદમીની કેહેવામાં આવીય તેમાનો ઘણો ખરો ભાગ ગુલા મી અવશથામા અને કગાલ હાલતમાં હોએય. તેઓની

ઉપર ચહડતે વાયેના લોકો ઘણી વેલા બેધડક ભારી જુલુમ
કરેચ. ઉમરાવો ઘણા મોજીલા અને આલશુ તથા ઉડાઉ હો
એચ થોડાજ લોકો કાબેલ અને પેહેલા હોએચ. શરવેથી
મોહટી પદવી અને માન લશકરી શરદારો અને અમલદારો
નુ હોએચ જેથી ગામખાતાના માણશોવેબી આબરૂને ખાતર
લશકર ખાતાનો નામનો ખેતાબ મેલવવાના ફાફાં મારવાં
પડેચ. શઘલે વાયેના લોકોને પોતાના શેહનશાહને આએ દુ
નીઆનો ખુદા કરીને શમજવુ પડેચ, શેહનશાહની મરજી તે
ઓએઆ ખુદાની મરજી જાણીશરવે કોઇ તેમા ઘુખીઅ કરીહલ
કે વાયેના લોકો તેની ઉપર જાન ફેશાની કરેચ પાદશાહ હરે
ક શારૂં અથવા ખાડુ કામ હરેક વખતે કરીશકે તેમા તેને
કોઇબી ધારો અને કોઇબી આદમી કશી પરકારે અટકાવી
શકે નહી. શરકારી અમલદારોના પગાર ઘણા ઓછા હો
વાથી લાચ રૂશવત અને બેદાદી અતી ઘણી ચાલેચ અને પ
ઇશાદાર તેમજ ગરીબ આદમીને લોભીઆ તથા લાલચુ અ
મલદારોના કામથી ભારી દુખ ખમવું પડેચ.

એ દેશના બનચાવને શારૂં જુદે જુદે ઠેકાણે ભારી કી
લાઓ બાંધેલાછે તે હેવા મજબુતછે કે તે વીશેનુ ગનાન
જેઓએ શીબાશટેપોલ અને ક્રાનશટડની વાત શાભલી હ
શે તેઓનેજ હશે એ કીલાઓની શાથે જુદેજુદે ઠેકાણે
શઘલીમલી છ લાખ આદમીની ફોજ શેહનશાહેની ખી
દમતમાછે. તેમાના તરણ લાખ આદમીઓ હરેક વખતે
લડાઇના કામ શારૂં શેંકડો બલકે હજારો તોપો શાથે તઇઆ
ર રહી શકેચ. એ લશકરની શખીઆ જેવી મોહટી હોએ
ચ તેવી તેઓની કવાએદ ઘણી શારી નથી. તેઓને પુરતી
ખોરાકી પોશાકી કદાચજ મલેચ અને બીજી વાતની તેઓ
ની ખબરદારી શરકાર લેતી હોએ હેવુ લાગતું નથી દરીઆ
ની ફોજમા આશરે ચાલીશ હજાર આદમીઓ હશે અને કા
મ લાએક લડાઇના વાહણો જે છેલલી લડાઇની આગમચ
આશરે પનચોતેર ગણવામાં આવતાં હતાં તેમાથી અરધા અ
રધતો ઈંગરેજો અને ફરેનચોએ એ લડાઇને વખત તારાજ
કરેઆ

એ મુલુક જોકે ઘણો બોહલોછે તોબી તાહાના હાકમો
શદા તેમાં વધારો કરવાની મરજી રાખેચ. તે મરજી મુજ
બ ગીઆ તરણ વરશની વાત પર ટરકીના મુલુક પર
હાથ ઘાલવાની મરનાર શેહનશાહ નીકોલશે તજવીજ કીધી
હતી જેથી તેહેને અને ઇંગરેજો તથા ફરેનચો વચે મોહટી
લડાઇ થઇ. ઘણુંએક નુકશાન ખમવા પછી તે મરણ પામ્
ઓ. પણ લડાઇ ચાલુ રહી. તેના મરણ પછી એકશંપ
થાએલા રાજ વાલાઓએ શીબાશટેપોલનો નામીચો કી
લલો લીધો. એવા દુશમનોના ધશારાથી નીકોલાશના છોક
રા આલેકજાનડરને ધાશતી પડી તેણે ઈંગરેજો તથા ફરેન
ચ અને તેમના મલતીઆઓ શાથે ગએ વરશે શલાહ કી
ધી એ શહલા કરનાર રૂશીઆનો હાલનો શેહનશાહ બી
જો આલેકજાનડર મરનાર નીકોલાશનો વડો છોકરો થાએ
ચ. તે તા૦ ૨૯ મી એપરેલ શને ૧૮૧૮ નેં દીને જન
મેઓ હતો તેની હવડાં ૩૮ વરશની ઉમરછે. તે શેહન
શાહ થવાનીઆગમચ લશકર ખાતાંમા જુદા જુદા ઓધા ધ
રાવતો હતો. એના બાપે નાંધપણમાથીજ એને રાજ કાર
ભાર વીશે માહીતકાર કરવા માંડેઓ હતો. તે જાહરે પો
તાની રાજધાની શેનટ પીટરશ બરગના શેહરની બાહેર
જતો તાહરે શઘલો અખતીઆર એ શાહજાદાને આપી જ
તો એ શદા પોતાના બાપની છુપી મશલતમાં શામેલ હ
તો અને જોખમ ભરેલાં કામોનો તેહને આગેવાન ઠેહવવા
મા આવતો હતો કે જેથી તે રૂશીઆ શરખી હકુમતને પુરો
લાએકનો થઓચ. તેના બાપનો દમામ અને દબદબો જોકે
તેનામા નથી તોબી તેનો શવભાવ શાંત અને તેની શફુકાઇ
ઘણીછે જેથી ધાશતીએ નહીતો પોતાના ખુબ દેખાવ અને
ચાલથી પોતાની રઇઅતનો તે માનીતો થઇ પડશે.

એ શેહનશાહ હેશીના ગરાંડ ડીઉક બીજા લુઇની
છોકરી નામે મરાએ અલેકજાનડરોના શાથે ઇશવી શને
૧૮૪૧ નાં વરશમા પરેણેઓ હતો. એ રાણીના ગુણ તથા
ખુબીની લોકો તારીફ કરેચ. તેનો શવભાવ માએઆલુ અ
ને શલુક લોકને પશંદછે. તેણે પોતાની ચાલથી પોતાના
ભરથારનો પેઆર આછી રીતે જાલવી રાખેઓચ. તેના
બોલવાની અને મશલતની શેહનશાહના મગજપર આછી
અશર થાએચ. તે અશર શદા હેવી હોએચ કે જેથી શે
હનશાહની વખાન અને તેની રઇઅતનાં શુખમાં વધારો
થાએ એ શેહેનશાહ તથા તેહેની બાનું એ બંનેની તશવી
ર આએ બાબત શાથે આપીછે.

એ શેહનશાહ પોતાના વડવાઓની મુલુક વધારવાની
રીત વીશરી ગએઓ નથી પણ તે માટે શારો વખત મલે
તાંહાશુધી પોતાના દેશની માહેલી હાલત શુધારવામાં ગુંથાએ
લો રેહેઓચ.

---



"ટોડ" જાતનો દેડકો.

## "ટોડ" જાતની દેડકી.

જે જે જાણવરો પાણી તથા કોરડી જમીન એવાં બવે ઠેકાણાંઓપર રહી શકેય તેમાંનું એક જાણવર ટોડ પણછે. જાણવર શાધરણ દેડકાને કેટલીએક તહરેહ મલતું આવેય પણ જાતે તે નીરાલુંજછે. જોનારને તે પશંદ પડતું નથી તોબી તે કોઇને કશું દુખ ન આપતાં એકાંત જીનદગી ગુજારેય. તેનો રંગ પીળા અને કાળાની વચે હોએય. તેનુ ડોલ કદરુંું અને ગતી ઘણી શખતી ભરેલી હોએય. પણ તેનામાં એવુ કાંઇ નથી કે જેથી ખુદરતના કામોની તપાશ કરનારે તેહનો ધીકાર કરવો તે જીણા જાણવર કીડા ઇતીઆદી ખાઇને ગુજરાણ કરેય અને એવો ખોરાક ધુંડવાને વાશતે શાંજને વખત પોતાના દરમાથી અથવા શંતાવાની જગોએથી બાહેર નીશરેય જાહરે કાંઇ ખાવાની તઇઆરીમાં હોએય તાહરે તે થંભ બેશેય. જે ચીજ ખાવાનું હોએ તેપર મજબુત ડોલા ટાકીને માથુ તે તરફ ચેથેલું રાખેય. હેવી રીતે થોહોએક વાર બેશી રેહેય તેવામા તેનો ભોગ હીલવા માંડે એટલે તે વીજલીની માફક પોતાંની જબાનને આગલ નાખી તેને પોતાના પેટમાં ઉતારી દીએય. એ કામ એ જાણવર એટલી જડફથી કરેય કે તેની જીભલીની હેવી તહરેવાર ચાલ્તી થોડોએક વાર ધેઆન રાખીને જોએઆ વીના તે વીશે આપણને શારી પઠે શમજ પડે નહી. એ જીભલી દેડકાની જીભની માફક વલેલી હોએય અને તેહને છેડે નીચલા ભાગ પર કાંઇ ચીકનુ પદારથ હોએય જેથી તેના ખાનાપર તરાપ મારતાંને વાર તે તુરત જીભને વલગી જાએય જાહરે ઘણી ઠંડી પડેય તાહરે ટોડ બીજા કેટલાંએક જાણવરોની માફક શુશત થઇ જાએય અને કોઇ એકાંત દર અથવા ખાંચરામાં ઘણા દીવશ શુધી શુશત પડી રેહય

એ જાણવર વીશે ઘણે ઠેકાણે હેવી વાતો ચાલીછે જે ઘણાએક વરશ શુધી ખોરાક અથવા હવા વગર પથર અને લાકડાં અથવા જાહડની અંદર તે જીવી શકેય એ વાતની શાબેતીમાં જુદા જુદા લોકોએ તહરેવાર દાખલાઓ આપેલાછે તેમાના થોડાએક અતરે ટાકેઆય.

એક પુશતકમાં લખેઉંય કે ૧૭૧૯ ના વરશમા એક ટોડ "એલમ" જાતના એક જાહડના વચલા ભાગમાથી હાથ લાગુ હતું તે ઘણી તનદરોશતી ભરેલી હાલતમા હતું. ૧૭૧૩ ના વરશમાં એક ટોડ ઓકના જાહડના મધીએ ભાગમાંથી નીકલું હતું તે જે ઠેકાંણા પર હતુ તાહા કાહાથી ગીઉહશે તે વીશે ખોલ કરતાં કશું દેખાઇઉં નહી અને તે જાહડના કદપરથી હેવો અટકલો નીકલીઓકે એ જાણવર તાહાં હેશી અથવા શો વરશ શુધી રહીઉં હશે. ૧૭૭૩ ના વરશમા એક પુશતકમાં લખાઇઉંકે લાકાશશાએર મધેની

કોલશાની ખાંન મધે જમીનની શપાતીથી એકશો હેશી ફુટની હેડવાઈમાંથી એક ટોડ મલેઉ તે કોલશામાં શઘલું લપેટોઈ ગએલું હતું. ૧૮૩૨ ના વરશમાં કેટલાએક ઘાન ફોડાઓએ જાહેર કીધું કે આશરે ચાર મનના વજનનો એક પથર ભાંજતા એક મોહટો ટોડ તે ફતરના માહેલા ભાગમાથી નીકલ્યુ હતુ અને આપણુ એક ઘડીઆલને જેમ તેના દાબડામાં અરોઅર દાબીને મેલીએય તેમ તે પથરમાં એ ટોડ દબાએલુ હતુ. ૧૮૩૫ નાં વરશમા બરમીગામ આગલના રેલવેના કામમા લેવા શારૂં એક પથર ભાંજતા તે પથરના વચલા ભાગમા ગોએઆ જડેલુ એક ટોડ નીકલ્યુ તેનુ ચામડું પેહલા શુદ પીલું હતુ તે આશતે આશતે કાલુ થઇ ગએઉં.

એ પરમાણે બીજા ઘણા દાખલાઓ કેહેવામાં આવી આય તે શઘલા હેતુંજ બતાવવાને કે એ જાનવર વીશે તાજુબી ઉપજાવવી કે તે કેટલા બધા વરશ શુધી ખોરાક અને હવા વગરે જીવી શકે. અલબતાં જો એ વાત ખરી હોએ કે જે પથરો અને જાહડોમાથી તેઓ મલીઆય તાહા તેઓનાં રેહકાણની જગોએ બાહેરની હવા તથા બાહરથી તેહના ખોરાક લાએક જીના જાનવર આવી શકે હેવો કોઈ મારગ કેધેહ તોજ નહી તો એ વાત ઘણી તાજુબ શરખીછે અને પરવરદેગારની અજીબ ખુદરતમા એ એક અતી ઘણો તાજુબ શરખો દેખાંવછે કેમકે ખુદરતી વીદીઆ જાનનારાઓ ઘણા અખતરાઓ અને અનુભવ ઉપરથી હેવું કેહેય કે ગમે હેવુ જીનુ જનાવર હોએ પણ તે હવા અને ખોરાક વગર જીવી શકે નહી એ કાએદો તેઓ શગલા જાણવરો શબદી એવો ખરો શમજેય કે ટોડને વીશે ઉપર જણાવેલી શરખી તાજુબ શરખી વાતો શાંભલવા પરથી જુદા જુદા વીદીઆરથીઓએ જુદા જુદા અખતરા કરેઆય પેહેલાંતો આએ વાત તેઓએ કબુલ રાખીય કે જાહડમા અથવા પથરમાથી તેઓ મલે એમાં કશુ નવાઈ જેવુ નથી તેઓનુ કદ નાધલુ હોએ એટલાં જાહડ અને ખરકોના જીના શુરાખમા તેઓ દાખલ થાએ અને તેજ મીશાપે તે જગોએ જે બીજાં જીના જાણવરો આવે તે પર ગુજરાંન કરી કેટલીએક મુદત શુધી તાહાજ પડી રૌહે, પછી ખાતા અને દાહડા જતા આગ મોહટુ થાએ એટલે તે શુરાખમાથી બાહેર નીશરવુ મુશકેલ પડે એટલે પોતાને તેજ દર અથવા શુરાખમાં વાશો કરવાની તેરકીક કરજ થાએ વખત જતે તે જાહડનુ અને ખરકનુ શુરાખ પણ જહની વધથી તથા મરોરીની ફુરાનથી બધ થાઇ જાએ અને ટોટ બીચારૂ તેજ જગોએ પડી રહે પણ એ વીદીઆરથીઓ આએ વાત કબુલ કરતા નથી કે તે જગોએ કોઈબી પરકારનો ખોરાક અને હવા આવાનુ કશુંબી શુરાખ નહી હોવા છતા તે જાનવર પચાશ-શાહક અથવા શો વરશ સુધી જીવી શકે. તેઓ કેહેય કે જે લોકોએ એ જાણવરોને પથર અને જાહડમાથી કાહડેઆય તેઓમાંના કોઈબી એમ નથી કહી શકેઆકે તેમને નીકલતી વેલા પુરતી રીતે ખોલ કરીને જોવામા આવીઉં હોએકે તેઓના રેહકાણની જગો અને હવાને વચે મેલાપનો કોઈ મારગ છેકે નહી. એ બાબદમાં ચોકશ શાબેતી નહી મલવાથી વીદીઆરથીઓએ પોતે એવા અખતરા કરેઆ કે શારી તનદરોશત હાલતમાના ટોડોને પકડી પથર અને ઇંટરડીના તખતાઓમા શુરાખો કરી કેટલીએક મુદત શુધી રાખેઆ જેથી હેવું માલુંમ પડેઉ કે જે શુરાખોમાં હવા તથા શરદીનો ચેજાર જઇ શકે નહી તેમા રાખેલા શઘલા ટોડો વરશ અથવા દોહડ વરશ અથવા બે વરશની મુદતમા મરણ પાંમઆય અને જે શુરાખોમાં હવા તથા શરદી જઇ શકે તાહા તેઓ જીવીઆય. પણ તેમને અશલ મલેલી હાલતમાં અને પાછા કાહડતી વેલામાં ઘણોજ તફાવત પડી ગએલો. તેઓને કાહડીને તોલતાં માલુમ પડેઉય કે તેઓના વજનમા ઘણો ઘટારો થાએલો અને કોઇએકના વજનમા વધારોબી થએલો. પણ તે વધારા વીશે તાજુબ થવાનુ કશુ કારણ નથી કેમકે ખોલ કરતા માલુમ પડેઉકે તેવા માતેલા થએલા ટોડને રાખવાના શુરાખમાં જીના જનાવર અથવા કીડા જઇ શકઆતા જેની ચાશની કરવાથીજ તેઓ હેવી અછી હાલતમા આવેઆ હોએ.

એ પરમાંણે એ ટોડ ઘણી મુદત શુધી હવા તથા ખોરાક વગર જીવી શકવાની જે વાત ચાલીય તેપર વાંધો લઇ વીદીઆરથી લોકો કેહયકે જાહાથી તેઓ ટટાએલા મલેઆ તાહાં પેહલાં ઘટતી ચોકશાઈ કરી હોતતો કાંઇબી હેવો પતો મલતે કે જેથી આપણી ખાતરી થાએ કે તેઓને હવા તથા ખોરાક મલવાને મારગ ખોલતો હતો. પણ એવી ચોકશાઇ કોઇએ કીધી નથી વાગતે ઉપલી તાજુબ શરખી વાતો માનવા અગાઉ આપણે ખુબ હુશીઆરી રાખવી જોઇએ કેમકે ખુદરતના કાએદા પરમાણે, ખોરાક અને હવા વગર લાંબી મુદત શુધી કોઈ વરાતુ જીવી શકતી નથી અને ટોડ જીવે કે નહી તેં વીશે અખતરા કરવાથી શાફ માલુંમ પડેઉ મ કે તેબી જીવી શકતુ નથી

# પરચુટન બીનાંઓ.

**રોજ વધતુ દાહપણ**—અમે હવે દાહેઓ માણશ હોએ તેબી આજ કરતાં આવતી કાલે વધારે દાહેઓ થવો જોઇએ. દાહપણ અને ગનાનમાં દર રોજ વધારો કરવો એ ખુદરતે આદમીને વાશતે ઠેંડવેલુંછે. શમપુરણ દાહપણ જગત કરતા શવાએ કોઇ બીજાનુ નથી, બાકી આદમી શદા ખામી ભરેલુંછે, અને તે ખામીમા ઘટારો કરવાનો એજ ઇલાજછે કે નજર ઉઘાડી રાખી પોતાની આગપાશની દુનીઆમા શુંછે અને શું બનેચ તે જોઇ પોતાંની ભુલ શુધારવી અને નીત વધારે દાહેઆં થતાં જવુ.

---

**હીરો બીચારો ધાશતીમાં**—જે કીમતી પથર ઘણા જમાના થએઆ શઉ બીજા જહવેરપર શરદારી કરતો આવેઓચ તે હવડાં કાંઇ ધાશતીમાછે કેમકે દુનીઆમાં શઘથી મીલેની-શાથે એ પથરની શાહેબીનેબી ઓમેઆ ખુદરતે અંત લાવવાનુ ઠેડાવેઉ ય. ફરાનશ દેશના રશાએન શાશતરીઓ નામે ઓહલર તથા ડેવીલ એક બોરાં નામના પદારથને શગીન ભીલોર શરખા આકારમા લાવવામા ફતે પાંમીઆય. એ પદારથ હવડા શુથી કાંઇ લીલો અથવા ફીકા રંગનો જુકો રેહતો અથવા કોઇ આશીડ શાથે મલેલો રેહતો પણ એ રશાએ શાશતરીઓએ હવડાં તેહની શારી ચોકીઓ બનાવીને અકાડેમી આવ શાએનશની આગલ નજર કરીચ. એ ચોકીઓ હેવી ઝલકેચ તથા રોશની તે ઉપર પડીને આશપાશ હેવી પથરાએચ કે તે મીશાલે હીરા શવાએ કોઇ બીજાં પદારથથી બનતુ નથી વલી કઠણપણામાબી તેઓ હીરાની હરીફાઇ કરેચ કેમકે તેથી કોરનડમ નામના પદારથ પર ઘશારો પડી શકેચ જે પદારથ શઘલી દુનીઆમા કઠણાઇમાં હીરાથીજ ઉતરતુછે એ ચોકીઓ જે નમુના તરીકે તઇઆર કરીચ તે ઘણી નાઘલીછે અને તેમા રાતી અને પીલી જાંખછે પણ એ રંગ કાંઇક અકશમાતથી રઇ ગએોચ, અને ઉપલા વીદીઆરથીઓ આશા રાખેચ જે હવે પછી જો તેઓ વધારે ખબરદારી રાખશેતો વધારે. નીરમલ નમુના તેઓ કાહડી શકશે એ બોરા પદારથ શીલીકન શાથે જબતુ આવેચ અને કારબાન (એટલે જે પદારથનો હીરો બનેઓચ તે) અને શીલીકાનની વચે એ બોરાંછે. એ પરમાંણે એ પદારથ માથી આપણને નકલી હીરો મલશે તેની અંને ખરા હીરાંની વચેનો ફરક ઘણા અનુભાવવાલા આદમીથી પણ એકાએક ઓલખાવાનો નથી

---

**શાફ કીધેલાં હથીઆરને કીત આવાથી કેમ અટકાવવી**—ચુનાને પાણીમાં ભીજવી ધારો કરવો, તેમાં હથીઆર બોરવા અને તે હવામાં શુકવવાં. એજ પરમાણે પતરાના અને લોહડાના વાશનનેબી કરવું જેથી તે હથીઆરો અને વાશનો કદી કીતાવાના નથી અને જાહરે કાંમ પડે તાહરે લુછી અથવા ધોઇ નાખવાથી તુરત કામમા આવશે.

---

**શુનુ**—ઇ. શ. ૧૮૪૮ ના વરશ પછી કાલીફારનીઆ તથા આશટરેલીઆમાં શુનાની ખાનો માલુંમ પડી તે માંથી ગએઆં વરશની આખેરી શુધી શઘલું મલીને રૂ ૧૦૫૯૫૦૦૦૫૦) ની કીમતનુ શુનુ નીકલીઉંચ તેમાં કાલીફારનીઆમાથી શઘલુ મલી રૂ ૬૪૩૨૦૦૦૦૦) નુ અને આશટરેલીઆમાથી રૂ ૪૧૬૩૦૦૦૫૦) ની કીમતનુ મલીઉચ.

---

**ભારી બદનનુ આદમી**—ઇંગલડ દેશમાંનાં એશેકશ પરાંતમાં ડેબડેન નામની જગોએ મી૦ જેમશ માનશફીલડ નામનો એક પુરૂશ થોડા આઠવાડીઆં થઆં મરણ પામઓ તેની ઉમર બેઆશી વરશની હતી એ ઘણી ઉંનચાઇમાતો બીજાં ઘણાખરા આદમીનાં શરખો હતો પણ તેના શરીરનો ઘેરાવો નવ ફુટનો હતો અને વજનમા તે શરીર શાહડા શોલ મંણ હતું. એ ભારી બદનનો આદમી કશાઇનો ધનધો કરતો હતો અને પોતાનાં ઘડપણના વખતમાં ખુશી શાથે રેહતો હતો

---

**કાબેલ દાઇના ફાંએદા**—અનારી અને નાવાકેફ દાઇ કરતા શારી કેલવની પાંમેલી અને વાકેફકાર દાઇ જણનારી ઓરતોના જાણ બનચાવવામાં કેહેવી કામ લાગેચ તે નીચે જણાવેલાં ટુક કોશટક પરથી માલુંમ પડશે.

ઇંગલંડ મધે પરગટ થતાં "મેડીકાલ ટાઇમશ" વાલો જણાવેછે જે ઇ. શ. ૧૮૪૮ના વરશમાં દર ૧૦૦૦૦) જીવતાં છોકરાં જનતી વેલાએ દર વરશે ૬૧) માતાઓ મરણ પાંમી હતી, પણ એ તહરાના મરણોમાં ઘટારો થતો માલઓચ, તે એમ કે ૧૮૪૯ નાં વરશમાં ૧૦૦૦૦) છોકરાં જનતી વખતે ૫૮) માતાઓ તથા ૧૮૫૦ માં ૫૫) ત

થા ૧૮૫૧ મા ૫૩) તથા ૧૮૫૨ મા ૫૨ ) તથા ૧૮૫૩ મા ૫૦) તથા ૧૮૫૪ માં ૪૭) માતાઓ મરણ પામી હતી, અને ઉમદછે જે ગણુતરી કાહડેથી ૧૮૫૫ તથા ૧૮૫૬ નાં બે વરશોમાં એથી ઘટારો થએલો માલુમ પડશે. એ બીના આપણુને ખુશી આપનારીછે. અને જનતી અશતરીઓ વીશે ઘટતી ખબરદારી અને હુશીઆરી રાખવાથી પણુ સુખીઅકરી નનાવનારી દાઇઓને તેઓના દામ લાએક પવાને શારી પઠે શીખવેઆથી જનતી અશતરીઓના મોતમા ઉપર કહેઆ પરમાણેનો ઘટારો થાઇ શકેછે.

---

**કંનજુશાઈ, ઊડાઊપણું અને કરકશર**—એક દાહેઓ લખનાર કેહચકે કનજુશાઇ, ઉદાઉપણું, અને કરકશર તે તરણ જણા તરણુ બેહનોછે, તેમા આબરૂવાલી માતરે "કરકશરછે." એજ બેહેન શનશારનો ઘટતો અને ગીચો રચતો શામજોછે પણુ કનજુશાઇ તેહને ઉડાઉ કેહેચ અને ઉદાઉપણું તેહને બખીલ કેહેચ. કરકશર ગરીબ આદમીનેતો શદા અતી મોહટી અગતનીછે, તે વીના હરેક ગરીબ આદમી આબરૂથીઆએ દુનીઆમા રહી શકે નહી. જેઓની મધીઅમ પેદાશ હોએ તેઓ એ કરકશર કીધાથી દાહેઆ ખપેચ અને તવગર લોકોબી કરકશર કીધાથી કપકાને બદલે અતે શાબાશીને લાએકના થાએચ કરકશરનો અરથ માતરે એટલોજછે કે બીગાડ વગર અને જાંહા જરૂર હોએ તાહાજ ખરચ કરવો. ગરીબોની જીફડીમાં તેમજ તવગરોના મદીરોમા કરકશરની અગતછે. આદમી જાતના અનુભવ પરથી માલુમ પડીઉચ કે જે ધણી કરકશર કરનાર તેજ ઉદારતા અને શખાવતની રીત જાણુનારછે, અને તેહેવા કરકશર વાલાનીજ શેખાવત તેને પોતાને તથા બીજાઓને કશું નુકશાન કરવા વીના બીજાઓને ફાએદો કરી શકેચ. ઉદાઉ શખશની શખાવતથી ઘણી વખતે પારકે પઈશે ધરમ થાએછે.

---

**સઊથી સરસ ખજાંનો**—શઉથી સરસ ખજાનો એ લમછે. પઈશાનો ખજાનો માણુશને તજી દીએચ પણુ એ લમ તેહેને તજતો નથી.

---

**માં બાપનો આભાર**—જેઓએ આપણુને જણમ આપેઓય તેઓને માન આપવું, તેઓનો આપણી ઉપર થએલો આભાર શમજવો, અને તેઓના બુઢાપાના વખતમા સુખ આપવું, એ આપણી ઉપર ઈશાવરી ફરજછે.

# રાંમ અને શીતા.

---

**જેઆરે રાંમચંદરજી અને તેહેનો ભાઈ લખશમણજી જંગલમાં રેહેવા ચાલેઆ તે સમે રાંમની બાએડી સીતાજીએ કહું કે હું પણ તમારી શાથે આવીશ, તેઆરે રાંમચંદરજીએ કહીઊં કે તમે તમાંરા (પીએર) બાપને ઘેર જાઓ, તે સમાનુ**

ઢાળ

(મા મેરૂ સુધા મુકતુ—એ રાગછે પણુ તેમાં દોઢ જાસ્તી વળેછે.)

રાંમ લખમણુ વણુમા સીધાવતાં ॥
   સતી સીતાને આવતાં સાથ;
કહે રઘુનાથ, પધારો પીએર ॥

નહીતો અહી રહો સસરાના રાજમાં ॥
   હેતે હલી મલી શાસુ સંગાથ,
નહીતો જોડી હાથ; પધારો પીએર ॥ ૧॥

અમે વસ્તીમા નહી વશીએ વિનતા ॥
   હમે કરશુ જઈ વનવાસ;
તમે પામો ત્રાસ, પધારો પીએર ॥

સાથે રથ કે ઘોડું નહી રાખીએ ॥
   નહી રાખીએ દાસી કે દાસ,
કોઈ અમપાસ, પધારો પીએર ॥ ૨॥

તમે કોશનો પંથ કીધો નથી ॥
   ચરણે ચાલવાથી પાંમો થાક,
લીટી બે ચો નાક, પધારો પીએર ॥

અમે વનફળ ખાઇ ખુશીમા રેહેશું ॥
   કોઈ દિવસે તો કેવળ શાક,
વિના લુણુપાક, પધારો પીએર ॥ ૩॥

વનમા નથી મંદીર નથી માળીઆ ॥
  નથી પોહોડવા કાજ પલંગ,
રગીત નવ-રંગ, પધારો પીએર ॥

કરશું ઘાસ કે પાંનની ઝુંપડી ॥
  સુવા શાથરો તે ખુંચે અંગ,
એમાં શો ઉમંગ ॥ પધારો પીએર ॥ ૪॥

વનમા હીરના ચીરતો નહી મળે ॥
  વનમા નહી મળે ફુલતાં ફુલેલ,
કે તેલ ધુપેલ ॥ પધારો પીએર ॥

વનમા નહી મળે શાંણી સાહેલીઓ ॥
  કરશું કે સંગે ખાંતથી ખેલ;
ઉમંગ ભરેલ ॥ પધારો પીએર ॥ ૫॥

વનમાં ઘાતકી રેહેછે રાખશસ ઘણા ॥
  ચારે તરફ ફરે બહુ ચોર,
જેણુ ઘણુ જોર ॥ પધારો પીએર ॥

વનમા વાઘ વરૂ ને નાહર જેવાં ॥
  ઘણા વીચરે જનાવર ઘોર,
બચે નહી ઢોર ॥ પધારો પીએર ॥ ૬॥

ઉશનકાળે વાશે ઉના વાયરા ॥
  એવુ દેખીને થાશો ઉદાસ;
જારે જોઇ ત્રાસ ॥ પધારો પીએર ॥

વરસે મેઘ ને ઝબકશે વીજલી ॥
  તેવે રાણીતો તરૂ તલે વાસ,
નહી છતર પાસ ॥ પધારો પીએર ॥ ૭॥

મોહોટા પરવત દેખીને માનની ॥
  તમે નજરે જોઆ નહી જાએ,
દિહે ખાવા ધાએ ॥ પધારો પીએર ॥

તમે રાજ કુનેઆ કાએઆ કોમલી ॥
  વનવાસના દુખ ન વેઠાએ,
કાએઆ કરમાએ ॥ પધારો પીએર ॥ ૮॥

ઘરમાં અંધારૂ દેખી ડરો ઘણા ॥
  નથી નીસરાં કદી ઘરબાર,
છો નાજુક નાર ॥ પધારો પીએર ॥

તમે બાળક વએ વરશ શોલનાં ॥
  નથી સંકટ વેઠાં લગાર,
તમે કોઇવાર ॥ પધારો પીએર ॥ ૯॥

પરણી આવીને પીએર ગઆં નથી ॥
  તમને મળવાને ઇચ્છેછે માય,
ચોપે ચિત માય ॥ પધારો પીએર ॥

રાજા જનકજી તમને જંખે ઘણા ॥
  તેના શંદેશા આવે સદાય,
તેડાં પાછા જાય ॥ પધારો પીએર ॥ ૧૦॥

ભાત ભાતનાં ભોજન ભાવતા ॥
  તમને મોકલશે મહીપાલ,
પુરાવીને થાલ ॥ પધારો પીએર ॥

અમે અવધે ફરી જારે આવીસું ॥
  સનેહે લેશુ તમારી સંભાલ,
તેઆરે તતકાલ ॥ પધારો પીએર ॥ ૧૧॥

રૂડી મીઠી લાપુરી મન માંનતી ॥
  તેમા પાંમશો પરમ વીરામ,
છે બાપનું ગામ ॥ પધારો પીએર ॥

ગોરી તમને ગમે તેમ હું કરૂં ॥
  એમ દળપતરામનો શામ,
કહે રાજા રામ ॥ પધારો પીએર ॥ ૧૨॥

---

## સીતાજીના જવાબનુ ઘોળ

રાગ ઉપર પ્રમાણે.

---

એવું સાંભળીને સીતાજી કેહ ॥
  સુણો સુંદર શામ સુ જાણ,
પેઆરા માહારા પરાણ ॥ સાથે રાખો શનેહથી ॥

જુદાં પડવાની વાત વાહાલા કહો ॥
  તેતો બોલ લાગે તીખા બાણ,
રઘુ કુળ ભાણ ॥ સાથે રાખો શનેહથી ॥ ૧॥

સવામી જાં તમે તાં ઘર માહરૂં ॥
તમથી વેગળી તે પરદેશ,
હું જાણુ હમેશ ॥ સાથે રાખો શનેહથી ॥

તમે જોગીનો વેશ જો ધારશો ॥
તો હું જોગણનો ધરૂં વેશ,
જટા કરૂં કેશ ॥ સાથે રાખો શનેહથી ॥ ૨॥

સવાંમી તમે રે સુખી તો શુખ માહરે ॥
તમે દુખમા તો દુખ માહારે રેહ,
એમા શો શંદેહ ॥ સાથે રાખો શનેહથી ॥

જે કોઇ પરણ્યા પછી રેહ પીઅરમાં ॥
અવતાર બલો ધીક એહ,
મુવા જેવી તેહ ॥ સાથે રાખો શનેહથી ॥ ૩॥

સવામી તમ વિના મંદીરને માળીઆ ॥
ભાસે પરવત મોટા સમાન,
વસતીઓ વેરાન ॥ સાથે રાખો શનેહથી ॥

મહા વનમા ભરી વસતી ભાસશે ॥
જેઆરે પાંમીસ દરશનદાન,
કરૂંપાના નિધાન ॥ સાથે રાખો શનેહથી ॥ ૪॥

સાસુ સસરો ને માત પીતા સહુ ॥
ભલે જીવો કરો રૂડાં રાજ,
મને મહારાજ ॥ સાથે રાખો શનેહથી ॥

સવામી શું કરૂં ભાઇ ભોજાઇને ॥
સવામી શું કરૂ શૈઅર સમાજ,
કેનુ નથી કાજ ॥ સાથે રાખો શનેહથી ॥ ૫॥

સાચુ સગપણ જગમા સવામી તણું ॥
બીજો સગળો સવારથીઓ સાર,
કુટમ પરીવાર ॥ સાથે રાખો શનેહથી ॥

મારા લાડ-પાલણ તમે લાવજી ॥
બીજો નથી આસુનો લોનાર,
કે એકે આધાર ॥ સાથે રાખો શનેહથી ॥ ૬॥

તમે સુખના સાગર રહો વેગલા ॥
પછી શું કરૂ રાજ ને પાટ,
હવેલીના ઠાટ ॥ સાથે રાખો શનેહથી ॥

મને હીરના ચીર ગમે નહી ॥
મને ન ગમે ઘરેણાના ઘાટ,
મચાડો ઉચાટ ॥ સાથે રાખો શનેહથી ૭॥

કાએઆ પરાણથકી જો જુદી રેહે ॥
તો હું તમથી જુદી પડી છેક;
જીવુ તજી ટેક ॥ સાથે રાખો શનેહથી ॥

જો કોઇ જલથી જુદી પાડી માંછલી ॥
રાખે દુધમાં કરીને વીવેક,
જીવે પલ એક ॥ સાથે રાખો શનેહથી ॥ ૮॥

હુતો તમને દીઠે થાઉ રેખતી ॥
ન દીઠેતો આથળી ભીત,
જનમની એ રીત ॥ સાથે રાખો શનેહથી ॥

મેહે તો સનેહ તોડો સરવ લોકથી ॥
બાકી તમ સંગ પુરણ પરીત,
ચોરાઉંછે ચીત ॥ સાથે રાખો શનેહથી ॥ ૯॥

જમવુ જીવન તમથી જુદાં પડી ॥
હોએ વિષ વિષનાં પકવાન,
તે વીખના નિશાન ॥ સાથે રાખો શનેહથી ॥

કરીએ ભોજન તમ સંગે ભાવતાં ॥
હોએ કેવલ શાક કે પાન,
તે મેવા સમાન ॥ સાથે રાખો શનેહથી ॥ ૧૦॥

સવામી તડકા ને તાપ વૈશાખના ॥
તેતો જાંણીસ મંદર પરકાશ,
રહી તમ પાસ ॥ સાથે રાખો શનેહથી ॥

મુજને મેલી જો પથે પધારશો ॥
આવી મલવાની ધરશો ન આશ,
નીશચે પામુ નાશ ॥ સાથે રાખો શનેહથી॥ ૧૧॥

કરતી વાત ઢલી પડી ધરણીએ ॥
નારી જાંનકી થઇને નીરાસ,
કરે લેતી સવાસ ॥ સાથે રાખો શનેહથી ॥

દએઆ કરી દેવ દળપતરાંમને ॥
સંતી સીતાને દેખી ઉદાશ,
જતે વનવાસ ॥ સાથે રાખો શનેહથી ॥ ૧૨॥

# સ્ત્રીબોધ.

પુસતક ૧ લું. | એપરેલ ૧૮૫૭. | આંક ૪ થો.


## લાએડીવાલા ઓરત.

### મીશ ફ્લારેનશ નાઈટીનગેલ.

આપણુને પેદા કરનાર શાહેબે અશતરી પંથમા દએ
આ અને મંમતાનો જે ખુબી ભરેલો ગુણ મુકીઓચ તે ના
મીચો ગુણ આએ નામીચી અશતરીથી આપણુને જાણવા જોગ
રીતે જાહેર થાએઓછે. મીશ નાઈટીનગેલના નામથી દર એક અ
શતરીને પોતાના દીલમા ખુશી રાખવાનુ કારણ મલીઉછે, કાએકે
તેઓની શંફમાં એ એક એવી ઓરત નીકલીછે કે જેહેને જો
આપણે આએ દુનીઆના ફરેશતાનું નામ આપીએ તો તે
અનઘટતુ કેહેવાશે નહી. ઈંગરેજ લોકો મીશ નાઈટીનગેલ
ના નામથી મગરૂરછે, શબબ કે તેઓની કોમમા હેવી એક
ફરેશતા ખશલતની ઓરત મલી આવીછે દુનીઆમા દ
એઆલુ અને ભલી શોભનાની અશતરીઓ ઘણીએક મલી
આવેચ, પણ જે અશતરીનો ખવાશ જનમથીજ એવો હોએ
કે તેણે આએ દુનીઆની શગલી નેઆમત અને શગલી દો
લત તરક કરવી, અને પોતાનો તમામ વખત દુખીઆરા
ને દલાશો આપવામા, દરદીની દવા કરવામાં, અને આદમી
ઓ વચે મોહોબત અને માએઆનો ગાઢ વધારવામાં ગુજા
રવો, તેવા દાખલા ઘણાજ જુજ આપણા જોવામા આવેછે.
મીશ ફલારેનશ નાઈટીનગેલ ઈંગલંડ દેશના ડરબી શાઅર
નામના પરગણાંના એક લખપતી બલકે કરોડપતી ગરહ
શથ નામે દબલીઉ એશ નાઈટીનગેલ એશકુએરની દીકરી
થાએચ. (તેની ઉમર હવડા આશરે ૪૦) વરશનીછે, અને
તેની કેલવણી પછવાડે તેના બાપે જે કાંઈ ખરચ કરીઓચ
એટલો ખરચ કદાચ હીંદુશથાનના કોઈબી રાજવંશીએ પોતા
નાં દીકરા ઉપર કરીઓ નહી હશે. મીશ નાઈટીનગેલનુ કુ
ટંબ ઝેટલીએક મુદતથી તે આજ શુધી ઈંગલંડમાં તવંગર અ
ને આબરૂવાલુ ગણાતુ આવીઉછે, અને તેઓની દોલત અ
ને દરજજા પરમાણે તથા દુનીઆના શરેશતા પરમાણે એ
અશતરી પોતાના મા બાપના લાડમા અને પઈશાથી ઉતપં
ન થતી શંગલી મોજ તથા શુખમા ઉછરી હતી, પણ જે વખ
તથી એ અશતરીએ પોતાનુ બાલપણ છોડીઉ, ઈઆને તે પો
તાની ઉમરમાં તથા શારી શમજમા આવી, તે વખતથી તેણે
શંગલા શુખ અને મોજને પોતાની નજરમા ઈનશાનની ફર
જોની નજદીક થણો ઉતરતો દરજજો આપીઓ હતો. તેણે પો
તાના બાપના દેવાનખાનામા બેશીને પોતાની શહીઓની મો
લાકાત લેવાના કરતાં ગરીબોની ઝુંપડીઓમા ફરવા તથા તે
ઓની બરદાશત લેવાનું વધારે પશદ કીધું હતું ચહડતી જુ
વાનીના વખતમા મીશ નાઈટીનગેલ જેહેવી ખુબશુરત અશ
તરી પોતાને કીજે પશંદ પડતો ખાવદ ચુટી કાહાડ તથા ખા
ના અને નાચોની મીજલશોમા જાબજા બીરાજે હેવી શરવે
કોઈએ વકી રાખવી જોઈતી હતી, પણ મીશ નાઈટીનગેલે
પોતાને ટીજે તેહેવી ચીજો ઉપર કશુ ધેઆંન આપીઉ નહી.
જે વખતે તેહેના બાપને તાહા મોહોટું ખાનું થાતું હતું અ
ને તેહેના દોશતો મોલાકાત લેવાને હાજર થાતા હતા તે વ
ખતે જો કાઈ જરૂર પડીતો પોતાના દોશતોની તથા ખા
નાની કશી દરકાર કરેઆ વગર કોઈ નાચાર માણશનાં દર
દનાં ઈઆ મોતનાં બીછાના આગલ તે હાજર રેહેતી હતી, ગ
રીબોને તે પોતાને હાથે દવા પાણી આપતી હતી, અને
અગત પડેલો તેઓના બીછાનાની આગલ બેશી રે
હેવાને અનઘટતુ વીચારતીતી નહી ઘણી વેલાએ એ
વુ બનીઉ હતું કે મીશ નાઈટીનગેલના બાપના ઘે
રમા મોહોટા નાચ થાતા હતા તથા તરેહવાર ગાએન
વાગતું હતુ, તે વખતે એ ભલી ઓરત તે મીજલશમા દીશ
તીતી નહી, પણ પોતાની આશપાશનાં ગામડાના કોઈ ગ
રીબ દરદીને દલાશો તથા મદદ આપવામા રોકાતી હતી

હેવી રીતે મીશ નાઇટીનગેલે પોતાની ઉછળતી જુવાનીમાથી પોતાની ફરેશતા ખશલત બતલાવી હતી. તેહેના બાપના દોશતો તથા તેહેને પીછાનનારા બીજા લોકો હેવી નેકી અને ખુબી જોઇને અચરત થાતા હતા, કે જેહેવી અચરતી મીશ નાઇટીનગેલના પાછલના કામથી દુનીઆના શરવે લોકોને ઉતપન થાઇછે મીશ નાઇટીનગેલ જેમ ઉમરે વધતી હતી તેમ તેહેના દીલનો દએઆ અને ધરમનો પરદો વધારે ઉઘાડો થાતો હતો, અને તેણે નાતવાન માણશોની પરવરશીના ધરમ ખાતાઓમા તથા "હાશપીટાલો" મા દરરોજ જવાનો તથા તાહા ગરીબોની બરદાશત લેવાનો પોતાનો પેશો કરી રાખીઓ હતો એ વખત શુધી મીશ નાઇટીનજેલની ખુબીની તારીફ તેહેના બાપનાં પરગણાંનાં કરતા વધારે બાહેર ફેલાએલી હતી નહી

જ્યારે ઇશવી શને ૧૮૫૪ ના વરશમા ઇઉરોપખંડમા ઈંગલડ, ફરાશ, શારડીનીઆ, અને ટરકીના રાજ વાલાઓને રૂશીઆ દેશ શંગાથે લડાઇ શરૂ થાઇ, કે જેહેને હુવડા ઘણા લોકો "કરાઇમીઆ" ની લડાઇને નામે ઓલખે છે, અને જે લડાઇમા "શબાશટોપોલ" ના નામીચા કીલા ઉપર ઉપલાં ચેઆર રાજ વાલાઓના લશકરે ઘેરો નાખેઓ હતો, તે લડાઇમાં મીશ નાઇટીનગેલે જે દઆ, ખુબી, દાનાઇ, અને તે શાથે બાધુરી બતલાવી હતી, તેહેવા ગુણો દુનીઆ મધે ઘણીજ થોડી અશતરીઓએ બતલાવીઆ હશે એ લડાઇની હકીકતથી જેઓ વાકેફ છે તેઓ શારી પેઠે જાણેચ કે એક પરાએઆ મુલકમા લશકર લઇ જતા તથા તેઓની ખોરાકી પોશાકી પોહોચતી પાડવાના કામમા એકશંકી રાજ વાલાઓને અતીશેં મુશકેલીઅત શોશવી પડી હતી, અને એ રાજવાલાઓનાં જેટલા માંણશો રૂશીઆનોના દારૂગોલા ઇઆ તલવારથી મારીઆં ગએઆ હતા તે કરતા ચેઆર ગણા વધારે માણશો ખોરાક તથા રેહેવાનો મુકામ તથા કપડાની તગીથી તથા તેથી ઉતપન થાતાં દરદથી મરણ પામીઆં હતા, અને મીશ નાઇટીનગેલ જેહેવી ભલી ઓરત હેવી વખતે એ લશકરની મદદે આવી નહી પોહોચતેતો એ કરતાં ઘણાં વધારે માણશોનો જાન જતે તેમાં કશો શક નથી રૂશીઆ શંગાથે એકશંકી રાજ વાલાઓને લડાઇ શરૂ થઇ અને ઇગરેજોનું એક મોહોટું લશકર પોતાનુ દેશ છોડીને કરાઇમીઆ તરફ નીકલીઉ તેજ વખતે એ નામીચી અશતરીએ પોતાના જેહેવીજ ભલી ખશલતની કેટલીએક આબરૂવાલી ઓરતોની શાથે મશવહત કરીને હેવો ઠરાવ કીધો કે તેઓએ પોતાને ખરચે એ લશકરની પછવાડે જાણુ, અને એ લશકરને શારૂ જે મોહોટી "હાશપીટાલ" બનાવીઆમા આવે તે "હાશપીટાલ" મા પોતાની ચાકરી શપુરદ કરવી. એ ઠરાવ મુજબ મીશ નાઇટીનગેલ તથા તેહેની શાથેની બીજી ઓરતોએ ઇશવી ૧૮૫૪ નું વરશ પુરૂં થાતાવાર પોતાનું વતન છોડીઉ હતુ, અને કરાઇમીઆના મુલકની થોડીએક વેગલાઇએ ટરકી દેશને તાબેના સકુટરી નાંમના એક શેહેર મધે જાહા ઇગરેજોએ પોતાના દરદી તથા પાહેલ થાએલા લશકરી માણશોને શારૂ એક "હાશપીટાલ" કાહાડી હતી તાહા પોતાનો મુકામ કીધો હતો, અને તે "હાશપીટાલ" ના ઉપરીઓના હાત તલે પોતાની ચાકરી શોંફી હતી, અને તેઆરપછી તે "હાશપીટાલ" ચલાવાનો શઘલો અંગતનો કાબુ મીશ નાઇટીનગેલે પોતાને અશતેક કીધો હતો. એ હાશપીટાલમા હજારો માણશો દરદી દાખલ પડતાં હતાં, તેઓને જો કરાઇમીઆના લશકરની માંફક જરૂર જોગ ચીજોની તંગી પડતેતો તેઓની હાલત કેહેવી થાતે તે આપણથી કેહેવાઇ શકાતું નથી પણ એ લડાઇની શંગલી હકીકતથી વાકેફગારી રાખનારા ચાખશો કેહેશ કે મીશ નાઇટીનગેલ જો નહી હતેતો એ ખાતાની અવશથા કરાઇમીઆના લશકર કરતાં વધારે દુખ ભરવા જોગ થાઇ પડતે, પણ મીશ નાઇટીનગને ઇંગલડ દેશના ઉમરાવો તથા બીજા શતાવાલાઓ તથા તેઓની બાનુઓ શાથે જે વગ અને દોશતી હતી તે તેણે આએ વેલાએ કામે લગાડી હતી તે પોતાના હુશતેકની "હાશપીટાલ" વીશે વીગતવાર હેવાલ શતાવાલાઓ ઉપર લખી મોકલતી હતી, અને તેઓની પાશેથી ઉતાવલેથી દરદીઓને વાશતે દવા તથા ખોરાકી તથા કપડાં તથા ચાકરી કરનાર માણશો તથા વધારે ડાકટરો તેણે વારેવાર મંગાવીઆ હતા. દરદીઓના પોતાના કુટંબમાં કડાચ જે માવજત થાઇ શકતે નહી અથવા તેઓને દેલાશો મલતે નહી તે મીશ નાઇટીનજેલથી તેઓને મલતુ હતુ. મીશ નાઇટીનગેલ તથા તેહેની શાથેની બાનુઓને ખોદાતાલાએ નાતવાનોની દાદ લેવાને શારૂ મોકલીઓ છે હેવી રીતે તેઓને જોઇને "હાશપીટાલ" ના દરદીઓ શુકર ગુજારી ભરેલો ચેહેરો બતલાવતા હતા, અને કેહેશ કે એ અશતરીઓની અશરથી "હાશપીટાલ" મધે દરદીઓમા શફા રેહેતો હતો, એટલુજ નહી, પણ કેટલાએક દરદીઓ જેઓને શનેપાત તથા મગજનો રોગ હતો, અને જેઓની માંફકના દરદવાલા માણશોને જાતવી રાખવાને શારૂ ત



મીશ ફ્લારેન્સ નાઈટીનગેલ સ્કુટારીની હાસ્પીટાલમાં.

યા તેઓનું જોર નરમ પાડવાને શારૂં કુઉવતવાલાં ચાકરી કરનાર માણશોની જરૂર પડતી હતી, તેહેવા દરદીઓ ખાતરે એ ઓરતોનાં નેણ જોઇને દુખી રેહેતા હતા, તથા તેઓના હોકમ મોંફેક વગર અડચણે ચાલતા હતા, કે જેથી તેઓની બીમારીની શકતી કેટલેએક દરજજે હલકી પડતી હતી. એવી રીતે એ ઓરતોના પગલાથી હજારો દરદી અને જખમી થાએલાં માણશોને આશરો મલીઓ હતો સકુટરીની "હાશપીટાલ" મા મીશ નાઇટીનગેલ દરદીઓની માવજત શી રીતે કરતી હતી તે બાબે તે વખતે લંડન ટાઇમશ પતરનો એક લખનાર પોતાની નજરે જોએલી હકીકત આએ રીતે જણાવેછે—

"હાશપીટાલ મધે જાંહા કોઇ દરદી ઉપર જેઆરે ઘણા જોરથી દરદ ગાલેબ થાએચ, અને તે બીચારો પોતાની હઇઆતીની આખરીની નજદીકીમા આવીઓ હોએચ, તાહા ખચીત આએ નામીચી ઓરત આપણા જોવામા આવેછે. તેહેનો દએઆ ભરેલો ચેહેરો જોએઆથી ગુજરનારને પોતાની છેલી ઘડીએ દલાશો મલેછે. એ અશતરી ખરેખર ધરમનો ફરેશતોછે, અને હાશપીટાલના દરએક ભાગ માતે પોતાની શરેશતાની ધીમી ચાલથી ચાલી જાએચ તેઆરે દરએક નાતવાન માણશ તેહેને જોઇને પોતાના દીલશાથે દુવા દીએછે. એ અશતરીની હીમત એક પેહલવાનની બરોબરનીછે, તેહેની ચાલ ચલણ અશતરી પધને શોભા આપે હેવીછે, તેહેની કેલવણી હેવીછે કે જેહેની બરોબર થોડી જ બીજી અશતરીઓ દાવો કરી શકતી હશે, તે જે કાઇ વીચાર કરેચ તેમા ઘણી દાનાઇ બતલાવેછે, અને તેણે એક વાર કાઇ બાબતનો ઠરાવ કીધો તો તરત તે પરમાણે ચાલવાને તે ચુકતી નથી."

આએ બાબત શાથે હમોએ બેએ ચીતર આપીઆછે તે મધે એક ચીતર મીશ નાઇટીનગેલની તશવીરછે, તેહેની હેઠલ જે નામ લખીઉચ તે એ અશતરીના પોતાના હાતદશતખતની માફક ઉતારેલુંછે એ દશતખત ઘણા સુંદરછે, અને તેજ ઉપરથી એ અશતરીએ જે પોતે ઉમદા કેલવણી લીધીચ તેહેનો વીચાર કરવાને આપણને બની આવેછે

બીજો ચીતર મીશ નાઇટીનગેલ રાતને વખત પોતાના હાતમા એક બતી લઇને સકુતરીની "હાશપીટાલ" મા ફરે છે તેહેનો આપેલોછે. કેહેછે કે મીશ નાઇટીનગેલે હેવી એક તેવ રાખી હતી કે દરરોજ જેઆરે રાતને વખત શંગલાં ડાકટરો "હાશપીટાલ" મધેથી પોતાના મુકામ ઉપર જાતા હતા, તથા ચાકરી કરનાર માણશો પોતાને વગે થાતાં હતાં, તેઆરે મીશ નાઇટીનગેલ પોતે બીછાના ઉપર જવાની અગાઉ પોતાના હાતમા બતી લઇને આખી "હાશપીટાલ" માં ફરી આવતી હતી, અને તમામ દરદીઓને આરામ પામેલા પોતાની નજરે જોતી હતી.

મીશ નાઇટીનગેલની ખુબી ભરેલી ચાલની ઇઆદગારી રાખવાને શારૂ તેહેના દેશીઓએ એક મોહોટું ઉઘરાણુ કરીઉંછે, તે પુંજી મધેથી એક મોહોટી "હાશપીટાલ" બાંધવાનો ઠરાવ થાએઓછે, અને તેહેનું નામ "નાઇટીનગેલ હાશપીટાલ" કરીને રાખવાનું મુકરર કરેઉંછે એ "હાશપીટાલ" ને લગતું એક ખાતું ઉભું કરેઆમા આવશે કે જે મધે "હાશપીટાલો" ના કામને કીજે ઓરતોને તદબીર શીખાડીઆમા આવનારછે

---

## ઇરાંન દેશની મુખતેશર હકીકત.

આએ જગતના જે ચાર મોહોટા ખંડ અથવા ભાગ કરેલાછે તે મધે એશીઆ ખંડની આઠમણ દશા તરફ ઇરાનનો મુલક આવેલોછે ઇરાનની ઓતર દશા તરફ રૂશીઆ દેશને તાબેનો જીઆરજીઆ દેશ તથા તાતારના મુલક આવેલાછે, તેની આઠમણ દશા તરફ ટરકીનુ મુલકછે, દખણ દશા તરફ હીંદુ માહાશાગરછે, અને ઉગમણ દશા તરફ આફગાનીશતાંન તથા બલુચીશતાનના મુલકો આવેલાછે. એ મુલક કદમા શુમારે ૪૫૦૦૦૦ ચોરશ માઇલ મોહોટુછે, અને તેની વશતી શઘલી મલીને આશરે ૮૦ લાખ માણશની ધારીઆમા આવેછે એ મુલકનાં પરાંતોના નામ આએ રીતનાંછે—આજરબાઇજાન, ઘીલાન, માજનદરાન, ખોરાશાન, ઇરાકેઅજમ, ખુજીશતાન, ફારશ, લારીશતાન, અને કેરમાન. ઇરાનના મુલકના આઠમણ દશા તરફ તેહેરાન નામનુ એક શેહેરછે તેની વશતી ૬૦ હજાર માણશોનીછે, તે શેહેરમાં ઇરાનનો પાદશાહ કે જેહેને "શાહા" કરીને કેહેછે તે રેહેચ. શીરાજ એ શેહેર ઇરાનની દખણ દશા તરફ આવેલુછે તેની વશતી આશરે એક લાખ માણશોની ધારીઆમા આવેછે. ઇશફાહાંન નામનુ શેહેર ઇરાનના મુલકની વચોવચમા આવેલુંછે તેની વશતી પણ શીરાજના જેટલીજછે. એ શવાએ કેરમાન, ઇઅજદ, તુશતર, કજવીન, મશેદ, નીશાપોર, બુશેર, અને એ વગેરે બીજાં શેહેરો એ મુલકમા આ

વેલાછે કે જેવોની દરએકની વશતી દશથીતે પચાશ હજાર માણશો શુધીનીછે. બુશેર એ ઈરાનના દખણ ભાગ તરફનું વેપારનુ એક બંદરછે. ઈરાનના મુલકમા પાહાડો ઘણા છે, અને તેશીવાએ મોહોટા રેતીના જંગલોછે, તેથી એ મુલકમા ફલવંત જમીન ઘણી થોડીછે, પણ જાહા જમીન ફલવંતછે તાહાં આબાદાની ઘણીછે. ઈરાન મધે ઘહું, ચોખા, જવ, અને એ વગેરે બીજે અનાજ થાએછે. અનજીર, દારમ, બદામ, દરાખ, ખરબુજાં, અને ખજુર, એ ઈરાન દેશનો મુખીઅ મેવોછે, કે જેનો મોહોટો ભાગ બીજા દેશાવરો ખાતે મોકલીઆમા આવેછે. ઈરાન મધે થોડોએક રૂઇ, રેશમ, અને ખાડ થાએછે એ દેશમા ઘોડા ઘણા શારા મલેછે, કે જેનો મોહોટો વેપાર ચાલેછે. ઈરાન દેશની આશપાશના બીજા મુલકો જેવુકે ચીન, હીનદુશથાન, તરકી, ઈતીઆદી એઓ શાથે શરખાવતા ઈરાનનો મુલક વશતીમા તથા આબાદાનીમાં ઘણો ઓછોછે એ રાજ દુનીઆની શપાટી ઉપર માતરે નામની મોહોટાઇ ભોગવેચ, પણ તેની પાદશાહીની આએપત દર વરશે એક કરોડ રૂપીઆ કરતા વધારે થાતી નથી, કે જે જુજ રકમથી પાદશાહને પોતાનો તથા પોતાના લશકરનો ખરચ આપવો ઘણો મુશકેલ પડેછે, અને એ દેશની જાહોજલાલી દર વરશે ઓછી થતી જાએછે.

થ ગલા લોકો જાણેચકે ઈરાનનુ રાજ એકવાર ઘણુ મોહોટુ હતુ તવારીખ લખનારાઓ આપણુને જણાવીગીઆમ કે એ દેશમા જમશેદ તથા કેખશરો તથા અરદેશર બાબકાન તથા નોશેરવાન અદલ જેવા પાદશાહો થઇ ગીઆછે. એ મુલકનીહકુમત એક વેલા ચીનની હદથી તે મીશર અને ઈઉનાન શુધી પોહોચી હતી કેખશરો એ કએઆનીઆન ટોલાનો પાદશાહ હતો એજ ટોલાના એક પાદશાહ નામે ગુશતાશપના વખતમા પારશીઓનો પેગમબર હજરત જરથોશત પોતાની દીન લાવીઓ હતો. એ કઅઆનીઆન ટોલાની હકુમત પાદશાહ દારાબના વખતમા શેકંદર રૂમી નામના એક ઈઉનાની શરદારે તારાજ કીધી હતી તીઆરપછી આશરે પાનશો વરશપછી અરદેશર બાબેકાન નામનો એક શરદાર ઉઠી ઉભો થાઓ હતો તેણે ઈરાન દેશની હકુમત પોતાને તાબે કીધી હતી, અને તે જે જરથોશતી મહજબ પાલનો હતો તે મહજબને પાછો તાજો કીધો હતો. એ અરદેશર બાબકાનની પાદશાહી ઇશવી તરીજી શદીમા શરૂ થઇ હતી. એ પાદશાહ તથા તેની ઓલાદના હકુમત કરનારઓ "શાશાનીઆન" પાદશાહોનાં નામથી ઓળખાએછે. એ શાશાનીઆન પાદશાહીનાં વખતમા ઈરાનનો દબદબો દુનીઆની શપાટી ઉપર ઘણો મોહોટો ગણાંતો હતો. ઇઅનદજરદ શેહેરીઆર શાશાનીઆન તબકકાનો છેલ્લો પાદશાહ થાઇ ગીઓછે. એ પાદશાહના વખતમાં મુશલમાનોના પેગમબર મહમદના ચાર ઇઆરો મધેથી એક જણ નામે ઓમર આરબ લોકોનુ એક મોહોટુ લશકર લેઇને ઈરાન દેશ ઉપર ચહડી આવીઓ હતો, તેની શાથે ઇશવી શને ૬૪૧ના વરશમા નેહાવંદના મેદાનમાં ઇઆજદજદ 'શેહેરીઆરના લશકરને મોહોટી લડાઇ થાઇ હતી, તે લડાઇમા આરબ લોકો ફતેહ પામીઆ હતા, અને તેઓએ ઈરાણનો મુલક પોતાને હાથ કીધો હતો, અને પોતાનો મુશલમાંનીમહજબ ઈરાણના લોકો પાશે જાશતીથી કબુલ કરાવીઓ હતો. એ વખતથી તે આજશુધી મુશલમાની રાજ ઈરાણ મધે ચાલુ રહુછે, પણ તેના પાદશાહોની તોખમમા ઘણી વખત ફેરફાર થાએઓછે. મુશલમાનોના પેગમબર મહમદના ગુજરવા પછી જાહાશુધી ખલીફોનો અમલ ચાલુ હતો તાહાશુધી તેઓના તાબાતલે ઈરાણનો મુલક રહો હતો, તેઆરપછી કેટલાએક જુદા જુદા આરબ શરદારોના હાથમા એ મુલકની પાદશાહી આવી હતી. ઇશવી ૧૪ મી શદીમા તાતારના મુલકનો નામીચો શરદાર જે તેમુરલગનાં નામથી ઓલખાએછે તેણે ઈરાંણ દેશ ફતેહ કીધુ હતુ તેમુરલગના ગુજરીઆ પછી ઈરાણ મધે કેટલાએક પાદશાઓની તોખમ બદલાઇ ગઇ હતી. એ પાદશાઓ આશપાશના પરગનાઓના શરદારો હતા, તેઓ એક બીજા શાથે લડીને થોડી થોડી મુદત શુધી રાજ ચલાવી ગીઆ હતા ઇશવી ૧૭૩૬ ના વરશમા નામીચા પાદશાહ નાદરશાહે ઈરાણનો મુલક ફતેહ કીધો હતો પણ એ પાદશાહનાં મરણ પછી ઈરાનનુ રાજ પાણુ માહોમાહેની માંરામારીથી કેટલુએક શુધી વેરાન થાઉ હતુ તે પછી ઇશવી શને ૧૭૯૪ ના વરશમા આગા મહમદ ખાન નામનો એક શખશ પાદશાહ થાઓ હતો. તેના ગુજરવા પછી તેનો બતરીજો ફતેહ અલલી શાહ તખત ઉપર બેઠો હતો અને તેની ઓલાદથી એ મુલક ઉપર શાહા નશરઉદ્દીન હમના અમલ ચલાવેછે એ પાદશાહાની એક તશવીર આએ બાબદ શાથે હમેએ આપેલીછે, તેમા પાદશાહે લશકરી પોશાક પેહેરેલોછે

ઈરાનના શાહા પાશે હવડે આશરે ૧ લાખ માણશનુ લશકરછે પણ તે માહેથી પચીશથી તે તીશ હજાર કરતા વધારે લશકર કવાએદ શીખેલુ નથી ઈરાનીઓ જાતે જોરાવર લોકછે પણ એ દેશના જુલમાત ભરેલા રાજથી તથા પઇશાની



ઈરાંનનો શાહ નશીરઉદદીન

તંગીથી ઇરાની લોકોમા પોતાના મુલકનો બચાવ કરવાની પુરતી શકતી નથી. ઇરાનનો શાહા દર વરશે પોતાના મુલકના શંગલા પરગણા ઇજારે આપેછે અને તે ઇજારો લેનાર તે પરગણાનો હાકમ થાએછે. ઇજારામા જે કોઇ વધારે નાણુ આપવા કબુલ કરીને હાકમ થાએછે તે ધણી તહરેવાર રીતે રઇએત ઉપર શતમ ગુજારીને ઇજારાના નાણા પુરા કરેચ, તથા પોતાને કીજે દોલત એકઠી કરેચ. એવા હાકમોને રઇઅતના જાન માલ ઉપર મોહોટો અખતીઆર આપેઆમા આવેછે, તે અખતેઆર કોઇજ વેલા શારી રીતે વાપરીઆમા આવેચ, વાશતે હાલના ઇરાન જેવા બેદાદ રાજ દુનીઆની શપાટી ઉપર થોડાજ હશે ઇરાની ફોજમા જે લશકર હવડા કવાએદ વાલુછે તે કવાએદ ફરેચ, ઇગરેજ, અને રૂશીઅન લોકોની મદદથી તેઓ શીખીઆછે આગલા વખતમાં ઇરાની લશકર મધે ઘણાએક ફરેચ તથા ઇગરેજી અમલદારો ચાકરી કરતા હતા, પણ રૂશીઆ દેશનો અખતીઆર જે દાહાડેથી શાહાની દરબારમા વધેઓ તેઆરથી ઇરાની કવાએદવાલા લશકરના મોહોટા અમલદારો ઘણુ કરીને રૂશીઅન લોકછે.

આજ આશરે ચાલીશ વરશની વાત ઉપર રૂશીઅન લોકોએ જીઆરજીઆનો મુલક ફતેહ કીધાથી રૂશીઅનનાં શેહેનશાની હકુમતની હદ ઇરાનના ઓતર તરફના ભાગ શાથે આવીને અડડીછે. એ વખતથી તે આજ પંદર વરશની વાત શુધીમા ઇરાનના શાહાને રૂશીઅન લોકો શાથે ઘણીએક લડાઇ થાઇઓછે, કે જે દરએક લડાઇમા ઇરાનીઓનુ બલ કમતર થતુ ગઉછે, અને ઇરાનનો શાહા પોતાનાં દેશ ઉપરની હકુમત માતરે નામની ચલાવેછે, પણ ખરેખર એ શાહા રૂશીઆના શેહેનશાનો તાબેદારછે. આગલા વખતમા તેહેરાન શેહેરમા જે પાદશાહી ખજાનો એકઠો કરેલો હતો તે શગલો રૂશીઆના શેહેનશાએ લડાઇના ખરચ દાખલ છીનવી લીધાછે, અને હજુર એ શેહેનશાહ ઇરાનનાં શાહાની ઉપર નાંણુ લેણુ કાહાડેછે તેહેરાન ચેહેરથી તે તબરીજ શેહેર શુધી એક પાદશાહી રશતો બાધીઆમા આવેઓછે, અને તબરીજ ચેહેરમા રૂશીઆન લોકોનાં લશકરનુ એક મથક કરેલુછે, તે લશકર કામ પડેતો તેહેરાન ઉપર ચહડી આવવાને હમેશા તઇઆર રેહેછે. એ શબબ ઉપરથી ઇરાનનો શાહા રૂશીઆની ધાશતીથી હમેશાં બીધેલો રેહેચ, અને રૂશીઆનો એલચી જે કંઇ તેહને ફરમાવેછે તે પરમાણે ચાલેછે. ગીઆ વરશમા, ઇગરેજ શરકારનો એલચી મી૦ મરે જે શાહાની દરબાર શાથે તંટો કરીને નીકલી આવીઓ હતો તથા ઇરાનીઓએ હેરાતનો કીલો પોતાને હાથ કીધો હતો તે શંગલુ કામ રૂશીઆનાં એલચીની ઉશકેરણીથી બનીઉ હતું તેમા કશો શક નથી ગીઆ વરશમા આપણી અંગરેજ શરકારને ઇરાન શાથે લડાઇ ઉભી થાઇ અને ઇગરેજોએ બુશેરનુ બદર પોતાને હાથ કીધું; કે જે મામલાનુ હમણાંજ શમાધાન આવીઉછે, તે બાબે શરવે કોઇ વાકેફગાર શખશો શારી પેઠે જાણેચ કે ઇગરેજો શાથેની એ લડાઇ રૂશીઆ દેશના શતાવાલાઓએ ઇરાનનાં શાહાને આપેલી અનઘટતી મશલતથી ઉભી થાઇ હતી. ઇરાનનુ રાજ જે હમણા શરવે કોઇની નજરમા કમજોર માલમ પડીઉછે તેનુ મુખીઅ કારણ રૂશીઆનોના હાથથી ઇરાનને આગલા દાહાડાઓ ઉપર જે શીકશત પોહોચીચ તે છે. દુર વીચારવાલા શખશોને કશો શક નથી કે ધીમે ધીમે એ રાજ રૂશીઆ દેશના બલથી પાએમાલી પામશે અને શેવટે તેં રૂશીઆ દેશનો એક ભાગ થાઇ પડશે

---

## બાજીગર લોકોનાં થોડાએક ખેલોનો ખોલાસો.

શાંફ રમાંરનાર તથા બીજા એવો કરનાર હીંનદુશથાનના ગારોડીઓ પોતાના ધધાશર આપણને તહરેવાર રમુજ કરી બતલાવેછે, તેઓ માહેલા એક બે જણને થોડુએક નાણુ આપીને, તેઓનાં એલની કારીગીરી આએ બીના લખનારે જોઇ હતી તેની ટુક વીગત નીચે પરગટ કરીછે

ધુલમાંથી રૂપીઓ બનાવાની રીત.

એ રમત ઘણા લોકોએ જોઇ હશે ગારોદી જમીન ઉપરથી ચમટી ભરીને ધુલ લીએછે, અને પછી તે ધુલ પોતાની ઉંઘાડી અહેલી ઉપર મુકીને મુઠી વાલેછે, અને પછી તે મુઠી ઉપર બીજો હાથ ચોકીને મુઠી પાછી ઉંઘાડેચ તેઆરે તેમાથી રૂપીઓ નીકલેછે. એ હીકમતને શારૂ ગારોડી પરથમ પોતાની જોલલીમાથી કોઇ નહી દેખે તેમ એક રૂપીઓ પોતાના જમના હાથના અંગોઠાની હેઠલની અહેલીની આંટીમા દાબેછે, પછી તેજ હાથમાં લાકડીનો એક કકડો અથવા હાડકું પકડેછે કે જેથી કરીને રૂપીઓ વધારે ચેહેલાઇથી આટીની અદર દબાઇ રેહેછે. કોઇ વાર બીચારા ગરીબ ગારોદી પાશે એ કામશર રૂપીઓ રેહેતો નથી તો ખોટો રૂપીઓ લેઇ કામેં ચલાવેછે ધુલ લઇને ગારોદી પોતાના ડાબા હાથની અહેલી



હીનદુશથાંનનાં મંડારીઓ.

ઉપર મુકેય, તેમા કશી હીકમત નથી, પણ તે હાથની મુઠી વાલતી વખતે તે ઉપર પોતાનો જમનો હાથ ઠોકેછે, અને તે શમેદ પેલો અંટીમાં છુપાવેલો રૂપીઓ ડાબા હાથની અંદર પડેછે, તે મુઠી કેટલોએક વાર શુધી બંધ રાખીને થોડોએક ટોગ કરેઆ બાદ મુઠી ઉઘાડતા વાર રૂપીઓ શરવે કોઈને દેખાએછે. એ કાંમમા હાથની ચાલાકીની ઘણી જરૂરછે.

### કોઠરીમાથી રૂપીઓ ગુંમ કરવાની રીત.

ગારોડી રૂપીઓ લઈને તેહેને એક કપડાની કોઠલીની અંદર નાંખેછે પછી તે કોઠલી પાછી ઉંધી વાલેછે તથા અવરી કરેય તોપણ રૂપીઓ તેમા માલમ પડતો નથી. એ હીકમતને શારૂ જે કોઠલી વાપરીઆમાં આવેય તેહેને અંદરથી બે પડ હોએય અને તે બેના વચલાં પડમાં તલીઆની લગાર ઉપરથી એક નાયલુ મોહોડું રાખેલુ હોએય, અને ગારોડી શંભાલ રાખીને રૂપીઓ કોઠલીની અંદર હેવી રીતે નાખેય કે તે રૂપીઓ પેલાં અંદરના પડનાં મોહોડાની અંદર જાએ, પછી તે કોઠલી ઉંધી વાલેછે તો રૂપીઓ અંદરનાં પડમા કોઠલીના માથાં સુધી સેરી જાએય અને કોઠલી હુધી વાલતા કાઇ નીકલતુ નથી. પછી ગારોડી જેઆરે કોઠલીને ઉલટાવીને અવરી કરેય તેઆરે પણ તે રૂપીઓ નજર આવતો નથી, અને કોઠલીને પોતાંનાં હાથમાં પટડી અફાડેય તથા મરડેય તોપણ રૂપીઓ દેખાતો નથી, તેનો શબબ એછે જે. જે જાએથી ગારોડી પેલી કોઠલી પોતાંની ચંમટીમા પકડેય તે જગો રૂપીઓ હોએય તાંહાથીજ પકડેછે, અને રૂપીઓ પેહેલ વેહેલાં પોતાની ચમટીમાં દાબીને પછી કોઠલી અફાડેય તો અલબત તેમાં કાંઈ નજર આવતું નથી.

### લખોટીની રમત.

ગારોડી જુદા જુદા તરણ ચાર રગની લખોટી જમીન ઉપર મુકેય, તે મધેથી પરથમ બે બે લખોટીને એક ધાંકણાથી ધાંકેય, પછી પોતાની જાદુઈની લાકડી તે ધાંકણાં ઉપર અફાડેય, અને પછી તે ધાંકણા પાછા ઉંઘાડી નાંખેય તો આગલ દરએક ઠેકાણે જાંહા બે બે લખોટીઓ હતી તાંહાં કોઈ ઠેકાણે ચાર અને કોઈ ઠેકાણે તરણ અને કોઈ ઠેકાણે એક લખોટી એવુ જોવામાં આવેય.' ગારોડી ફરીને ધાંકણા ધાંકીને પાછાં ઉંઘાડેય તો શંગલે ઠેકાણે માતરે એક એકજ લખોટી જોવામા આવેય એ હીકમત પણ હાથ ચાલાકીનીછે, અને તે કામમાં ગારોડી પોતાનાં જમનાં હાથની વચલી તથા છેલલી આંગલીની પોથેની આંમેલી ઘણી કામે લગાડેછે, તે હેવી રીતે કે દરએક ધાંકણું ધાંકતી વખતે ઉપલી આંગલીની મદદથી એક ઈઆ બે લખોટી ઉચકીને પોતાની અંટીમાં નાખેછે, અને જે ધાકણાં ટલે લખોટીઓનો જમાંવ કરવો હોએય તાંહાં તે છુપાવેલી લખોટી ઉપલાજ આગલાંઓની મદદે મુકી દીએછે. કોઈવાર લખોટીઓને ગારોડી પોતાંની અંટીમાં એકઠી કરીને પાછી પોતાના જોલાંમા નાખેછે, કે જેથી આગલનાં કરતાં ઘણી ઓછી લખોટીઓ ધાકણાઓનાં તલીઆમાથી નીકલેછે. એ હાથ ચાલાકી હેવીતો જહડપથી કરેઆમા આવેય કે કોઈવાર ગારોડી માથેથી તેનો ખોલાશો લેતી વખતે પણ જોનારની નજર ચુકી જાએછે.

### દોરી ઉપર દડા ચહડાવવાની હીકમત.

એ રમતને કીજે મદારી પોતાના હાથમાં એક કમાન પકડેય, તે કમાનને બે દોરી એક બીજાથી થોડીએક વેગલી બાધેઆમાં આવેય, પછી મદારી તે કમાનને પોતાના હાથમાં ઉભી પકડેય, અને પોતાની મુઠ આગલથી પેલી દોરીઓની ઉપર એક દરો મુકેય, અને પોતે ગોલ ચકરાવો લીએય. એ રીતે તરણ ચાર વેલા ચકરાવો લીધાથી પેલો દરો પોતાની મેલે ઉભી દોરી ઉપર ચહડવા માંડેછે, તેજ વખતે ગારોડી બીજા એક બે દડા તે શુતલી ઉપર મુકેય અને પછી બીજા બે તરણ ગોલ આટા ફરીઆથી તે દડા પણ શુતલી ઉપર ચહડી જાએછે, અને ગારોડી જેઆરે ફરમાંવેય તેઆરે પાછા ઉતરેછે, તથા ફરીને પાછા ચહડેછે. એ હીકમતમા કાંઈબી હાથ ચાલાકી કાંમમા આવતી નથી તેમા માતરે ખુદરતનો એક કાએદો પોતાનો અમલ કરેછે. જો કોઈ પરબારો શખશ મદારીનાં હાથમાંથી દોરી શુધાંની કમાંન લઈને તેહેનીજ માફક પોતે ગોલ ફરેતો દડાઓમા ઉપર ચહડવાનુ ખુદરતી બલ આવેય કેજેથી તેઓ ઉપર ચહડી શકેછે, અને બીજી બાજુનો ફેરાવો લીધાથી તે દડા પાછા ઉતરેછે. વાશતે એ રમતમા કશી છુપી હીકમત નથી, પણ માતરે ખુદરતના એક કાએદા વીશે વાકેફગારી મેલવીને બાજીગર લોકો અણજાના માણશોને અચરતીમા નાખેછે.

### રૂમાલનો શાક બનાવવાની રીત

ગારોડી લોકો તમાશગીરોને શાક રાખવાની એક ખાલી ટોપલી બતલાવેય તેમા એક રૂમાલ શાકના ચુચરાંની માફક વીટાલીને મુકેય પછી તે ટોપલી બંદ કરેય, અને તે ઉપર કેટલોએક ઢોંગ કરેઆ બાદ તે ટોપલીનુ ધાંકણ ઉંગાડેય તો અંદરથી જીવતો શાક નીકલતો આપણને દેખાએછે. એ

રજુજ કરેઆ આગમનટ ગારોડી જે જગોએ મેહલો હોએય તે જગોએ એક તાબેઆ શાક કપરાંની કોથલીમા બંદ કરીને તેહેને પોતાની જાગની હેઠલ દાબી રાખેછે, પછી જેઆરે તે પેલી ખાલી ટાપલીની અદર રૂમાલ મુકીને તે ઉપર પાકણુ તેના કપડુ ધાકેય ને વખતે તે પેતાના જોલલાનુ મોહોડુ તે ટોપલી સાથે નેલવેછે, તેથી ઘણા લોકો હેવુ શમજેછેકે જોલણાંથી શાકને ટોપલીમા મુકીએછે, તેથી તમાશગીરો ઘણી વેલાએ તે જોલણુ દુર મુકાવેય અને ટોપલી ફરીને ઉઘડાવીને ખાલી જોએય, પછી ખેલ આગલ ચાલવા દીએય. પણ એ ગગની હીકમત ગારોડીની તરફથી ખાતરે તમાશગીરોનુ ધેઆંન મુકાવવાનીછે, તે હરેક તદબીરથી પોતાનાં જોનારાઓની નજર શભાલીને પેલી ટોપલી ઉપર કપડુ ધાકીને પછી પોતાની જાંગની હેઠલથી શાંકની કોથલી કાહાડેય અને તે કોહલી પેલી ટોપલીની અદર ખાલી કરેય, અને તેઆર પછી જેઆરે તે ટોપલી ઉગાડેય તેઆરે અલબત તેમાથી રૂમાલનો શાંક થએલો તમાશગીરોને દેખાએછે.

### ચોખાની ધાંણી બનાવવાની રીત.

મદારી આપણા દેખતા એક શુપનાની અંદર થોડાએક ચોખા નાખેય, પછી તે શુપનુ ઉઘડેય, એટલે થોડાવારમા ચોખાની ધાંણી થઇ જાએય. એ વાતમા છુપી હીકમત એટલીજછે કે એ શુપનાને તલીએથી એક પડ રેહેય કે જેહેની અંદર આગમજથી ધાણી ભરેલી રેહેય, પછી શુપનું ઉઘડતી વખતે ઉપરના પરમાં જે મોહોડુ રાખેલુ હોએય તે થોડુ એક અલગ થાએય તે રસ્તે ધાણી જે હલકી ચીજછે તે ઉપર આવેય અને ચોખા અંદરના પડમા જાએય.

### હરણને તીર મારવાની રીત

ઘણા લોકોએ જોઉ હશે કે ગારોડીઓ લાકડાનુ એક હરણ ઉભુ કરેય, પછી તેનીથી થોડીએક વેગલાઇએ લાકડાનો એક શીપાઇ લાવી બેશાડેય, તેહેનાં હાથમા એક કમાન તથા તીર આપેલો હોએય, અને મદારી જેઆરે હોકમ કરેય તેઆરે પેલો તીર કમાનમાથી છુટેય અને હરણને જાઈ વાગેય એટલે તે તુટી પડેય. એ કામમાં હીકમત ખાતરે એટલીજછે કે લાકડાનાં શીપાઇનાં હાથમા જે કમાંન આપેઆમા આવેય તેની દોરી તીરનાં છેરા શાથે વલગાવીને જોડવેય તે એવી રીતે કે તે દોરી થોડાએક વારમાં તીરનાં છેડા ઉપરથી પોતાની મેલે છટકી જાએ, અને તેથી તીર છુટીને પેલાં હરણને વાગે. એ ઢોંગ કરતી વખતે મદારી તીરનાં છેડાની દોરી ઉપર શારી પેઠે નજર રાખી મુકેય, અને જે આરે દોરી છટકવા આવી એવુ તે જોએય તેઆરે તે હીમતથી પેલા લાકડાનાં પેહેલવાનને તીર મારવાનો હોકમ આપેય, અને તીર પણ પેલી દોરી છટકેઆથી તેજ વખતે છુટેય, એટલે તમાશગીરો ઘણા અજાએબ થાએય.

### પાણીના વાશણની રમત.

ગારોડી એક નાથલુ કાટવનુ હાલણુ તમાશગીરોની નજીક લાવેય અને તેહેને પાંણીએથી ભરેય, પછી તે માહેલું થોડુએક પાણી જમીન ઉપર શીપેય તથા બાકીનુ પાણી પોતાના કાન તથા નાંખની અંદર રેડી લીએય, તેઆરપછી નાંખની અંદરથી પાણી પાછુ કાહાડીને પેલુ વાશણ પાછુ પાણીથી ભરપુર કરી આપેય. એ વાશણને લગભગ અધવચમાથી એક પડ હોએય અને બાજુ ઉપરથી એક છેદ પાડેલો હોએય, અને તે છેદ શાથે અંદરથી એક નલી લાગુ કીધેલી હોએય. ગારોડી જેઆરે જમીન ઉપર પાણી શીપેય તથા પોતાનાં નાખ કાનમાં પાણી રેહેય તેઆરે એ વાશણના ઉપલા ભાગનુ પાણી ખાતર ખલાશ થાએય, તેને જો ઉધુ વાલીઉ હોએતો નીચેના ભાગનુ પાણી બાહાર આવતુ નથી શબબ એજે ઉપર જણાંવેલી રીતે તે વાશણની અદર મરોડીતુ પડછે. પણ જેઆરે ગારોડી પોતાના નાંખમાંથી પાણી કાહાડવાને બાહાને પોતાનુ નાંખ પેલા વાશણની બાહેરના છેદ આગલ લેઈ જાએય તેઆરે તે છેદની અંદર જોરથી ફુફારો મારેય તે ફુફારો વાશણની અંદરની નલીને મારજે થાઇને વાશણનાં નીચેના ભાગનુ પાણી ઉપર ચહડાવેય, અને તેથી તે વાશણ મોહોડા શુધી પાણીએ ભરાઈ જાએય, તે ખાતરે એટલુજછે કે નાખના ફુફારાથી વાશણની હેઠલના ભાગનુ પાણી ઉપર આવેય

એજ માફક ગારોડી લોકોની બીજી તહરેવાર હીકમતોછે, તે થોડુએક ધેઆન રાખેઆથી શેહેલાઇથી શમજ પડી શકે એવીછે, તેમાં ખુબી ખાતર હાથ ચાલાકીની તથા જોનારા શાખશોની નજર મુકાવાનીછે, પણ તેમાં ઘણાએક નાંવાકેફ લોકો કેહેય તેમ જાદુ ઇઆ મંતર કશું છે નહી.

---

## પઈશાવાલાનો છોકરો.

મુંબઇના કોટમાં જાંહાં હવડા "ટાડ ઇશટરીટ" નામનો મોહોલોછે તાંહાં આજ ઘણા વરશની વાત, ઉપર એક

ગરીબ્રૂ ભુટો પારશી બચાઓને લાએકની શીકાઈ તથા બીજી
ખોરાકની ચીજો વેચતો હતો એ ધધામા તે બીચારાને જુ
જ પેદાશ થાતી હતી, તોપણ તેણે પોતાના દીલ શાથે ઘણી
એક કશર કરીને પોતાના એકપુરા છોકરાને તે વખતની હા
લત પરમાણે થોડીએક કેલવણી આપી હતી, તથા તેહેને એ
ક દુકાનદારને તાહા નામુ શીખાડવા બેશાડીઓ હતો એ
છોકરાનુ નામ નવીશાહ કરીને હતુ, અને તે ઘણો ચપલ
અને તે શાથે મેહેનતુ પુરશ હતો, તેથી નામુ શીખવા રહે
આ પછી થોડા વરશામા તે મેહેતાગીરી કરવા લાગો, તેઆ
ર પછી દુકાનદાર થાએઓ, દુકાનમાથી પોતાની હાલત શુ
ધારીને તેણે મોહોટો વેપાર તથા દેશાવરો ખાતેની આડત
નુ કામ શરૂ કીધુ, અને તેમા ફતેમદ થાએઆથી મુબઈની
વશતીમા તે એક તવગર તથા મરતબાવાયો શખશ ગણાવા
લાગો

નવીશાહને પેટે તરણ છોકરીઓ અને એક છોકરો એ
ટલા ફરજદ થાએઆ હતા તેહેની ઓરત પોતાના ખાવદ
નીજ માફક ગરીબ મા બાપની દીકરી હતી, અને કેટલાએ
ક માણશોને ગરીબી હાલત ઉપરથી તવગરીમા આવતી વ
ખતે જેમ પોતાની મોહોટાઈ અથવા મતરાજ બતલાવવાનુ
શુજ પડેછે તેજ માફક નવીશાહ તથા તેહેની બાએડી એ
બંને જણાએ એ ખામી ઉપર પોતાની અખલનો ભોગ આપી
ઓ હતો તેઓ હર તરેહથી પોતાના પઈશાનુ બલ આલ
મના લોકોને બતલાવતા હતા તરણે છોકરીઓને નવીશા
હે ઘણી ધામધુમથી પરણાવી હતી, છોકરાને પરણાવતી વ
ખતે ધામધુમ તે દરતાને વધારે કીધી હતી, અને જેઆરે
તેહેના મોહોટા ખરચ વીશે ગામમા લોકો વચે એક બીજા
મા વાત થાતી હતી તેઆરે કેટલાએક જણા એવુ કેહેતા હ
તા કે "ખોદા તાલાએ આપીઉમ તેઆરે ખરચ નહી કાએ
કરે"? અને એ વીચાર ઘણા લોકોને વાજબી લાગતો હતો

નવીશાહનો તથા તેહેની ધણીઆણીનો પોતાના એક
પુરા છોકરા ઉપર અતીશે પેઆર હતો, તેહેનુ નામ શેઆવ
ખશ કરીને તેઓએ રાખીઉ હતુ, અને તેહેને જણમથી ઘ
ણા લાડમા ઉછારીઓ હતો શેઆવખશને પોતાના મા બા
પ વતરોગે બચપણથી પોતાના ઘેરના ચાકરો, ઘોડાવાલા, અને
આશરૂની શગત ઘણી હતી, કે જેઓની શોબતથી તે કેટલી
એક વાતે બેઅદબ રહેઓ હતો, એટલુજ નહી, પણ તે શા
થે તેહેના મનમા એવુજ ગુમાન દાખલ થાઈઉ હતુ કે તેહેના
બાપ જેહેવો દુનીઆમા બીજો કોઈ તવગર નથી, અથવા
તેહેવો કોઈ બીજો મોહોટો માણશ પણ નથી શેઆવખ
શને નીશાલે મુક્તી વખતે તેહેના માબાપે મેહેતાજીને એવો
હોકમ આપીઓ હતો કે તેવણના દીકરાને મારવો નહી, અ
થવા રડાવવો નહી, અને તેહેને બપોરના ૧૧ કલાકે તથા
પાછલા પોહોરે ૪ કલાકે ઘેર આવવાની રજા આપવી નીશા
લમા બીજા છોકરાઓ જમીન ઉપર ચટાઈ બીછાવી બેશ
તા હતા, પણ શેઆવખશને તેહેનો મેહેતાજી બાજઠ ઉપર
બેશાડતો હતો, તેહેને આખા દાહાડામા પાઆ ઇઆ અર
ધો કલાક શુધી પાઠ આપતો હતો અને બાકીનો વખત ર
મતમા ગુજારવાની છુટ આપેલી હતી

હેવી રીતે શેઆવખશ બાર વરશનો થાએઓ તાહાશુ
ધી તે ગુજરાતી શીખવા શારૂ મેહેતાજીની નીશાલે રહેઓ હ
તો એ છોકરામા જાતી ચપલાઈ શારી હતી, પણ માબા
પના લાડથી તેહેની ચપલાઈ ઉપર આલશાઈ અને બેપરવા
ઈ ગાલેબ થાઈ હતી, અને નીશાલેથી ઉઠતી વખતે થોડુએક
લખવા વાચવા અને ઘણાજ જુજ હીશાબો ગણવા શીવા
એ બીજુ કાઈ વધારે તે શીખીઓતો નહી શેઆવખશને
તેહેના બાપે એક ઇગરેજી નીશાલ અથવા ઇશકુલમા બેશા
ડીઓ કે જાહા ગરીબ તથા તવગરોના છોકરાઓ શીખવા
આવતા હતા એ નીશાલના શીખશાગુરૂઓ ચપલ, અને
અકલમદ પુરશો હતા તેઓથી શેઆવખશને કાઈબી લા
ક મને હેવી આશા હતી નહી, અને તાહાના રમતીઆર
અને આપઅખતીઆર છોકરાઓની શગતથી તેહેની અક
લ તથા ચાલ ચલણમા શુધારો થાએ હેવી જોગવાઈ હતી
માબાપો પોતાના બચાઓ ઉપર પેઆર કરીને તે બચાઓને
ઘણો વખત ઘેરમા રાખી મુકેચ, તેઓને પોતાના માણશો
ની શાથે નીશાલે મોકલેચ, નીશાલમા બીજા છોકરાઓ શાથે
તેઓને શારી પેઠે આમેજ થવા દેતા નથી, અને તે શાથે
પોતાના બચાના મનમા તેહેના કુટબની મોહોટાઈ વી
શે બેવકુફી ભરેલી ગરૂરી આપેચ, તે શગલાથી ઉપજ
તી ખરાબીનો અટકાવ હરકોઈ મોહોટી અને અને
શારી નીશાલમા છોકરાને મુકીઆથી થાએછે ઘરમા
રહેઆથી છોકરાઓ જે મડલી લાએક ખવાશ ધરાવતા ન
થી તે બાબતમા હેવી નીશાલોમા ગએઆથી અને બીજા
છોકરાઓ શાથે ભેલાએઆથી ફાએદેમદ ગુણ નીપજેછે બ
ચાઓની શાથે ચાકર રાખેઆથી તે બાલકને હરકોઈ કામ
ને ખાતર બીજાના આધાર ઉપર ઓશીઆલો રેહેવાની ટેવ
પડેછે, તે ટેવ હેવી નીશાલે ગએઆથી છુટેછે, કાએકે તાહા

છોકરાને પોતાની ચાકરીને શારૂં ફકત પોતાનાજ હાત પગ ઉપર ભરોશો રાખવાની જરૂર પડેછે. હેવી નીશાલોમાં ગએઆથી હરએક બચાંની ઘણીએક બુરી ખાશીઅતો અને બેઢંગી ચાલ ચલણો દુર થાએછે, તાંહા શંગલા છોકરાઓ એક બીજાની ચાલ ચલણ ઉપર ટીકા કરેચ, તથા ગરૂરી અને મીજાજ ભરેલા છોકરાની ઠેકડી કરેચ, તેથી બચાંઓના હકમા લાભ થાએઆ વનાં રેહેનો નથી. હવે શેઆવખશાહ હેવી એક ઇંગરેજી નીશાલમા દાખલ થાએઓ હતો તે કાઝ તેહેના હકમા ઘણુજ ફાએદેમંદ હતું, કાએકે માબાપો ઘણા પઇશા ખરચવે પોતાનાં બચાઓને જે શેઆણપણ આપી શકતા નથી તે શેઆણપણ હેવી નીશાલોથી પરાપત થાએછે

શેઆવખશ જેઆરે પેહલ વેહેલા એ ઇંગરેજી નીશાલમા ગએઓ તેઆરે તેહેના અને નીશાલના બીજા છોકરાઓના ખચાશમાં જે ફરક હતો તે તરત દેખાઇ આવીઓ હતો શેઆવખશનો પડતો બોલ તેહેના બાપના ઘેરના ચાકરો ઉઠાવી લેના હતા તે હેવાલ તેણે ઇંગરેજી ઇશકુલમા જોએઓ નહી તેહેનો બાપ પઇશાવાલો કેહેવાતો હતો તો પણ કોઇબી છોકરો તેહેની દરકાર રાખતો હોએ હેવું હતું નહી બીજા છોકરાઓ પોતાની ફુરશતને વખત તરેહવાર રીતે રમતા હતા તે રમતમાં ઉલટથી શામેલ થવાની શેઆવખશમાં હુશીઆરી હતી નહી તે પોતાના બાપના ઘેરની ફીશીઆરીની વાત કરતો હતો તે શગલા છોકરાઓને અનગમતી લાગતી હતી. ટુંકામાં શેઆવખશ બીજા તમામ નીશાલીઆઓથી જુદાએરો હતો, તેઓની ખુશી અને દોશદારીમા તેહેનાથી શામેલ થવાને બનતું નહી, કાએકે તે પોતાના મનમા હેવું શમજતો હતો કે તે મોહોટા લોકનો દીકરોછે તેથી ગરીબોના છોકરાઓ શાથે ફરવુ જોઇએ નહી, અને તેહેની એવી બેવકુફી જોઇને શંગલા છોકરાઓ તેહેને હશતા હતા તથા તેહેનુ નામ "બાવાજીનો લાડકો" કરીને રાખીઉ હતુ ઇશકુલમા ગએઆ પછી એક અઠવાડીઉ નહી થાએઉ એટલામાં શેઆવખશ પોતાનાં માબાપ આગલ ઇશકુલના છોકરાઓની મશતીની ઘણીએક જુઠી એબ કાઢવા લાગો, તથા રીશના મારેઆએ પોતાના શીખશા ગુરૂઓની તથા તેઓની નીશાલની કેલવણીની ગીબત કીધી, તેહેના જવાબમાં શેઆવખશના બાપે તહેને શબુરી રાખવાની બરદાશ્ત કરવાને ઠેકાણે હેવો દેલાશો આપેઓ કે 'ફુરશતથી ઇશકુલમા, તે આવીને "નાશટગો" ને ધમકાવી જાશે એટલે પછી શંગલું શમાધાન ચાલશે એ રીતે બોલવા મુજબ નવીશાહ એક દીને પોતાના દીકરાની ઇશકુલમાં આવીઓ પણ હતો, તેહેના શીખશાગુરૂઓ શાથે તેણે પોતાના છોકરાની તારીફમાં કેટલીએક વાતો કીધી અને તેઓને હેવી ભલામણ કીધી કે શેઆવખશને બીજા મશતીખોર છોકરાઓની શંગતથી દુર રાખવો. ઇશકુલના શીખશાગુરૂઓ નવીશાહની બેવકુફી શેહેજમા શમજી ગએઆ હતા, તોપણ તેઓ કશું બોલેઆ નહી, અને હેવી આશા રાખીકે શેઆવખશ જેમ વધારે દાહાડા ઇશકુલમા કાહાડશે તેમ તે શુધરતો જશે, અને તેહેના માબાપે લાડમા ઉધારેઆથી તેહેનામા જે ખામી હતી તે ધીમે ધીમે દુર થાશે.

શેઆવખશના બાપના આવી ગએઆ પછી પણ નીશાલીઆઓએ તેહેની ઠઠા મશકરી કરવાનુ છોડી દીધુંતુ નહી, અને તેહેના મા બાપોએ તેહેને કાઇબી દલગીરી શેહેવાની આદત પાડીતી નહી તેથી તેહેને હેવી મશકરીથી વધારે કરોધ ચહડતો હતો તે પોતાના નીશાલીઆઓ ઉપર વેર લેવાની બેહદ ઇઉકતીઓ કરતો હતો પણ તેમાં કોઇવાર ફાવેઓતો નહી અને તેણે જુઠું બોલીને પોતાનું કામ કાહાડવાનો એલાજ શોધી કાહાડીઓ, અને પોતાના ઘેરમાં જઇને કેવું કહીઉકે બીજા શગલા નીશાલીઆ તેહેને દરરોજ માર મારેછે. એ વાત શાંભલીને શેઆવખશની માએને ઘણો શુશો ચહડીઓ, અને તેણીએ ઘણી બોહોશ કરીને પોતાના દીકરાને તે ઇશકુલમાથી ઉઠાડી મુકાવીઓ. ખરૂછે કે દુનીઆના લોકોને પઇશા ઘણા પેઆરાછે, પણ પઇશાના લાડથી શેઆવખશની માફક ઘણીવાર ચંચલ બચાઓ બેવકુફ બનેચ, અને ગરીબનાં બચાઓ જે રમુજ અને મોજ ભોગવેચ તે રમુજ અને મોજથી તવગરનાં બાલકો વેગલા રેહેચ. નવીશાહે પોતાના દીકરાને એક બીજી ઇશકુલમા મુકીઓ, તાંહાં છોકરા ઘણા થોડા હતા, અને તાંહાં શેઆવખશને પોતાનાં ઘેર મોફકનો લાડ મલતો હતો. એ ઠેકાણે શેઆવખશ થોડીએક મુદતશુધી રહેઓ, પણ કાઇ શીખીઓ નહી, તેથી તેહેના બાપે પાછો ઉઠાડીને તરીજી ઇશકુલમા મુકીઓ, અને તેઆરપછી બીજી બેએ ઇશકુલો બદલી, અને એ રીતે પાચ ઇઆ ૭ વરશ ગુજરી ગીઆં

એ વખતમા શેઆવખશના બાપનો એક ઇઉરોપીઅન દોશત નવીશાહને તાહા આવતો હતો, તેહેની આગળ એક દીવશે નવીશાહે પોતાના છોકરા વીશે વાત કાહાડી, અને શેઆવખશને બોલાવીને તે ઇઉરોપીઆન પાશે તેહેની

તપાશ લેવરાવી. તપાશ લીધા બાદ તે ઇઉરોપીઆને નવી શાહને પુછીઉં કે "તમો છોકરાની કેલવણી પછવાડે દર મહીને શુ ખરચ કરોચ ! "

નવીશાહા—"હુ હેની ઇશકુલવાલાને ૧૦) રૂપીઆ નો પગાર આપુંચ, અને વલી ચોપડીનો તથા બીજો ખર ચ થાએચ તે જુદો. "

ઇઉરોપીઆન—"તમારી દોલત પરમાણે તમોએ તમારા છોકરાને કેલવણી આપેલી નથી, ઇંગલંડમાં તમારાં કરતાં ઘણી ઓછી પુંજીવાલા ગરહશથો પોતાના દરએક છો કરાની કેલવણી પછવાડે વરશ દાહાડે ૧૦૦) થી ૧૫૦ ગી ની † ખરચેછે. "

નવીશાહા—"હોશે, પણ એટલો ખરચ કરવાની જ રૂર શીછે? "

ઇઉરોપીઆન—"જરૂર ઘણીછે. બચાંને ઉમદા કેલવણી આપીએતો તે મોહોટી દોલત આપેઆ બરાબર છે. "

નવીશાહા—"માહારો છોકરો થોડુંઘણુ માહારા ધધા ને કામ જોગ શીખે એટલે બશછે. "

ઇઉરોપીઆન—"તમો બીજી બાબતમા શંતોશ રાખશોતો તેમા દાપણુ ગણાશે, પણ છોકરાને કેલવણી આપવા ની બાબદમા હેવો વીચાર નહી રાખવો જોઇએ. તમોએ તમ રા છોકરાનાં લગન ઉપર ૧૫ હજાર રૂપીઆનો ખરચ કીધેચ તેટલો ખરચ હેની કેલવણી પછવાડે તમો કરોતો હું ઇગલં ડ જનાર છેઉ તે વેલાએ હેને માહરી શાથે લઇ જાઉ, અ ને હેને વકીલ ઇઆ બારીશટર ઇઆ ઇનજીનીઅર ઇઆ હેવો બીજો ધંધો શીખાડીને ઇઆ બીજી રીતે નાદર કેલ વણી આપીને પાછો મોકલું, કે જેથી કોઇ શમે જો તમારા વેપારથી છોકરાનું ગુજરાન નહી ચાલી શકશેતો તે પોતાના એલમની કમાઇ તથા ઉદીઓગથી તમારા કુટંબની શારી રી તે પરવરશી કરશે."

નવીશાહા—"નહી રે શાહેબ! જે છે તેજ ઠીકછે. છોકરો જો માહારો પોતાનો રોજગાર ચલાવશેતો કટકો રો ટી મલેઆ કરશે "

ઉપલી વાત થાએઆ બાદ થોડે મહીને શેઆવખશ ૧૮ વરશની ઉમરનો થાએઓ હતો. મી ઇંગરેજી બાશા એટલી શીખીઓ હતો કે જેહેને આપણા લોકો "કાચું પા કું" કરીને કેહેછે, અને તે ઉપર તેહના બાપે શંતોશ કીધો હતો, અને તેહેને પોતાના ધંધામાં શામેલગીરીને વાશતે પો તાની પેહેડી ઉપર લાવી બેશાડીઓ હતો. હર કોઇ બાપ પોતાના રોજગારમાં પોતાના છોકરાને શામેલ કરે તે કામ વાજબી અને ઘટતુછે, પણ હેવી વેલાએ તે બાપે આએ એ ક તજવીજ રાખવી ઘટેચ કે ધંધામા શામેલ કરેઆ આગ મજ તે બચાંને હેવી રીતની તાલીમ તથા કેલવણી આપવી કે જેથી જો કદાચ તે ધધો ભાગી પડેઓ હોએતો છોકરો બીજી પરકારે પોતાનું ગુજરાણ કરવાને શકતીવાન થાએ. પણ આપણે ઉપર જોઇઉંચ કે શેઆવખશના બાપે તે પર માણે કીધુંતુ નહી એ છોકરો થોડુંએક શીખીને પોતાના બાપની પેહેડી ઉપર બેઠો હતો, અને તેહેની ઉપર કોઇનો ડર હતો નહી તેથી તેહેને ઘણી મેહેનત પણ કરવી પડતી તી નહી. એ રીતે આશરે દશ વરશ ગુજરી ગએઆં, પછી જમાનાનું ચક્કર, કે જેથી તવંગર ફકીર થાએછે અને ફકીર તવંગર થાએછે, તે બીચારા નવીશાહ ઉપર આવી પડીઉં હ તું. નવીશાહ વેપારમાં ખુટીઓ, અને તે ગજબથી તેહે નું ચંગલું કુટંબ દલદરી અવશથામા આવી પડીઉં. ખુટી આ પછી અને માગનારાઓનું પતાવેઆ પછી નવીશાહથી પોતાનો શંગથો આગલો રોજગાર પાછો હાત કરી શકાએ ઓ નહી, તેથી તેહેને પોતાનાં કુટબના ખરચને વાશ્તે ઘ ણી તંગી ભોગવવી પડતી હતી. તેણે પોતાના છોકરાને કો ઇ શારી જગોએ ચાકરી રાખવાની ઘણી તજવીજ કરી હતી, પણ હરકોઇ માણશને તેહેને ચહડતે દાહાડે દોશતો ઘણા મલેચ અને પડતે વખતે શઉકોઇ તેહેનાથી દુર રેહેવા ચા હેચ તેજ પરમાણે બીચારા નવીશાહને ઘણા થોડાજ મદદ ગારો મલી આવીઆ હતા, તેથી તેહેને પોતાના દીકરાને વાશતે ૫૦) રૂપીઆના મુશારાની એક ચાકરી શોધી કાહાડ તા ઘણીજ મુશકેલીઅત પડી હતી, અને તે ઉપરાંત ચાકરી રાખનાર ધણીએ જોએઆ એક દએઆ ભરેલુ કામ કીધું હોએ હેવુ બતલાવીઉં હતું, કાએકે તે પોતાના મીતરો આગલ કેહે તો હતો કે નવીશાહનો છોકરો શેઆવખશ માતરે "બલ દીઓ" છે પણ ફકટ તેહેનાં કુટંબને આશરો આપવાને શારૂં તેણે એ છોકરાને પોતાને તાંહા ચાકરી રાખીઓ હતો. આએ વાત નવીશાહના કાન ઉપર પણ આવી હતી, પણ ગરજના મારીઆથી તેહેનાથી કાંઇ બોલાએ હેવું હતું નહી, પણ હેવા શબદોથી તેહેના દીલમા કેટલું દરદ લા ગું હશે તે બાબે આપણથી શેહેલાઇથી વીચાર કરી શકાએછે. દુખની વેલાએ એ શખશે ઘણી વખત હેવી ઇછા કીધી હ

† એક ગીની ૨૦॥ રૂપીઆની થાએછે સ્ત્રી બો. જ.

તી કે તે જો પોતાના બાપનીજ માફક ગરીબ રહેઓ હતેતો ઘણુ બેહેતર હતું

નવીશાહની હઈઆતીમા શેઆવખશને તાંહા કેટલા એક ફરજંદ થાએઆં હતા, તેઓને પારશીઓના શરેશતા પરમાણે નવીશાહ પરણાવશે હેવી શરવે કોઈને વકી હતી, પણુ પોતા ઉપર પડેલા ગજબથી નવીશાહે એક નશીઅત પકડી હતી, તે એજે પોતાની હાલત થોડીએક શુધારીઆ પછી તેણે શેઆવખશની છોકરીઓને લાએક ઠેકાણે અને થોડે ખરચે પરણાવી આપી હતી, અને જે ખરચ કડાય તે પોતાની આગલી ગમજ માંફક શેઆવખશના દીકરાઓના લગન ઉપર કરતે તે નાણું તેઓની કેલવણી પુછવાડે તેણે ખરચીડ હતું, અને તેહેના શારા ફલ પોતે ગુજરીઆ આગમજ તેણે જોએઆ પણુ હતા.

---

## શેતરંજની રમતની નીતી.

આએ નાદર રમત આજ હજારો વરશ થાએઆ દુનીઆમા ચાલુછે ચીન દેશના લોકો તથા હીનદુશથાન અને ઈરાન દેશના લોકોને આજ ઘણીજ લાબી મુદત થાઈ એ રમત જાંણીતીછે, અને ઈઉરોપ ખડમા પણ આજ આશરે એક હજાર વરશ થાએઆ એ રમત ફેલાવો પામેલી આપણા જોવામા આવેચ. એ રમત એટલીતો રશીલીછે કે તે હમેશા પઈશાની શરત વગર રમીઆમા આવેછે, અને જે લોકોને ફુરશત હોએ તથા નીરદોશી રમતનો શોખ હોએ તેઓને કીજે શેતરંજ જેવી બીજી ચીજ મલવી મુશકેલછે. એ રમત જે રીતે નીરદોશપણાથી અને ખુશી શાથે આપણો વખત ગુજરેચ તેજ માફક માણશના મંનનો તે સુધારો કરેછે, અને માણશને આગમનથી વીચાર કરવાની તથા પોતાનો શમો તપાશવાની તથા નીરાશની વખતે ઉમેદ બાધવાની આદત પાડેછે, કે જેહેવી આદત જો માણશ પોતાના દરરોજના શગારમા ચાલુ રાખેતો તેથી તેને ફાએદો થાઆ વીના રેહે નહી, કાએકે માણશની જીંદેગાની જે છે તે શેતરજની બાજીની બરોબરછે, શેતરજની બાજીમા માણશને જે રીતે તાલમેલ કરવી પડેચ તથા દુર અંદેશો રાખવો પડેચ તથા પોતાંના હમનબરદના પગલા તરફ નજર કરવી પડેચ તેજ માફક જીદેગાનીની પણ અવશથાછે.

“ શેતરંજની રમતમાં માણશને જે દુર અંદેશો કરવો પડે છે તે એવી રીતછે કે તે માણશ પોતાના દીલમા ખેઆલ દોડાવે ચકે “જો હું ફલાનુ મોહોરૂ ફલાની રીતે ચાલશતો તેથી મહને ફલાની રીતનો લાભ થશે અને મોહોરાને બીજી રીતે જોર આપશ તો તે લાભ વધશે, ” એજ માફક શેતરંજ ઉપરથી માણશને પોતાની અવશથા શગલી બાજુએથી જોવાની તેવ પડેછે શેતરંજના પાટીઆની ચેઆરે બાજુએ તે પોતાની નજર દોડાવેચ અને પોતાનુ તથા પોતાના હમનબરદનુ કઉવત તપાશેચ, અને પોતાની બાજી શુધારવાના એલાજમા ગુંતેલો રેહેચ એવીજ બાજી તે આએ દુનીઆંના શંશારમા રમેતો તે પોતાની હાલતમા શુધારો કરેઆ વગર રેહે નહી. હરેક કામ માણશે ધીરજથી અને ચોકશાઈ શાથે શંભાલ રાખીને કરવું એવું તે શેતરજથી શીખેછે. ઘણાએક લોકો “દશતે મોહોરે ખાને પુર ” એવી શરતે બાજી રમેછે, એટલે કે જે મોહોરાને આગલી લાગી હોએતો તે મોહોરાને ચાલવું અને એકવાર ચાલેલુ મોહોરૂં પાછું ઉચકી લેવુ નહી માણશ પોતાના શંશારમા એવી ચકુનમ રાખે કે શેતરંજના મોહોરાને એક વાર ચાલીઆ માફક પોતાના હાથથી હરએક ગએલો વખત અથવા ગુજરેલી ચીજ પાછી હાથ આવતી નથી તો તે પોતાનું હરએક કામ કરવા પછવાડે ઘણો શાહેવચેત રેહે, અને તેથી તેહેને દુનીઆદારીના કામમાં લાભ થાએઆ વીનાં રેહે નહી શેતરંજ માણશને કોશેશ કરવા શીખાડેચ તે એછે જે ઘણી વેલાએ ભુલ ચુકથી એક રમનારનો દાવ જો બગડી જાએછે તો ધીરજ અને કોશેશથી પાછો શુધરેછે, અને છેવટે તેહેને ફતેહમંદીએ પોહોચાડેછે. શેતરજ એક આબરૂ ભરેલી રમતછે, તેથી તેના રમનારાઓમાં શલુક અને ભલમણશાઈનો વધારો થાએછે, તેમાં રમનારાઓએ તથા રમત જોનારાઓએ એ રમતની દબદબા લાએક રીત પરમાણે ચાલવુ જોઈએચ, અને બને તાંહા શુધી એક હમનબરદે બીજાને કાએદાથી ઉલટી રીતે રમવાની ઈઆ રમત શુધારવાની પુર આપવી દરકાર નથી એ રમતમા ઠગાઈ કરવી એ ઘણુજ શરમ ભરેલુછે, અને જે ધણી એકવાર ઠગાઈ કરતાં પકડાઓ તેની શાથે ફરીને રમવું પણ દરકાર નથી. શામણા ખીલુને કોઈવાર મોહોરૂ ચાલતાં વાર લાગેતો તેહેની ઉપર ઘણી તાકીદ કરવી જોઈએ નહી, કાએકે તેમાથી શાલેશાઈ માલમ પડતી નથી, પણ અધીરાઈ માલમ પડી આવેછે. એક મોહોરૂં મતલબશર ચાલીને પછી પોતાના ખીલુને કેહેવું કે એ મોહોરૂં ભુલથી ચલાઉ છે અને તેથી પોતાંનો દાવ ખરાબ થાએઓછે તો એ ચાલ માંતરે એક હલકી ઠગાઈછે જો

રમનાંર હેવું કંઇજ બોલે નહીતો વધારે બેહેતરછે. શેતરંજ રમતી વખતે આશપાશ જોનારાઓ વચમા "તાપશી પુરેચ" એ ચાલ જો રમનાંરની રજા વગરની હોએ તો ઘણીજ ધીક્કારવા જોગછે, શબબકે તેથી રમનારનું ધીઆન બરઅવચર થાએછે, જો રમનાંર હારેચતો તે હેવું ગુમાંન લેઇ જાએચ કે બીજાઓના વચમો બોલીઆથી તેહેનો દાવ ખરાબ થઓછે, જો તે જીતેચતો તેનાં મનમાં એટલું ઓછુઆવેચ કે બાજી તે પોતાંની એખલાની અકલથી જીતી શકતે પણ બીજાઓએ વચમા પડીને તેહેના માનમાં ઘટારો દીધો. વાશતે રમત જોનારાઓને કીજે રાઉથી શરશ મારગ એજછે કે તેઓએ વચમાં કશું બોલવુ નહી.

ઇઉરોપ ખંડમા તથા ઇરાંન અને ટરકીના કેટલાએક ભાગોમા ઓરત લોકો શેતરંજ રમી જાણેછે. ઘણીએક ઇઉરોપીઅન અશતરીઓ શેતરંજ રમવામો અતીશીચ બાહોશ રેહેચ. આપણે દલગીર થવુ જોઇએચ કે હીનદુશથાનમે અશતરીઓમાં એ રમત રમવાનો રવઇઓ ચાલુ નથી શેતરંજ જેવી ખુશી આપનાંરી અને માણશનો શુધારો કરનાંરી ગમત થોડીજછે, તેઆરે આપણી જુવાન અને ઉમરે પોચેલી બાનુઓ એ રમત શું કરવાને નહી રમે ? પારશીઓમા ઘણી અશતરીઓ પાશાં રમી જાણેચ, પણ શેતરંજ જેવી નાદર રમત હજારે એક અશતરીબી જાંણતી હોએ હેવું હમો ધારતા નથી. તેવોએ પોતાંની શંકમાં એ રમત દાખલ કરવી ઘટારતછે. હરએક મરદ ફુરશતની વખતે પોતાની ઓરત શાથે શેતરંજનો દાવ રમે અને તે દાવમા તે જીતે ઇઆ હારે તોપણ તેના દીલમા ખુશાલી ઉતપન થાએઆવીના રેહે નહી. હમોને ઉમેદછે કે મુમબાઇના ટાપુમા અશતરી કેલવણીનો ફેલાવો જે દન પર દન વધતો જાએચ તેહેની અશરથી જુજ મુદતમા આપણી ગાંમડી અશતરીઓ વચે એ રમતનો શોખ લાગુ થાશે અને તેહેનો ફેલાવો આશતે આશતે વધશે

---

## નામદાર·રાણીનો વડો છોકરો.

શાહજાદો એડવરડ, જેહેને "પરીનશ આવ વેલશ" કરીને કેહેચ, અને જે આપણી નામદાર રાણી પછી તેહેનાં તખતનો માલેક થનારછે, તેહેની ઉમર હવડા શોલ વરશની છે, અને તે કેલવણી પામેલો તથા મુશાફરીથી અનુભવવાળો એક મચલ જુવાન પુરશછે એ શાહજાદા વીશે કેહેચ કે તે જેઆરે આશરે ૧૩ વરશની ઉમરનો હતો તેઆરે ઇંગલંડના કીનારા ઉપરના એક શેહેરમાં પોતાંની માએ શાથે ફેરવા ગએઓ હતો, તે વેલાએ એક દીવશ દરીઆના કીનારા ઉપર તે એખલો ફરતો, હતો, હેવામાં તેહેનાજ જેટલી ઉમરનો એક ગરીબ મછી મારનો છોકરો પોતાને માથે કાલુંની ટોપલી લઇને તે રશતેથી ચાલતો જતો હતો શાહજાદાએ એ છોકરાની નજદીક જાઇને તેહેને ઉભો રાખીઓ, અને પુછીઉં કે તેહેની ટોપલીમાં શુંછે ? તેણે જવાબ દીધો કે "કાલુછે." શાહજાદાએ તેહેની ટોપલી વાંકી વાલીને જોવા માગીઉં, પણ તે છોકરો વાકો વલીઓ નહી, તેથી શાહજાદાએ ટોપલીને ખેંચી અને તેહેનો આંચકો આવતા એક કાલુ અંદરથી બાહેર પડીઉં. એ ઉપરથી તે છોકરાએ માછી લોકોની ખાશીઅત પરમાણે પોતાનાં મોહોડામાથી શાહજાદાને કાંઇ શુશાનો શુખન કહેઓ, તેથી શાહજાદાએ તેહેને ધમકીથી કહીઉં કે "શું તું જાણતો નથી કે હું આએ દેશની રાણીનો છોકરો પરીનશ આવ વેલશ છેઉં ?" તે માછીના છોકરાએ હેવા બોલવાની કાંઇ દરકાર કીધી નહી, અને તરત જવાબ વાલીઓ કે "તું માહારી ટોપલીને ફરીથી હાત લગાડ તો પછી હું તુને શારી પેઠે બતલાઉંચ" એ બોલો શાંભલીને શાહજાદાને વધારે રીશ આવી, તેથી તે છોકરાની ટોપલીને પકડી, અને તે શાથે ટીંગાએઓ, તેથી તે ટોપલી ટુતી પડી, અને કાલુ જમીન ઉપર વેરાઇ ગીઆં. પેલા મછીમારના છોકરાએ ટોપલી તથા કાલુ જમીન ઉપર પડતા રાખેઆ, અને શાહજાદાના આગ ઉપર ધશીને પોતાની મજબુત મુકીથી તેહેના મોહોડા ઉપર એટચોતો માર મારીઓ કે શાહજાદાની નશકોરી ફોરી નાખી, અને તેહેને રડતો ઘેર મોકલીઓ, પછી પોતાના કાલુ પાછા જમીન ઉપરથી ઉઠાવીને તે ચાલતો થાએઓ શાહજાદાએ રડતો રડતો જઇને નામદાર રાણી આગલ પોતા ઉપર પડેલી બધી વાત કીધી અને જે છોકરાએ તેહેને મારીઓ હતો તેહેની ફરીઆદ કીધી, પણ નામદાર રાણીએ પોતાના બચાંની ચાલ મુતલક પશંદ કીધી નહીં, તેહેને શારી પેઠે ધમકાવીઓ, અને પેલા માછીમારના છોકરાની તારીફ કીધી કે તેણે શાહજાદાને બરોબર નશીઅત દીધી હતી બીજે દાહાડે નામદાર રાણીએ કેટલીએક તજવીજ કરાવીને પાશેના ગામડાઆંથી તે છોકરાને તેરાવી મગાવીઓ, તેહેની આગલ શાહજાદાને બોલાવીને શાહજાદા પાશે આગલી દા

હાડાની વાત વીશે માફ મંગાવીઉં; પછી તે છોકરાંને પોતાના મેહેલનાં માણુશો શાથે જમાડીઓ, અને કેટલાંએક કપડાં તથા નાણું આપીને રૂખશત કીધા.

---

## હાથી.



આ એ બોલેરગ જાંનવર દુનીઆના જંગલા ભાગોમાં વખણાએલુછે. હાથી મોહોટામા મોહોટો કદમા બાર ફીટ ઉચો હોએછે, અને જ્યારે તેહેની ઉમર પચાશથીતે શાહાઠ વરશ શુધીની થાએછે તેઆર પછી તે કદમાં વધતો નથી. હાથીની ઉમર ૧૨૦) થીતે ૧૫૦) વરશ શુધીની હોએછે. કેટલાએક હાથીઓ શવારીને કીજે કામમા આવેછે, તેઓ કેલવાએલા હોએય, તેથી રાજવશી લોકો તેહેવા દરએક હાથીના ૨૦૦૦) થીતે ૩૦૦૦) રૂપીઆ આપેછે, બીજા હાથીઓ બોજો ઉચકવાના કામમા આવેય તેઓની કીમત ૫૦૦) થીતે ૧૦૦૦) રૂપીઆ શુધીની પ્રાએછે આગલા વખતમા હાથીઓ લડાઇમા કામ આવતા હતા હાથી જો લડાઇના કામને કીજે શારી પેહે કેલવાએલો હોએય તો બંદુક ઇઆ તલવારના જખમથી તે કદી દરજો નથી, પણ વગર કેલવાએલો હાથી લડાઇમાથી ધબરાઇને પાછો ફરેછે, અને પોતાના ધણીને ફાએદો કરવાને ઠેકાણે શાલું નુકશાન કરેછે. આપણા દેશમા રાજવશી લોકો હાથી વાપરેય તે જાનવરો કામ પડએ દરરોજની ચાલીશથી તે પચાશ માઇલની મજલ શેહેલાઇથી કરી શકેછે.

હાથની ચાલાકી તથા ગનેઆન તથા શબુકાઇ-વીશે મુશાફરો વારેવાર હકીકત લખી ગીઆછે, તે મધેથી થોડીએક વાતો હમોએ નીચે ઉતારી લીધીછે.

દીલી શેહેરમા એકશાહેદ પાદશાહનો એક હાથી બજારમાંથી ચાલી જતો હતો, તેણે પોતાની શુણ્ડ એક દરજીના દુકાનમાં ઘુશાડી, કે જાંહાં કેટલાએક દરજીઓ બેશીને શીવતા હતા, તે જોઇને એક દરજીએ પોતાની શોએ તે હાથીની શુણ્ડમાં ભોકી હાથીએ તે વખતે કશુ તોફાંન કીધું નહી, પણ મુગો મુગો ચાલી ગીઓ, અને થોડોએક દુર જાઇને ગંદીલા પાણીના એક ખબોચીઆંમાથી પોતાની શુણ્ડમાં પાણી ભરીઉ, અને પેલા દરજીની દુકાનમા આવીને તે શુણ્ડ ખાલી કીધી, કે જેથી તે દરજીઓનાં શીવવાના કપડા તથા તેઓનો બીજો અશબાબ પુશકલ પાણીથી સંગલો ખરાબ કરી નાંખીઓ.

આફ્રિકના મુલકના નવાબનો એક હાથી હતો તેહેને વીશે એવું કેહેય, કે એક વખત લખનોર શેહેરમાં અતીશએ મરકી ચાલી, તે વખતે ગરીબ લોકો રશતે પડીને મરી જતા હતા, તેવામા નવાબ એ હાથી ઉપર શવાર થાઇને પોતાના મેહેલમા જાતો હતો. નવાબે ઘણાએક માણુશોને મરકીના રોગથી રશતામાં મરવા પડેલાં જોએઆ હતા, તોપણ તેણે તેઓની કશી દરકાર કીધી નહી, અને હાથીને આગલ ચલાવવાને માહાવતને હોકમ આપીઓ. નવાબનાં મેહેલ આગલ જાઇ પોહોચના દરદી લોકોની ભીડ અંતીશએ થાઇ પડી, તે એવુકે હાથી જો આગલ ચાલતે તો દરદીઓને તે પોતાના પગથી કચડીઆ વગર રેહેતે નહી પેલા ઘાટકી નવાબને એ બાબદમા કશી દએઆ હતી નહી, અને નવાબ જેવાં માણુશે રશતામાં ઉભું રેહેવું એ કામ તે પોતાના દરજાથી હલકુ ગણતો હતો, તેથી તેણે પોતાના માહાવતને એવો હોકમ આપીઓકે માણુશો હાથીના પગ તલે ચપાએ કે ચપાએ નહી તોપણ શવારી ચલાવી જવી એ હોકમ મુજબ માહાવતે હાથીને અંકોશ મારીને આગલ ચલાવવા માડીઓ, પણ એ બુધીવંતા જાનવરે પોતાનુ દગલુ આગલ ભરીઉ નહી, પણ દરએક દરદીઓને પોતાના મારગ મધેથી પોતાંની શુણ્ડે કરીને આશતેથી ઉચકીને રશતાની બાજુએ મુકતો ગીઓ, અને એ રીતે જેમ જેમ રશતો થાતો ગંયો ચાલીઓ તેમ તેમ તે આગલ વધીઓ. એ રીતે એક ઘાટકી પાદશાહ કરતા આએ જાનવરમા વધારે દએઆછે એવુ માલમ પડીઉં હતું

કેટલાએક માહાવતો વીશે કેહેયકે તેઓ અથવા તેઓની બાએડીઓ કાઇ કામ શર બાહેર જાએય તેઆરે પોતાનાં બચાઓને પોતાના હાથીની આગલ મુકી જાએછે, તે હાથી બચાઓની શાથે ખુશ મીજાજથી રમત કરેછે, અને કોઇવાર માહાવતનું બચું રમતાં તુટી પડેય અથવા કોઇ થા

શંતીમાં આવી પહોંચતો હાથી તેહને પોતાની શુંઢમાં પોતાની પાશે ખેંચી લેઈને બચાંનાં મા બાપ આવી પોહોંચે તાંહાંશુધી તેહનો શંભાલ કરી રાખેછે.

હીનદુશથાંનમાં ઇંગરેજ લોકોને ફરેંચ લોકો શાથે લડાઈઓ થાતી હતી તે વેલાએ એક વખત એક લડાઈમા ફરેંચના લશકરના એક હાથીના પગમા તોપનો ગોલો લાગો, તેથી તે જાંનવર ઘણું જખમી થાઉ હતું, પણ પોતાનાં માહોવતના ફરમાવીઆથી લશકરી દવાખાંનું કે જે તે જગાંયથી કેટલુંએક દુર હતું તાંહાંશુધી તે ચાલીઓ હતો; અને તાંહા ધીરજથી બેશીને ડાકટરો પાશે પોતાના દરદનો મલમ પટો કરાવીઓ હતો, તથા કાઈબી તોફાન કીધા વીના તોપના ગોલાનો એક કટકો જે તેહના બદનમાં પેશી ગીઓ હતો તે ધીરજથી ખેંચી કાહાડવાની ડાકટર લોકોને જોગવાઈ આપી હતી. તોપના ગોલાનો કકડો બદનમાથી કાહાડતી વખતે કેહેચકે તે હાથીને ઘણું દુખ લાગતું હતું, કાંએકે તે વારેવાર મોહોટી ચીંચારી પડતો હતો, તોપણ ડાકટર લોકો તેહને ફાએદો કરવા માહાંતા હતા એવું શમજીને તેણે કશી મશતી કીધીતી નહી એ હાથી વીશે કેહેચ કે તેહનો માંહાવત દરરોજ થહેવારના તેહને છોડી મુકતો હતો, તેવોજ તે પોતાની મેલે હાંશપીટાલ આગલ જતો હતો, અને ડાકટરો પાશે મલમ પટો કરાવીને પાછો પોતાનાં મુકામ ઉપર આવતો હતો

ઉપલીજ લડાઈમાં એક જુવાન હાથીને માથાંમાં ગોલી લાગી હતી, પણ એ હાથી બાલક હતો તેથી ઘાભરો પડીને આશપાશ દોડીઆ કરતો હતો, અને ડાકટરો તેનો ઘાહ દુરશત કરવા આગલ જતા હતા તોપણ તે હાથમાં આવતોતો નહી એ હાથીનાં બચાની માતા તેજ છાવણીમાં હતી, તે તરત પેલા ડાકટરોની મેરજી શમજી ગેઈ, અને પોતાનાં બચાંની તરફ આવવાંના કશદ કીધો, તેવીજ તેને છોડી દીધામો આવી પછી એ હાથીની માંઢાએ પોતાનાં બચાંને પોતાની શુંઢ તથા પગથી મજબુત પકડી રાખીઉં અને ડાકટરોને તેહની ખોપડીની અંદરની ગોલી તપાશવા દીધી, અને તે ગોલી ડાકટરો બાહેર કાંહાડી શકેઆ તાંહાં શુધી એ હાથણ પોતાનાં બચાંને દરરોજ પકડીને તેનો એલાજ કરાવતી હતી

કલકતામો એક હાથીની બાબત વીશે કેહેચકે એક વખત શરકારી અંશબાબ લેઈને કેટલાએક જાંનવરો કલકતેથી ચીતાગાગ જતા હતાં, તેહવામાં રાતના એ હાથણ પોતાની ખુટીએથી છુટી થાઈને જંગલમાં નાહાશી ગેઈ, અને શરવે કોઈએ એવું ધારીઉંકે માહાવત તે જાનવરને કોઈ દેકાણે વેચી આવીઓ હશે. એ વાતને ૧૨) વરશ ગુજરી ગીઆં તે વારપછી એ માંહવત હાથીઓ પકડવાને વાશતે તે જંગલમાં ગીઓં હતો, તાંહાં પેલી હાથણે તેહને દીઠો, તેવીજ તે માહાવતની આગલ આવી અને પોતાંના પગ વાલીને તેહને પોતાની ગરદન ઉપર શવાર કીધો, અને તે દીનથી પાછી તે માહાવતની તાબેદારીમાં રહી.

હાથીઓ માણશોને કીજે તહરેવાર રમુજ કરી બતલાવેછે તેઓ પોતાની શુંઢથી શલામ કરવા શીખેછે; જમીન ઉપરથી પઈશા ઈંચા દડો ઉઠાવી લીએછે, કેટલાએક પેલા રીઓ તેઓને નાચ કરતાં શીખવેછે; રાજવંશીઓ હાથી અને વાઘની મારામારી કરાવેછે, અને એજ માફક માણશની રમુજને ખાતર એ જાનવર બીજી તરેહવાર રીતે તાબેદારી કરેછે.

હાથીને ચીડવવો એ કાંમ ઘણું ધાશતી ભરેલુંછે. શાદાના કરતા તેનો ખોરાક જો કોઈ ઓછો કરેચતો હાથીને ઘણી રીશ ચહડેછે, અને તે રીશને લીધે કોઈવાર તે માણશનો પરાંણ પણ લીએછે. આજ થોડાંએક વરશની વાતપર હીનદુશથાનથી પારીશ શેહેર ખાતે એક હાથીને મુકટીઆમાં આવીઓ હતો તેહને પારીશના લોકો જોવા જાતા હતા, અને રમુજને ખાતર તહરેવાર મેવો તથા ખોરાક ખવાડતા હતા એક દાહાડે લોકોની ભીડનો શંભાલ કરવાને વાશતે એ હાથીના મુકામ આગલ એક પેહેરાગીર રાખીઆમો આવીઓ હતો, તે હાથીને ખોરાક આપવાથી લોકોને અટકાવતો હતો, અને હાથી તે પેહેરાગીરના હાથનાં અટકાવવાની અદા જોઈઆથી તેહની મતલબ શમજી ગીઓ હતો. બીજે દાહાડે હાથીએ પોતાની શુંઢમા થોડુંએક પાણી ભરી રાખીઉં, અને જેઆંરે આગલા દાહાડાની માફક હાથીને ખોરાક આપતાં પેલો પેહેરાગીર તમાશગીર લોકોને અટકાવવા લાગો તેજ વેલાએ હાથીએ પોતાની શુંઢમાથી પેહેરાગીરનાં મોહોડા ઉપર જોરથી પીચકારી મારી. એ વાતથી પણ તે પેહેરાગીર હટેઓ નહી, તેથી ફરીને હાથીને ખોરાક આપતાં લોકોને અટકાવવા લાગો, તેથી હાથીને ઘણી રીશ ચહડી, અને પેહેરાગીર જેહવો તેહની નજદીકમા આવેઓ તેહવોજ હાથીએ પોતાની શુંઢ તેહેનાં બદન ઉપર નાખી, અને તેહેનાં હાથમાંની બંદુક છીનવી લેઈને એક પાતલી લાકડીની માફક મરડી નાંખી.

બરમા દેશનો રાજા હમેશાં પોતાને તાંહાં એક શફેદ હાથી પાલેચ, અને તે હાથીનું મુકામ પાદશાહાના મેહેલની પાશે હોએચ. રાજા તથા પરજાના લોકો એ હાથીની પુંજા કરેછે, તેહેને શુનાં રૂપાનાં વાશણની અંદર ખોરાક ખવાડેછે, તથા જવાવદાર કપડું તેના આંગ ઉપર નાખેછે તથા તેહેની આશપાશ તરેહવાર ખુશબોઇ મુકેછે, અને તેહેવારના દાહાડાઓ ઉપર તે હાથીને કીમતી જરીઆન પેહેડાવેછે. એ હાથીની ચાકરીમાં ઘણાએક માણશો રેહેછે, અને તેના ખરચને કીજે રાજાએ કેટલાંએક ગાંમડાઓની આએપત મુકરર કરી આપેલીછે. એ રાજા પોતાના રાજ દરબારી દશતાવેજોમાં પોતાનાં નામની પછવાડે "શફેદ હાથીના શાહેબ" એવી રીતનો ખેતાબ લખેછે.

---

## ઈંગલંડ દેશની રાજ ચલાવનારી શભા.

આપણે ઘણી વેલાએ ઈંગલંડ દેશની "પારલેમેનટ" ની શભા વીશે વાતો શાંભલીએ છેઇએ. એ શભા ઈંગલંડ દેશ તથા તેહેને લગતા બીજાં પરગણાંઓને વાશતે ધારા બાંધેચ, તથા એ દેશ અને તેહેને તાબેના તમાંમ મુલકોનાં રાજ કારોબાર ઉપર ધેઆંન પોહચાડેછે તથા તેઓમા શુધરાઇ કરેછે. આપણે ઘણી વાર શાંભલીએચ કે ઈંગરેજી રાજમાં કોઇ માંણશને પોતાને વાશતે ઇઆ પરજાનાં લાભને ખાતર ઈંગલંડના શઉથી ચહડી પદવીના શતાવાલાઓની નજદીક ફરીઆદ કરવી હોએચ તો તે ફરીઆદની અરજી "પારલેમેનટ" ની શભા ઉપર મોકલેઆમા આવેછે. હવે એ "પારલેમેનટ" ની શભા તે કેહવી તરેહની મંડલી છે તે બાબે હમો ધાશતી રાખીએચ કે હમારી થોડીજ વાંચનારીઓને માહેતગારી હશે, એટલા વાશતે એ શભા વીશે હમો થોડુંએક વરણન અતરે આપવાની રજા લીજીએચ

જાંણવું, જે ઈંગલંડ દેશનું રાજ જે કાએદાથી હવડા ચાલેછે અને જેહને "બરીતીશ કાંનશટીટીઉશંન" કરીને કેહેછે, તે કાએદા મુજબ તરંણ જુદીજુદી તરેહેના અમલ એ રાજ કારોબારમાં લાગુ પડેલાછે, અને એ તરંણે અમલવાલાઓનાં એક મત થાઆ વગર એ દેશનો કાંઇબી કારોબાર ચાલી શકતો નથી અથવા કાંઇબી કામ શતા બરેલું કેહવાતું નથી. એ તરણ અમલ મધે શઉથી પેહલો અમલ તાજ ધરાવનાર પાદશાહ ઇઆ રાંણીનોછે. બીજો અમલ "હાઉશ આવ લારડશ" ઇઆને અમીર લોકોની શભાનોછે, એ શભા મધે ઈંગલંડ દેશ તથા તેહેને લગતા પરગણાંઓનાં ખાંનદાંનથી ઉતરતા આવેલા અમીરો તથા બીજા કેટલાએક ઉમરાવો તથા મોહોટી પદવી ધરાવનાંરા થોડાએક પાદરીઓ શામેલ રેહેચ, તે શંઘલાવોની શંખીઆ આશરે ૪૪૮ માંણશની થાએછે. તરીજો અમલ "હાઉશ આવ કામનશ" ઇઆને રઇઅતે પશંદ કરેલા માણશોની શભાનોછે, એ શભામાં ૬૫૬ ઘરહશથો શાંમેલછે. આગલા વખતમાં ઈંગલંડ દેશ મધે પાદશાહનો અખીતીઆર ઘણો મોહોટો હતો, અને "પારલેમેનટ" ની શભા માતરે તેહને તાએબે હતી અને તે વખતે એ મંડલી હવડાની માંફક નું શવતંતરપણું ભોગવતી હતી નહી, પણ જેઆરે ઇશાવી શને ૧૬૮૮ નાં વરશમાં ઈંગલંડ દેશમા રાજદરબારી મોહોટો ફેરફાર થાઓ, અને રઇઅતે તે વખતના પાદશાહ ચારલશ પેહલાને ગરદન મારીઓ, તેઆર પછી પાદશાહનો અખતીઆર ઘણો કમતી કરેઆમાં આવેઓ હતો, અને તે વખતથી "હાઉશ આવ લારડશ" તથા "હાઉશ આવ કાંમનશ" એ બંધે શભાઓની શતા વધી હતી. ઉપલી બંને શભાઓ વીશે એકંદર બોલતી વેલાએ લોકો તેહેને "પારલેમેનટ" ની શભા કરી કેહેછે, પણ એ બંને શભાઓની બે હકનાં મુકાંમ જુદાછે, અને રાજકારોબારની હરેક બાબદ વીશે એ બંધે શભાવાલાઓ એક બીજાથી હુલાએદી રીતેવીચાર તથા બાજધડ કરેછે. "લારડશ" ની શભામા પાંદશાહી ખાનદાંનનાં તરણ શખશો તથા અમીર લોકો મધેથી ૨૦) ડીઉક ૨૧) મારકુવીશ ૧૧૪) અરલ ૨૨) વાઇકાઉંટ ૧૯૪) બઆરોનેટ ૧૬) ઇશકાટલાડદેશનાં અમીરો ૨૮) આએરલાંડ દેશના અમીરો અને ૩૦) મોહટી પદવી ધરાવનારા પાદરીઓ શાંમેલછે. "હાઉશ આવ કાંમનશ" ની શભાને કીજે જે ૬૫૬ ગરહશથો રઇએતની તરફથી ચુંટી કાહાડીઆમા આવેછે તે કાંમમા આખી રઇએત શામેલ રેહતી નથી, પણ જે લોકો પોતે જમીન ધરાવતા હોએ અને તેહેની વરશ દાહાડાની નકી આએપત ૧૦ પાઉંડ કરતાં ઓછી નહી હોએ તેઓને એ હક આપીઆમાં આવીઓછે, અને તેઓની શંખીઆ આશરે દશ લાખ માણશની ગણાએછે.

"પારલેમેનટ" ની શભાને નવા ધારા બાંધવાનો તથા જુનાં ધારા રદ કરવાનો અખતીઆરછે. એ કીમ શર,

પેહેલી દરખાશત "હાઉશ આવ કાંમનશ" ની શભાને કરવી પડેછે, અને,તેઓએ,જો તે કામ પશંદ કીધુંતો પછી તે જ દરખાશત "હાઉશ આવ લારડશ" ની શભા મધે કરેઆમાં આવેછે, અને તાંહાં પશાર થાએઆ પછી તે બાબે પાદશાહ ઇઆ.રાંણી જે તખતપર હોએછ તેહેની પરવાનગી મેલવીઆથી તે ધારો પશાર થાએછે. નાણાંની બાબદ વીશે ઇઆને. શરકારની તરફથી જે કાંઇ ખરચ કરવો હોએ તે બાબદમા શંગલો અખતીઆર "હાઉશ આવ કામનશ"ની શભા વાલાઓંનોછે. કોઇ લડાઇને વાશતે એ શભા વાલાઓ જો ખરચ આપવા નાં કેહેતો પાદશાહથી ઇઆ તેહેના વજીરોથી લડાઇ થાઇ શકે નહી વજીરો ઇઆને પરધાનોને મુકરર.કરવાનો હક પાદશાહનોછે, પણ તે પરધાનોનું કામ જો "પારલેમેનટ" ની શભાને,પશંદ પડતુ નહી હોએ અને એ શભામાં બેશનારાઓથી તેઓને આશરો મલતો નહી,હોએ તો વજીરોથી, પોતાનો ઓધો ચલાવી શકાતો નથી, તેથી પાદશાહને પોતાના આગલા વજીરો બદલીને બીજા વજીરો મુકરર.કરવા પડેછે.

---

## જે કોઈ ભુતથી બીહે તેહેને ભુત વલગે.

જેને ભુતની બીક લાગેછે; તેનેજ ભુત વલગેછે. તે ઉપર અમે ઘણી વાતો શાંભલીછે, તથા દીઠીછે, તે લખતા પાર આવે નહી, અને જે નથી બીહીતો તેને ભુત વલગે પણ નહી; તેની વાતો પણછે

૧. એક તલાવને કાંઠે કબર (ગોર) હતી, તે ઉપર બેશીને ૧૦ માંણુશોએ લુગડા ધોએઆં, તેમાંથી એક જણ બીધો; તેને જીનનો વલગાડ થઓ તેથી દુખ પાંમીઓ

૨ એક પીપરના જાડમાં કોઇ દેવીનું થાનક હતું તે જાડ શુતાર જણ આડ મલીને કાપીઉં. તેમાથી એક જણને વલગીને દેવી બોલી, કે પેહેલો ધા એણે મોરા ઉપર કરઓછે

૩ એક વાઘરીણ ડાકણ શાથે વાણીઆ દશ અથવા બાર જણઓને લડાઇ થઇ, તેમાથી જણ બેને વલગાડ થઓ, અને ધુણીને બોલી, કે મારા શાથે જેટલા લડીઆછે તેટલાનો જીવ લેવશ. પણ બીજાઓને તો પછી કાંઇ, થઇ નહી.

૪. શુરતમા મોહોટી હવેલીમા ભુતના ભરમથી કોઇ માંણુશ પેશી શકતું નહી, તે જગો શવામી નારાએણ વાલાઓએ વેચાતી થોડા રૂપીઆમાં રાંખી એવી ભુતના ભરમથી ખાલી જગીઆઓ ગુજરાતમા ઘણી હોએછે, અને કોઇ હીમતવાલાઓ તે જગીઆ વેચાતી રાખેછે, તેના જોવામા ભુત આવતો નથી

૫. એક ગરાશીઓ દેવીની મુરતીની નજરે પીશાબ કરવા બેઠો હતો. તેના શરીરમા આવીને દેવીએ એક પાડો તથા એક બકરો માગીઓ, તેથી તે ગામના માણીઆ દેવીની મુરતીને એક ઝાડ ઉપર દાટી આવીઆ. પછી ગરાશીઆએ એવી વાત ચલાવી કે દેવીએ મારા શપનામા આવીને કહીઉં, કે મેતો ભુલમા પાડો તથા બકરો માગો, અને શવારમા એવા જીવ મારી પાશે મારવા આવે.તેથી હું નાશીને ફલાંણે ઠેકાણે શંતાઇછું. તે જીવ મારે નહીતો માહારી જગો બતાવજે.

૬. એક રજપુત ભુતની વાતો માનતોતો નહી તે શારૂ ભુત વાલા ઘરમા શુતો, તીહા ભુતની વાતો ચલાવનારે એક જણે આવીને કશુંબો પાઇને તે રજપુતને બીકાઇમા કેફ ખવરાવીઓ પછી કેફ ચડ્ઢી વખત બીજા માંણુશોને બોલાવીને એ ભુતનો વલગાડ કરાવીઓ. તે કેફ ઉતરા પછી ઠગાઇ માલમ પડી

૭ એક શંઘ જાતરાએ જતો હતો તે એક, ગામથી પાછલી રાતે ચાલીઆ, તીહાથી ભોમીઓ શાથે લીધો પછી. તે,શંઘમાથી શીપાઇ બે આગલ ચાલીઆ, તેની શંઘ વાલાઓને માલમ રહી નહી તીહાં એક વાવીઅ આવી, તેમા પાણી પીવા એ બંને જણ ઉતરીઆ, પછી બીજા તે.શંઘવાલા માણશો તીહા આવતા હતા, તેમા, વલાવા વીશ હતા, તેના હાથમા બંધુકો ભરેલીઓ તથા તીર કામઠા હતાં, તે શાથે એ ભોમીઓ વતો કરતો આવતો હતો કે અહીઆ એક તલાવ,મારગમા આવશે, તેમા ભુતો રેહેછે તેથી ધોળે દીવશે પણ એખલુ કોઇ માંણુશ આ રશતે ચાલી શકે નહી એવી વાતો કરતા વાવીઅ પાશે આવીઆ, તે વાવમાં પેશા શીપાઇજણ બે પાણી પીને બાહાર નીશરા તેને દેખીને ભોમીઓ નાઠો, પછી વલાવા શરવે નાઠા કેટલાએકની બંદુકો પડી ગઇ, તથા કોઇના માથાની પાઘડી, કોઇના પગરખા પડી રહા, કેટલાએક પડી ગઆ, તેને શરીરે વાગુ પછી દુર જઇને શરવે એકઠાં થઆ, તીઆરે શંઘવીએ પેશા વલાવીઆઓને ઠપકો દીધો, કે અમારા માંણશો કેટલાએક પડી ગીઆ, તેના શરીરને વાગીઉં તથા કેટલાએક નાશી,મલીઆ નહી, તે પછવાડે રહી ગઆ, તેને મેલીને તમો

બરમા દેશનો રાજા હમેશાં પોતાને તાંહાં એક શફેદ હાથી પાલેચ, અને તે હાથીનું મુકામ પાદશાહાના મેહેલની પાશે હોએચ. રાજા તથા પરજાના લોકો એ હાથીની પુંજા કરેછે, તેહેને શુનાં રૂપાનાં વાશણની અંદર ખોરાક ખવાડેછે, તથા જડાવદાર કપડું તેનાં આંગ ઉપર નાખેછે તથા તેહેની આશપાશ તરેહવાર ખુશબોઇ મુકેછે, અને તેહેવારનાં દાહાડાઓ ઉપર તે હાથીને કીમતી જરીઆન પેહેડાવેછે. એ હાથીની ચાકરીમાં ઘણાએક માણશો રેહેછે, અને તેના ખરચ અને કીજે રાજાએ કેટલાંએક ગાંમડાઓની આએપત મુકરર કરી આપેલીછે. એ રાજા પોતાના રાજ દરબારી દશતાવેજોમાં પોતાનાં નામની પછવાડે "શફેદ હાથીનો શાહેબ" એવી રીતનો ખેતાબ લખેછે.

---

## ઈંગલંડ દેશની રાજ ચલાવનારી શભા.

આપણે ઘણી વેલાએ ઈંગલંડ દેશની "પારલેમેનટ" ની શભા વીશે વાતો શાંભલીએ છેઇએ. એ શભા ઈંગલંડ દેશ તથા તેહેને લગતાં બીજાં પરગણાંઓને વાશતે ધારા બાંધેચ, તથા એ દેશ અને તેહેને તાબેનાં તમાંમ મુલકોનાં રાજ કારોબાર ઉપર ધેઆંન પોહચાડેછે તથા તેઓમાં શુધરાઇ કરેછે. આપણે ઘણી વાર શાંભલીએથ કે ઈંગરેજી રાજમા કોઇ માણશને પોતાને વાશતે ઇઆ પરજાનાં લાભને ખાતર ઈંગલંડના શઉથી ચહડી પદવીના શતાવાલાઓની નજદીક ફરીઆદ કરવી હોએચ તો તે ફરીઆદની અરજી "પારલેમેનટ" ની શભા ઉપર મોકલેઆમાં આવેછે હવે એ "પારલેમેનટ" ની શભા તે કેહવી તરેહેની મડલી છે તે બાબે હમો ધાશતી રાખીએચ કે હમારી થોડીજ વાંચનારીઓને માહેતગારી હશે, એટલા વાશતે એ શભા વીશે હમો થોડુંએક વરણન અતરે આપવાની રજા લીછએચ

જાંણવું, જે ઈંગલડ દેશનું રાજ જે કાએદાથી હવડા ચાલેછે અને જેહને "બરીતીશ કાંનશટીટીઉશંન" કરીને કેહેછે, તે કાએદા મુજબ તરંણ જુદી જુદી તરેહેના અમલ એ રાજ કારોબારમાં લાગુ પડેલાછે, અને એ તરંણે અમલવાલાઓનાં એક મત થાઆ વગર એ દેશનો કાંઇબી કારોબાર ચાલી શકતો નથી અથવા કાંઇબી કામ શતા ભરેલું કેહવાતું નથી. એ તરંણ અમલ મધે શઉથી પેહલો અમલ તાજ ધરાવનાર પાદશાહ ઇઆ રાંણીનોછે. બીજો અમલ "હાઉશ આવ લારડશ" ઇઆને અમીર લોકોની શભાનોછે, એ શભા મધે ઈંગલંડ દેશ તથા તેહેને લગતા પરગણાંઓના ખાંનદાંનથી ઉતરતા આવેલા અમીરો તથા બીજા કેટલાએક ઉમરાવો તથા મોહોટી પદવી ધરાવનારા થોડાએક પાદરીઓ શામેલ રેહેચ, તે શંઘલાવોની શંખીઆ આશરે ૪૪૮ માંણશની થાએછે. તરીજો અમલ "હાઉશ આવ કામનશ" ઇઆને રઇઅતે પશંદ કરેલા માણશોની શભાનોછે; એ શભામા ૬૫૬ ઘરહશથો શામેલછે. આગલા વખતમાં ઈંગલંડ દેશ મધે પાદશાહનો અખતીઆર ઘણો મોહોટો હતો, અને "પારલેમેનટ" ની શભા માતરે તેહને તાએબે હતી અને તે વખતે એ મંડલી હવડાંની માફક નું શવતંતરપણું ભોગવતી હતી નહી, પણ જેઆરે ઇશવી શને ૧૬૮૮ નાં વરશમાં ઈંગલંડ દેશમાં રાજદરબારી મોહોટો ફેરફાર થાઓ, અને રઇઅતે તે વખતના પાદશાહ ચારલશ પેહલાને ગરદંન મારીઓ, તેઆર પછી પાદશાહનો અખતીઆર ઘણો કમતી કરેઆમા આવેઓ હતો, અને તે વખતથી "હાઉશ આવ લારડશ" તથા "હાઉશ આવ કાંમનશ" એ બપે શભાઓની શતા વધી હતી. ઉપલી બંને શભાઓ વીશે એકંદર બોલતી વેલાએ લોકો તેહેને "પારલેમેનટ" ની શભા કરી કેહેછે, પણ એ બને શભાઓની બે હકનાં મુકાંમ જુદાછે, અને રાજકારોબારની હરેક બાબદ વીશે એ બપે શભાવાલાઓ એક બીજાથી હલાએદી રીતે વીચાર તથા બાજપડ કરેછે. "લારડશ" ની શભામા પાદશાહી ખાંનદાનનાં તરણ શખશો તથા અમીર લોકો જેવી ૨૦) ડીઉક ૨૧) મારકુવીશ ૧૧૪) અરલ ૨૨) વાઇકાઉંટ ૧૯૪) બઆરોનેટ ૧૬) ઇશકાટલાંડ દેશનાં અમીરો ૨૮) આએરલાંડ દેશનાં અમીરો અને ૩૦) મોહટી પદવી ધરાવનારા પાદરીઓ શાંમેલછે. "હાઉશ આવ કાંમનશ" ની શભાને કીજે જે ૬૫૬ ગરહશથો રઇએતની તરફથી ચુંટી કાહાડીઆમાં આવેછે તે કાંમમા બાપ્ખી રઇએત શામેલ રેહતી નથી, પણ જે લોકો પોતે જમીન ધરાવતા હોએ અને તેહેની વરશ દાહાડાની નકી આએપત ૧૦ પાઉંડ કરતાં ઓછી નહી હોએ તેઓનેજ એ હક આપીઆમા આવીઓછે, અને તેઓની શંખીઆ આશરે દશ લાખ માણશની ગણાએછે.

"પારલેમેનટ" ની શભાને નવા ધારા બાંધવાનો તથા જુનાં ધારા રદ કરવાનો અખતીઆરછે. એ કીમ શર

પેહેલી દરખાશત "હાઉશ આવ કોમનશ" ની શભાને કરવી પડેચ, અને તેઓએ, જો તે કામ પશંદ કીધુંતો-પછી તે જ દરખાશત "હાઉશ આવ લારડશ" ની શભા મધે કરે આમાં આવેચ, અને તાંહાં પશાર થાએઆ પછી તે બાબે પાદશાહ કએઆ રાણી જે તખતપર હોએચ તેહેની પરવાનગી મેલવીઆથી તે ધારો પશાર થાએછે. નાણાંની બાબદ વીશે કઆને શરકારની તરફથી જે કાઇ ખરચ કરવો હોએ તે બાબદમા શંગલો અખતીઆર "હાઉશ આવ કામનશ"ની શભા વાલાઓનોછે. કોઇ લડાઇને વાશતે એ શભા વાલાઓ જો ખરચ આપવા નાં કેહેતો પાદશાહથી કએ તેહેના વજીરોથી લડાઇ થાઇ શકે નહી વજીરો. કઆને પરધાનોને મુકરર કરવાનો હક પાદશાહનોછે, પણ તે પરધાનોનું કામ જો "પારલેમેનટ" ની શભાને પશંદ પડતું નહી હોએ અને એ શભામા બેશનારાઓથી તેઓને આશરો મલતો નહી હોએ તો વજીરોથી, પોતાનો ઓધો ચલાવી શકાતો નથી, તેથી પાદશાહને પોતાના આગલા વજીરો બદલીને બીજા વજીરો મુકરર કરવા પડેછે.

---

## જે કોઈ ભુતથી બીહે તેહેને ભુત વલગે.

જેને ભુતની બીક લાગેછે, તેનેજ ભુત વલગેછે. તે ઉપર અમે ઘણી વાતો શાબલીછે, તથા દીઠીછે, તે લખતા પાર આવે નહી, અને જે નથી બીહીતો તેને ભુત વલગે પણ નહી, તેની વાતો પણછે

૧. એક તલાવને કાંઠે કબર (ઘોર) હતી, તે ઉપર બેશીને ૧૦ માણશોએ લુગડા ધોએઆ, તેમાંથી એક જણ બીધો, તેને જીનનો વલગાડ થએો તેથી દુખ પાંમીઓ

૨. એક પીપરના જાડમાં કોઇ દેવીનું થાંનક હતું તે જાડ શુતાર જણ આડ મલીને કાપીઉ. તેમાથી એક જણને વલગીને દેવી બોલી, કે પેહેલા ઘા એણે મારા ઉપર કરએોછે

૩ એક વાઘરેણ ડાકણ શાથે વાણીઆ દશ અથવા બાર જણાઓને લડાઇ થઇ, તેમાથી જણ બેને વલગાડ થએો, અને ધુણીને બોલી, કે મારા ગાંમે જેટલા લડીઆછે તેટલાનો જીવ લેવશ. પણ બીજાઓને તો પછી કાંઇ થએક નહી

૪. શુરતમા મોહોટી હવેલીમા ભુતના ભરમથી કોઇ માણશ પેશી શકતું નહી, તે જગો થવામી નારાએણ વાલાઓએ વેચાતી થોડા રૂપીઆમાં રાખી એવી ભુતના ભરમથી ખાલી જગીઆઓ ગુજરાતમા ઘણી હોએછે, અને કોઇ હીમતવાલાઓ તે જગીઆ વેચાતી રાખેછે, તેના જેવામાં ભુત આવતો નથી

૫. એક ગરાશીઓ દેવીની મુરતીની નજરે પીશાબ કરવા બેઠો હતો. તેના શરીરમા આવીને દેવીએ એક પાડો તથા એક બકરો માગીઓ, તેથી તે ગામના વાંણીઆ દેવીની મુરતીને એક ગાઉ ઉપર દાટી આવીઆ પછી ગરાશીઆએ એવી વાત ચલાવી કે દેવીએ મારા શપનામા આવીને કહીઉ, કે મેતો ભુલમાં પાડો તથા બકરો માગો, અને શવારમા એવા જીવ મારી પાશે મારવા આવે તેથી હું નાશીને ફલાણે ઠેકાણે શંતાઇશ તે જીવ મારે નહીતો માહારી જગો બતાવજો.

૬. એક રજપુત ભુતની વાતો માનતોતો નહી તે શારૂ ભુત વાલા ઘરમા શુતો, તીહા ભુતની વાતો ચલાવનારે એક જણે આવીને કશુમો પાઇને તે રજપુતને મીઠાઇમાં કેફ ખવરાવીઓ પછી કેફ ચડતી વખત બીજા માંણશોને બોલાવીને એ ભુતનો વલગાડ કરાવીઓ. તે કેફ ઉતરા પછી ઠગાઇ માલમ પડી.

૭. એક શંઘ જાતરાએ જતો હતો તે એક, ગામથી પાછલી રાતે ચાલીઆ, તીહાથી ભોમીઓ શાથે લીધો પછી-તે, શંઘમાથી શીપાઇ બે આગલ ચાલીઆ, તેની શંઘવાલાઓને માલમ રહી નહી. તીહા એક વાવીઅ આવી, તેમા પાણી પીવા એ બંને જણ ઉતરીઆ, પછી બીજા તે શંઘવાલા માણશો તીહા આવતાં હતા, તેમા, વલાવા વીશ હતા, તેના હાથમા બંદુકો જામગીઓ તથા તીર કાંમઠા હતાં, તે શાથે એ ભોમીઓ વાતો કરતો આવતો હતો કે અહીઆ એક તલાવ મારગમા આવશે, તેમા ભુતો રેહેછે તેથી ધોળે દીવશે પણ એકલું કોઇ માણશ આ રશતે ચાલી શકે નહી એવી વાતો કરતા વાવીઅ પાશે આવીઆ, તેવામાં પેલા શીપાઇ જણ બે પાણી પીને બાહાર નીગરા તેને દેખીને ભોમીઓ નાઠો, પછી વલાવા શરવે નાઠા કેટલાએકની બંદુકો પડી ગઇ, તથા કોઇના માથાની પાઘડી, કોઇના પગરખા પડી રહા, કેટલાએક પડી ગઓ, તેને શરીરે વાગું. પછી દુર જઇને શરવે એકઠા થઓ, તીઆરે શંઘવીએ પેલા વલાવીઆઓને ઠપકો દીધો, કે અમારા આવેલા કેટલાએક પડી ગીઆ, તેના શરીરને વાગીઉ તથા કેટલાએક નાશી શકીઆ નહી, તે પછવાડે રહી ગઓ, તેને મેલીને તમો

નાશી ગીઆ, તે કાંઇ ઠીક કર્યું નહી, અને તમે અમારૂ વલાવું આ રીતે શું કરશો? પછી વલાવીઆ બોલીઆ, કે લુટનારા અશવારો શો આવતા હોએતો અમે શાંમા થઇને મરીએ પણ ભુત શાંમું અમારૂં જોર ચાલે નહી, એમાંથી જીવ ખોઇ બેશીએ, પછી પેલા લોભીએ પણ વલાવીઆઓની શાખ પુરી. પછી તે વાવીઅથી પાછે બીજે રશતે થઇને શંઘ ગીઓ, અને જે શમે પેલા શીપાઇ જણ એને દેખીને શરવાના કા હતા, તીઆરે તે જણ બેઉએ જાંણું કે લુટનાર આવીઆ તેથી શંઘ નાઠો. પછી તે બેઉ જણ પાછા વાવીઅમાં ઉતરી ગીઆ, તે ઘડી બે પછી બાહાર નીકરીને શંતાતા શંતાતા શંઘ ભેગા થાએઆ, પછી એ વાત જાહેર થાએઆથી શરવે લોકો હશવા લાગા, અને કેટલાએક એ બેઉ જણને ઠપકો આપીઓ કે તમે કેમ બોલેઆ નહી કે અમે છેઇએ તમે બીતાના.

૮. એક શાહુકારનાં નાંણા લેઇને આગલીઆઓ જતા હતા, તે કોઇ ગામમાં શેઠના આરતીઆને ઘેર રાતના વાશે રહ્યા. તેઓએ આરતીઆને કેહ્યું કે અમોને એકાતે ઉતારો આપો, તેઆરે તે બોલેઓ કે એક ઘેર એકાતનુંછે પણ તેમા ભુત રેહેછ. તેઆરે આગલીઆ બોલેઆ કે અમો જણ દશ છેઇએ વલી વલાવા પંદર શાતેછે. એટલા જણોને ભુત શું કરશે, અમો ભુતથી કાંઇ બીતા નથી. પછી તે ઘરમાં ઉતરા, તે આંગલીઆ જણ દશ ઓરડામાં શુતા, પછી રાતે તે ઘેરમા ખાતર પાડીને ચોર એક પેઠો, તે શરવ વાતમા માહેર હતો, તેને તાલીઓ પાડીઓ, એટલે એ દશ જણાઓ ઉઠી નાશી ગીઆ. પછી વલાવીઆઓએ ઉઠીને ઢાલ તરવાર લીધી. પણ ભુતના ભએથી કોઇ એ ઘેરમાં આવી શકેઓ નહી અને દીવો કરવાનો પણ કાંઇ જોગ આવીઓ નહી પછી તેમાં એક મોટો અને ડાહાઓ હતો, તે બોલીઓ, કે ઓરડાના કમાડ શારી પેડે શાચવીને આપણે શરવે આડા શુઇએ. પછી એમ કરીઉ અને શવારમાં ઉઠીને જુવેછતો ખાતર પાડીને ચોર લુગડાં લેઇ ગીઆ અને પેહેરેલા લુગડા મા નાંણા હતાં તેટલાં રહેઆં

૯. એક બાવશારને ઘેર મેહેમાન એક આવીઓ હતો, તેને રાતે રેહેવાના ઘરથી છેટે બીજું ઘર પોતાનું હતું, તાંહાં શુવારીઓ, પછી તે મેહેમાંન રાત અરધી જતે જાગીઓ, અને મોહોડુ ઉઘાડુ કરીને જોઉં, તીહાં બાઅડીઓ બે ઉભી દીઠી, તેની શાડી ઉપર ચંદરમાંનું ચાંદરડુ એક એક દીઠુ, એ ટલેબાણે બીવા લાગીઓ, પછી હનમાંનનું નામ લીધું. વતી કેટલાએક દેવોના શમ દીશ, કે તમે અહીઆં ઉભીઓ રેહો તો તમને તેતરીશ કરોડ દેવોની આણ, માતા બહુચરાજીની આંણ, મેલડીની કાલ ભઇરવની આંણ, એવું ઘણું કહીઉં. પણ એતો ગઇઓ નહી પછીતો ધીરજ રહી નહી એટલે બુમ પાડી, તીઆરે પડોશી લોકો ઉઠીને આવીઆ, અને તેહેને કહીઉં કે તું ઉઠીને કમાડની માહેલી શાંકલ ઉઘાડ, તીઆરે તે બોલીઓ, કે મનેતો બે જણીઓએ દબાવી રાખીઓ છે, અને મને મારેછે, હું ઉઠી શકતો નથી. પછી પેલા લોકોએ કમાડ ખેડવીને ઉતારી મુકીઆ, એટલે એ મેહેમાંન ખાટલા ઉપરથી ઉઠીને નાઠો, તે બારણા વચે જઇ પડીઓ. પછી તે ઘરમા અધારામા બાએડીઓ બે ઉભી હતી તેને જોઇને એ લોકો પણ થર થર ધ્રુજવા લાગા. અને કોઇ હીમતવાલો હતો, તેણે પથરા મારીઆ તે વાગા, પણ એ બાએડીઓ ખશી નહી. તેવામાં ચોકીવાલા આવી પોહોચીઆ, તેઓએ તીર મારીઆ, તે બાએડીઓના શરીરમાં વાગીઆ, પણ કાંઇ બોલે નહી, અને જાએ પણ નહી. પછી કોઇ દીવો કરી લાવીઓ, અને શારી પેઠે તપાશ કરીને જોઇઉ તારે ડામચીઆ ઉપર ગોદડાં હતા તે ઉપર એક શાડીનુ કરેલું ગોદડું ઓઢારેલુ હતુ, તે ઉપર ચાદરનું પડતું હતુ, અને તેહેનો આકાર બેએ બાએડીઓ ઉભી હોએ તેમ લાગતો હતો.

(કવી દલપતરામનો ભુત નીબંધ)

---

## પરચુરણ બીનાંઓ.

નેકી અને બદી—આએ દુનીઆમાં પરથમથી બે કુટબ જનમ પામેઆંછે, કે જેવોનો ખવાશ એક બીજાથી તદન ઉલટોછે. એ મધેનુ એક કુટંબ બેહેશતમાં રેહેછે, બીજાનો વાશો જેહાંનમમાછે. બેહેશતમાં રેહેનારા કુટબનું શઉથી નાથલું બચું "ખુશાલી" કરીને છે, કે જેની માં એનુ નાંમ "શુખ" કરીનેછે, અને જેહેનાં બાપનુ નામ "નેકી" કરીનેછે, અને તેવોનો વઉશ ઇશવરથી ઉતરી આવેઓછે. બીજાં કુટંબનું નાથલું બચું "દલગીરી" કરીનેછે, તેની માએનુ નાંમ "દુખ" કરીનેછે, અને તેના બાપનુ નામ "બદી" કરીનેછે અને તેઓની તોખંમ રાખશશથી ઉતરીછે. એ બેએ કુટંબનાં નાથલા બાલકોના કોઇ કારજ કરનારે વચમા પડીને એક બીજા શાથે લગન કરાવેઆં તેઆરે તેમાથી આએ દુનીઆના માણશો વચે નેકી અને જ

દી, શુખ અને દુખ, બેશાએલુ પેદા થાએઉં. જેઆરે હરેક માણશ ગુજરી જાએય તેઆરે આએ બેએ કુટંબના વડીલો મા હમેશાં ટંટા થાએછે, તેહેના ચુકાદા "ધરમ" હેવાં નામ ના એક બુજોરગ શખ્શ નીઆએની ખુરશીએ બેશીને કરે છે જો તે મરનાર માણશે ઘણી બદી કીધી હોએગતો "ધર મ" તે માણશને વાશતે પેલા જેહાનમમાં રેહેનાર કુટંબને કે હેચકે, "હેને તમો લેઇ જાઓ અને દફનાવી આવો—હેના માં તમારાં કુટંબનો ખવાગ ઘણોછે, વાશતે તમારો દાવો વા જબીછે". જો તે ગુજરનાર માણશ નેક થાઇ ગઓ હોએય તો તેહને ઉપલીજ રીતે બેહેશતમા રેહેનાર કુટંબને હવાલે ક રેછે, કાએકે તે કુટંબનો દાવો તેહેની ઉપર વધારેછે. "ધ રંમ" બીજું હેવું કેહેયકે એક દાહાડે બેહેશતની નદીઓમા પુર આવશે; તેનાં પાંણી જાંહાંનમને શંગલુ ધોઇ નાંખશે, અને તે થી જેહાનમમાં રેહેનારૂ કુટંબ શનાન કરીને પવીતર થાશે, પછી એ બેહુ કુટંબનાં ગુજરેલા માંણશોના પાછા લગન થશે, અને તેના બચાં હેવાં નીરમલ પેદા થાશેકે જેથી બદીના છાએઆ શાથે તેઓને શરખાવવી પડશે

---

**વીદીઆનું બલ**—વીદીઆ શું શું કામ કરી શકેય, તે શેઆંના વાચનારાઓએ ઘણી બાબદમા જાણઉં હશે. હા લ જમાનામા વીદીઆનુ બલ બીજાં પરાકરમો શાથે આએબી એક માબારત કામ કરેછે, કે શમુદરમાં ડુબેલી નગદી અને બીજી નાશલી વશતુ પાછી બાહેર કાહડી શકેય, એટલુંજ ન હી, પણ મનવાર શરખા મોહટા વાહણો જે દરીઆમાં ડુબે આ હોએ તે વીદીઆનુ બલ પાછાં બાહેર કાહડવાને આદ મીને શકતીવાંન કરેય. રૂશીઆન શાથે છેલલી લડાઇ થઇ તેઆરે ઇંગરેજોની તથા ફરેનચોની મનવારો શીબાશટેપો લની ખાડીમા પેશી શકે નહી તથા રૂશીઆંનના બારકશો તેઓ ને હાથ આવે નહી તેટલા શારૂ રૂશીઆનોએ તે ખાડીનાં બારામા પોતાની (૫૨) બાવન મોહટી મનવારો તથા બીજ બાર કશો ડુબારી દીધાં હતાં. તે મનવારો પાછી બાહેર કાહડવા ને અમેરીકામાં બોશટન શેહેરવાલા જાન ઇ કોવન ના મના ગરહશથે રૂશીઆન શરકાર શાથે કબુલાત કરીછે. "જી નરાલટરમે" નામની ખાડીમાંથી અમેરીકાના ડુબેલી "મી શોરી" નામની આગબોટનુ ખોખું જે ઇજનરે બાહેર કાહ ડઉં હતુ તે પણી એ મી० કોવનજ હતો તે હવડાં રૂશીઆ માટે એને ઉપલાં બારકશો કાહડવાની તઇઆરી કરેછે.

**ઊતાવલો ઇનશાફ**—થોડા મહીનાની વાત પર એમેરી કા મધે એક દરબારમાં કોઇ વકીલોને પોતાના ઘરાકો શાથે ખ રચની બાબદમા વાંધો પડ્યો; તેઆરે ન્યાએધીશના દીવાન ખાનાંમાં તે ખરચ વશુલ કરવાને તેઓ આવેઆ, તાહા પોતા ના દાવો શાબેત કરવાને તેઓ કેટલાંએક ધારાના પુશતકો બી લાવેઆ હતા, અને મરાકને મથરાવવાને ભારી ધુમધામ કરતા હતા. ન્યાએધીશે પુછીઉં કે "ઘરશયો તમારો વાંધો કેટલા રૂપીઆનોછે". જવાબ દીધો "પાચ રૂપીઆનો" ન્યાએધીશે તુરત પોતાનાં ખીશામાથી તેટલા રૂપીઆ કા હડી તે લાએરોને આપીને દરબારના માણશને હુકુમ કીધો કે બીજો મુકદમો લાવો

એ પરમાણે ઇનશાફની દરબારોમાં ઉતાવલે ચુકાદો ક રવાને શગલા લોકો આરજુ રાખેતો ઇનશાફ ખાતાંમાં થતી ઢીલની લોકો જે ફરીઆદ કરેય તે શાભલવામા આવે નહી.

---

**એક ફીલશુફની નશીએત**—ખોદાએતાલાએ આ પણને બેએ આંખ, બેએ કાંન, અને એક જુબાંન આપેલી છે, વાશતે માણશે હરએક બાબતમાં બેએ વખત નજરે જો ઉં, અને બેએ વખત શાંભલવું, અને પછી એક વખત બો લવું લાજમછે.

---

**આપ અખતેઆરી.**

ભુખી ને સુકી રોટી ઉપર શંતોશ કરૂં,
ગુદી ફાટી ખેદરી મુજ આંગ પર ધરૂ;
બોકના આભારનો મુજને બેંચવો બોજો—
તે થાને પોતાની મેહેનત ભલી રોજો.

ગુલશતાન.

---

**શખાવત અને કંગાલીઅત.**

નેકબખત તે કે જેણે અંદાજશર ખાધુ ને ખવાડીઉં—
બદબખત તે કે જે મરી ગીઓ ને મુકી ગીઓ

ગુલશતાન

---

**શંતોશ.**

નથી ઉટ પર શવાર—નવ ખર પેરે મુજ પર બાર,
નહી કો પરજાનો હું રાજા—નવ કોઇ માહરો અંદાતાર.
છતની નહી મુજને ચીનતા—અછતનો નહી શતાપ,
છગન મગન દમ મારૂં છું—ઉમર ગુજરેછે આપોઆપ.'

ગુલશતાન

## સુધરેલી ઓરત વીશે.

### શેઠ સગારશાના પુરજીઆનો રાગ.

જેને સુધરેલી નારીરે, સદા સુખી તે સંસારી ॥ ટેક ॥

નિરમળ નમણા દિસે નિરંતર, નેહ ભરેલાં નેણ ॥
મનને હરે એવાં મુખથી ખરતાં, વિણીને વેણએ વેણ ॥
જેને સુધરેલી૦ ॥ ૧॥

સવામીના ચિતમાં શોક કે ચિંતા, જો જાંણે લવલેશ ॥
હેતે હસાવીને હિંમત આપે, કાપે સઘુલો કલેશ ॥
જેને સુધરેલી૦ ॥ ૨॥

પુછીને જોતા પેઆરા પતીની, જો મરજી ન જણાય ॥
ઘર ઘેરતો શેનુ પગલુ માંડે, પીઅર પણ નવ જાય ॥
જેને સુધરેલી૦ ॥ ૩॥

વરજીના મનની મરજી પ્રમાણે, કામ સદા કરનાર ॥
સુંદરી એ બાએગ શાલીના સારૂ, સરજી સરજનહારે ॥
જેને સુધરેલી૦ ॥ ૪॥

સુપનામા કદી કોઇની સાથે, દંગો કરે નહી તેહ ॥
મેલ વિંનાનુ મન પણ નિરમળ, નિરમળ દિસે દેહ ॥
જેને સુધરેલી૦ ॥ ૫॥

આપે પરભુ એવો વઇભવ પામી, પાંમે પુરો સંતોશ ॥
સંકટમાં પણ સવામીની સાથે, રંચન રાખે રોશ ॥
જેને સુધરેલી૦ ॥ ૬॥

ગામમા હોએ ગરીબ પોતાથી, તેનુ જુવે સુખ તોલ ॥
દોલતવાળાની દોલત દેખી, બોલે ન હલકા બોલ ॥
જેને સુધરેલી૦ ॥ ૭॥

સવાંમીને સુદ સવભાવ ગમે, મનરાચે સવાંમીને રૂપ ॥
પરપતીને તો પથર જેવો જાંણે, હોય જો બારે ભુપ ॥
જેને સુધરેલી૦ ॥ ૮॥

સાભળે સબંદ શિખામણના તે, છાતીમાં ચોટી જાય ॥
દુરગુણ દેખીને દુરથી નાસે, સદગુણ સિખે સદાય ॥
જેને સુધરેલી૦ ॥ ૯॥

આળસ ઉંઘ અતીશે ન દિસે, દિસે ઉદીઓગી અંગ ॥
ગંદગીતો જેને દિલેજ ન ગમે, ન ગમે નઠારાનો સંગ ॥
જેને સુધરેલી૦ ॥ ૧૦॥

સનેહ વધારે ને શોક ઘટાડે, લોકમાં પામે લાજ ॥
એવી મલે જો આ દુનીઆમાં, સવરગ ઇછે શા કાજ ॥
જેને સુધરેલી૦ ॥ ૧૧॥

પુરણ પુનઅથી, પૂરૂશ પામે, ન ઉતમ એવી નાર ॥
દળપતરામ કહે દુનીઆમા, ધન તેનો અવતાર ॥
જેને સુધરેલી૦ ॥ ૧૨॥

---

## ભુંડી ભારજાની.

( રાગ ઉપર પરમાણે. )

બાઇઓ જેની ભારજા ભુંડીરે, તેને પીડા અંતર ઉંડી ॥ ટેક.

લાજ તજીને લડાઇ કરે નીત, ભાલવા લોક ભરાય ॥ .
સારા માણસના ઘરનુ વગોણુ, જોણુ જગતને થાય ॥
બાઇઓ જેની ભારજા ॥ ૧॥

જેમ બીલાડી ઉંદરને જુવે, એમ નાથ સામા કરી નેણ ॥
પગ થકી પરગટે માથા લગી, એવા વાંકાં કાઢે વેણ ॥
બાઇઓ જેની ભારજા૦ ॥ ૨॥

ચાર ઘડી પીઉ અકડે ટકે તારે, સુખ બને ને થાય ॥
ઘડીએ આવીને ઘેર બેસે, તારે શેર લોહી સુકાય ॥
બાઇઓ જેની ભારજા૦ ॥ ૩॥

પોહોર ચડે દીન પોહોડીને ઉઠે, આપે લડાઇનો ચાલ ॥
જો લડનાર કોઇ ન જડેતો, પડતા લે પોતાના બાલ ॥
બાઇઓ જેની ભારજા૦ ॥ ૪॥

અનેહ કરી કેદી સવામી સંધાતે, બેસી ન બોલે વાત ॥
ધુમાડાની પેઠે ધુંધવતી રહે, રોસ ભરી દીન રાત ॥
બાઇઓ જેની ભારજા૦ ॥ ૫॥

પીઉ પરીતો ધણીજ પોતામા, સમજણ જાંણે સદાય ॥
દઇવ થકેતો મનુશના મુખની, શિખામણે શુ થાય ॥
બાઇઓ જેની ભારજા૦ ॥ ૬॥

પંડીત શાસતર ભણેલ પુરાણી, મોટી સભામા મનાય ॥
માન તજી મુરખીના નોહોરાના, તેજ કુકારા ખાય ॥
બાઇઓ જેની ભારજા૦ ॥ ૭॥

જેને વિતી હોય તે નર જાણે, આણે બિજા અહંકાર ॥
ડાહાપણનો દળપત કહે, કોઇ ગરવ ન કરશો લગાર ॥
બાઇઓ જેની ભારજા૦ ॥ ૮॥

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧ લું. મેએ ૧૮૫૭. આંક ૫ મો.

## લાએકીવાલી ઓરત.

### રાણી ઝનોબીઆ.

હમારા તરીજા આંક મધે માલવા પરાંતની રાજ શલાવનારી નામીચી અશતરી આલીઆબાઈ વીશે હમોએ કેટલીએક હકીકત પરગટ કરી હતી. આ દુનીઆની શપાટી ઉપર ઓરતોએ ઘણી વેલાએ રાજ કારોબાર ચલાવીને પોતાની પંચની મતશકતી શાબેત કરીછે. યુરોપ ખંડ મધે હાલના વખતમાં કેલવણીને લીધે ઘણીએક અશતરીઓ રાજ દરબારી કામકાજ કરવાને લાએક ગણાએછે, પણ આગલા વખતમાં જેઆરે દુનીઆમાં કેલવણીનો ફેલાવો હવડાની માફક મોહોલો હતો નહી તેઆરે પણ અશતરીઓએ મોહોટાં મોહોટાં કામો પોતાને માથે ઉઠાવીને પોતાની ચતુરાઈ તથા હોશીઆરી પુરવાર કીધેલીછે. એ ઉપરથી આપણા જોવામા આવેચકે ખોદાતાલાએ અશતરીઓને મરદોના કરતાં વધારે નાજુક બદન આપેલુછે, તોપણ તે શાહેબની બખશેશથી ગનેઆન અને મનશકતીની બાબતમા મરદ કરતાં ઓરત ઓછો દરજજો ધરાવતી નથી. એ બાબદનાં દાખલા જંગલી કોમ અને જંગલા મુલકના લોકો મધેથી આપણને મલી આવેછે અશતરીઓની રાજ કારોબાર ચલાવવાની શકતી વીશેનો આપણા દેશને લગતો દાખલો ઉપર જણાવેલી ઇનદોરની રાણી આલીઆબાઈ વીશે હમોએ આપીઓ હતો ; બીજો દાખલો એક આરબ અશતરીનો હમો આપીએચ, કે જેહેનું નામ આએ બીનાને મથાલે દમોએ મુકીઉંછે.

આજ આશરે ૧૮૦૦) વરશની વાત ઉપર આરબશતાનના મુલકનાં ઓતર ભાગમા અને શીરીઆ દેશની દખણ દશા તરફ મોટા રેતીનું એક મોહોટુ જંગલ આવેલુછે તાંહાં " પાલમાઇરા " નામનું એક શેહેર હતું, તેહેની હાકમી આરબ શરદારો ચલાવતા હતા, પણ તેઓ રૂમનાં શેહેનશાને ખંડણી આપતા હતા. એ પાલમાઇરા શેહેર જોકે રેતીનાં જંગલ મધે આવેલુ હતું તો પણ એ શેહેર તથા તેની આશપાશની થોડીએક જમીન ફલવંત હતી તથા તાજા પાણીની આબાદાની ઘણી હતી, એટલામાટે તે જમાનામાં યુરોપ તથા એશીઆ ખંડ વચે મુશાફીને મારગે જે વેપાર ચાલતો હતો તે વેપારનાં માલની રવાનગીનો રશતો પાલમાઇરા શેહેર મધેથી જાતો હતો. એ વેપારને લીધે પાલમાઇરા શેહેર દર વરશે આબાદાનીમાં વધતું હતું, અને ઇશવી બીજી શદીમા તે ઘણુ તવંગર અને દબદબા ભરેલું ગણાઆમાં આવતું હતું, અને રૂમના શેહેનશાહો એ શેહેર તથા તેહેને લગતા પરાંતને પોતાની હકુમતનો એક અગતનો ભાગ શમજતા હતા

રૂમની શેહેનશાહતની તવારીખ વાંચનારને રોશનછે કે ઇશવી તરીજી શદીમાં ઇરાનના મુલકના શાશાનીઆન પાદશાહ શાપુર શંગાથે રૂમના શેહેનશા વાલરીઅનને ઘણીએક લડાઇઓ થઇ હતી, અને તેમાં શેહેનશાહ વાલરીઅન શીકશત પામીઓ હતો, કે જેથી કરીને રૂમની હકુમત ઘણી નબલી પડી હતી. એ વખતમાં પાલમાઇરા શેહેર મધે " ઓડનેથશ " નામનો એક શરદાર હકુમત ચલાવતો હતો, અને ઝનોબીઆ તે શરદારની રાણી હતી , ઓડનેથશ એક દેલાવર મરદ હતો, અને તેની રાણી ઝનોબીઆ તેની બરોબરતી બાહાદુરી ધરાવતી હતી રૂમની શેહેનશાહતના ઉપર જણાવેઆ પરમાણેના પડતા વખતમા પાલમાઇરા શેહેરના શરદારે પોતાને માથેનો રૂમનો અમલ માતરે નામ દાખલ રાખેઓ હતો, અને તેણે પોતાની આશપાશના પરાંતો જીતીને એક રાજપાટ ઉભુ કરવાનો ઠરાવ કીધો હતો એ શરદાર ઓડનેથશ હેવા કામમા રોકાએલો હતો તેહવામા તેહેને પોતા

નાં બેશના એક શખશ શાથે કાઇ ટંટો થાએઓ, કે જેહેની વીગત આગલ વાંચીઆમાં આવશે, અને તેમાં તે મારેઓ ગીઓ, અને તેથી તેહેનું રાજ શંગલું તેહની રાણી જીનોબી આના હાથમા આવી પડીઉ, કે જેણીએ પોતાના ખાવંદ નો અંમલ ઘણી હોશીઆરીથી ચલાવીઓ, એટલુંજ નહી, પણ તે શાથે બીજા આશપાશના મુલકો જીતીને પોતાની પાદશાહીનો દશાત ઘણો વધારેઓ હતો.

એ રાણી જીનોબીઆ વીશે કેહેચકે તે મીશર દેશના એક પાદશાહી ખાનદાનથી ઉતરી આવેલી હતી. તે જે મારફ બાહાદુર અને દેલાવર હતી તેજ પરમાણે પવીતર અને પોતાની પંથને માન આપવા લાએક ગુણો ધરાવતી હતી. એ રાણી આરબ અશતરીઓની માફક રંગમા લગાર શાવલી હતી, પણ તે શાથે મીશર અને આરબશતાનનાં મુલકોની તમામ ઓરતોમાં તે ઘણીજ ખુબ શુરત ગણાતી હતી, અને એ રાણીની તવારીખ લખનારાઓ કેહેચ કે તેહેનો અવાજ હેવોતો મીઠો હતો કે જેહેની બરોબરી દુનીઆમા થોડીજ અશતરીઓ કરી શકી હશે. રાણી જીનોબીઆમા જે કુદરતી ગનેઆન અને કાબેલીઅત હતી, તે ગણેઆન અને કાબેલીઅતને તેણીએ એલમ શીખીને શીનગાર આપેઓ હતો તથા પુખત કીધુ હતું એ રાણી લાટીન તથા ઇઉનાની જુબાનો શારી પેઠે જાણતી હતી, તથા એ જુબાનો મધે લખાએલી કેતાબો તેણીએ શારી રીતે વાચેલી હતી. મીશર અને શીરીઆ દેશની ભાશાઓ પણ તે શારી રીતે શીખેલી હતી તેણીએ પોતાના ખાનગી કારણને શારૂં ઉગમણ પરશતની તવારીખનાં શંગરહનુ એક પુશતક બનાવીઉ હતુ, અને લાનજીનશ નામના એક ઉશતાદના હાથ હેઠલ હોમર તથા પલેટો નામના નામીચા ગરથકારોના પુશતકો તેણીએ ઘણી ઓતમ રીતે પાઠ કીધા હતા,

જીનીઓબીઆની કાબેલીઅત તથા હીમત પરમાણે ઓડનેથશ તેહેને લાએકનો ખાવંદ મલેઓ હતો. એ મરદ પરથમમા એક ખાનગી ગરહશથ હતો, તેમાથી તે ધીમે ધીમે પાલમાઇરા શેહેરની હાકમીના દરજાને પોહોચેઓ હતો. જીનોબીઆ તથા ઓડનેથશ એ બ બેને ભરથાર તથા બાએડી દાખલ એક એકમા જે રોશની હતી, તે ઉપરાત જેમ એક લશકરના બેએ લડાએક શરદારો એક બીજા ઉપર પરીત રાખે તથા એક બીજાની હીમતની તારીફ કરે તે મા ફક એ જોડા વચે શબંધ ચાલતો હતો. એ બધે જણાં લડાઇમા હમેશા શાથે જતા હતાં, તથા બંધે જણાં લશકરની શરદારી શાથે ભોગવતાં હતા. લડાઇથી જો કોઇવાર ફુરશત મલી હોએ તો ઓડનેથશને જંગલનાં ફાડી ખાનારાં જાનવરોનો શેકાર કરવાનો ઘણો શોક હતો, અને એ ધાશતી લરેલી ગમતમાં તેહેની અશતરી હમેશાં શાંમેલ થાતી હતી. જીનોબીઆએ પોતાનાં બાલપણથી મેહેનત અને થાક શેશવાની ટેવ રાખી હતી. તે જો કોઇવાર ગાડીમાં બેશતી હતી તો ગાડીને માથે કધી છતર રાખતીતી નહી. તેહેનો કાએદો ઘણું કરીને ઘોડા ઉપર બેશવાનો હતો, અને તે હમેશાં લશકરી પોશાક પેહરતી હતી. કેહેચ કે કોઇવાર પોતાના લશકરની શાથે પાંઉ પેઆદલ ચાલવાની જરૂર પડતી હતી તો તે પરમાંણે લાંબી મંજલ કાપતાં એ અશતરીને કશો કંટાલો ઉપજતોતો નહી. ઓડનેથશ તથા જીનોબીઆએ શીરીઆ દેશનો ઘણો મોહોટો ભાગ જીતીને પોતાને તાબે કીધો હતો. રૂમના હકુમતવાલાઓ તેઓથી ઘણો ડર રાખતા હતા, અને શેહનશાહ વાલરીઅનના ગુજરેથા પછી તેહેના છોકરાએ ઓડનેથશને પોતાની બરોબરીનો એક પાદશાહ કબુલ કરેઓ હતો.

ઓડનેથશ એક વેલાએ કેટલાએક ગાઢીક હુતારા શરદારોની શંગાથે લડાઇમાં ફતેમંદ થાઇને પાછો પોતાના શેહેર તરફ આવતો હતો, તે મારગમાં એક દાહાડે શેકાર કરવા નીકલીઓ, અને પોતાનાં એક ભાનેજને શાથે લીધો. કેહેચ કે એ વખતમાં તે તરફનાં લોકોમા હેવો શરેશતો હતો કે શેકાર કરતી વખતે જાંહાંશુધી પાદશાહ પોતાનો તીર કોઇબી શેકાર ઉપર ફેકે નહી તાંહાશુધી બીજા કોઇથી તીર મરાએ નહી પણ ઓડનેથશનો ભાનેજ એ તરીકાથી ઉલટો ચાલીને પેહલા પોતે તીર મારવા લાગો, અને તે બાબતમાં પાદશાહે તેહેને મનાઇ કીધી તોપણ માનીઉ નહી. એ ઉપરથી પાદશાહને ગુશો ચહડીઓ તેથી તેહેને શરમીનદી પોહોચાડવાને શારૂં તેહેને ઘોડા ઉપરથી ઉતરવાનો પાદશાહે હોકમ કીધો અને થોડી મુદત શુધી કેદ કરાવીઓ. એ શખશે કેદમાથી છુટો થાએઆ પછી પોતાના મામા ઉપર વેર લીધું હતું, અને ખાંનાંની એક મીજલશમા તેણે પોતાને હાથે પાદશાહને કતલ કીધો હતો રાણી જીનોબીઆએ પોતાના ખાવંદનું વેર એ નીમખ હરામ ભાનેજ ઉપર લીધું હતું, અને તેહેને પકડીને તરત ગરદન મરાવીઓ હતો.

ઓડનેથશનાં મરણ પછી જીનોબીઆ પોતે એકલી પાલમાઇરાનાં તખતની માલેક થાઇ હતી. તેણીએ ના

મદારી શાથે પાચ વરશ શુધી હકુમત ચલાવી હતી, અને તે વખતમા મીશર, શીરીઆ, પાલમાઈરા, અને ઉગમણ પરાંતનાં બીજાં મુલકોનો કેટલોએક ભાગ તેહેના અખતીઆર ટલે હતો. ઓડનેથશ ગુજરીઓ તાહા શુધી તે રૂમના શેહેનશાહોને માતરે નામનું માન આપતો હતો, ઇઆને પોતા ઉપર તેઓનો મહડતો મરતબો તેણે નામનો કબુલ રાખીઓ હતો. રાણી જીનોબીઆએ તે પરમાણે કરીઉં નહી, અને હેવું જાહેર કીધું કે તેહેની પાદશાહી શવતંતરછે, અને તેહેની ઉપર કોઇનો કશી પાતીએ અખતીઆર પોહોંચતો નથી. એ શબબથી તથા બીજાં કેટલાએક કારણોને લીધે રૂમના શતાવાલાઓએ જીનોબીઆની શાંમણે લડવા વકી એક મોહોટું લકર મોકલીઉં હતુ, તેઓ શાથે એ રાણી પોતાની શરદારી હેઠલ લશકર લઇને લડી હતી, અને રૂમનાં લશકરને મારી હટાવીઉં હતું. નવા રાજ ઉભા કરવામાં તથા તેઓનો કારોબાર ચલાવવામાં એ રાણી કશી ગુમવાતીતી નહી, તેહેની ચાલ ચલણમા અને અંમલ ચલાવવાની રીતમાં શંગલી તરફથી દાપણ જોવામાં આવતુંહતુ. જે જગોએ કોઇ તકશીરવારને માફી કરવી હોએતો તાંહા તે પોતાના ગુશાને ઠંડો પાડતી હતી, જાંહા દએઆ કરેઆથી ખરાબી થતી હતી તાહાં તે કઠણ દીલ રાખતી હતી. રાજ દરબારી શંગલો ખરચ તે ઘણી કશર શાથે કરતી હતી, પણ જે વેલાએ ખરચની જરૂર પડે તે વેલાએ તે પઇશા ખરચવાને પછાત રેહેતી તી નહી ઓડનેથશની પીઠથી તેહેને તરણ છોકરા તથા કેટલીએક છોકરીઓ પેદા થાઇ હતી, તેઓ શંગલાંઓને તેણીએ લાટીન કાએદાથી ઘણી શારી કેલવણી આપી હતી, તથા છોકરાઓને લશકરી કવાએદ શીખાડી હતી, અને પોતે " ઉગમણ પરાતની રાણી " નો ખેતાબ રાખીઓ હતો.

રાણી જીનોબીઆનો અંમલ ઉપલી રીતે આબાદાંની ઉપર આવીઓ હતો, તેહેવાંમા રૂમની શેહેનશાહત મધે એક અગતનો ફેરફાર થાએઓ હતો, કે જેહેની અશરથી એ રાણીની હકુમત જેમ ઉતાવલે ઉગી નીકલી હતી તેમજ ઉતાવલેથી તારાજ થાઇ હતી. રૂમના શેહેનશાહ વાલરીઅનનાં વખતથી એ નામીચી શેહેનશાહતની શતા પોતાની આશપાશના મુલકો ઉપરથી ઘણી કમતી થાઇ હતી, અને એ રાજ ઉપર ઓતર તરફના કેટલાએક જંગલી લોકોનાં ટોલાંઓએ હોમલો કીધો હતો, તેથી એ અંમલની જલદીથી આખરી આવે હેવી શરવે કોઇને ધાશતી પડી હતી. પણ એ વખતમા રૂમના લશકરમાં કલાડીઅશ નામનો એક શરદાર હતો. કે જે ઘણો દાનોવ અને હીમતવાન હતો, તેહેને આલમનાં લોકોએ પોતાની ખુશીથી શેહેનશાહ કીધો, અને એ શેહેનશાહે રૂમની પડતી હાલત અટકાવી, અને એ રાજને પાછું તેહેની આગલી જાંહોજલાલી ઉપર લાવીઓ કલાડીઅશનાં ગુજરવા પછી બીજો એક લશકરી શરદાર નામે ઓરલીઅન શેહેનશાહ થાએઓ હતો, તે પણ કલાડીઅશની માંફક દાનાવ અને બાહુર હતો, અને રાણી જીનોબીઆ જે પાલમાઇરા શેહેરમાં શવતંતર રાજ કરી બેઠી હતી, તથા શેહેનશાહની હકુમતનો તીરશકાર કરતી હતી, તેહેને શજા કરવાનું તથા પાલમાઇરાના રાજ ઉપર રૂમની શાહેબી પાછી ચાલુ કરાવાનું એ શેહેનશાહ ઓરલીઅને અગતનું વીચારીઉં હતું, અને તે કારણશર એક મોહોટું લશકર લઇને શીરીઆના મુલક ઉપર તે ઉતરી પડીઓ હતો શેહેનશાહ આરલીઅન તથા તેહેના લશકરનાં આવવાની ખબર શાભલીને રાણી જીનોબીઆ તેઓની શાથે લડાઇ કરવાને શારૂ તરત તઇઆર થાઇ હતી, અને શેહેનશાહનું લશકર પાલમાઇરા શુધી આવી પોહોચે તે આગમજ પોતાનુ લશકર લઇને મારગમા તેઓ શાથે તેણીએ મોલાકાત લીધી હતી એ લશકરની શરદાર જીનોબીઆ પોતે થાઇ હતી, અને તેહેને રૂમના લશકર શાથે બેએ મોહોટી લડાઇઓ થાઇ હતી એ બેઉની પેહેલી લડાઇમાં રાણી જીનોબીઆનું લશકર પરથમ ફતેમંદ થાઇઉં હતું અને તેઓએ રૂમીઓને મારી નહશાડીઆ હતા, પણ તે રૂમીઓનાં નાહાશેલાં લશકરની પછવાડે દોડતાં જીનોબીઆનું લશકર વેરાઇ ગએઉં હતુ તથા તેહેની કવાએદ શલામત રહીતી નહી, તે મામલો જોઇને શેહેનશાહ આરલીઅને પોતાની ફોજનો કેટલોએક ભાગ જે જમાવ કરી રાખેલો હતો તે લઇને તેણે પાલમાઇરાના લશકર ઉપર ફરીને એક શકત હોમલો કીધો, અને તે હોમલામા તે ફતેમંદી પાંમીઓ. બીજી લડાઇમાં જીનોબીઆના લશકરનું દીલ તુટી ગએલું હતું, તેથી રૂમી લોકો તેઓ ઉપર જલદીથી ફાવી નીકલીઆ હતા એ ઉપરથી જીનોબીઆ તે લડાઇના મેદાનમાંથી નીકલી ગઇ, અને પોતાના પાલમાઇરા શેહેરમાં જાઇ પોહોચી, અને તેહેનો કીલો તથા દરવાજા બધ કરીને પોતાની છેલી ઘડી શુધી એ શેહેરનો બચાવ કરવાનો તેણીએ ઠરાવ કીધો. શેહેનશાહ આરલીઅન તેહેની પછવાડે દોડીઓ, અને પાલમાઇરા ઉપર લશકરનો ઘેરો નાખેઓ એ લડાઇમાં શેહેનશાહને ઘણીજ શકતી ખેંચવી પડી હતી, તે પોતે જખમી થાએઓ હતો, તોપણ તેણે પોતાની હીમત પડતીમુકી

તી નહી. એ શેહેનશાહનો એક કાગળ પોતાના પાએતખત ખાતે લખેલો આજ શુધી શલાંમત રહેલોછે, તેમાં એ લડાઇ વીશે તે આએ રીતે લખેછે—" રૂમના લોકો જાણેચ કે હુ માતરે એક ઓરત શાથે લડાઇ કરૂંચ વાશતે તેમાં કાંઇ મુશકેલ જેહેવુ નથી, પણ જીનોબીઆ રાણીની કાબેલીઅત અને હુકુમત કેહેવીછે તે વાતથી તેઓ અનજાણાછે. તેણીએ જે લડાઇનો શરનજામ તઇઆર કીધોચ તે બાબે તમામ વીગતવાર બેઆન થાઇ શકાતુ નથી, તેણીએ કીલાની દેવાલ ઉપરથી તીર, પથથર અને બીજી તરેહવાર ચીજોનો માગો તઇઆર રાખીઓછે, કીલાના દરએક બુરજ ઉપર તેણીએ મજબુત ચોકી રાખીછે, તથા તે ઉપરથી ઘેરો નાખનાર લશકરની ઉપર આતશનો વરશાદ વરશાવેછે, ફતેમદીની માહારી શગલી આશા ખોદા ઉપરછે."

પાલમાઇરા શેહેર ઉપર શેહેનશાહ આરલીઅને થોડી એક મુદત શુધી ઘેરો નાખીઓ, પણ તેમાંથી તેહેને ઘણી મુશકેલીઅત માલમ પડી આવી, તેથી તેણે જીનોબીઆ ઉપર એક પેગામ મોકલીઓ, તેમા તેહેનાં શેહેર તથા લશકરનો બચાવ કરવાને શેહેનશાહે કબુલ કીધું, અને જીનોબીઆને આદરમાન શાથે એક નાયબ પરગણુ આપવા કહીઉં. પણ એ પેગામ રાણી જીનોબીઆએ કબુલ કીધો નહી, અને શેહેનશાહને કેટલાએક તાનાજાણીના શુખન કેહેવડાવીને તેહેના પેગામ લાવનારને પાછો ફેરવીઓ.

એ વખત પછી થોડી મુદતે ઇરાણનો પાદશાહ શાપુર ગુજરી ગએઓ, અને તેથી કરીને રૂમીઓનું કેટલુએક લશકર ફાલતું પડીઉ તે શેહેનશાહને મદદે આવીઉં, અને તે શબબથી જીનોબીઆએ પોતાનો કશો બચાવ જોએઓ નહી, વાશતે તેણીએ શેહેર છોડવાનો ઠરાવ કીધો. એ ઠરાવ મુજબ જીનોબીઆ એક શાંઢણી ઉપર શવાર થાઇને શેહેરમાથી નીકળી ગઇ, અને રૂમનુ લશકર તે મધે દાખલ થાઇઉ. શેહેનશાહના માણશો જીનોબીઆની પછવાડે દોડીને તેહેને પકડી લાવીઆ હતાં, અને શેહેનશાહ તેહેને એક કેદી દાખલ રૂમ લઇ ગએઓ હતો. રૂમમા લઇ ગએઆ પછી શેહેનશાહે એ રાણીને તેહેનુ છુટાપણું બખશીઉં હતુ, અને શેહેરથી આશરે વીશ માઇલની વેગળાઇ ઉપર એક શારી જગોમા તેહેને રાખી હતી. રાણી જીનોબીઆ પોતાની પાદશાહી મુકી બેઠા પછી ઘણા વરશ શુધી એ મુકામમા રહી હતી. તેણીએ રૂમી અમીર લોકોના કુટંબો શાથે ઘણી દોશતી રાખી હતી, તથા પોતાનાં ફરજંદોના તે કુટંબોમા લગન કરેઆં હતાં, અને ઇશવી પાચમી શદી શુધી રોમ શેહેરમાં તેહેની ઓલાદનાં માંણશો જોવામા આવતા હતાં.

---

## છોકરાઓની કેલવણી વીશે માતાઓને બે શુખન.



માબાપો પોતાના બાલકોને વીદીઆની કેલવણી આપેચ અને તેઓને પચ તથા બીજાલશ લાએક તદબીર શીખાડેચ, તે કાંમમા બાપ જેટલી મદદ કરી શકેચ તેહેના કરતા બાલકને પોતાની માતાનો આશરો વધતો જરૂરછે, અને બાપના કરતાં માએની ચાલ ચલણ તથા કેલવણી બચાની ઉપર વધારે મજબુતીથી અશર કરેછે જે માએ ચંગલ અને અકલમંદ હોએચ તેહેનાં બચા કોઇજવાર બેશમજ અને નઠારા જોવામા આવેછે, પણ બેવકુફ માતાનાં બચાંઓ ઘણી વેલાએ તેહેનીજ માફકનાં બેશમજ રહી જાએછે. ફરાંશ દેશના નામીચા શેહેનશાહ નેપોલીઅન બોનાપારટના વરૂતાત મધેથી આએ ચોપાનીઆનાં પેહેલા શફા ઉપર હમો જે શબદો છાપીએ છઇએ કે "દેશની હાલત શુધારવાની શરવેથી શરશ રીત એછે કે માતાઓ ગનાની થાએ હેવુ કરવુ" તે શબદો દુનીઆના અનુભવ ઉપરથી ખરા ઠરેઆછે. આપણી દુનીઆ મધે એલમ, હોનર, બાહદુરી, નીતી, અને એ વગરે બીજી બાબતોને કીને જે જે નામીચા શખશો કીરતીવાન થઇ ગએઆછે, તેઓના જણુમારાની તવારીખ ઉપર નેગાહ કરતાં આપણા જોવામા આવેચ કે તેઓ મધેથી ઘણા ખરાઓની માતાઓ કાબેલ અને કેલવાએલી અશતરીઓ હતી, કે જેઓની અશરથી તેઓનાં બચાં ઘણા ગુણીવાન નીકલીઆ હતા, અને ઇનશાનની શફને શોભા આપી હતી આપણે થોડુંજ દુર અંદેશો કરીએચ તો આપણી ખાતરી થાએચ કે બચાઓ ઉપર બાપના કરતાં માતાએ આપેલી કેલવણીની અશર વધારે મજબુતીથી વલગી રેહેછે. બાલક પોતાના જનમથી તે ઉમરે પોહોચવાની નજદીકમા આ

વેય તાહા શુધી જેટલો વખત પોતાના પીતાની શંગતમા રહા હોય તે કરતાં માતાની શંગત તેહેને વધારે હોએય, અને જેહેની લાંબી શંગત તેહેની ચાલચલણુની અશર બચાના કુમલા મગજ ઉપર વધારે કુઉવતથી લાગુ થાએછે  એક છોકરી જો પોંતાની માતાને ધીરા શવભાવની તથા વીચારવાલી જુવેયતો ઘણું કરીને તેહેનો ખવાશ તે છોકરીમા ઉતરીઆ વગર રેહેતો નથી  મા એ જો પોતાના દીકરાને નાધપણથી હીમત ભરેલા શુખનો કેહેવાની ટેવ રાખેય, અને તેહેની બીહીકને ધીકારેય, અને તેહેની મરદાનગીને પશંદ કરેયતો દર શેંકડે પંચોતેર છોકરાઓ હીમતવાલા અને બાહાદુર નીકલીઆ વગર રેહતા નથી  વાશતે, માતાની ચાલચલણ અને માતાએ આપેલી તાલીમ જેઆરે બચા પર ઉપર જણાવેલી રીતે મજબુતીથી અશર કરેછે, તેઆરે બચાની કેલવણી પછવાડે તેહેની માતાએ શુ શું તજવીજ રાખવી ઘટેય અને ને કેલવણી કેહેવી રીતની આપવી જોઇએય, તે બાબતની અગત શરવે કોઇના ધેઆનમાં ઉતરશે  હુમો હાલ તરત માતરે છોકરાઓની કેલવણી વીશે બોલવાની ધારણા રાખીએય

“ કેલવણી ” એ શું ચીજછે તે શરવે માતાઓએ ગારી પેઠે શમજવુ જોઇએય, કાએકે એ બાબતના વીચારો જુદી જુદી કોમના લોકોમા જુદી જુદી રીતનાછે  આરબ લોકો હેવુજ શમજેય કે છોકરો જો ઘોડા ઉપર બેશવા અને તલવાર પકડવા શીખીઓ તો તે પુરતી રીતે કેલવાએઓછે, ચીના લોકો હેવું ધારેય કે છોકરો જો પોતાના બાપનો ધધો શારી પેઠે શીખીઓ તો તે કેલવાએલો થાએઓય, આપણા દેશના વાણીઆ પોતાના છોકરાને નામુ અને દુકાનદારીનો ધધોશીખાડેય એટલે તેહેની કેલવણી શમાપત થાએલી શમજેછે, ભીલ પોતાના છોકરાને જો તીર મારવામા પુરતો હોશીઆર જુવેય તો તેહેને બીજી કશી રીતની ચીનતા રેહેતી નથી. એ પરમાણે જુદી જુદી કોમના લોકો પોતાના બચાઓના પાછલના ફાએદાને શારૂં તેઓની કેલવણી વીશે તરેહેવાર વીચાર રાખેછે  પણ એ શગલાં લોકો ઉપર હાલ જમાનાના ચંચલ ઇઉરોપીઆન અને એમેરીકન લોકો શરદારી રાખેછે, અને તેઓની કેલવણી શગલી રીતે પુરતીછે.  ઇઉરોપીઆનોમાં ફરમ લોકો જે શઉથી શુધરેલા ગણાએય તેઓ પોતાના છોકરાઓને જેમ એલમ અને નીતીની શારી કેલવણી આપેય તેમજ પેટ ભરવાને શારૂ તેઓને લાએક રોજગાર શીખવેછે, અને તેજ માંફક આએ દુનીઆંના આચકા શંભાલવાને શારૂં મેહેનત અને શકતી ખેંચવા તથા લડાઇના હથીઆર બાધવાની રેવ પાડેછે.  ફરાશ દેશમા કોઇ હીંદુશથાનનો રેહેવાશી જો ફરવા નીકલેઓ હોએ અને એક મોચી ઇઆ શુથાર ઇઆ હેવાજ બીજા કોઇ કારીગરની દુકાનમા તે જો દાખલ થાઇને તેહેના ધણીની શાથે વાત કરી જુવે તો તે મુશાફરના જોવામા આવશે કે તે ધધાદારી માણશ હેવી કેલવણી ધરાવેછે કે જેહેની બરોબરીનો શેકડે એક માણશ પણ હીંદુશથાનની વશતીમાથી મલવો મુશકેલ પડેછે.  હેવી કેલવણી શાથે તે માણશ પોતાનો ધધો શારી પેઠે શમજી શકેછે, કાએકે તે પોતાના ધધાને લગતા તથા બીજાં પુશતકો વાચવાનો માહવેરો રાખેય, અને તે શગલાં ઉપરાત જો તેહેના દેશના ફાએદાને શારૂ કોઇવાર કાંઇ કામ પડીઉ તો કમરે તલવાર બાંધીને તથા હાતમા બંદુક પકડીને લડાઇ કરવાને તે તઇઆર થાએછે.  હેવી હાલત ઇઉરોપ ખંડના શગલા શુધરાઇ પામેલા મુલકોનીછે, અને હેવીજ હાલત એમેરીકા ખંડના ઇઉનાઇટેડ ઇશટેટશના લોકોનીછે.  જે દેશોમા હેવી કેલવણી પામેલાં માણશો મલી આવે તે દેશોના લોકો દુનીઆના બીજા લોકો ઉપર શરદારી ભોગવે હેમા કશી નવાઇ નથી  એ દેશોની કેલવણી શાથે મુંબઇ મધે પારશીઓનાં બચાઓને જે કેલવણી મલેય તે આપણે શરખાવી જોઇએ.

પારશીઓમા ગરીબના જે છોકરાઓ શુથારનુ ઇઆ મજુરનુ કામ કરેય તેમાથી પાચ જણા જો ભાગ્યું ટુટું લખી વાચી જાણતા હોએ તો પંચાણુ જણ તેથી બેનશીબ જોવામા આવેછે  મજુરથી ચહડતી પડવીએ દુકાન ઇઆ ઉધરાણીનું માણશ આપણા જોવામાં આવેય, તે ઘણું કરીને લખી વાચી જાણેય, અને તેહની લખવા પઢવાની કાબેલીઅત એટલામાજ અટકેલી હોયેય  પણ ઉપનો શુથાર ઇઆ મજુર ઇઆ ઉઘરાણીનું માણશ ઇઆ દુકાનદાર એ દરએકમા તેઓના ધધાની અશરે કરીને તથા તેઓના માબાપો ઘણું કરીને ગરીબ હોવાના શબબથી શકતી ખેચવાની તથા મેહનત કરવાની તથા હીમત રાખવાની ટેવ પડેય, કે જે ટેવ તેઓને ઘણી ફાએદો કરનારીછે, અને તે તેઓની કેલવણીનો એક અગતનો ભાગછે  એજ કેલવણી પઇશા નેલવવાના કામમાં જરૂરનીછે, અને એજ શબબ ઉપરથી મુંબઇની વશતીમા આપણે જોઇએય કે ઘણાએક ગરીબ માંબાપના છોકરાઓ જેઓ આગલા દાહાડાઓ ઉપર નાધપણથી મેહેનતમા કશાએલા અને ધધાદારીને લાએકના પાએ

ફી ખરાબ થાએ હેવી તેહેની ખાતરજમા થાતી નથી, તથા પોતાની ઉમરના છોકરાઓ શાથે જાયુક કુરેઆથી તથા રમેઆથી તેહેને કેટલીએક હોશીઆરી આવેછે. હેવી રીતની નીશાલો પારશી ગરહશથોના છોકરાઓની કેલવણીને શારૂ જો ઉભી કીધી હોએ તો તેમાથી ઘણાંજ શારાં ફલ નીપની આવે એ બેશકછે, અને તેથી કરીને આપણા છોકરાઓની કેલવણીની ખામી બાબે હમોએ જે કાઈ ઉપલા શફાઓમા ફરીઆદ કીધીછે તેહેનો એલાજ થાઈ શકે એ પણ ખરૂંછે. પણ હેવી નીશાલો હાલમા આપણા લોકોમાં ચાલુ નથી, તે વેલાએ આપણથી જેમ બની શકે તેમ બીજા એલાજોથી એ ખામી આપણે દુર કરવી જોઈએય, અને આપણા છોકરાઓને નીશાલમાં વીદીઆ શ બથી જે કાઇ કેલવણી મલેય તે શાથે તેઓને હીમતવાલા અને દ્રશાએલા કરવાની તદબીર રાખવી જોઈએય; અને તે કારણશર દરએક માતાએ પોતાના દીકરાના કાનમા શદા બાહાદુરીના શબદો બોલવા, તેહેને મરદાનગી ભરેલી રમતો શીખાડવી, તેહેને મેહેનત શોશવાની ટેવ પાડવી, અને બીજી શગલી રીતે જેમ બની શકે તેમ તેહેને દુનીઆંદારીને લાએકનો કરવાની કોશેશ કરવી લાજમછે.

## હીનદુસથાંનના મુલકની મુખતેસર હકીકત.

તવારીખ લખનારાઓ એક મતથી આપણને જાહેર કરેય કે દુનીઆની શપાટી ઉપર હીનદુસથાનનો મુલક શુધરાઈના બાબમા ઘણો પુરાનો જાણીઆમા આવીઓછે. જે વખતે દુનીઆના ઘણા ખરા ભાગોમા આદમીઓના ટોલા ભટકતી અવસથામા ફરતા હતા, તથા હેવાંનીઅતથી થોડી જ જુદાઈ ધરાવતા હતાં તે વખતમા હીનદુ લોકો ઉતર તરફના પાહાડો તરફથી ઉતરી આવીને પોતાના દેશી રાજાઓના અમલ તલે હીંદુસથાનના મુલક મધે શારી રીતે થરીથામ થાએલા હતા, અને વેપાર, એલમ, તથા કારીગીરીને ફીજે પંકાએલા જણાએઆમા આવતા હતા "રામાએન" અને "પુરાન" એ પુશતકો હીંદુઓના આગલા વખતના એલમ વીશે આપણને ગવાહી આપેછે, પુરાતમ વખતનુ કોતરકામ તેઓની કારીગીરીનો આપણને નમુનો બતલાવેછે, અને ઇઉનાની અને ઇજીપશીઓની તવારીખ ઉપરથી તેઓના વેપાર વીશે આપણે વાકેફ થાએલા છઈએ.

હીંદુઓની પોતાની તવારીખ મધે જણાવીઆ મુજબ આજ આશરે ૩૦૦૦ વરશની વાત ઉપર શુરીઅ અને ચંદર વઉશના રાજાઓ આ દેશમા રાજ ચલાવતા હતા. રામ, કે જેહેની બાએડી શીતાને લંકાનો રાજા રાવન ચોરી ગએઓ હતો, અને જે પછી રાવન શાથે લડીને શીતાને પાછી લઇ આવીઓ હતો, તે શખશ શુરીઅ વઉશથી ઉતરેલો હતો, અને હેવું ધારેઆમાં આવેય કે હવડાના આઉદના મુલકમા એ રાજાનુ પાએતખત હતું. શુરીઅ વઉશ પછી ચંદર વંઉશના રાજાઓએ હીંદુશથાનમા હકુમત ચલાવી હતી, તે વેલાએ હવડાનાં અલાહબાદ શેહેરની નજદીકમા પરતીશથન શેહેર મધે એ રાજાઓ રેહેતા હતા. એ પછી કુરૂ અને પાંડવ એ બેએ કુટબના રાજાઓએ ઘણી મુદત શુધી રાજ ચલાવીઉં હતુ. ઇશવી શદીની શરૂઆતની આશરે ૫૦૦) વરશ આગમજ ઇરાનના કએઆંની પાદશાહોએ હીંદુશથાનના ઉતર ખુણાનો થોડાએક મુલક ફતે કરેઓ હતો, પણ તે અંમલ લાંબી મુદત શુધી બાકુ રહેઓતો નહીં. ઇશવી શદીની ૩૩૧ વરશ આગમજ ઇઉનાનનો પાદશાહ શેકંદર હીંદુશથાનનો મુલક ફતે કરવા આવીઓ હતો, તેણે પોરશ નામના એક રાજા શાથે લડાઇ કરીહતી, અને તેમાં તે ફતે પામીઓ હતો, પણ શેકંદરે એ ફતે આગલ વધારીતી નહી એ વખત પછી હીંદુશથાનનો મુલક કેટલાએક જુદા જુદા રાજાઓના અમલ તલે આવીઓ હતો, રાજા ચંદર ગુપત અને તેહેના વઉશે ઉતર હીંદુશથાનમા હકુમત ચલાવી હતી, રાજા વીકરમ ઉજન મધે રાજ ચલાવતો હતો, શાહલીવાન નામનો રાજા દખણ મધે હકુમત કરતો હતો, અને કરીશનાની ઓલાદ ગુજરાત મધે ગાદી ઉપર બેઠેલી હતી.

શેકંદરના આવી ગએઆ બાદ હીંદુશથાનના દેશી રાજાઓએ ઇનશાફ તથા આબાદી શાથે આશરે ૧૩૦૦ વરશ શુધી રાજ કરીઉં હતું, તેઆર પછી ઇશવી ૧૦૨૦ નાં વરશમા શુલતાન માહમુદ ગજનવી નામનો એક મુશલમાન પાદશાહ આફઘાનીશતાનથી મોહોટું લશકર લઇને આવીઓ હતો. એ પાદશાહે શોમનાથનું નામીચુ દેહેરૂ લુટીઉં હતું, અને દશ મરતબે હીનદુશથાનના લોકો ઉપર તેણે હોમલો કરીને દશ મરતબે મોહોટી લુટ શાથે તે પાછો પોતાને મુલક ગએઓ હતો એ પછી મહમદ ઘોરી નામનો એક બીજો આફગાન શરદાર હીંદુશથાન ઉપર ચહડી આવીઓ હતો, અને તેણે ઇશવી ૧૧૯૪ ના વરશમા પોતાનું પાએતખત દીલી શેહેરમાં મુકરર કીધું.

હતું ' એ શખશના વંશની હકુમત આશરે પચાશ વરશ શુ ધીક હીનદુશથાન મધે ચાલી હતી, તેઆરબાદ બીજા કેટલા એક મુશલમાન પાદશાહો જેઓ મહમદ ઘોરીની દરબારના લશકરી શરદાર અથવા અમીરો હતા તેઓએ એ દેશમાં હકુમત ચલાવી હતી. એ વખત પછી ઈશવી ૧૩૯૮ ના વરશમા તૈમુરલંગ નાંમનો નામીચો તુરકી શરદાર (ઈરાન અને આફઘાનીશતાન ફતે કરેઆબાદ) એક મોહોટાં લશકર શાથે હીંદુશથાનમાં આવી પોહોચેઓ હતો, તેણે હીંદુશથાનનો એતર ભાગ તમામ પોતાને તાબે કીધો હતો, અને દીલી શેહરમાં મોહોટી ખુનરેજી પાડી હતી, કે જેહેની બરોબર માણશોનાં જાન માલની નુકશાની દુનીઆમા કધી બની નહી હશે એ શુરો શરદાર મોહોટી લુટ લઈને પોતાના તાતારના મુલક તરફ પાછો રવાને થએઓ હતો. ઈશવી શને ૧૫૨૫ ના વરશમાં શુલતાન બેબર, કે જે ધણી આફઘાનીશતાન મધે એક હકુમત કરનાર હતો, અને જે બુનીઆદે તુરકી હતો, તેણે હીનદુશથાન ફતે કરીઉં હતું અને દીલી શેહેરમાં પોતાનું પાએતખત અશથાપીઉં હતુ. એ પાદશાહ તથા તેના વંશની હકુમત હીનદુશથાનમા " મોગલાઈ " રાજને નામે ઓલખાએછે બેબરને પેઠે હોમાઇઉન નામનો એક બેટો પેદા થએઓ હતો, અને તેહેનો છોકરો શરવેને જાણીતો અને નામીચો પાદશાહ અકબર ઈશવી શને ૧૫૫૫ ના વરશમા હીનદુશથાનના તખત ઉપર બીરાજએો હતો અકબર પછી તેહેનો છોકરો જહાંગીર તખત ઉપર બેઠો હતો, તેહેની પછી શાહજાન પાદશાહ થએઓ હતો, અને તે પછી ઓરંગજેબ અથવા આલમગીરે હીનદુશથાનમા હકુમત ચલાવી હતી એ છેલો જાણીતો પાદશાહ ઈશવી ૧૭૦૭ ના વરશમા ગુજરી ગએઓ હતો, અને તે વખતથી હીનદુશથાનના મુલક ઉપરની " મોગલ " હકુમત નબલી પડી હતી દખણમધે મરેઠાઓનું તથા નીજામનુ રાજ, તથા આઉદ, બંગાલ, ગુજરાત, કરનાટક, અને એ વગરે બીજાં જુદા જુદા નાખલા રાજપાતો એ વખતમા હીનદુશથાન મધે ઉભા થએઆ હતાં, અને એ શબેથી દીલીની શાહેબી માતરે નામની થાઈ પડી હતી, અને નાદરશાહ ઈરાનીએ જેઆરે ઈશવી ૧૭૩૯ નાં વરશમા દીલી શેહેર લુટીઉં તે વખતે દીલીની હુકુમત માતરે એ શેહેરની આશપાશનાં થોડાએક પરગણાં કરતા વધારે લાબી પોહોંચતીતી નહી

જાંહા સુધી મુશલમાંની અમલ હીનદુશથાનની જમીન ઉપર લાગુ પડેઓ નહી હતો તાહા સુધી ( ઈઆને ઈશવી ૧૦૨૦ ના વરશમા સુલતાંન મહમુદ ગજનવી હીનદુશથાનુ ઉપર ચહડી આવીઓ તાહાં સુધીક) દેશી રાજાઓના અમલમાં આપણો મુલક ઘણો આબાદ અને શ પજ ભરેલો હતો, પણ મુશલમાની હકુમત લાગુ થાઈ તે દીવશથી તે આજ આશરે એક શોએ વરશની વાત ઉપર ઇગરેજ લોકે, એ આએ દેશ ઉપર પોતાની શતા મજબુત કીધી તાંહાંસુધીની આશરે ૭૦૦ વરશની મુદતમા આએ દેશને આબાદી તથા શુધરાઈ શ બંધી ઘણીજ નુકશાંની પોહોચી હતી મુશલમાન પાદશાહો મધેથી દીલીનાં તખત ઉપર શાહ અકબર શવાએ એકબી ભલો અને પરજાનું હેત ઈછનાર પાદશાહ થાઈ ગએઓ નથી. એ મુશલમાન પાદશાહો શદા પોતાની આશપાશના નાખલાં રાજે શાથે લડાઈમા ગુંથેલા રેહેતા હતા , તેઓના છોકરાઓ ઘણું કરીને એકએકમા લડાઈ કરતા હતા, લશકરના શરદારો અને અમીરો પોત પોતાને શારૂ પાદશાહી મેલવવાને તપતા હતા, શરદારો, અમીરો, અને શાહજાદાઓ એક બીજાનો જાન લેવાને તથા મોહોટાં શેહેરો અને પરગણાઓ ઉપર લુટ ફાટ કરવાને કશો આચકો ખાતાતા નહી એ શઘલાં કારણોને લીધે રઈએતનો પેઆર પોતાના હકુમત કરનારાઓ ઉપરથી ઉઠી ગીઓ હતો, અને રાજ કરનારાઓની બેદનશાફી અને બેદરી જેએઆથી રઈએતની નીતીમા ઘણો બગાડ થએઓ હતો. દર એક ઝીલા તથા પરગણામા જુદા જુદા આપ અખતીઆર શરદારો ઉભા થએઆથી હીંદુશથાનના આખા દેશનુ લશકરી બલ ઘણુ નબલુ પડીદ હતું, કે જે શબબ ઉપરથી ઈઉરોપીઆન લોકો જેઓ પરથમ આએ દેશમા ફકત વેપારને દીને આવીઆ હતા તેઓને પોતાનો પગ પેશારો કરવાની જોગવાઈ મલી આવી હતી, કે જેહેનું શેવટ આજ આપણે હેવું જોઈએચ કે ઈગરેજ લોકો તમામ નાખલી રાજેને પોતાને તાબે કરીને હીંદુશથાનની હકુમતના પોતે શાહેબ થઈ બેઠાછે

ઈઉરોપીઆન લોકો મધેથી પેહેલ બેહેલા પોરટુગીજ લોકોનો વાહાણ ખાતાનો એક શરદાર નામે વાશકોડ ગામા ઈશવી શને ૧૪૯૮ ના વરશમા કેપ આવ ગુડ હોપને મારગે હાંદુશથાન મધે મલબાર કોશતા ઉપર કલીકોટના બંદર મધે આવી પોહોચીઓ હતો કેપ આવ ગુડ 'હોપને મારગે આએ દેશ ખાતે આવવાનો એ ધણીએ પેહેલ બેહેલો રશતો શોધી કાહાડીઓ હતો. એ પછી બીજા કે

ટલાએક પોરટુગીજ શરદારો હીંદુશથાન મધે આવીઆ હતા, અને તેઓ માહેલા એકે ઇશવી ૧૫૧૦ ના વરશમા ગોવા શેહેર મધે પોતાની હકુમત શથાપી હતી, કે જે આજશુધી કાએમ રહેલી છે ઇશવી શને ૧૬૦૦ ના વરશમા વલંડા લોકો વેપારના કામશર પોતાનાં વાહાણો લઇને પેહેલ વેહેલા હીંદુશથાન મધે આવીઆ હતા, અને તેઓની પછી બેએ વરશે ઇંગરેજોના બારકશોએ આએ દેશ ખાતે વેપાર કરવા માંડીઓ હતો ઇશવી શને ૧૬૩૯ મા ઇંગરેજ લોકોએ મધરાજ મધે એક કોઠી ઉભી કીધી હતી, અને ૧૬૬૨ ના વરશમા ઇંગરેજોના પાદશાહ બીજા ચારલશના પોરટુગાલના પાદશાહની દીકરી શાથે લગન થાએઆ તેહેના પલલાં દાખલ મુંબઇનો ટાપુ ઇંગરેજોને મલીઓ હતો.

ફરેંચ લોકો હીંદુશથાનમાં પેહેલ વેહેલા ઇશવી ૧૭૨૩ ના વરશમા આવીઆ હતા, તેઓને ઇંગરેજો શાથે આએ દેશમા ઘણી મુદત શુધી લડાઇ ચાલુ રહી હતી, અને ઘણુ કરીને ગામડી રાજવંશીઓ જેઆરે પોતપોતામા લડતા હતા તેઆરે ઇંગરેજ લોકો એક તરફવાલાને મદદ કરતા હતા તો ફરેંચ લોકો તેહેની શાંમણી બેરકુને ઇઆરો આપતા હતા ઇંગરેજ લોકોની હકુમત પરથમમા મધરાજ શવશથાન મધે મજબુંત થાઇ હતી, તેઓએ ગામડી રાજાઓ તથા ફરેંચ લોકો શાથે લડાઇઓ કરીને પોતાની શાહેબીનો પાએઓ એ શવશથાનમાં મજબુત કરેઓ હતો ઇશવી શને ૧૭૫૭ ના વરશમાં ઇંગરેજ લોકોએ બગાલું ફતે કરવા માડીઉં હતું, તેઓએ “ પલાશી ” અને “ બકજાર ” ની લડાઇમાં બગાલાના નવાબને હરાવીઓ હતો, અને તે પછી થોડીએક મુદતમા કલકતાથી તે દીલીની અધ શુધીનો તમામ મુલક તેઓને તાબે થાએઓ હતો ઇશવી શને ૧૭૯૯ માં ઇંગરેજોએ તીપુ શુલતાન શાથે લડીને મેહશુરનો મુલક છીનવી લીધો હતો, કે જેહેનો કેટલોએ ભાગ તેઓએ મેહશુરનાં આગલા રાજાના ફરજંદોને આપેઓ હતો એજ શનેમા અઉદનુ રાજ ઇંગરેજોને ખડણી આપતુ થાઇઉં હતુ, અને મધઅ હીંદુશથાનમા ઇંગરેજોએ કેટલીએક ફતે મેલવીને પોતાનુ કબજા શાબેત કીધુ હતુ ગુજરાતનો મુલક પણ એ વખત પછી એક બેએ વરશે ઇંગરેજોના હાતમા આવીઓ હતો શને ૧૮૧૮ મા ઇંગરેજોએ પુણાનુ પેશવાઇ રાજ લીધુ હતુ, ૧૮૨૫ મા તેઓ આશામ અને આરાકાનના પરાનોના માલેક થાએઆ હતા શને ૧૮૩૮ ના વરશમા ઇંગરેજોને અફઘાનીશતાન શાથે લડાઇ થાઇ હતી ૧૮૪૩ મા ઇંગરેજોએ શીંધ ફતે કરીઉં હતુ. ૧૮૪૯ ના વરશમા પંજાબનો મુલક ઇંગરેજોને હાત આવીઓ હતો. ઇશવી ૧૮૫૪ મા નાગપોરનાં રાજ ઉપર કોઇ વારેશ નહી રહેઆથી એ મુલક ઇંગરેજોએ લીધે હતો. ૧૮૫૫ મા તેઓએ પેગુ ફતે કરીઉં હતું, અને ૧૮૫૬ નાં વરશમા અઉદનો મુલક તેહેના જુલમગાર નવાબના હાતમાથી તેઓએ છીનવી લીધો હતો.

એ રીતે ઇંગરેજ લોકો આજ આખા હીંનદુશથાનના મુલકના ધીમે ધીમે શાહેબ થાએઆછે હવડા થોડાએક ગામડી રાજો હીનદુશથાન મધે રહેલાછે, જેહેવાં કે નીજામ, ગાએકવાડ, હોલકર, શીંધીઆ, રાજપુતના અને ગુજરાતના રાના, તરાવનકોરનુ રાજ, અને એ વગરે બીજાં, પણ તે શંગલા રાજવાલાઓ ઇંગરેજ શરકારના તાબેદારછે તથા ઇંગરેજોને ખંડણી આપેછે આપઅખતીઆર રાજમા નેપાલ તથા કાશમીર એ બેએ પરાંતો શલામતછે, પણ તેઓ હીનદુશથાનના ઘણુંજ ઓતર ભાગમા આવેલાછે, અને તેઓની આપઅખતેઆરીની અશર આખા મુલકની વશતી ઉપર ઘણીજ થોડીછે. ઇંગરેજોના આએ દેશમાં આવીઆથી આપણે માંથે એક પારકું રાજ અંમલ ચલાવેછે, તથા આપણા દેશી લોકોની શાહેબી ઘટીછે, તથા અમીરી ખાનદાનો નાબુદ થતાં ગએઆંછે, પણ એ અવગુણ છતા આ દેશના લોકોને ઘણોએક લાભ ઇંગરેજોના આવીઆથી પરાપત થાએઓછે ઇંગરેજોનો અંમલ થાએઆથી આએ દેશના રાજવશીઓની માહોમાહેની મારામારી નીકલી ગઇછે, તેથી રઇએતને શમાધાની શાથેનુ શુખ મલેછે, આગલનાં કરતા માંણશોને ઇનશાફ શારી રીતે મલેછે, દેશી લોકોમાં કેલવણીનું ઉતમ બીજ વાવીઆમા આવીઉંછે, દેશનો વેપાર ઘણો વધીઓછે, ઇઉરોપખડના શુધરેલા મુલકોની માંફક આગની ગાડી, વીજલીનો તાર, અગનીના શાચાના વાહાણ, નવા રશતા, પાણીની નેહર, અને બીજી શુધરાઇની નીશાનો આ દેશ મધે આપણા જોવામાં આવેછે. એ શંગલા ઉપરથી હેવુ વીચારવાને બની આવેચ કે મુશલમાની દોર શરૂ થાએઆ પછી ૭૦૦ વરશની મુદત શુધી આએ દેશની જેહેવી રીતની માઠી હાલત ચાલી હતી તે હાલતમા ઇંગરેજોના રાજથી આએ દેશનાં લોકોને ફાએદા ભરેલો શુધારો થાએઓછે તથા હજુર થતો જાએછે.

---

હીનદુશથાનનો મુલક આપણી પરૂથવીના ચેઆર બરત ખડો મધેથી “ એશીઆ ” ખંડની દખણ દશાએ આવે

લોછે એ મુલકનો એક નકશ આગ્મે બીનાંની શાથે આપેલોછે તે ઉપર વાચનારે ધેઆન પોહાંચાડવાની• અરજ કરીઆમા આવેછે. લુએલ વીદીઆના અલેઆશીઓ તેહેની આશપાશની અધ ઉપરથી એ દેશને "દીપ કલ્પ" કરાને કેહેછે, એટલેજે એ મુલકને તરણ તરફથી શમુદરે ઘેરેલોછે, અને ચોથી તરફથી જમીન આવેલીછે. નકશ મધે જોતાં માલમ પડેચ કે હીનદુશથાનની ઓતર દશાએ પેશાવરની અધથી તે લુતાનના મુલક શુધી "હીમાલીઆ" નામના પરવતોની હાર લાગેલીછે કે જે પરવતોની ટેકડીઓ દુનીઆંમા બીજા પરવતો કરતાં શગલાથી ઉનચીછે. ઉગમણ દશાએ થોડાએક ભાગ ઉપર બરમાનો મુલક આવેલોછે, અને બાકીના ભાગ ઉપર બંગાલનો શાગર લાગેલોછે આથમણ દશાએ થોડાએક ભાગ ઉપર અફઘાનીશતાન અને બલુચીશતાનના દેશોછે, અને બાકીના ભાગ ઉપર આરબશતાનનો શમુદર લાગેલોછે હીનદુશથાનની દખણ દશાએ જે મોહોરો શમુદર લાગેલોછે તેહેને હીનદુ મહશાગર કરીને કેહેછે હીનદુશથાનની આથમણ દશાએ શીંધના મુલકની ઘોરકુ ઉપર આવેલા પાહાડોની હારને "શુલેમાની" પરવત કરીને કેહેછે. મરેચ્ય હીનદુશથાનમા ઉદેપોરથી તે બંગાલા શુધી જે પાહાડોની કતાર જેવામા આવેછે તેઓને "શાતપુરા" ના પરવતો કરીને કેહેછે હીંદુશથાનના પશચમ કીનારા તરફ શુરતથી તે રામેશવર શુધી જે પાહાડોની હાર લાગેલીછે તેઓને આપણે "ઘાટ" કરી કહીએ છઇએ, અને એજ માફક પુરવ કીનારા તરફ પણ પાહાડોની હારછે (જુવો નકશ.)

હીનદુશથાન મધે નદીઓ ઘણીછે, તથા તે મોહોટી પણછે એ મધે બરહમપુતર નદી હીમાલીઆ પરવત મધેથી નીકલેછે અને તેહેના પાણી લુતાનને મારગે થાઇને બંગાલ શમુદરમાં પડેછે. ગંગા નદી તથા જમના એ બંધે નદીઓ પણ હીમાલીઆ પરવત મધેથી નીકલેચ, તેઓ બંધેનો અલાહબાદ શેહેર આગલ મેલાપ થાએચ, અને તેહેનાં પાણી બંગાલ શમુદરમા જાએછે. ઇનદશ નદી કે જેહેને શીંધુ નદી કરીને પણ કેહેછે તે એજ પરવતમાંથી નીકલેછે, તેહેનાં પણીને પંજાબની બીજી ચેઆર નદીઓ શાથે મથનકોટ શેહેર આગલ મેલાપ થાએછે, અને પછી તે આરબ શમુદરમા પડેછે નરમદા તથા. તાપી એ બંધે• નદીઓ શાતપુરા પરવત મધેથી નીકલીને આરબ શમુદરમા જાએછે ગોદાવરી અને કરીશના એ બંધે નદીઓ ઘાટ માહેથી શરૂ થાએચ, અને તેહેના પાણી બંગાલ શમુદરમાં જાઇ મલેછે. એ વતરીગ હીનદુશથાનમા બીજી ઘણીએક ઉતરતાં કદની નદીઓછે. એ શંગલી નદીઓ જે મુલકો માહેથી પશાર થાએચ તે મુલકોને ફલવાન કરેછે.

હીનદુશથાનનો મુલક ભરતમા આશરે ૧૩૬૯૧૦૧ ચોરશ માઇલનોછે અને તેહેની વશતી ૧૫) કરોડ માણશની ધારેઆમા આવેછે.

ઇંગરેજ લોકોએ હવડાં હીનદુશથાનના ચેઆર મોહોટા ભાગો કરેઆછે, કે જે દરએકને માથે એક "ગવરનર" અથવા હાકમ મુકરર કરેલોછે, તે ભાગોના નામ—વાવાઅખુણાના પરાતો, બંગાલ, મુંબઇ, અને મધરાજ વાવીઅખુણના શવશથાનમા હેઠલ જણાવેલા પરાતો આવેલા છે.—આગરા, દીલી, મીરત, રોહીલખંડ, અલાહબાદ, અને બનારશ. બંગાલ શવશથાનમા શાત મોહોટા પરાતોછે તેઓના નામ —જેશોર, ભાગલપુર, કતક, મુરશેદાબાદ, ઘકા, પટના, અને ચીતાગાગ, મધરાજ શવશથાનના અઠાર ભાગ કરેલાછે તેઓના નામ —રાજહમનદરી, મશલીપતમ, ગનતુર, નેલોર, ચીનગલપત, મધરાજ, આરકટ, બલેરી, કડાપા, શાલમ, કોઇમબતુર, તરીચીનોપોલી, તાનજોર, મદુરા, તીનાવેલી, મલબાર, અને કનેરા. મુંબઇ શવશથાનના જીલા ચઉદછે તેઓના નામ —મુંબઇ અને કોલાબાનો ટાપુ, શુરત, ભરૂચ, અમદાબાદ, ખેરા, ખાનદેશ, થાણા, પુણા, શતારા અમદનગર, શોલાપુર, બેલગામ, ધારવાર, અને રતનાગીરી ઉપલાં ચેઆર શવશથાન મધેના દરએકને માથે હમોએ જણાવીઆ પરમાણે એક એક ગવરનર મુકરર કરેલાછે, અને ઉપલી વીગત મધે જણાવેલા પરાતોને "રેગુલેશન પરાવીનશીશ" કરીને કેહેચ, અને તેઓ મધેથી મુંબઇ, કલકતા, અને મધરાજ, એ તરણ શેહેરો ઉપર ઇનશાફને કીજે પાદશાહી "શુપરીમ કોરટ" નો અમલ લાગુ પડેચ, અને બાકીનાં શંગલા પરાતો ઉપર શદર દેવાંની તથા શદર ફોજદારી અદાલતનો અખતીઆર• ચાલેછે પણ એ ઉપરાંત ઇંગરેજ શરકારને અશતેક કેટલાએક બીજા પરાતોછે કે જેઓને "નાન રેગુલેશન પરાવીનશીશ" કરીને કેહેછે, તેઓ ઉપર ઇનશાફને શારૂં શદર અદાલતનો અમલ ચાલતો નથી, પણ તે પરાતોના "કમીશનર" અથવા હાકમ મુકરર કરેલા હોએચ, તેઓ પોતાની નજરમાં જેમ વાજબી દીશ્ચે તેમ ઇનશાફ કરેચ, અને તે બાબતમા માતરે શવશ

થાનના ગવરનરોને તેઓ જવાબ દેવાને બંધાએલા રેહેગ. જે " નાન રેગુલેશન પરાવીનશીશ " ના પરાતોના નામ હેઠલ જણાવીઆ માફકછે.—પજાબ, શીંધ, આઉદ, બરાર, નાગપોર, પેગુ, શાગર, શીશ શતલેજ, આશામ, ચોલમાર, આરેકાન, તનાશરીમ, શુનદરબંદ, ગનગજામ, વીજગપતામ, કરનુલ, ઇતીઆદી.

હેઠલ કહેલા ગામડી રાજો હીનદુશથાનના ગવરનર જેનરલના તાબા ટલેછે.—નીજામ, શીનધીઆ, ગાએકવાડ, હોલકર, ભોપાલ, રજપુતના, રામપોર, ભાવલપુર, ઇતીઆદી. મધરાજના ગવરનરના તાબા ટલે મેહશુર, તરાવનકોર, અને બીજાં રાજોછે. મુંબઇના ગવરનરના તાબા તલે કછ, ભાવનગર, કાઠીઆવાડના બીજાં રાજો, પાલનપોર, ખંભાત, ધરમપોર, પેનટ, હરશુલ, કોલાપુર, શાવતવારી, માહીકાઠાના રાજો, અને એ વગરે બીજાં

ફરેંચ લોકોના હાતમા હીનદુશપાનમા જુજ મુકામ રહી ગએઆછે, તેઓના નામ.—ફુલચેરી, કરીકલ, ઇનાઓન, માંહી, અને ચંદરનગોર પોરટુગીજ લોકોના હાતમા ગોવા, દંમન, અને દીવછે.

હીનદુશથાનમાં પરખીઆત પાએલા મોહોટા શેહેરો હેઠલ જણાવીઆ પરમાણેછે કલકતા—એ શેહેર બંગાલ મધે ગંગા નદીની એક શાખા કે જેહેને હુગલીનદી કરીને કેહેછે તેહેના કીનારા ઉપરઆવેલુછે એ શેહેર હવડાં હીંદુશથાનનું પાએતખત ગણાએછે હીંદુશથાનના ગવરનર જેનરલનો રેહેવાનો મુકામ એ શેહેરમાજછે હીંદુશથાનની ધારા બાધનારી શભા એંજ મુકાંમ ઉપર બેશેછે. વેપારને લીધે પણ એ શેહેર આખા એશીઆ ખડમા શગલાંથી મોહોટુ ગણાએઆ માંઆવેછે. એ શેહેરની વશતી આશરે પાચ લાખ માણશનીછે મધરાજ—એ શેહેર હીંદુશથાનના પુરવ કીનારા તરફનું એક બંદરછે, તેહેનો વેપાર શારોછે, અને મધરાજ શવશથાનનો ગવરનર તથા તેહેની " કાઉનશલ " એજ મુકામ ઉપર રેહેછે એ શેહેરની વશતી આશરે તરણ લાખ માણશનીછે. મુબઈ—એ શેહેર મુંબઇના એક નાધનો ટાપુ જે હીંદુશથાનના પશચમ કીનારા તરફછે તાંહાં આવેલુંછે એ શેહેરનો વેપાર કલકતાથી ઉતરતોછે તોપણ ઘણો મોહોટોછે મુબઇ શવશથાનનો ગવરનર તથા કાઉનશલ, એ શેહેરમા રેહેછે એ શેહેરની વશતી આશરે પાચ લાખ માણશનીછે પેશાવર—એ શેહેર હીંદુશથાનની પશચમ અધ તરફ આફગાનીશતાનના નાકાં ઉપર આવેલું છે. એ શેહેર બાબે આગલા દાહાડાઓ ઉપર શીખ તથા આફધાન લોકો વચે વારેવાર લડાઇઓ થાતી હતી ; હવડાં ઇંગરેજી લશકરની એક મોહોટી છાવણીના મુકામ દાખલ તે વખણાએલુંછે. લાહોર—એ શેહેર રનજીતશીંગના વખતમા પંજાબનું પાએતખત હતુ, અને હવડા પણ એજ પરાતનું મુખીઆ શેહેરં ગણાએછે. અમરીતશર—એ શેહેર પણ પજાબના પરાતમાછે, તાહા શીખ લોકોનુ મોહોટુ દેહેરુ તથા એક તલાવછે, કે જેહેને એ લોકો પોતાના ધરમને લગતા કારણને શારૂ ઘણું માન આપેછે. મુલતાન—એ શેહેર પંજાબ અને શીંધ એ બંધે મુલકોની અધમા આવેલુંછે. મુલતાન ઘણું પુરાતન શેહેરછે, અને ઇશવી ૧૮૪૯ ના વરશમા તેહેના હાકમ દેવાન મુલરાજ પાશેથી ઇંગરેજોએ ગકત લડાઇ કરીને એ શેહેર લીધું હતું તે બાબે તે વખણાએલુંછે. હેદરાબાદ (શીંધ)—એ શેહેર આગલા અમીરોના વખતમા શીંધના મુલકનું પાએતખત ગણાતુ હતું. કરાચી એ શેહેર શીંધનાં મુલકનું બંદરછે અને ઇનદશ નદીના મુખ ઉપર આવેલુંછે ભુજ—એ શેહેર કછના રાણાનુ પાએ તખત શેહેરછે, તાંહા ઇંગરેજી લશકરની એક છાવણી પડી રેહેછે. ખંભાએત એ ગુજરાત પરાતનું એક બંદરછે, તે માહી નદીના કીનારા ઉપર આવેલુછે, અને તેહેની હાકમી એક મુશલમાન રાજવશીના હાતમાછે. વરોદરા—એ શેહેર ગુજરાતમધે ગાએકવાડના રાજનુ પાએ તખતછે, તાહાં ઇંગરેજી લશકરની એક છાવણી પડેલી રેહેછે ભરૂચ—એ શેહેર નરબદા નદીના મુખડા ઉપર આવેલુંછે, અને રૂઉના વેપારને કીધે નામીચુ ગણાએછે. શુરત—એ શેહેર પશચમ હીંદુશથાનમા આગલા દાહાડાઓ ઉપર ઘણું મોહોટું ગણાતુ હતું. એ શેહેર તાપી નદીના કીનારા ઉપર આવેલુછે, અને રૂઉના વેપારને લીધે હજુરતુલીક તે શારી હાલતમાંછે. અમદાવાદ એ શેહેર આગલા વખતમા ગુજરાતના મુશલમાન પાદશાહોનું પાએતખત હતું. હવડા તેમા ગુજરાત પરાતના ઘણાએક માતબર હીંદુઓ રેહેછે. ઉદેપોર—એ શેહેર રાજપુતનાના મુલકનું એક મુખીઆ શેહેરછે , જોદપુર, અજમીર, અને જએપુર એ શેહેરો પણ રાજપુતનામા નામીચાં ગણાએછે. ઉજન—એ શેહેર માલવા પરાતમા આવેલુછે, અને રાજા વીકરમના વખતથી તે વખણાએલુંછે. ઇનદોર—એ શેહેર પણ માલવા પરાતમાછે, અને હોલકરની ગાદીનું તે પાએતખતછે. આગરા—એ શેહેરં દીલીથી

આશરે પચાશ માઇલ દુરછે. આગરા શવશથાનનો ગવરનર એજ શેહેરમાં રેહેછે. આગલાં મોગલાઇ રાજના વખતમાં એ શેહેર પંકાએલું હતુ, અને તેહેને અકબરાબાદ કરીને પણ કેહેતા હતા. દીલી—એ શેહેર હીંદુશથાનનાં મોગલાઇ રાજનું પાએતખત હતુ. હીનદુશથાનની તવારીખમા એ શેહેર ઘણું નામીચુંછે. મોગલાઇ શેહેનશાહોના વંઉશનો શખશ હવડાં પણ દીલીના શેહેનશાહી મેહુલમાં રેહેછે. દીલી તથા આગરા એ બંધે શેહેરોની ઓરડુ ઉપરથી જમના નદી વેહેછે. લખનોર—એ શેહેર આઉદનાં મુલકનુ પાએતખતછે. અલાહબાદ—એ શેહેર જે જગો ઉપર જમના અને ગગા નદીનો એક બીજા સાથે મેલાપ થાએછ તાહા આવેલુંછે. બનારશ—એ શેહેરને આપણા ગુજરાતી લોકો કાશી કરીને કેહેછે, તે ગંગા નદીના કાંઠા ઉપર આવેલુંછે, અને હીનદુ લોકો એ શેહેરને ઘંણું પવીતર ગણેછે. પતના—એ શેહેર પણ ગંગા નદીના કીનારા ઉપર આવેલુંછે તે વેપારને લીજે વખનાએલુંછે. મુરશેદાબાદ—એ શેહેર આગલા દાહાડાઓ ઉપર બંગાલના સુબેદારોનું પાએતખત ગણાતું હતું નાગપોર—એ શેહેર દખણ મધે આવેલુંછે, અને નાગપોરના રાજાઓનું તે પાએતખત હતું · હેદરાબાદ (દખણ) એ શેહેર નીજામના મુલકનું પાએતખતછે. ઓરંગાબાદ—એ શેહેરનું નાંમ દીલીના શેહેનશાહ ઓરંગજીબનાં નામ ઉપરથી આપીઆમાં આવીઉછે, અને દખણમાં તે એક નામીચુ શેહેર ગણાએછે. પુણા—એ શેહેર દખણમાંછે, અને આગલા વખતમાં પેશવાઇ રાજનું તે પાએતખત હતું. હવડાં મુંબઇ શવશથાન ખાતેના લશકરની એક મોહોટી છાવણી એ શેહેરમાછે. શતારા—એ શેહેર શીવાજીની ઓલાદના મરેઠી રાજાઓનું પાએતખત હતું; હવડાં તે ખાતરે ઇંગરેજી રાજને તાબે એક નાધલું શેહેર ગણાએછે. બીજાપુરા—એ શેહેર શતારાથી આશરે એક શોઓ માઇલ દખણ દશા તરફછે એ શેહેર આગલ બીજાપુરનાં રાજનું પાએતખત હતું. શીરીગપટણ—એ શેહેર તીપુ સુલતાન તથા તેહેના બાપ હાઇદરના વખતમાં મહેશુરનું પાએતખત હતુ. રામેશવર—એ નાથલું શેહેર હીંદુશથાનના શઉથી દખણ તરફના છેડા ઉપર આવેલુછે, તાંહાં તીરથે જવાનુ હીંદુ લોકો ઘણું પુનનું કામ ગણેછે.

હીંદુશથાનની દખણ દશાએ જે મોહોટો ટાપુ આવીઓછે* તેહેને શેલાન કરીને કેહેછે. આગલા વખતમાં તેહેને લંકા કરીને કેહેતા હતા. ખાનડી શેહેર એ ટાપુનું આગલ પાએતખત હતું. હવડાં શીલોનનો ઇંગરેજી ગવરનર કોલમબો મધે રેહેછે.

હીંદુશથાનનો રાજકારોબાર ઇંગલંડ મધે ઇશટ ઇનડીઆ કંપની નામના એક એકઠા મલેલાં મંડોલના "ડરેકટરો" ચલાવેછે. એ કંમપની હીંદુશથાન ખાંતે વેપાર કરવાને શારૂ ઇશવી ૧૬૦૦ નાં વરસમા લંડન મધે ઉભી થાઇ હતી તેઆર પછી થોડે વરશે એક બીજી કંપની ઉભી થાઇ હતી, અને એ બંધે કમપનીઓ ઇશવી ૧૭૦૯ નાં વરશમાં શાથે જોડાઇ હતી. એ કંમપનીની તરફથી કેટલાંએક માણશો આગળ જણાવીઆ પરમાણે શને ૧૬૦૨ ના વરશમાં હીંદુશથાન ખાતે આવીઆ હતા, તેઓ પરથમ વેપાર કરતા હતા, પછી પોતાના, વેપારના બચાવને શારૂ તેઓએ કોઠી તથા કોલાઓ બાંધીઆ હતા, પછી ગાંમડી રાજવંશીઓની માહામાહેની મારામારીની વચે પડીઆ હતા, અને હાલ તેઓ હીંદુશથાનની પાદશાહી ઉપર ઓશતવારી શાથે રહેલાછે. ઇશટ ઇનડીઆ કંમપની પોતે હવડાં કશો વેપાર કરતી નથી. એ કંપનીના ભાગીદારો મધેથી ચુંટી કાહાડેલા "ડરેકટરો" તથા નાંમદાર રાણીની તરફથી પશંદ કરેલા ૩) શખશો ભેગા થાઇને હીંદુશથાંનનો રાજકારોબાર ચલાવેછે. એ ડરેકટરોને માથે નાંમદાર રાંણીના પરધાનો મધેથી કેટલાએક શખશો "બોરડ આવ કનટરોલ" ને નામે ઉપરીપણું ચલાવેછે. હીંદુશથાન ખાતે ગવરનર જેનરલ તથા મુંમબઇ અને મદરાજ શવશથાનના ગવરનરો તથા લશકરી શરદારો તથા "કાઉનશલ" ના અધીકારીઓ અને બીજા થોડાએક ઓધેદારો મુકરર કરવાનો હક ઇશટ ઇનડીઆ કંપનીના ડરેકટરોનોછે, બાકીના શંગલા ઓધેદારો દરએક શવશથાંનની શરકાર પોતે મુકરર કરેછે.

હીંદુશથાંનની શરકાર આશરે પોણા તરણ લાખ માણશનું લશકર પરાવેછે. તે મધે આશરે ૩૪ હજાર માણશોનું યુરોપીઆન કવાએદવાળું લશકરછે, બાકીનુ ગાંમઠી લશકરછે. એ શંઘલા લશકર ઉપર દર વરશે ૧૨) કરોડ રૂપીઆનો ખરચ થાએછે. હીંદુશથાનની શરકારનું વાહાણ ખાતાનું લશકર ઘણું જુજછે. તેહેનું મથક મુમબઇ મધેછે, અને તે "ઇનડીઅન નેવી" ને નામે ઓલખાએછે.

હીંદુશથાનની શરકારની દર વરશની કુલ આમેદપત આશરે ૩૦ કરોડ રૂપીઆનીછે. તે મધેથી ૧૭) કરોડ

રૂપીઆ ખેડુત લોકો પાશેથી જમીનનાં મેહેશુલ દાખલ લીધામાં આવેછે. બીજા ૩) કરોડ રૂપીઆ નીમખની જગાતમાંથી, ૪॥ કરોડ રૂપીઆ અફીમ ઉપર, ૧) કરોડ માંડવી ખાતાઓની જગાતમાંથી, ૧) કરોડ દારૂ તથા બીજી ચીજો ઉપરના કરે મધેથી, ૬૦) લાખ રૂપીઆ શરકારી કાગેજીઆના છાપા તથા અદાલતોના લવાજમાંના, ૧૬) લાખ ગામડી રાજવંશીઓ પાશેથી ખંડણીના, અને બાકીના હડી કરોડ પરચુટણ, મલીને આશરે ૩૦) કરોડની એકદર આએપતછે.

હીનદુશથાનની શરકારને દર વરશનો ખરચ પણ આએપત જેટલોજછે, તેમાં ૧૨) કરોડ ખુશકી ખાતે લશકરી ખરચ, ૫૦) લાખ વાંહાણ ખાતાના લશકરનો ખરચ, ૫) કરોડ નેઆએ તથા રાજદરબારી તથા મેહેશુલ તથા બીજે તમાંમ ખાતાઓનો ખરચ, ૫૦) લાખ રૂપીઆ શરકારી ઇમારતોની મરામત તથા બાંધ કામ, ૨॥) કરોડ રૂપીઆ શરકારે કરેલા દેવાં ઉપર વીઆજ, ૩) કરોડ રૂપીઆ ગામડી રાજવશીઓને આપતા કરેલા લવાજમાં, ૪॥) કરોડ રૂપીઆ ઇગલંડ ખાતાનો ખરચ કે જે મધેથી ઇસટ ઇનડીઆ કંમપનીના ભાગીદારોને વીઆજ તથા પુરાણા ઇઉરોપીઆન અમલદારોને બેઠા મુશારા મલેછે. એ ઉપરાત બીજો આશરે ૨) કરોડ રૂપીઆ ખરચ થાઇને હીંદુશથાનની શરકારની દર વરશની શંગલી આએપત ખરચાઇ જાએછે.

હીંદુશથાનની શરકારને શંગલું મલીને આશરે ૬૫) કરોડ રૂપીઆનું દેવુછે. તે મધેથી આશરે ૫૫) કરોડ રૂપીઆ ઉપર દર વરશે ટકા ૪) નું વીઆજ શરકારને આપવુ પડેછે, ૭) કરોડ ઉપર ૫) ટકાનુ વીઆજ ચહડેછે, અને બાકીના ૩) કરોડ ઉપર ૬ થી ૮ ટકા સુધીનું વીઆજ આપીઆમા આવેછે. એ શંગલુ દેવું આપણી શરકારે મોહોટી મોહોટી લડાઇઓમા ઝુદીને કીધુંછે, કે જેહેનાં વીઆજનો બોજો હવડાં રઇએત ઉપર પડેછે.

હીંદુશથાનના મુલકનો દેશાવર ખાતેનો વેપાર મોહોટોછે, અને તેહેના મુખીઅ બદર મુંબઇ તથા કલકતાછે. મુંબઇથી દર વરશે આશરે ૫) કરોડ રૂપીઆનો માલ ઇઉરોપ ખડ ખાતે, ૫૦) લાખનો બધરાની નાલ ખાતે, અને ૩) કરોડનો ચીન તથા તે તરફનાં મુલકો ખાતે જાએછે મુંબઇથી ઇઉરોપ ખાતે રૂઉ અને અફીનો ધંધો મોહોટોછે. ચીન ખાતેના વેપારનો મોહોટો ભાગ માલવાઇ અફીમનોછે ઇઉરોપખંડથી મુંબઇખાતે દર વરશે આશરે ૪) કરોડ રૂપીઆનો વેલાતી કારીગીરીનો માલ આવેછે, અને ચીન અને બીજાં દેશાવરોથી આશરે ૨) કરોડનો બીજો માલ આવેછે કલકતેથી ઇઉરોપ તથા એમેરીકા ખાતે દર વરશે આશરે ૧૦ કરોડ રૂપીઆનો માલ જાએછે, તેમાં મુખીઅ જીનશ ખાંડ, ચોખા, અલશી, ગલી, રેશમ, અને એ વગરે બીજીછે. કલકતેથી ચીન તથા બીજાં બંદરો ખાતે દર વરશે ૪) કરોડ રૂપીઆનો માલ જાએછે, તેમાં ચીન ખાતે આશરે ૨॥) કરોડ રૂપીઆનુ પતનાઇ અને બનારશી અફીમ જાએછે. ઇઉરોપ, ચીન, અને બીજાં દેશાવરો મલીને કલકતા ખાતે માલની આવક દર વરશે આશરે ૧૪) કરોડ રૂપીઆનીછે. એ રીતે હીંદુશથાનનો દર વરશનો નીકાશનો વેપાર ૨૨॥) કરોડ રૂપીઆને આશરેનોછે, અને અએઆત વેપાર ૧૪) કરોડ રૂપીઆનોછે. એ માલની આવક તથા નીકાશમાં જે ૮॥ કરોડ રૂપીઆનો હવડાં ફેર પડેચ તે મધેથી ઇશટ ઇનડીઆ કંપનીના ઇગલંડ ખાતેના ખરચના ૪॥) કરોડ રૂપીઆ વલેછે અને બાકીનો આશરે ૪) કરોડ રૂપીઆની દેશાવરોથી આવેલી નગદી (આવ જાવ કરતા) દર વરશે આપણા મુલકમાં રેહેછે.

---

## ફીનગાલનો ગોફો.

સ્કોટલંડ દેશના પશચમ કીનારા તરફ હીબરાઇડીશ નામના કેટલાએક ટાપુઓછે, તે મધેના એકને "શતાફા" કરીને કેહેછે, અને તેમા આએ નામીચો ગોફો આવેલોછે ખુદરતે એ ગોફાને અજાએબ રીતની ખુબ શુરતી અને બનાવટ આપેલીછે, તે ઉપલો ચીતર જોતા માલમ પડી આવેછે. એ ગોફાની બારુઓ ઉપર મોહોટા અને ઉનચા મનારાઓની હાર લાગેલીછે, અને વચમાથી દરીઆવના પાણી વેહેછે, અને તેહેને મઠાલે નાથલા મનારાઓ લટકતા હોએ હેવુ પથરનું છાપરૂ આવેલુછે, અને તેહેને માથે એક ડુગરછે. એ શંગલી કારીગીરી ખુદરતીછે. જે મુશાફરો એ ગોફો જોઇ આવીઆછે તેઓ તેહેનું તારીફ લાએક બેઆન કરેછે, તેઓ કેહેચ કે એ ગોફો પેહેલ વેહેલા જોતા મુંઇજ ધારેઆમા આવેચ કે તેમાં માણશોની કારીગીરી લાગુ પડેલીછે, પણ લગાર બારીકીથી તપાશતાં એ વીચાર જલદીથી દુર થાએછે જે દુનીઆમા માંણશો મો



હોટા મેહેલ અને મનારાએ બનાવા ચીખીઆય તે બેશક હેવી ખુદરતીચીજે જેએઆથી શીખીઆ હશે એ ગોફા નો પથર આપણા દેશની કરડ ને મલતો આવેછે, પણ દેખાવ મા તે કરતા વધારે ખુબશુરત છે. એ ગોફો લંબાઇએ ભરતા ૨૫૦ ફીટ લાબોછે, અને તેહેની પોહોલાઇ મોહોડા આગલથી ૫૦ ફીટછે, પણ અંદર જતાં શાકલી માલમ પડેછે. એ ગોફાના મીનારા ઉનચાઆં ઉનચા ૧૨૦ ફીટનાછે, અને ટુકામા ટુકા ૭૦ ફીટનાછે. પાદશાહી મેહેલો અને દેવાલો એ મીનારાઓની મોહોટાઇ અને દબદબાઆગલ કસુ વજન ધરાવતી નથી એ જગો ઉપર વશતી કશી નથી, અને આટલાનટીક મોહા શમુદરના પાણી એ ગોફા શાથે જોરથી અફડેછે, અને શુરજના કીરણોથી એ ગોફાના પથરનો રંગ માણુશની આખને ઘણો દીલપશંદ લાગેછે, અને તે ઉપરથી બોલાતાલાની બેહદ કરામતો અપેની આગે એક નામીથી કરાંમત જેએઆથી તે શાહેબની મોહોટાઇ વીસે માણુશના દીલ ઉપર મજબુત અશર થાએછે.

---

## ધાશતીની વખતે ચીત ઠેકાણે રાખવાના પ્રાએદા.

મીશટરીશ ફ્લોવર અને તેહેની દીકરી એલાઇજા.

એક દાહાડે મીશટરીશ ફ્લોવરને વઇદે શગડા મુકાવાની ભલામણ કીધી, તે મુજબ તેણીએ એક શગડા મુકનારને બોલાવી મગાવીઓ, અને તે શખશ આવીઓ તે જોઇને મીશટરીશ ફ્લોવરની દીકરી એલાઇજા જે પોતાની માએના ઓરડા મધે હતી તેણે તરત બાહેર જવા માંડીઉ, તેઉપરથી તેહેની માએ તેહેને પાછુ બોલાવી

મીશટરીશ ફ્લોવર—એલાઇજા, દીકરી, તું ઓરડામાથી બાહેર શું કરવા જાએચ?

એલાઇજા.—માએ તમોને શગડા મુકનાર આવીએમ, તે શંગડા મુકશે તે માહારાથી જોવાઇ શકાશે નહી.

મી૦ ફ્૦—કાએ નહી જોવાએ?

એ૦—લોહી જોઇને મહને ફેર આવે અને મોહોરો જીવ બગડે તેહેની મહને ધાશતી લાગેચ.

મી૦ ફ્૦—ગમે તે હોએ પણ તમો આએ ઓરડા માથી જતાંમાં અને છાટી કઠણ કરીને ઉભાં રેહેજો

એલાઇજા બીચારી પોતાની માએના હોકમ મુજબ ઉભી રહી શંગડાનું લોહી જોઇને તરત તેહેનો જીવ ગભરાએઓ, પણ પોતાનુ દઇલ શકત રાખીને થોભી રહી, અને શંગડાવાલો ગીઓ તેઆરે તેહેની માએ ફરીને વાત કરવા લાગી

મી૦ ફ્૦—એલાઇજા, હવે તારેથી કેમ ઉભું રેહેવાઇઉ? હેવી બીહીક રાખશો તો આગલ ચાલતા શંશાર કેમ ચલાવશો? શંગડાતો મહને મુકી અને હું બીધી નહી, અને તમો શાને કાજે એટલા બીધા?

એ૦—માએ માહારી છાટી ઘારી થાઇ નથી તેથી મહને બીક લાગેચ, અને શંગડાવાલાનુ નશતર જોઇને તમો પણ બીધા હશો.

મી૦ ફ્૦—પણ તમારી છાટી ઘારી થાએ રેહુ માહરે કરવુચ આપણે ઓરતોને માથે શંશારનો કેટલાએક કારોબાર આવી પડેચ, તેઆરે દુખ શુખમા શરીકત થવુ પડેચ, અને ઘણાએક દુખ તથા દુખ ભરેલા એલાજો નજરે જોવા પડેચ, વાશતે નાંધપણમાથી તેહેવુ જોવાની આશરમ પાડીએ, અને ચીત ઠેકાણે રાખીને દુખનો એલાજ કરીએ

તો ઘણું થાશે. જે ઓરતનું હઈડું ઠેકાણે હોએ નહી અને જે જરા જરા આફતમા ગભરાઈ જાએ, તે ઓરત પોતાની શંશારી ફરજ બરોબર બજાવી શકતી નથી, અને તેહેવી ઓરત ઘણી વેલાએ પોતાનાં બચાંઓને તથા ભરથારને ફાએદો કરેઆને બદલે ગેરફાએદો કરેછે.

મીશટરીશ ફલોવર ઉપલી રીતે વાત કરતી હતી તેટલામાં તેહેની શંગડાનો પાટો શરી ગીઓ અને તાંહાથી પુશકલ લોહી વેહેવા લાગું, તે જોઇને તેણીએ નશતરના જખમ ઉપર આગલું દાબીઉં અને પાટો છોડવાનો પોતાની દીકરીને, હોકમ કીધો, અને બીજો શોજો પાટો બંધાવીઓ.

મીo ફo—જો દીકરી આપણે લગાર હીમત રાખીઓય તો કેટલો ફાએદો થાએય, આએ પાટો છુટી ગીઓ અને જો હું ગભરાત કરતે તો માહારાં શરીરમાથી અનઘટતી રીતે લોહી જતે અને તેથી મહને નુકશાન થતે વલી જુવો કે મેં તમોને પરથમથી ઓરડામા ઉભું રેહેવા કહીઉં, તેથી તમોએ મહને શંઘડા મુકાવતાં જોઇ. અને શંઘડાવા લાગ્યુ પાટો બાંધીઓ તે પણ જોએઓ, તેથી તમોને કેટલી હીમત અને માહીતગારી આવી, કે તમોએ પોતે તે પાટો પાછો બાંધીઓ, અને તેથી મહને ફાએદો કીધો

એo—મામેજી તમારી વાત ખરીછે.

મીo ફo—કોઈ ઉપર દુખ પડે તે નજરે જોવું, અને તેહનો એલાજ કરવા શીખવું, અને તે એલાજ કરતી વખતે ચીત ઠેકાણે રાખવું, એ શરવે કોઇની ફરજછે. હેવી રીતે દુખ શમજીઆથી તથા તેહેનો એલાજ કરેઆથી તથા તે વેલાએ ચીત ઠેકાણે રાખેઆથી માણશો પોતાને તથા એક બીજાને કેહેરવા ફાએદા કરી શકેય તેહેની હું થોડીએક વાત તમોને કેહુંય તે શાંભલો.

જેઆરે તમો ઘણાં નાંહાલાં હતા તેઆરે આપણી પાશેના પડોશી મીશટર ઇવરટની એક છોકરીનાં ગવનને એક દીવાની જાહાલ લાગી, તેથી તે કપડું તરત શલગી ઉઠીઉ, અને છોકરી નાંદાન હતી તથા તેહેની આગલ એક બીજી ઓરત હતી તે બધે ગભરાએઆ, અને મોહોટે બીચારી પાડી; તેથી બીજાં માણશો આવીઆં, તે શગલા રોડવા લાગાં, અને કેટલાંએક જણા પાણી લેવા ગએઆ, તેટલામાં ગવન વધારે શલગી ઉઠીઉં, પણ તેહેનો એલાજ કોઇને આવરીઓ નહી. હેવામા એક ગરહશથ રશટેથી આવી જતો હતો, તે બુમ શાંભલીને ઘેરમાં આવીઓ, અને છોકરીનાં બદનં ઉપરનું કપડું તમામ શલગી ઉઠેલુ જોઇઉં, તેહેવોજ બીછાના ઉપરથી તે એક જાડું ખરનુંશ ઉંચકી લાવીઓ, અને તેમા પેલી છોકરીને લપેટી લીધી, અને તેથી એક મીનીટની અંદર આગ બુજાઈ ગેઈ. હેવો શમજવાલો માણશ એ જગોએ જો હતે નહી તો બે શક તે છોકરીનો જાન જતે.

બીજી એક વાત આએ રીતનીછે. ઘણાં વરશની વાત ઉપર આપણા શેહેરના એક દુકાનદારનાં ઘેરના આગલી તરફના ભાગમાં રાતને વખત આગ લાગી, તે જોઇને તે દુકાનદારની બાએડી ગભરાઇને ઉઠી; તેહેનો ખાવંદ ઘેરમાં હતો નહી, અને બચાઓ તેહેનાજ ઓરડામા શુતેલાં હતાં. હવે એ ઘેરને પાછલે બારને રશતો હતો, તે રશતે જો એ ઓરત પોતાનાં બચાંને લઇને નીકલી જતે તો પોતાની માંફક તેઓનો પણ બચાવ કરી શકતે, પણ તેણીએ તેમ કીધું નહી, અને તેહેનું ચીત ઠેકાંણે રહેઉં નહી, તેથી આગલે દરવાજે આગનાં બલતાંમાંથી તે બાહેર નીકલી, અને પોતાના છોકરાઓનાં શંભાલ વીગે રશતામા મોહોટો પોકાર કરવા લાગી, હેવામાં આગ આખાં ઘેરમાં ફેલાઇ, અને તેથી તે બીચારીનાં બચા બલી મુવાં.

ધેઆંન ઠેકાણે શર રાખીઆથી જે ફાએદા થાએય તેહેની એક બીજી વાત ઉપલી વાત કરતા ઉલટીછે. નીઉઇઆરક શેહેરમા એક ઘેર મધે એક વખત આગ લાગી, તેમા એક મરદ તથા તેહેનું કુટંબ રેહેતાં હતાં. એ આગ તેઓના શુવાના મુકાંમની પાશે લાગી હતી, અને એ આગના બલતાં દેવાલની અંદર પડેલી ફાટને મારગે તેઓને દીશતાં હતાં. પેલો મરદ ગાભરો પડેઓ, અને ઓરડાનું બારણું ઉઘાડવા લાગો, પણ તેહેની બાએડી ઘણી ચંચલ હતી તેણીએ વીચાર કીધો કે જો ઓરડાનો દરવાજો ઉઘાડશે તો તે મારગે પાશેના ઓરડાનાં બલતાં અંદર દાખલ થાશે અને તેથી વધારે ખરાબી થાશે. હેવુ શમજીને તેણીએ પોતાનાં ખાવંદને તે બારણું ઉઘાડવાથી અટકાવીઓ, પછી બીછાંના ઉપરની શંગલી ચાદરો એકઠી કરીને એક બીજાં શાથે બાંધી, અને પછી તે ચાદરોનો એક છેડો બારી શાથે બાંધીઓ, અને તેહેનો આશરો આપીને પેહેલ વેહેલાં પોતાના ખાવંદને માલ ઉપરથી રશતાગા ઉતારીઓ, પછી પોતાનાં એક એક, બચાને ચાદરને છેડે બાંધતી ગઇ અને પોતાના ખાવંદને આપતી ગઇ. એ રીતે તેણીએ શગલા બચાંઓને બારીને રશતે ઉતારીઆ, પછી ધીરજથી પોતે ઉતરી, અને તે ઉતરીઆ પછી બેએ મીનીટ થાઇ નહી. એ

ટલાંમ્યાં આશપાશનાં બલતાં તેહેના ઓરડામાં દાખલ થાએઆં અને તમામ ઘેર એકદમ શલગી ઉઠીઉં.

મેં એક " લેડી " વીશે હેવું શાંભલીઉંચ કે તેહેનો નાહલો છોકરો રમત કરતાં એક ભાગેલા દાદરા ઉપર ચહડી લાગો, તહેને ધીરજથી હેઠલ ઉતારીઆને બદલે એ લેડીએ ચીચારી પાડી, તેથી તે બચું ધાશતી ખાઇને નીચે ટુટી પડીઉં, અને મરણ પામીઉં.

એક બીજી વાત શાંભલજો. એક કુનબી ખેતરમા કાપણી કરતો હતો, તેહેવામાં તેહેનું દાતરડું તેહેના હાતઉપર જોરથી લાગું, અને તેથી તે હાતની ધોરી નેશ કપાઇ ગેઇ. એ નેશના જખમનું જો મોહોડું બંધ કરેઉં હોએ તો તેથી લોહી વેહેતું કધી નરમ પડતું નથી, પણ જખમની બંધે બારકુએથી મજબુત પટી જો શીફ્રીને બાધી લઇજીએ તોજ લોહી અટકેછે. હવે એ બીચારા કુનબીને ઉપલી રીતનો બનાવ બનેઓ તે વેલાએ તેહેની આગલ ઘણાએક માણશો હાજર હતાં, પણ તેમાથી કોઇને તેહેનું લોહી બધ કરતા આવડીઉં નહી, અને શરવે કોઇ અતીશે ગભરાટમાં પડીઆ, તે હેવું કે થોડોવાર એ રીતે જોરમાં લોહી જએઆ કરતેતો કુનબી ખરેખર મરણ પામતે. પણ એ કુનબીનાં ખેતરની પાશે એક જુવાન ચંચલ અશતરી કામ કરતી હતી, તે એ જગોએ આવી-લાગી, તેણીએ ધીરજથી કુનબીનો જખમ જોએઆ કીધો, અને તે વેલાએ હેવા જખમો વીશે આગલ તેહેને શાંભલેલી કાંઇ વાત ઇઆદ આવી તેથી તેણીએ પોતાના પગનાં મોજાં બાધવાનું " ગારટર " છોડીઉં, અને તે શખશના જખમની લગાર ઉપરથી તતરાવીને બાંધીઉં, કે જેથી તે કુનબીના શરીરનું લોહી હાતના જખમ આગલ આવતાં અટકીઉ, અને તેથી તે બીચારાનો પરાણ બચેઓ.

દુનીઆના કારોબારમાં ઓરતો તથા મરદો ઉપર ઘણીએક અનચીતીઅડચણ અને આફતો આવી પડેચ, તે વેલાએ તેઓ જો ધાભરાં પડેચ તો તેહેનો એલાજ કરવાને કશું શુજ પડતું નથી, પણ જેમ બને તેમ તજવીજ કરીને મગજ થંડું રાખઉં હોએ, અને પોતા ઉપર ગુજરતા બનાવા વીશે ધીરજથી વીચાર કીધો હોએ, તો હેવી મુશકેલીઅત થોડી મેહેનતે દુર થાઇ શકેછે, અને હેવી રીતે મેલવેલો અનુભવ બીજાં માણશોને પણ ઉપીઓગી થાએછે.

# ઊંટ.



ઘણા લોકોને હેવો ખેઆલછે કે ઉંટની પીઠ ઉપર નરને બેએ ખુંધ હોએછે, અને માદા અથવા શાંઢણીને એક ખુંધ આવેછે, અને નર કરતાં માદા ચાલમાં ઘણી શરશ રેહેછે. એ વીચાર ભુલ ભરેલોછે. નર કરતાં ઉંટની માદા ચાલમા શરશ આવતી નથી, પણ ઉંટ બેએ જાતનાં હોએછે, તેમાં એકની પીઠ ઉપર બેએ ખુંધ રેહેછે, અને તે કદમા મોહોટુ હોએછે, બીજી જાતનું ઉંટ જેહેને એકજ ખુંધ હોએમ, અને જે કદમા બીજાના કરતાં નાધલું હોએચ તેહેને આપણે " શાંટણી "નું નામ આપીએ છઇએ, અને બીજાં ઉંટ કરતાં ચાલમાં તે શરશ હોએછે. એ રીતે ઉંટ અને શાંટણીમા નર માદાનો તફાવત નથી, પણ એ જાનવરો એક બીજાંથી જુદાંછે, અને તેઓની પેદાશ એક બીજાંથી જુદાં મુલકોમાં થાએછે. ઉંટ અને શાંટણીના મેલાપથી બચાપેદા થાએચ એ વાત ખરીછે, પણ શાંઢણી હંમેશા માદા હોએચ અને ઉંટ નર હોએચ એ વીચાર ચુક ભરેલોછે.

બેએ ખુંધના ઉંટ આરબશતાન તથા ટરકી તથા હીંદુશથાન મધે ઘણા જલેછે. એક ખુંધના ઉંટ મીશર, ઇરાન, અને એવગેરે બીજાં દેશોમા જોવામા આવેછે. ઉંટના શરીરની બાંધણી ઉપરથી આપણને વીચાર કરવાને બની આવેચ કે જે મુલકમા ગરમી શખત હોએ તથા વનશપતી જુજ હોએ તથા પાંણી થોડું મલતું હોએ તે મુલકને કીજે પરમેશવરે એ જાંનવરને પેદા કીધુછે. આરબશતાનનો મુલક ઘણો ગરમછે, તાહા વનશપતી માતરે થોડેએક ઠેકાણે જોવામાં આવેછે, બાકીના તમામ મુલકમા રેતીનાં રાનછે, પાણીની એ મુલકમા અતીશે અછતછે, અને એ મુલકની હવા ઘણી શુકીછે. ઉંટ હેવાં મુલકનું અશલથી રેહેવાશીછે. તેહેનું ચામડું શુરજની શખત ગરમી શોશી શકેછે, તેહેને ખોરાકને કીજે

લીલો ચારો જોઇતો નથી, પણ ઝાડ પાનનાં જુના પાતરાં તથા કાંટા ઉપર એ જાનવર ગુજરાનું કરેછે, તેહેના પગ ખુદરતથી હેવા બનાવીઆમાં આવીઆચ કે જેથી તે રેતીની ઉપર શેહેલાઇથી ચાલી શકેછે, એ પગ રેતીની અંદર બેશી જતા નથી, પણ મટોડીની જમીન ઉપર તેહેને ચાલવુ મુશકેલ પડેછે. પાણીની તંગીથી શંભાલ કરવાને શારૂં પરમેશવરે એ જાનવરને હેવી શકતી આપીચ કે પાંચથી તે શાત દાહાડા શુધી કદાચ તેહેને પાણી મલીઉં નહી હોએ તોપણ તે શંતોશથી રહી શકેછે. એ કારણશર ખોદાતાલાએ ઉંટની છાતીની અદર બીજાં જાનવરો કરતાં એક માદો અથવા કોઠલી વધારે આપેલીછે, તે કોઠલીની અંદર ઉંટ પાણી પીતી વખતે બીજું ફાલતુ પાણી ભરી રાખેછે, અને જેઆરે તેહેની જુબાન સુકાઇ જાએચ અથવા બીજી પરકારે તેહેને પાણીની ગરજ પડેચ તેઆરે એ ફાલતુ પાણી પાછું તે પોતાના મોહોડાંમા લાવેછે અને પોતાની ઇછા માફક કામે લગાડેછે. ઘણી વેલાએ મુશાફરો જેઆરે પાણીની તરશથી રેતીનાં રાનમાં મરવાતોલ થાએચ તેઆરે તેઓ પોતાના ઉંટને કતલ કરીને તેહેની છાતી મધેથી ઉપર જણાવેલી રીતે શંભાલી રાખેલું પાણી કાહાડી લઇને પોતાનો જાન બચાવેછે.

આરબ લોકો હેવુજ શમજેચ કે ખોદાએતાલાએ તેઓ ઉપર પરશન થઇને ઉંટ જેહેવું નામીચું જાનવર તેઓને બખશીશ કરીઉંછે. હીંદુશથાન મધે જેમ નાલીએલીનાં ઝાડનું દર એક પાતરૂં અને દર એક કરચ માણશોનાં ખપમા આવેછે, તેમજ ઉંટ જાનવર આરબશતાનનાં લોકોને અગતનું છે ઉંટનું દુધ આરબ લોકોનો અગતનો ખોરાક છે, તેહેનુ માશ પણ એજ લોકો ખોરાકને કીજે કામમા લીએછે. ઉંટના શરીરના બાલ દર વરશે નવા આવેછે, અને જે જુના બાલ નીકલેછે તે કપડાં બનાવાના કામમાં આવેછે. મુશાફરી કરવા તથા બોજો ઉઠાવાના કામમાં એ જાનવર ઘણું અગતનુ છે, અને તેજ શબબ ઉપરથી કેટલાએક લોકોએ તેહેને " જંગલનું વાંહાણ " હેવું નામ આપેલુંછે. ખરૂંછે કે જેમ વાંહાણ વગર આપણુથી દરીઆની શફર થાઇ શકતી નથી તેજ માફક ઉંટ વગર રેતીના રાનોમાં મુશાફરી થાતી નથી. ઉંટ દર રોજ ૪૦ થી તે ૫૦ માઇલ શુધીની મંજલ કરેછે, અને ઇરાન આરબશતાન, ટરકી, અને બીજા મુલકોમા વેપારીઓના જે કાફલા એક ઠેકાણેથી બીજે ઠેકાણે આવજાવ કરેછે તેહેના શરવે માણશો ઉંટ ઉપર શવાર થાએછે તથા માલ લાધેછે ઉંટ પોતાના ધણીના ફરમાવીઆ મુજબ ગુઠણ મરદીએ બેશેચ, પછી તેહેની ઉપર માલ લાધીઆમાં આવેચ, અને જો તે માલનો બોજ ખમાઇ નહી શકાએ એટલો હોએચતો એ જાનવર તે જગોએથી ઉઠતું નથી, પણ જો અંદાજશર માલ લાધેલો હોએ તો બોજો લઇને ચાલતું થાએછે. દર એક ઉંટ ૩૫ થી તે ૪૦ મુંબઇના મણ જેટલો બોજો ઉઠાવી શકેછે. તેહેની માદા દર વખતે એક બચું જણેછે, અને તે આગમજ એક વરશ ગાભણ રેહેછે એ જાનવરની ઉમર ૪૦ થી તે ૫૦ વરશ શુધીની થાએછે. કેહેચ કે ઉંટના કાનને રાગ અથવા શરોદ ઘણો પશંદ પડેછે, અને તેહેનો શવાર જો ગાએન કરતો હોએ તો તે ખુશી થાઇને પોતાની મંજલ ઉતાવલી કાપેછે. શવાર જો ઉંટને શાટકી પણાંથી મારેચ તો એ જાનવર તે બાબેનું વેર ભુલતું નથી, અને માર મારીઆથી ઉંટ કોઇવાર મશતી કરેચ અને માણશોને કરડવા જાએચ તેઆરે આરબ લોકોમા એક હેવી હીકમતછે કે કોઇ માણશનાં પેહેરવાના કપડા ઇઆ દગલો તેઓ ઉંટના મોહોડાં આગલ નાખેછે, તેહેને ઉંટ તરત પોતાનાં મોહોડાંમાં લઇને ફાડી નાખેછે તથા કુચાં કરેછે, પછી તેહેનો ગુશો પોતાની મેલે નરમ પડેછે. ઉંટ ઘણું થાકેલુ હોએચ તો તેહેને મારીને આગલ ચલાવીઆનાં કરતાં જો ધીમેથી તેહેની પીઠ થોકી હોએ અને પશવારીઉં હોએ તો પોતાની થાક ભુલી જાઇને આગલની માંફક શારી પેઠે ચાલવાં માંડેછે

---

## શેખ શાદીની ચતુરાઇ ભરેલી નશીહતો.

૧. ધન માલ જે છે તે પોતાની જીનદગાનીના શુખ ચેનને વાશતે છે, કાંઇ જીનદગાની ધનમાલ એકઠો કરવા શારૂં નથી

૨. વીદીઆ જે છે તે ધરમ મારગે અને આચાર ઘરમે ચાલવા શારૂછે, કાઇ ખાવા અને પેટ ભરવા શારૂં નથી.

૩. દુશટ લોકો ઉપર માએઆ કરવી તે ભલા લોકો પર જુલમછે, અને જુલમગારોને માફ કરવું તેમા ગરીબ અને કંગાલોને જેર ઇનથાફીછે

૪. બેએ જણા જેઓ એક બીજાના વેરી હોએ તેઓની વચે તમોએ હેવી વાત કરવી કે જેઆરે તે બંને પાછા મીતરાચારી કરે તેઆરે તમોને શરમીનદુ થાવું નહી પડે.

૫. અતીશે ગુશો બલતું ઉપજાવેછે, અને જેર વખતે કરેલી માએઆ ભુરાં માણશોના દીલમાંથી ધાશતી ઉડારી નાખેછે તું હેવી શકતી નો કર કે લોકો તાહારેથી કંતાલી જાએ, અને હેવી નરમી નો પકડ કે તાહારા ઉપર તેઓ ચહડી વાગે.

૬. વગર ધીરજવાલો પાદશાહા તે મુલકનો દુશમન છે; અને વગર વીદીઆવાલો ભગત તે દીનનો દુશમનછે.

૭. ભુડા શવભાવનું માણશ માએઆ એક દુશમનના હાતમા પકડાએલુંછે, કે જાહા તે જાએચ તાંહા તે પોતાના શવભાવની ચુંગાલમાંથી છુટકારો પાંમતું નથી.

૮ જે માણશ પોતાને વખાણે, અને એમ શમજે કે માહારા જેહેવો બીજો કોઇ નથી, તે માણશને જો કોઇ શીખામણ દીએ તે શીખામણ દેનારે પોતેજ બીજાથી શીખામણ શાભલવી ઘટેચ

૯. દુશમણથી ફરેબ નો ખા, અને વખાણ કરનારાથી ગરવ વેચાતો નો લે.

૧૦ શરવે કોઇને જેમ પોતાનુ બચું શઅલાથી શોહામણું દેખાએચ તેમજ શરવે કોઇને પોતાની અકલ શારી માલમ પડેછે.

૧૧ જે કોઇ ચાલતા ચલણમા અને પોતાના શબલા વખતમાં લોકો શાથે ભલાઇ નહી કરે તે પોતાના નબલા વખતમાં કશટી ભોગવે

૧૨ જેમ શચાઇને ચાહનાર લોકો ઉપર પોતાંનુ

બલ ફાવતું નથી, તેમજ ગરીબ લોકો ઉપર પાદશાહનો જુલમ ફેજ પામતો નથી

૧૩ જે કાઇ વેહેલું મલી આવે તે ઘણું શુધી નહી રેહે, અને ગનેઆની લોકો કહી ગીઆય કે જે દોલત વે હેલી આવેછે તે વેહેલી જતી રેહેછે.

૧૪. ધીરજ રાખેઆથી મકશદ બર આવેછે, અને ઉતાવલ કીધાથી ઘણા હનશેલા ખાવા પડેછે.

૧૫ જે કોઇ ભુડા લોકોની પાશે બેશે તે ભલાઇ નહી જુવે.

૧૬. લોકોની છુપી એબને તું પરગટ નો કર, કાએ કે તેઓને તું ફેજેત કરશે પણ તે શાથે તું પોતે વગર ભરો શાનો ઠરશે.

૧૭. મુરખ લોકો વીદવાનોને અને બેહોનર લોકો હોનરમંદોને દેખી નહી શકતા, જેમકે બજારૂ કુતરા શેકારી કુતરાંને જોઇને વેગલેથી ભોશેછે અને પોતાની નજદીક આવવાં દેતા નથી.

૧૮ રજાએલો માણશ જેઆરે બીજા કોઇને હોનર અને વીદીઆમાં પુરો પડી નહી શકતો તેઆરે તેહેના હજારો અવગુણ બોલવા બેશેછે.

૧૯. કોઇ ગનેઆની પુરશ જેઆરે પાજી લોકોની ટોલકીમાં બોલવામાં ફાવે નહી તેઆરે અચરત થવું નહી, કાએકે તંબુરાનો આવાજ ઢોલના આવાજથી દંકાઇ જાએછે, અને આમબરની શુધંધ લશણની બદબો આગલ દબી રેહેછે

૨૦. જેભગત લાલચુ તેહેને વાટપાડા શરીખો શમજવો.

૨૧. ઇમામ ગજાલીને લોકોએ પુછીઉં કે તું હાવી માહબારત વીદીઆની ઉંચી પાએરીએ કેમ પોહોચેઓ ? તેઆરે તેણે ઉતર વાલેઓ કે જે વશતુને હુએ નહી જાણી અને નહી શમજેઓ તે વીશે બીજાને પુછવાની મેં લાજ નહી પકડી અને શરમ નહી ધરી.

(રા૦ મરજબાંનજીની ગુલેસતાંન)

# પરચુટણ બીનાંઓ.

**જોઈને કુડકો મારવો**—દુનીઆના શંશારમા કેટલાએક લોકો પેહેલા કુડકો મારેય અને પછી પછવાડે ફરીને જુવેય પછવાડે જોતા તેઓને માતરે પોતાની બેવકુફી દીશેય. વગર તપાશવે કુડકો મારીઆથી દર શેકડે પંચોતેર જણા પાછલથી પશતાવો કરેય, અને કોઇવાર હેવી શંકતમાં આવી પડેય કે જેમાંથી તેઓ જનમ શુધી નીકલી શકતા નથી. વલી કેટલાએક લોકો હેવાછે કે જેઓ શદા કુડકા મારવાને ચારું તપેઆ કરેય, તેઓ આશપાશ જોએઆ કરેય, અને જે કામ એક પલવરિમાં તેઓના પગ કરી શકેય તે કરવાથી તેઓના દોડા બીહેય અને તેઓથી કથી કુડકો મરાઇ શકાતો નથી. પણ આએ શંશાર હેવોછે કે શંગલા માણશોએ પોતાની હઇઆતીમા એક ઇઆ તેથી વધારે કુડકા મારવા જરૂરછે. કુડકા મારીઆ વગર માંણશ દુનીઆમા આગલ વધી શકતો નથી. વાશતે માંણશ જો પોતાની આશપાશ નેગાહ પોહોંચાડે, અને આવતી વાતનો દરીઆફત કરે, અને પછી નજર તાકીને કુડકો મારે તો શેંકડે પંચોતેર જણ પોતાનાં સુખમા વધારો કરેઆ વગર રહે નહી.

**એક વીદીઆરથી**—સ્કાટલંડ દેશમા આબરડીન નામના શેહેર મધે "કીંગશ કાલેજ" નામની એક મદરેશાછે, તેમાં મી૦ ડાનલડ રાબરટશન નામનો એક વીદીઆરથી જાએછે, કે જે ઘણી બીજા શંગલા વીદીઆરથીઓ કરતાં ગીઆ વરશની પરીખશામાં શરશ નીકલીઓ હતો. એ જુવાન શખશ વીશે કેહેય કે તે એક ઘણોજ ગરીબ માણશછે, અને આબરડીન શેહેરની પાશેના એક પરગણાંમાં કોઇ ખેડુતને તાહા મજુર દાખલ ચાકરી કરેછે. જેઆરે ખેતીવાડી કરવાનો વખત આવેય તેઆરે એ ધણી હોડ લઇને ખેતર ખેડેછે, અને એ કામમાં તેહેને જે પઇશા મલેય તે શાચવી રાખીને દર શીઆલાની રૂતમાં આબરડીન શેહેરમાં તે આવેછે, અને તે પઇશામાંથી પોતા ગુજરાણ ચલાવીને ઉપલી મદરેશા મધે કેલવણી લીએછે. એ વીદીઆરથી ગનીત શાશતરમાં ઘણો પુરવીનછે.

**ગરીબી હાલતમાં આવીઆથી એક ફાએદો**—તવગરીમાથી કોઇ માણશ જેઆર લાચારી હાલતમાં આવેય તેઆરે તેહેને એક અગતનો ફાએદો હાંશલ થાએછે, તે એછે, કે તેહેના ખરા દોશત અને ખોટા દોશત કોણ કોણ છે તે બાબે તે આગલ અંજાણો રેહેતો હતો તેઓને પીછાણી શકવાની તેહેને હેવી વખતે જોગવાઇ મલેછે.

**છોકરીઓના વેહેવા કરવા બાબે લીલા જોશીની શીખામણ**—એ જોશી હેવી ભલામણ કરી જાએય કે જો કોઇ માં બાપે પોતાની દીકરીનું કારજ કરવુ હોએ, અને તે કારણશર વર કનેઆની "રાશી" દેખાડવાને શારૂં જોશીને તેરીઓ હોએ,તો પરથમમા પોતાની દીકરીની શાથે તેહેની શાશુની રાશ દેખાડવી, અને જો શાશુ શાથે રાશ બરોબર આવી તો પછી વર શાથે રાશ જોવા કેહેવુ શંગલા લોકો છોકરીની રાશ માતરે તેહેના વર શાથે તપાશાવેય, અને શાશુની શાથે દેખડાવતા નથી, તેથી ઘણાં માતી બાઇએરને શારી બોબત રેહેય, પણ શાશુ વહુને બરાબર બાનતું નથી લીલા જોશી દીકરીઓનાં મા બાપોને બીજી હેવી નશીઆત કરેય, કે દીકરીને કોઇ જે આરે કારજ કરવું હોએ તેઆરે તેહેનો વર પોતાનાં કરતાં ગરીબ શોધી કાહાડવો, કાંએકે છોકરીના બાપ કરતા વર જો પઇશા વાલો હશે તો છોકરીને તેહેની આગલ નમીને ચાલવું પડશે, પણ વર જો ગરીબ હશે તો તે પોતે છોકરીની આગલ નમતો આવશે. જે લોકો પોતાની દીકરીઓને મોહોટે મોહોટે ઘેર અદરાવાની પેરવી કરેય તેઓને આએ શીખામણ અગતનીછે.

**શખી માણસ**—જે ધણી પોતે ભુખો રહીને બીજાને ખવાડે તે જેહેવો શખી બીજો કોઇ નહી.

## પરણી ઊઠ્યા પછીનો હરખ.

જેઆરે સીતાજી પરણીને ઊઠ્યાં તેઆરે પોતાની બેહેન પણીને પોતાના હરખની વાત જે કહી તે વીશેનું ગીત.

" છઈએ બોલામાં થાળી પીયડી "
" છઈએ ઘેર ઘેર માગી દીકરી—એ રાગછે."

ઉઠાં પરણીને જે સમે જાનકી ॥
વધી હઇઆમાં હરખ વિવા થકી ॥ ૧ ॥
મલી ચાંણી સાહેલીને સુંદરી ॥
બોલી બોલ અતોલ ખુસી ભરી ॥ ૨ ॥
સખી સાંભળ કહુ એક વાતડી ॥
મારી આજ શીતળ થઇ છાતડી ॥ ૩ ॥
મારો હરી વરે હાથજ ઝાલીઓ ॥
મને અખંડ ચુડો એણે આલીઓ ॥ ૪ ॥
વર પાંમી સુંદર વર વીડલો ॥
મેતો કાને સુનોતો તે દીઠલો ॥ ૫ ॥
મને પળ ન ગમે હવે પીઅરમાં ॥
મારૂ મન મોહુ શામ શરીરમા ॥ ૬ ॥
વર મલીઓ મને છેલ વાંકડો ॥
હવે કેમ ન રાખીએ આંકડો ॥ ૭ ॥
વર પાંમી હુતો વરણાગીઓ ॥
મેતો ભવો ભવ એ વર માગીઓ ॥ ૮ ॥
મને મન ગમતુ મલું સાસરૂ ॥
હવે કેમ ધડક મનમાં ધરૂ ॥ ૯ ॥
મારી એ સંગે જેણે સગાઇ કરી ॥
એને આસીસ આપું ફરી ફરી ॥ ૧૦ ॥
ગુરૂને સીર નાસુ વળી વળી ॥
મને પરણાવી એવરને વળી ॥ ૧૧ ॥
હવે મન ગમતાં સુખ માંનીએ ॥
કેમ કોઇની શરમ દીલ આંણીએ ॥ ૧૨ ॥
મારે કસર ન રહી કોઇ વાતની ॥
મારે માથા ટલી માત તાતની ॥ ૧૩ ॥
મને માનીતી કરી હરી થાપશે ॥
હુતો જે જે માગીશ તે આપશે ॥ ૧૪ ॥
મારે નિસરી ખાંણુ એ કરમની ॥
વાત મુરખ નજાણે મરમની ॥ ૧૫ ॥
પુનિઅ પૂરવે કીધાં હશે મેં ઘણાં ॥
તેણે પામી ચરણ પીઅર તણા ॥ ૧૬ ॥
વરદાન કરે જેને કારણે ॥
તેને પાંમી હુતો સુતી પારણે ॥ ૧૭ ॥
હુતો દાસી કે દારમાં નવ ફરી ॥
હુતો ઘેર બેઠાં એ વરને વરી ॥ ૧૮ ॥
હવે સગા સંબંધીને શું કરૂ ॥
હુતો સુંદર વરની સાથે ફરૂ ॥ ૧૯ ॥
મનમાનુછે દશરથ લાલમાં ॥
વર લખ્યા હુધર મારા ભાલમા ॥ ૨૦ ॥
લુલી કુરમતી કુરણી દેવને ॥
પરણી દલપતરાંમના દેવને ॥ ૨૧ ॥

---

## સાહેલીઓને સીખામણની ગરબી.

" મારે ગીરધરસુ ઘરવાય, પરનમા રહુછુરે "
એ દેસીછે.

સુતા ઉઠી સુભ રીતથી ॥ સાહેલીરે ॥
પરમેશવર ભજવા પરીતથી ॥ સાહેલીરે ॥ ૧ ॥
પછી દાતણ પોંણી થાયછે ॥ સાહેલીરે ॥
જેથી દુરગંધી જાયછે ॥ સાહેલીરે ॥ ૨ ॥
નાહાવુ નીતિઅ નિરમળ નીરથી ॥ સાહેલીરે ॥
સઘળો જાય મેલ શરીરથી ॥ સાહેલીરે ॥ ૩ ॥
સંતોષે જમીએ જે મલીઉ ॥ સાહેલીરે ॥
નહી ખાઇએ નીતિઅ ગળુ ગળુ ॥ સાહેલીરે ॥ ૪ ॥
પટકુળ ઝીણાં નહી પેહેરીએ ॥ સાહેલીરે ॥
ગાવા ન જવુ પરઘેરીએ ॥ સાહેલીરે ॥ ૫ ॥
આભરણ ઝાઝા નહી ઇછિએ ॥ સાહેલીરે ॥
સદગુણની શોભા પીછિએ ॥ સાહેલીરે ॥ ૬ ॥
નિરલજ્જી સોબત છોડીએ ॥ સાહેલીરે ॥
વાહાલાંથી વેર ન જોડીએ ॥ સાહેલીરે ॥ ૭ ॥
સઘલું સરખુ નહી લેખિએ ॥ સાહેલીરે ॥
દલમાં ડાહેઆ થઇ દેખિએ ॥ સાહેલીરે ॥ ૮ ॥

# સ્ત્રીબોધ.

પુસતક ૧ લું. જુન ૧૮૫૭. આંક ૬ ઠો.

## લાએકીવાલી ઓરત

### ગરેશ ડારલીંગ.




પુરૂશ અથવા સ્ત્રી થએલી દુનીઆંમાં કોઈ મોહટી પદવીઅથવા દોલત ન ધરાવતાં પોતાના શારા ગુણે કરી પર ખીઆત અને માન પામેલાં થાએછે. જે લાએકીવાલી સ્ત્રીનું નામ આ બીનાને મથાલે લખીટછે તે પેહલા એક હલકી પદવી ધરાવતી હતી. પોતાના ગરીબ બાપના એકાંત મકાંનમાં તેના શરખી હાલતના જુજવી લોકો શીવાએ તે કોઇને જાંણીતી હતી નહી; પણ દરીઆની ખાતર પોતાના જીવને જોખતીમાં નાખી બીજાઓના જીવ બનચાવવાને તેણે હીંમતથી જે કોશેશ કીધા તેથી શઘલે ઠેકાણે શઘલી પદવીના લોકોના માનને લાએક થઇ હાકમ તથા પરજા એક શરખી રીતે તેનીપર આફરીન કરવા લાગાં. એ વીશેનો ટુક એહેવાલ નીચે લખ્યોછે.

ગરેશ ડારલીંગ તા૦ ૨૪ મી નવેમબર ૧૮૧૫ ને દીને જનમી હતી. તેનો બાપ એક લાઇટ હાઉશ અથવા દીવા દાંડી વાલો હતો. શ્રી ઇંગલંડ અને શ્રીનારથમબરલાંડ પરાંતના કીનારા પાશે "ફારન" નામના ટાપુ અથવા ખરકોછે તેમાના એક નામે "બરાઉનશામન" ખરકપર પેહલા એ ધંધો જેનુ નામ વીલીઅમ ડારલીંગ કરીને હતું તે ચાકરી કરતો. તાંહાં તેની દીકરી ગરેશનો જનમ થએલો હતો. ૧૮૨૬ મા તેજ ખરકોના એક બીજા ખરક નામે "લાગશટોન" પર વીલીઅમ ડારલીંગને દીવા દાંડી તપાશવાનુ કામ શોંપીઉં તાંહાં તેની દીકરી નામીચી થાઇ.

ગરેશને બાલપણમાં કેલવની કેહી જાતની મલીતી તે વીશે કશુ ચોકશ નથી, પણ છોકરીની અવશથાથી તે પોતાના મરણ શુધી તે શ્રી લાગશટોનની દીવાદાંડીમાં રેહતી હતી એ વાત ચોકશછે. તે વચલાં કદની, નાજુક શરીરની; એકમારગી સ્ત્રી હતી. પરોપકારીપણું તેના મોહડાં પર શદા પરકાશતુ. શ્રી ફારનના પશીંદા ટાપુછે તે શ્રી નારથમબરલાંડ પરાંતથી ઘણા દુર નથી તોબી અતી ઘણા ઉજડછે જુજ લીલોતરી શીવાએ શઘલા ફેતરા માતરે નજરે પડેછે એ ખરકોની ઉનઅી કદન, અતી. બની દરાંજનીછે. મછીખાઉ પંખેરાં શીવાએ તાંહાં કોઈ વશતું નથી. એ ટાપુઓની વચેની નાલમાં શમુદરના પાંણીનો જોર ઘનો હોએછે જેથી ઘણાએક ગોહોરા નાથલા બારકથી ભાગી તેમાના આદમીઓના જાન ગોઆછે. ( ગરેશ ડારલીંગ ૨૨ ) વરશની ઉમરમાં હતી તારે એજ ગીઆરની એક ખરાબી થઇ.

ફારફરશાએર નામની આશરે ૩૦૦ ટનની એક ઈ

ઉ કે તેમના બનાવનારમા એક જણ્રો ૨૨ વરસની જુ
વાન ઓરત હતી જેણે તેઓના ઉગારો કરવાને પેહલું કાં
હેડી ઘણી મેહનત કરી હતી, તારે ઘના જણની આંખમાથી
વફાદારીના આશું ગલવા લાગાં. તે શઘલાંઓ તે દીવા
દાંડીવાલાં મકાને ગીઆં. દરીઓ ઘનો જોરમાં હો
વાથી તે લોકો તાંહાં બે દીવશ શુધી રહેઆં તેવામા
એક બીજી બોટ જે કીનારેથી તેઓના બનાવને શારૂં જ
તી તેબી તોફાનને લીધે તાંહાંજ રહી. તેમાના તથા બીજા મ
લી, તે જણોએ વીશ આદમી થઈ પહેઆં. પણ તે શ
રવેની મદારત ગરેશે પોતાથી બની આવે તેમ કરી. પોતાનુ
બીછાનુ બીજી ઓરતને આપી પોતે આગવટથી શુતી અને
તેજ મીશાલે તેઓના ખાધા પીધાની માવજત કીધી.

એ પછી ગરેશ ડારલીંગ વીશેનો હેવાલ થોડા શબદ
માં કહી શકાએય તેણે કરેલા પરાક્રમથી તેનુ નામ
આખાં યુરોપમાં મશહુર થઈઉં. એ વાત વરતમાન પતરો
માં છપાએથી પેલી એકાત દીવા દાંડી નામીચા આદમી
ઓની આવજાવ કરવાની જગો થઈ પડી હજારો આદ
મી ગરેશને શાબાશી દેવા તે જગોએ જતાં. તેમાથી તવ
ંગેર લોકો ઘતી વેલા કીમતી નજરાનુ કરી પોતાના શારા મ
તની શાબેતી તે બાહદુર સ્રીને આપતા. શ્રી નરથમંબરલંડના
ડીઉક તથા તેની બાનુએ પોતાના એક મેહલમાં ગરેશને ત
થા તેમા માએબાપને નોતરીઆ. એક શુનાનુ ઘડીઆ
લ નજરાનો તરીકે ગરેશને આપીઉં "હીઉમેન શોશાઇટી"
નામની દએઆનુ કામ કરનારી મડલીએ તેનો ઉપકાર મા
નીઓ તેજ ટલીના શરનશીને તેહને એક શારી રૂપા
ની ટીપાર નજર કરી. તેની બાહદુરી તથા દએઆનો બદલો
આપેવા શારૂ લોકોએ એક ઉઘરાનુ કીધું તેમા આશરે
(રૂ. ૭૦૦૦) શાત હજાર ભરાઆ. તેનુ નામ શઘલે વાવેના
લોકોમા પરખીઆત થઈઉં તેની છબી શરવે કોઈ લેવા લા
ગો. તેને મારે લોકોનુ દીલ એટલુંતો કીદા થઈઉં કે શ્રી
લંડન શરખા મોહટા શેહરના કેટલાએક નામીચા નાટક શા
લા વાલાઓએ તેને દરખાશત કરી કે તેના પરાક્રમરૂપી
નાટક કરેતી વેલા તે જો એક બોટમાં થોડો વાર બેશેતો તેને
તુંની એક મોહોટી રકમ આપવામાં આવે. પણ આ
બાહદુર ઓરત દએઆલુ તેવીજ શંમજુ હતી તેણે
કચાલામા પદ્દ્શા લઈ પોતાના કામની પોતાની મેલે ઇત
નતાવી પોતાનો બોજ હલકો કરવાને શાફ નાપાડીઉ.
જેવારે પુથી પામવા જોગ આએ બીનાછે કે એવી શઘલી
તારીફ તથા વાખવાખીને વખત ગરેશ પોતાના પથને મો
ગની શલુકાઈ અને શેઆન શોકત વીશરી ગઇતી નેહી.
તેને જે માન મેલતું તેથી માતરે પોતાની ફરજ બજાવવા
મા કેવું શારૂછે એટલુજ તે શમજતી હતી. પોતાની હા
લતમાં શારો ફેરફાર થવા છતાં તે પોતાના પીતાની શાથે શ્રી
લાંગશટોનની દીવાદાંડીમાંજ રેહતી હતી પોતાની મા
એના ઘરના કારોબારમા તેને મદદ આપવામાં પોતાની મો
જ શમજતી હતી જેથી શાબેત થઈઉં કે દુનીઆના લોકોએ
જે કાંઈ કરીઉ હતું તે એક ખરી લાએકી વાલી જુવાન સ્રી
નેજ મારે કરીઉ હતું.

એ પરમાણેની વાત કેહતા જેમ ખુશાલી લાગેય તે
મજ તેનો અત લાવતા દીલગીરીબી ઉપજેછે. ગરેશની
નાઘલી વએમા મોહોટી નામદારી ભરેલુ કામ કરીને તથા શુ
દા શઘલી પાતીએ લાએકીથી ચાલીને તેણે આપણને જે ખું
શાલી બખશીશ તેમા તેના કવખતના મરણથી ઘનો ઘટારો
થાએછે. અફશોશછે કે એવી ગુણવતી કનેઆનો ખઇ
ના બુરા મરજથી તા૦ ૨૦ મી અકટોબર ૧૮૪૨ ને દીને
અંત આવેઓ. તેણે મરણની આગમચ પોતાના શઘલા કુંબી
લદારોની તથા ઓલંખીતાઓની ભેટ લીધી શરવે કો
ઇને થોડો થોડો વારશો આપી બાકીની પોતાની પુંજી પોતાના
બાપને આપી તે શવરગવાશી થઇ તેની આગમ
ચ ઘનાએક ઉનચા દરજાના આદમીઓ જેવા કે શ્રી નરથ
મબરલંડના ડીઉકની બાનુ તથા બીજાઓએ તેની ભેટ લીધી
હતી. તેને અવલ મજલ પોહચાડતી વખત આબરૂદા
ર લોકો તેની લાશની શાથે ચાલી દુનીઆનાં લોકોને બતાવ
તા હતા કે કોઇબી હાલત અથવા દરજાથી માન અને શ
રમીંદગી ઉપજતી નથી, મગર પોતાની ફરજ બજાવવામાં શઘ
લું માન અને શઘલી વાખવાખીછે।

## ચીન અને ચીનાઓ.

ચીનમા જેટલી પોહોલી વશતીછે, તેટલી પોહોલી વ
શતી દુનીઆના કોઇ ભાગમા નથી, તેનો અંદશતો જુ
દી જુદી રીતે કીધામા આવીઓછે. શારી શતાથી જણા
વીઆમો આવીઉંચ કે એ દેશમા ૩૦૦,૦૦૦,૦૦૦) કરતાં
ઓછી વશતી નથી

ચીનને ૧૮ પરગણામા વેહેચી નાખેલુછે. તેનો વીશ
તાર આશરે ૧૪૦૦૦૦૦) ચોરશ માઇલનોછે, ચીનમા

કરરતી થડી તેજ તેજ મોસમને શખત ગરમી પડેચ. કમતાનમા જાહા આપણા ઘણાએક પારશી તથા બીજી ગને આતના વેપારીઓ હવડાની લડાઇની આગમજ રેહેતા હ તા, તે જગા પર હુનાલામા પારાની શીશી ૧૦૦) ડીગરી શુધી કોઇ વખત થાએચ. મુંબઇમા જેવી ગરમી હુના લામા પડેચ તેના કરતાબી એ વધારેછે. જાનેવારી મહીનામા કોઇ રાતના થડી એવી તો પડેચ કે પાણીબી બધાઇ જાએ ચ એ પરમાણે ચીનના ઘણાએક ભાગમો ઉનાલામા ઘણી શખત ગરમી અને શીઆલામા ઘણી શખત થડી પ ડેચ એ દેશમા ઓહાલી ખેતી કીધામા આવેચ, તે તયાબી જ કારણોથી હવા ઇનશાનને માફક આવે એવીછે

ચીનમા હીનદુશથાનની માફક ઘણા ઉચા પાહડો નથી એ દેશમા બે ઘણીજ મોહોટી નદીઓ વેહેચ એ નદીઓ એટલીતો મોહોટીછે કે તેમાની એક નદીને ચીના વો "દરીઆનો છોકરો" કેહેચ ઓર શરખુ એ છે, કે એ બે મોહોટી નદીઓ એકજ પાહડમાથી થેડે છેટે નીકલીને એક ઉતર તરફ અને બીજી દખણ તરફ વેહેચ અ ને વેહતા વલાન ખાઇ પાછી દરીઆમા થેડેજ તફાવ તે તેઓ ખાલી થાએચ.

ચીનમા મોહોટી નેહરછે, તેની લબાઇ ૭૦૦ માઇલ છે, અને તેમા ઘણુ ખરૂ 'વનહો' નામની નદીનુ પાણી લી ધામા આવીઉચ એ નેહર પુરાતમ વખતની બાધેલી છે, તેની મારફતે ચીનના માહેલા ભાગમા એક પરગણામાથી બીજા પરગણામા માલ લેઇ જવાને તથા આશપાશની જ મીનને પાણી શીંપીને ફલવત કરવાને ઘણુ શેહેલ પડેચ

બે હજારથી વધારે વરસ થાએઆ ચીનના પેહલા પા દશાહે ચીનની આશપાશ મોહોટી એક દેવાલ બધાવેલીછે એ નામીથી દેવાલ ઇગલડ શરકારની તરફથી જે એલચી ઓ ચીનના પાએતખતમા ગીઆ હતા તેઓના જોવા મા આવી હતી એ દેવાલ કોઇ ઠેકાણે ઉડી ખીણો માહે થી, કોઇ ઠેકાણે નદીઓ ઉપરથી મોહોટા આરકાબાંધીને અને કોઇ ઠેકાણે પાહાડોના મથાલા ઉપરથી બાધી લીધામા આવીચ એક જગા ઉપર એ દેવાલ દરીઆની શપાટીથી ૫૦૦૦ ફુટ ઉચી આવેલીછે. એ દેવાલની ઉચાઇ શરાશરી વીશથી પચીશ ફુટ શુધીનીછે તેની પેહલાઇ એટલીછે કે ૬) ઘેડે શવારો એ દેવાલની બાજુએ વગર અડચણે પોતાના ઘો ડા દોડાવી શકે. એ દેવાલ તારતાર તથા બીજા બેજાનાઓ ના હુમલાથી ચીનની વશતીને બનચાવવાને શારૂ બાધી હતી

ચીનનુ રાજ ઘણુ પુરાતમ વખતનુછે હાકમના વઉશમા ફેરફાર કેટલીએક વેલા થઓછે તોબી બીજા પુરાતમ રાજોની માફક તે ફના થઇ ગીઉ નથી અથવા વેહચાઇ ગીઉ નથી બીજા મલુક શાથે શરકાવતા એ રાજમા એટલી લાબી મુદત શુધી આહોમાહેનો ફીશાદ અને લડાઇ ઘણીજ થોડી થઇ ચ જે માફક ચીનમા એક બચાને પોતાના બાપના હો કમને દશી ઢીલ કીધા વીના તાબેએ થવુ જોઇએચ તેજ મો શમે ચીનના શેનશાહના હોકમને શઘલા ચીનાવોએ માન આપવુ જોઇએચ એવી તરબીએત શઘલા ચીનાવોને બચપ ણથીજ આપીઆઓ આવેચ ચીનની શરકારે તેટલાજ વાશતે શઘલા બાપને પોતાના બચાઓ ઉપર હરેક રીતની શતા ચલાવાનો પુરતો અખતીઆર આપેલોછે શેનશા, હ અને બાપનો બચાના શરીર ઉપર એક શરખોજ અ ખતીઆરછે. બાપ મરણ પાને, ઇઆ શેહેનશાહ મર ણ પામે પણ એ બનેના મરણ વાશતે શરખોજ શોગ રાખ વો પડેચ એવા રાજમા રઇઅતથી પુરતી છુટ ભોગવી શકાએ નહી

ચીનના રાજની દોલત, તાહાના લોકોનો બેહદ ઉદીઓ ગ અને તેઓ પોતાની હાલત ઉપર જે શતોશ કરેછે તે ઉપ રથી દીશેચ કે શરકાર પોતાની ધનીએક ફરજો શારી રીતે બ જાવતી હશે તાહાના લોકોને પોતાની મેહનતનુ ફલ શારી પઠે શાખવાને બની આવેચ જે રાજમા ઘણો જુલમ હોએ તાહાની પરજા ખુશીથી મેહેનત કરે નહી અને પોતા ની હાલત ઉપર શતોશ રાખે નહી

આએ બાબદ ધીઆનમા રાખવા જોગછે કે ચીનમા વ ચલે વાધેના અને તેથીબી ઉતરતા દરજાના લોકોને જરૂરની કેલવણી મલેચ, તેથી એ રાજની આબાદાની અને શુ લેહ ઘણી જલવાએચ. ચીનની મોહોલી વશતીમાના ઘના ખરા પુરૂશોને લખતા તથા વાચતા આવડેચ. દ રએક ચીનાને પોતાના છોકરાઓને કેલવણી આપવાની મો હોટી ઉલટ એટલા ઉપરથી થાએચકે, ઊકરાની તકશીરને વા શતે તેને શજા થઇ શકેચ અને તેની શારી ચાલને વાશતે તેને ઇનામ પણ મલી શકેચ દરએક શેહેરમા ગરીબોને વાશતે એક શરકારી નીશાલ હોએચ અને તેવતમ દો પોતા ના છોકરાઓને કેલવણી આપવા શારૂ પગાર આપીને શી ખશકો રાખેચ ચીનમા જેટલુ કામ શખશોને આન લેચ તેટલુ પદવી વાલાઓને મલતુ નથી શરકારી અમ લદારો જે મુકરર કીધામા આવેચ તે જરૂર પરીખશાં આપી

ને અને તે પરીખશા આપવાની ગરીબ અને તવંગરને એક શરખી છુટછે.

ચીનના શેહેનશાહને પોતાના હરેક છોકરાને તખતનો વારેશ મુકરર કરી જવાનો પુરતો અખતીઆરછે. એવી ચાલ અંશલથીજ ચાલતી આવીચ. શેહેનશાહના હુકુમનોમાં, તથા રાજ દરબારને લગતી શઘલી બાબદો દરરોજ પાએતખતમા "પીકીંગ ગેજેટ" નામની વરતમાન પતરેમા છાપીઆમો આવેચ. શેહેનશાહના મુખીઅ વજીરો ૪ હોએચ. શઘલુ રાજદોઆરી કામ છ ખાતામા વેહચી નાખેલુછે. એક ખાતુ શઘલા ગામખાતાના અમલદારોને મુકરર કરેચ. બીજુ ખાતુ રાજની શઘલી આમેપત વશુલ કરેચ. તીજુ લશકર ખાતાનો કારોબાર ચલાવેચ. ચોથુ ધરમને લગતી બાબદો ઉપર ધેઆન આપેચ. પાચમુ ઈનશાફના કામ ઉપર અને છઠુ પરજાને ઉપીઓગના બાંધકામપર ઉપરીપણુ ચલાવેપ. એ શઘલા ખાતાનો કારોબાર બરોબર ચલાવાને વાશતે ઘણાએક માણશો ખપેછે.

શરકારી શતાથી દર તરણ મહીને એક રાતાં કવરની ચોપડી છ ભાગમો છાપીઆમો આવેચ. તેમા દરએક શરકારી અમલદારનુ નામ, તેની જનમભુમી, અને તેને લગતી બીજી બીના છાપેલી હોએપ. પોતાના ગામમા કોટવાલનુ કામ ચલાવનાર તથા શઘલા બીજા અમલદારોને પોતાના હાથ નીચે પોતાના છોકરા, ભાઈ, ઈઆ હરેક અતલગના શગાવોને ચાકરી રાખવાને ધારાથી મનાઈ કીધામા આવીચ તે અમલદારોની વારેવાર બદલી થાએચ કે લાંચ રૂશવતનુ કામ ચાલે નહી. અમલદારોને આપેલા ખેતાબોની ટીપમા જણાવવુ પડેચ કે દર એક જણ પદવીમા કેટલે દરજે ચહડીઓ ઈઆ ઉતરીઓ. મોટા અમલદારોનાં વાંકની તપાશ શેહેનશાહથી મુકરર થએલા શખશોજ કરેચ. જો હરેક પરગણામા બલવો થાએચતો તાહાના ગવરનરોને શખત શીખશા કીધામા આવેચ અને જેબી રાજની શામે બલવો કરેગ તેને ફાશીની શીખગા વતરોગે બીજી શજા કીધામા આવતી નથી.

દરએક અમલદારનો દરજો તેઓ પોતાની ટોપી ઉપર જે રંગીન દડો મુકેચ તે ઉપરથી માલમ પડેચ. લશકરી અમલદાર કરતાં ગામ ખાતાના અમલદારને વધારે માન આપીઆમો આવેચ. ચીનમા શઘલુ લશકર ૮૦૦૦૦ કરતાં વધારે નથી; તે લશકરને ઈંગરેજી લશકરની માફક કાંઈ શારી કવાએદ આપીઆમો આવતી નથી. લશકરનાં કરતા દરીઆઈ ફોજની હાલત વધારે ખાડીછે અને એ બાબદમા તેઓ કશો શુધારો કરતા નથી.

ચીનમા તકશીરવારોને શજા કરવાની બે તરણ રીતછે. અદાલતમા નેઆધીશની નજદીક બાજુની કેટલીએક લાકડીઓ પડેલી હોએચ અને જેવી તકશીર કીધી હોએ તે માફક અપરાધીને દરબારમા બાંધી મારીઆમો આવેચ જો નેઆધીશ પાંચ ફટકા મારવા કેહેતો ચાર ફટકા મારીઓમો આવેચ અને એક ફટકાની શેહેનશાહની તરફથી માફી મલી હોએ એવુ વીચારીઆનો આવેચ કાએકે ચીનાઓમાં એક કેહવતછે કે ધારા શખત બાંધવા જોઈએ, પણ તે ઉપર અમલ કરતી વેલાએ દઆ લાવવી જોઈએ.

શજા કરવાની બીજી રીત લાકડાનો મોટો હલકો પેહરાવાનીછે. તેપર તકશીરની બાબદ લખેલી હોએચ એ હલકો પેહરાવીને તકશીરવારને મોહલે મોહલે ફેરવેચ જો વધારે તકશીર કીધી હોએતો તે શખશને તેના ગામથી પચાશ માઈલ દુર અને તેથીબી વધારે તકશીર કીધી હોએતો ચીનની હદની બાહેર દેશનીકાલ કીધામા આવેચ. જો કોઈ ઓરતે તકશીર કીધી હોએ, અને તે વખતે તેને હમેલ હોએથતો બચાંને જનમીઆ પછી ૩ મહીને તેને શજા કીધામા આવેચ દર ચાદરાત અને પુનમે ચાકરીનો પરજાના લોકો આગલ ભાશણો કરેચ તારે તેઓને ધારાથી પુરતી રીતે વાકેફ થવાને ફરમાવેચ. તે ધારાની શશતી ચોપડીઓ છાપીને લોકોમા ચોહોલો ફેલાવો કીધામા આવેચ કે લોકો ધારાથી વાકેફ થાએ અને તકશીર કરવાથી વેગલા રેહે.

ચીનમા બુજરગ આદમીઓને ઘણુજ માન આપીઆમો આવેચ. એક શેહેનશાહની દરબારમા એક વખતે ૧૦૦થી વધારે ઉમરનો એક ઘણી હલકી પદવીનો અમલદાર આવીઓ હતો, તેને શેહેનશાહે પોતાના તખત ઉપરથી ઉઠીને, ધારા પરમાણે શેહેનશાહને નમશકાર કીધા વગર ખુરશી પર બેશવાને ફરમાવીઉ હેતુ

ચીનાઓની કેટલીએક રૂશમો દુનીઆના બીજા લોકોથી તદન ઉલટીછે. તેઓનો હાથના એક બે આંગલાના નખ ઘણાજ લાંબા વધવા દેવાની ચાલ જેવી મરદો તેમજ ઓરતોનીછે. કેટલાએક ચીનાઓતો નખ ભાંગી નહી જાએ, એટલા વાશતે વાંબુની પાતલી શલીઓ તેની નીચે મુકેચ. વલી નવાઈ જેવુ એછે કે ઓરતની ખુ

બશુરતી તેના ચેહરા ઉપર નહી, પણ પગપર આધાર રાખેચ. જેમ પગ વધારે નાહુનો તેમ શરીર વધારે ખુબશુરત ગણીઆમો આવેચ. જે ચીનીઓના એવા ટુંકા પગ હોએચ (૩ થી ૪ ઇંચ શુધીના) તેઓથી બરોબર ચલાઇ શકાતુ નથી જે જોવાથી ચીનાને દલગીરી ઉપજવાને બદલે ઓર ખુશી ઉપજેચ. જેમ આ દેશના લોકો પોતાની મોહટાઇ બતલાવવાને વાશતે પોતાના બચાઓને ઘરેણુ પેહરાવેચ તેવીજ મતલબથી ચીનાવો પોતાની મોહટાઇ બતલાવાને વાશતે તેઓની ઓરતોને મેહનત કરવાની જરૂર નથી એમ દેખાડવાને શારૂ તેઓના પગ ટુંકા કરેચ!

ચીનમા ઓરતો પણીજ શારી રીતે ચીકન ભરી જાણેચ, તે શાથે તેઓ રેશમી કાપડ ઉપરબી શારી રીતે ચીતારો પાડી શકેચ. પોતાના ભરથારોને પોતાના મીઠા શરોદાથી શુખ આપવાને તેઓ ગાએનનો હૅનર શીખેચ જેથી તેઓના ઘેરબારના શુખમાં ઘણો વધારો થાએચ

જારે કોઇ ચીનો મરણ પામેચ, તારે તે વીશેની શઘલાઓને ખબર પડવા શારૂ શફેદ રંગના કાગલમા તે વીશે બીના લખીને, તે કાગજ ઘેરના દરવાજા આગલ ચોટાડીઆમો આવેચ, અને શગા વાલાઓ તે ઘેરમા આવીઆ પછી મરનારનો વડો છોકરો, એક વાશણ જેમા બે શપાકા નાખેલા હોએચ તે લેઇને પાશેના કુવા ઇઆર નદીમાંથી પાણી લેવા જાએચ. તે પાણીએ મરનારનુ આગ શાફ કરીને તેને પોતાના કપડા પેહેરાવેચ. તે પછી મુરદાને એક પેટીમાં મુકેચ જેની નીચે કરીચુનો નાખેલો હોએચ. પેટીને બંધ કીધા પછી તેની અંદર હવા નહી જાએ એટલા વાશતે શઘલા શુરાખો બંધ કરી લેઇને તે પેટીને વારનીશ મારેચ એ પરમાણે એ પેટી ૨૧ દાહડા શુધી ઘેરમા રાખીઆ પછી દાટવાને વાશતે કબરશથાન આગલ લેઇ જાએચ મરદો તથા ઓરતો શફેદ રગનો શોગનો પોશાક પેહરીને તે પેટીની પાછલ ચાલેચ. પેટીની આગલ એક જાતનુ [illegible] વજાડેચ. દાટવાની જગો આગલ [illegible], એ વેહમી ચીનાઓ મરનારને બેલી દુનીઆમા કામ લાગે એવા ધેલા વીચારથી કેટલીએક કપડાની ચીજો બનેચ જેઓ ઘણા ગરીબ હોએચ તેઓ કાગજના પોશાક બનાવીને તે બાળેચ. ચીનાવો વરશમા એક વખત પોતાના શગા વાલાની કબરોએ નમશકાર કરવા શારૂ જાએચ. એ દાહડે ચીનાવોના ટોલાંને ટોલાં ડુંગરો ઉપર જાઇને કબરો જાહડીને શાફ કરેચ અને તાહાં કપડા, તથા કાગલ બાલેચ તથા બીજી કેટલીએક કીરીઆ કરેચ ચીનાવોના કોઇબી શેહરોની અંદર મુરદા દાટવાનો હોકમ નથી. બીજી ગનેઆત શાથે શરકાવતાં ચીનાઓ ગુજરેલાઓનો શોગ વધારે દાહડા રાખેચ. મા બાપના મરણની તરણ વરશ પછીજ છોકરાઓની શાદી થઇ શકેચ.

ઘણા ચીનાઓ પોતાના લાંબા ચોટલા શીવાએ માથાનો બાકીનો ભાગ, મુછ તથા દાહડી બોડાવેચ. પણ જારે કોઇ શગુ મરણ પામેચ તારે તેનો શોગ રાખવા શારૂ મુતલગ હજામત કરાવતા નથી. જારે શેહનશાહ મરણ પામેમ તારે આખા રાજના શઘલા ચીનાઓ જાણે પોતાનો બાપ મરણ પામીઓ હોએ તે મીશાલે શોગ રાખવા શારૂ ૧૦૦ દાહડા શુધી મુતલગ હજામત કરાવતા નથી.

ચીનાવોમા તેહવારના દાહડા ઘણા થોડાછે. મુખીઅ નવા વરશનો તેહેવારછે. તે વેલા શઘલા ચીનાઓ પોતાનો વખત ગમતમા ગુજારેચ શઘલાં શરકારી ખાતાં ૯૨ દાહડા શુધી બંધ રેહેચ વરશના છેલા દીવશની મધરાતે શઘલાવો ફટાકા ફોરવા મંડી જાએચ. શઘલા ઘેરો શાફ અને શોબઇતાં દીશાગા આવેચ. નવા વરશને દાહડે શેઠ અને ચાકરને ઓલખવાને ઘણી મેહનત પડેચ કાએકે શઘલાવો ઘણો ઉંચો પોશાક પેહેરેચ. એ દાહડે નવા શાલની મુબારકબાદી આપવા શારૂ એક બીજા ઉપર રાતા રંગની ટીકીટ મોકલેચ જેમા એક ચીતાર પાડેલો હોએચ. એ ચીતારમા તરણ ચીજ, જેના ચીનાઓ ઘણા ઉમેદવાર હોએચ તે બતલાવેચ. એક છોકરાનો, એક માદરીનનો, અને એક જનાવર જે લાબી મુદત જીવેચ તેના આકાર પાડેલા હોએચ. નવા વરશની ખુશાલીમા કશી હરકત નહી પડે એટલા વાશતે આગલા વરશને છેલે દાહડે દર એક ચીનાને પોતાનુ શઘલુ દેવુ પગાર કરવુ પડેચ. જો તેમ નહી કીધા આ આવેતો તેની આબરૂને ઘણુ હીનુ લાગેચ. એક બીજો મુખીઅ તેહવાર ઘણું કરીને ફેબરવારી મહીનાની આખરમા આવેચ. એ દાહડે શેહનશાહ પોતે પોતાની દરબારના મુખીઅ વજીર તથા અમલદારો શાથે પોતાના મેહલની નજદીકના એક ખેતરમા જઇને પેહલાં પોતે હોર ખેડેચ તે પછી બીજા ઉમરાઓ તે આફક કરેચ. તાર બાદ પાચ જાતના અનાજ જમીનમા રોપેચ. શઘલુ કામ પુરૂ થઆ પછી તે ખેતર એક અમલદારના તાબામા આ

પીઆમો આવેચ. તે ખેતરમાથી જે પેદાશ થાએચ તે દીરીઆ કરવાના કામમા લીએચ.

જે મોાફક ચીનનો શેહનશાહ પોતાના દાખલાથી પોતાની રઇએતને ઇનશાનના ખોરાકની મુખ્ખીઅ જીનશ પાકવવાને ઉલટ આપેચ તેજ માફક ચીનના શેહેનશાહની રાણી જે કપડાંથી ચીનાવો પોતાનુ દીલ ઢાંકેચ તે બનાવવાના કામમાં પોતે આગેવાન થાએચ. ચીનમાં રેશમ બનાવવા તથા રેશમના કીડાને શેહતુરના જાડના પાતરાનો ખોરાક આપવાનુ કામ મુખ્ખીઅ ઓરતોજ કરેચ. એક મુકરર કીધેલે દીવશે શેહેનશાહની રાણી બીજા ઉમરાઓની ઓરતો શાથે પેહલા એક રેહેઠાંમા જઇને કેટલીએક કીરીઆ કરેચ. પછી મેહલની નજદીક જાંહાં શેહતુરના જાહાડો હોએચ તે ઉપરથી પાતરા તોડીને રેશમના કીડાને ખવાડેચ. એ દાહાડે રેશમ ઉપજાવવાનુ શઘલું કામ શેહનશાહની રાણી કરેચ એ કીરીઆને દીવશે શેહેનશાહની પાનુ પોતાની શાએલીઓની શંગાથે શેહતુરના બાગ મધેથી દેવલ તરફ ભગતી કરવા જાએચ તેહેનો એક ચીતર આએ બીનાં શાથે આપેલોછે.

ચીનાઓ કાઇ ખાનુ ખાવાને છરી કાંટા વાપરતા નથી. પણ તેઓ બે કારણશર બે શલીઓ વાપરેચ તેથી તેઓ પોતાનો શઘલો ખોરાક તથા ભાવલી ઘણી ઝડપથી ખાઇ શકેચ. તેઓ ખાણા ઉપર એક જાતનો દારૂ વાપરેચ. તે ઘણું કરીને વાઇનને મલતો આવેચ ચીનાઓને તાહા જે ઇંગરેજો ખાઇ આવીઆચ તેઓ કેહેચ કે તે દારૂથી કેફ કાઇ ચડતી નથી એ દારૂ તેઓ ચોખામાથી બનાવેચ ચોખાને કેટલાએક દીવશ શુધી બીજી જીનશો શાથે ભીજવી રાખેચ, તેઆર પછીં તેને ઉકાલેચ. પછી તેમા ખટાશ નાખીને કેટલાએક દીવશ શુધી રેહવા દીએચ, અને તલીએ જે કશો બેશી જાએચ તેને હીલવીઆ વગર તેની ઉપરનુ પાંણી કાહડી તે દારૂ તરીકે ગરમ કરીને તેઓ પીએચ કશમાંથી એક જાતનો જલદ દારૂ બનાવેચ. તે તેઓ ખાણું ખાઇ રેહા પછી બરાનડીનની માફક થોડાએક ટીપા પાણીમા નાખીને પીએચ.

ચીનાઓ શાદું પાંણી ઘણુજ થોડુ પીએચ; પણ પાણીને ઠેકાણે તેઓ ચાહ પીએચ, તેઓ આપણી માફક ચાહ પીવાને વાશતે તઇઆર કરતા નથી. ચાહ પીવાના પેઆલાઓમા થોડી શુકી ચાહ નાખેચ અને તે ઉપર ગરમ પાંણી રેડીને ઢાંકણુ ઢાકેચ. ચાહ ઓગલવા પછી તેમા કાંઇબી દુધ, શાકર, ઇઆ બીજી ચીજ નાખીઆ વગર તેઓ તે પીએચ. એ રીતે કીધાથી જો ચાહ શારી હોએચ તો તેનો પમરાટ ઘણો શારો આવેચ.

ચીનમા એટલીતો ભાહાલી વશતીછે કે તાંહાંના ગરીબોને કુતરાં, બીલાડાં, ડુકર, અને ઉંદર વતીકબી ખાવાનો અશલથીજ માહવરો પડીઓચ. એ ચીજોનો ભખ કરવાને આપણા લોકો જેમ છીટ રાખેચ, તેમ ચીનાઓ રાખે તો, તેઓની વશતીનો ઘણોએક ભાગ ભુખે મરે. ચીનમા ઓરતો જે પોશાક પેહરેચ તે ઘણો શાદો પણ તે શાથે ઘણો શોભઇતો હોએચ. ચીનીઓ પોહોલા પાએજાની ઇજાર અને તેની ઉપર ગુડન શુધીનો રેશમી જભો પેહરેચ. જે પારશીઓ ચીનમા જઇ આવીઆચ તેઓ કેહેચ કે લાંબી શારી અને ચોલી કરતા, ચીનીઓનો પોશાક વધારે શોભઇતો તથા આગને ટાકનારોછે. ઇંગરેજો જેવા સુધરેલા લોકોબી કેહેચ કે તેઓની લેડીઓ જાંમા કરતાં વધારે ઘેરાવાનો મોટો ગાઘરો પેહરેચ તેનાં કરતાં ચીનીઓનો પોશાક વધારે શારોછે. ચીનમા કુમારી ઓરતો પોતાના બાલ છુટા રેહેવા દીએચ પણ લગન થઆ પછી તેઓ બાલનુ ગુછરૂ કરી તેમા તરેવાર રંગ તથા ફુલ ગુંડી લીએચ.

હાલ જમાનાના શઉથી અગતના તરણ હુનર એટલે છાપવા—દારૂ ગોલો બનાવા તથા જેથી વાંહાણ બર દરીઆમા વગર ધાશતીએ ખેડાઇ શકાએચ તે હોકા ઇંતર બનાવાના હુનરો જેમા યુરોપીઆનોએ મોહટો શુધારો કરેઓચ તે હુનરો પેહલ વેલા ચીનાવોને ખબર હતા. દશમી શદીમા ચીનમા છાપવાનુ કામ ચાલતુ હતું તે વીશે હાલમા કશો શક રહેઓ નથી, ચીનમા ચોપડીઓ ઘણીજ શશતી વેચાએચ કાએકે ચીનમા કાગલની ઉપર કાઇ જગાત લીધામા આવતી નથી. ચીનાઓ છાપવાના કામમાં ઘણા પતલાં, આરપાર દેખાએ એવાં કાગલો કામે લગાડેચ. તે કાગલોની એકજ બાજુ છાપીઆમો આવેચ. એક છાપેલા કાગલમા બે પાના હોએચ અને તેને બાહેરથી વાલવાને બદલે અંદરથી વાલવામો આવેચ જેથી કાગલની કોરી બાજુ દેખાએચ અને તેથી એક અનજાણા શખશને એવુ માલમ પડેચ કે તે ચોપડી કોરીછે, અને તેના પાના કાપીઆ નથી.

હોકા ઇઅનતર જોકે ચીનાલોએ પેહલવેલે શોધી કા

હડીક તોએપણ તેઓ દરીઓ ખેડવાના કામમા યુરોપી ખ્યાનોથી ઘણાજ પછાત પડીઆછે. તેઓના વાહાણ(જુંક) નો આકાર અતરેના ખતેલાઓને મલતો આવેચ અને એ પો ટોના શડ કપડાના નહી, પણ શાદરીના બનાવેલા હોએચ

ચીનાઓ લાકડાં અને હાથીદાંત ઘણીજ શરશ રીતે કોતરી શખેચ હાથીદાંતના દરા જે ચીનથી આવેચ અને જે દરાની અંદર બીજા ૫—૭ દરા અંદર કોતરેલા હોએચ, અને જે દરએક દરા ઉપર નકશી હોએચ તે જોઆથી શરવે કોઇને ઘણી અચરતી ઉપજેચ કે એ દરાઓ એક બીજાની અંદર શી રીતે કોતરીઆ હશે. તે શોધી કાહડવાને યુરો પીઆનોએ કેટલાંએક વરશ શુધી મેહનત કીધી હતી અને હમના એવુ માલમ પડીઉંચ કે એ દરા એક બીજાની અદર એક અણીદાર હથીઆરથી ઘણીજ કારીગરીથી કોતરી કાહાડી છુટા કીધામાં આવેચ.

ચીનીકાંમ તથા રેશમ ઉતપન કરવાના હોનરની શરૂ વાતુખી પેહલ વેલા ચીન દેશમા થાઇ હતી. એ રેશમ એક જાતના કીડામાથી પેદા થાએચ. એ કીડાવોનો ખોરાક શેહતુરના પાતરાંછે. જારે કીડા ઘણા નાહાના હોએચ તારે એ જાડના પાતરા કાપીને કીડા આગલ મેલી આમો આવેચ. એ રેશમના કીડાઓ એકાંત જગો ઉપર ઘણી ચોકશાઇથી રાખીઆમો આવેચ. જારે કીડાવોનુ કદ જેટલુ જોઇએ એટલુ વધેચ અને તેમનો રંગ પીળો આરપાર દેખાએ એવો થાએચ તારે તેઓને બીજા ઓરડાઓમા રાખેચ. એક અડવાડીઆંની અંદર કીડાઓ રેશમની દડીઓ તઇઆર કરેચ વધારે દાહડા કીડાઓને રેહવા દીએતો તે કીડાનુ એક પતંગીઉં થાઇને બાહેર નીકળે, અને રેશમની દડીને ખરાબ કરે તેટલા વાશતે રેશમની દડીઓ તઇઆર થયા પછી તે કીડાઓને મારી નાખવા શરૂ તથા રેશમના તાર એક બીજા શાથે સુદર જેવી રીતથી વલગેલા હોએચ તે છુટા કરવાને ગરમ પાણીમા નાખેચ, રેશમ છુટું પડીઆ પછી તે વીતારીઆમો આવેચ. એ કાચા રેશમના બંડલો કરીને બીજા દેશાવરો ખાતે મોકલેચ અથવા તેનુ કપડ બનાવાને કામે લગાડેચ જે બનાવામા ચીનાઓ ઘણા હુશીઆરછે. કુમાશ, ટશાંતીન, અને કરેપ ચીનાઓના જેવી બનાવાને કરે ચોએ ઘણી કોશેશ કીધીચ પણ તેઓની બરોબર બનાવી શકીઆ નથી

ચીનીકામ બનાવાનો હોનરમી યુરોપીઆનો પેહલે ચીનમાથી શીખ્યાચ તોભી તે ઉપર રોગાન મારવા તથા શુનેરી ધીર ચડાવાના કામમા યુરોપીઆનો ચીનાઓ કરતાં ઘણા શરશછે. તેનુ કારણ દેખાઇતુછે કે ચીનાઓ, ઘણી વ વડુકીથી બાપ દાદાઓની રીતને વલગી રેહાય અને તેથી એ તથા બીજા હોનરમાં તેવોના કરતાં યુરોપીઆનો ફાવી નીકલીઆચ

હવે આપણે દરરોજ જે ચાહ પીઇએચ તે ચાહ ચીનમા શી રીતે તઇઆર થાએચ તે આપણે જોઇએ. કાલી અને ગરીન ચાહ હરેક ચાહના રોપામાથી ચીનાઓ બનાવી શકેચ. કાલી ચાહનાં કરતાં ગરીન ચાહનાં પાતરાં શુકાવાને શારૂ ઘણો થોડો વખત તડકામા રાખેચ અને તે થી તેનો રંગ વધારે ગરીન દેખાએચ. પણ એ ગરીન ચાહ લાબા દાહડા શુધી રાખીઆથી, અને તેને શરદી લાગીઆથી બીજી ચાહ કરતા વધારે જલદીથી ખરાબ થાઇ જાએચ જેમ જેમ આએના પાતરા કુમલા અને ખુશબોદાર તેમ તેમ તે ચાહ વધારે શારી ગણીઆમો આવેચ અને મોઘા ભાવે વેચાએચ કાંએકે કુમલા પાતરા જાડ ઉપરથી તોડીઆથી જાડ જલદીથી મરણ પામેચ. શરૂથી ઉતરતી ચાહના પાતરા ઘણા જાડા હોએચ શઉથી શરશ કાલી ચાહ જેને આપણે "પાંઉ" કરીને કેહીએચ, તે ચાહના પાતરા વશંતરૂતુમા જેવાં ફુટવાં માડેચ કે તે તરત તોડી લીએચ. એથીમી "ચાઇશનપીકોચ" જાતની ચાહ શરશ આવેચ પણ તે ચીનની બાહેર ઘણી મોકલીઆમો આવતી નથી કાંએકે થોડી મલેચ અને તે ચાહના ઘણાજ નાહના બાકશો ભેટ દાખલ મોંઘેરીનો નશા વરશને દાહડે એક બીજા ઉપર મોકલેચ:

ચીનથી જે કપુર બીજા મલુકો ખાતે મોકલીઆમો આવેચ તે એક જાતના જાહડમાં થાએચ. તેની ઉંચાઈ ૫૦ ફુટ અને ઘેરાવો ૨૦ ફુટ શુધીનો હોએચ એ જાહડમાથી કપુર કાહડવાને વાશતે પેહલા તેની ડાલીઓના નાહના કટકા કાપેચ અને પાણીમા ઉકાળેચ જેથી કપુરનો ઠરો પાણીમા બંધાએચ. તે પછી એ પાણીને ફરીથી ઉકાલીને કપુરને શાફ કીધામાં આવેચ રોહીબારખ ને જુલાબના કામના આવેચ તેભી જાહડમાથી મલેચ. તેનો રંગ પેહલ વેલા શફેદ હોએચ પણ શુકાએઆ પછી રાતો થાએચ

ચીનમા નેવો ઘણોજ શરશ થાએચ ચીનનુ એક જાતનું આરંજ શ્વાદમા ઘણુ વખણાએલુછે, કમકતનો મુરબ્બો ઘણા જણાઓના ખાધામા આવીઓ હશે. ચીનમાં કેરી દીઆ જેવી શારી થતી નથી.

ચીનાઓ ખેતીમા ખાતર ઘણું વાપરેચ. જે જાહોનાં ફુલમાથી તેઓ તેલ કાહડેચ તેનો ફરો, છાન, હાડકા, ગટરોનું નરખ, ચુનો અને બાલ વટીકથી તેઓ કામે લગાડેચ. જમીનમા બી વાવીઆની આગમચ તેનેબી ન રમ ખાતરોમા બીજવી રાખેચ. પછી તે બી જમીનમા રોપેચ જેથી તે બી જમીનમાથી ઘણુ જલદી ફુટી નીકલેચં. ચીનમા બે હજારથી વધારે વરશ થઆ "કનફુશીઅશ" નામનો એક નામીચો ફીલશુફ થાઈ ગીઓછે તેનુ નાંમ આજદીન સુધી ચીનાઓ ઘણા માન સાથે ઇઆદ કરેચ. તેના નામની ઇઆદગારી રાખવા સારૂ ચીનના લગભગ દરએક શેહેરમા એક દેહરું બાધીઆમો આવીઉચ એ ફીલશુફે પેગંબરીનો દાવો કીધોતો નહી પણ તેણે જે ગરથો બનાવીઆચ તે આજદીન શુધી શઘલા ચીનાવો વાચેચ અને તેમાના થોડાએક ભાગનો તરજુમો ઇંગરેજીમાં છપાએલોછે.

---

## ચતુરને ચેતવની.

માહરો મીતર લુઈ આશરે પીશતાલીશ વરશની ઉમરનો કુમારો પુરૂશછે. તે વીશ વરશની ઉમરનો હતો તારથી પોતાના જાતીશા ઇંગરેજ વેપારીને તાહા લખનાર તરીકે ચાકરી રહેઓ હતો. તેની ઇમાનદારી, ઉદીઓગ અને હુશીઆરીએ કરી તેના શેઠનો ઇતબાર તેનીપર વધતો ગીઓ. શેઠે દર વરશે તેના પગારમા વધારો કરીઓ અને તે પચીશ વરશનો થાઓ તારે પોતાનો ભાગીઓ કરી શ્રી અમેરીકામા પોતાની પેહડી ખાતે મોકલેઓ તાહા પાંચ વરશ રેહેવા પછી લુઇ પાછો પોતાને દેશ ગીઓ જાહાં તે તરેણ વરશ શુધી રહેઓ. તારબાદ થી ચીનની પોતાની પેહડી ખાતે ગીઓ જાહા હવડાની લડાઇ શુરૂ થઈ તાહાં લુઈકે શ્રી કનસ્તાનમાં પોતાના એક બીજા ભાગીઆ શાથે કામ કરતો હતો. લડાઇને વખત બીજી પેહડીવાલાઓની માફક લુઇ તથા તેનો ભાગીઓ બી હાગકાગમાં પોતાનો વહીવટ લઇ ગીઆ. થોડાએક દીવશ શાથે રેહેવા પછી લુઇ તે ભાગીઆને શઘું કામ કાજ શોંપી મુમબઈ આવીઓ જાહા તે થોડાએક દીવશ થયા રહેઓછે મેં ઉપર કહીઉ તેમ એ માહરો મીતર ગનો કાબેલ તથા ઉદમવાલો પુરૂશછે જેથી તેણે થયામાં પાંચ પઇશા શારા મેલવીઆછે અને પોતાની કમાઇની પુંજીનો ઘટતો ખરચ કરી શદા શુખ ચેનથી શંનશાર કાહડેછે. પણ એ મીતર શારી શંપતવાલો આદમી છતાં હજીર પરણેઓ નથી અને હવે પછી પરણવા માંગતો હોએ એહેવું વાગતુબી નથી વાશતે થોડ: દીવશની વાતપર મેં એ ઘરશથને પુછીઉં કે તમે પરણવાનો વીચાર કેમ નથી કરીઓ વારૂ?

તેણે જવાબ દીધો કે "મેં એ વીશે વીચારતો કરેઓતો"

મેં પુછીઉ "વારૂ તારે તમો પરણેઆ કાએ નહી?"

તે બોલેઓ "હું તે કારણ તમુંને કેહું, તમો રાબરટ ડારલીને ઓલખોચની"?

મેં કહીઉં "હા તે બીચારાએ ગીએ વરશે દીવાલુ કાહડીઉ કેમકે હશાબ તપાશતા તેહને એક લાખ રૂપીઆનો ખારો માલુમ પડયો. પણ તમુને જે શવાલ હુ પુછુચ તેનો જવાબ દેવાનો મેલી દઇને એ વાત તમો કાએ કાહડોચ?

તેણે જવાબ દીધો "એ વાત કાહડવાની અગતછે કે તમો હવડા શમજશો મેં પરણવાની હોશ એકજ વખત રાખીતી અને તે વેલા હુ એ મી॰ ડારલીની બાએડી જે છે તેની શાથે લગણ કરવા માંગતોતો કેમકે તે વેલા તે કુમારી હતી અને ડારલીની શાથે તેનુ નામબી પાડેલું હુતુ, નહી પણ તે ખેઆલ મેં પાછલથી છોડી દીધો."

હુ આરજુમંદ થઇ પુછવા લાગો "કાએ કાએ વારૂ તે ખેઆલ છોડી કાએ દીધો? લગન કીધા કાએ નહી?"

લુઇ—તે વેલા હુ જુવાનીના બાહરમા અને દીલની ઉદારતાથી ભરપુર હતો. તે કનેઆ, ખુબશુરત તથા કાબેલ હતી હમો મીજલશમા એક બીજાને મલતા તેના નખરા તથા ચતુરાઇથી માહરૂ દીલ તેનીપર રોહીઉ. મેં વીચારીઉ કે હાવી રૂપ તથા ગુણવતી બાએડીથી મારાં ઘેરની શોભા વધશે. તેની તરફ માહરૂ દીલ હતું એમ મેં તેને કદી કહીઉતું નહી તોબી માહરી ચાઆલ ઉપરથી તે શમજી ગઈ. હમારા માએ બાપને એક બીજા શાથે રોમતી હતી વાશતે તે કનેઆ જેનુ નામ "હેલન", કરીને હતુ તે પોતાના એક નજદીકના ખેશને જેમ ચાહે તેમ મહને ચાહતી હતી.

મેં પુછીઉ "તમો ધારોચ કે તે તમારી શાથે પરણવાને રાજી હોએ એમ બતાવા જેટલો પેઆર તે તમારીપર કરતી હતી"?

લુઇ—નહી તેવુંતો કશુ દેખાઇઉ નહી પણ હુ ધારૂંચ કે તે મને ફુગાવીને માહરૂં દીલ શું છે તે પુ

તી રીતે જાણી લેતે ને પછી જો તેના મનમાં આવતે તો પરણવાને હા કેહતે નહીતોકે ના કેહતે, પણ તેવામા એક બનાવ થીઓ જેથી મેં લગન કરવાનો ખેઆલજ છોડી દીધો

મેં પુછીઉ " તે શુ વારૂ " ?

લુઈ—એક દીને શહુવારના હું હેલનના બાપને તાહા ગીઓ તાહાંથી પાછો આવતી વેલા તે હશીને બોલી કે " હું આજે બજારમા જવાની છેઉ તેથી તમોબી આવોતો શારૂ " મહને એ વખતે કાંઈ અગતનુ કામ કરવાનુ હતુ નહી, તે શાથે એ દરખાશ નવાઈ ભરેલી હતી અને શંગત દીલપશદ તથા ખેલ આનંદકારક થશે હેવુ ધારીને મેં હા કહીઉ થોડા વખત વીતેથી હમો બધે જણ બજારમા ગીઆ. રશતે જતા માહરી શગાતી બોલીકે "લુઈ આજે હુ થોડીજ ખરીદી કરવાની છેઉ વાશતે તમુને જાહજો બોજો ઉપાડવો પડશે નહી " એમ કરતા હમો પેહલ વેલા એક કાપડીઆની દુકાને ગીઆ

હેલને પુછીઉ " તમારે તાહા કાંઈ ફીરના છેકે "?

કાપડીઆએ હા કહીને ઘનીએક તરહાના કઠા દેખાડીઆ પણ તે શઘલા ઘના શશતા હતા તેથી હેલનને પશંદ આવીઆ નહી અંતે કાપડીઆએ એક કઠો કાહડીને કહીઉ કે શઉથી શારામા શારો આએછે, એની કીમત પાચ રૂપીઆ પડશે હેલને તે કીમત શાભલી તે તરફ જરા જોઈને પશંદ કીધો ને લીધો બાહેર જતી વેલા તે મને કેહવા લાગી કે માહરી પાશે કઠાતો ઘનાછે વાશતે એની કશી જરૂરતો હતી નહી પણ એ હેવો મજાનોછે કે મહને લેવા ગમયો

એક બીજી દુકાનપર એક ઉનચી શાલ જોઈને હેલનનુ ધયાન તે ઉપર ગીઉ અને તે બોલી કે હું પેલી શાલ જોઉંતો ખરી, તે ઉનચી જાતની ને વલી નવી તરહાની લાગેચ એમ બોલી દુકાનપર ગઈ અને દુકાનવાલાને કહીઉ કે પેલી શાલ મને દેખાડો, તે નવી તરહાની છેકે ?

દુકાનદાર બોલીઓ " હા બાઈ તે હવડાજ શ્રી કાશમીરથી આવીચ ને હેવી ઉનચી તથા નવી ભાતનીછે કે આખા બજારમા તેવી નથી જેવો તમારે જોઈતી હોએતો આ લેઓ ઘની શારી તરહાનીછે

હેલને પુછીઉ " હેની કીમત શુ "

દુકાનદાર બોલીઓ " ચાલીશ રૂપીઆ "

હેલન—ચમકીને બોલી " એના ઘની મોંઘી પડશે. કીમત જબરીછે. ".

દુકાનદાર—બાઈ માલ જોશે કે નહી માલનુ મુલછે કાંઈ અમથી કીમત કરાએચ ? માહરૂ કહીઉ માનોતો લઈ લેવો ફરી હેવી મલશે નહી, વાપરીને દુઆદ કરેજો.

હેલન—માહરી ખરીદવાનીતો મરજી નથી પણ વારૂ લાવો આપો ને એનો આકડો માહરા બાવાપર કરજો, તેવન રૂપીઆ આપશે." .

કાપડીઆએ તે શાલ કાગજમા લપેટી ને માહરા હાથમા આપી. તે લઈને હમો દુકાનમાથી ઉતરી ચાલવા લાગા, એટલે હેલન બોલી કે " બાવા ગુશે થશે ને કેહશે કે એટલા બધા પઈશા શું કરવા પારેઆ, પણ જો લુઈ એ શાલ કેહવી ઉનચીછે વારૂ " ।

થોડાએક આગલ ચાલેઆ એટલે હમો એક બીજા કાપડીઆની દુકાન આગલ આવીઆ, તેણે દરવાજાને માથે પાટીઉ મારી તેપર લખીઉતુ કે " ઘનો ઉનચો માલ ખરીદ ભાવે વેચી નાખવાનોછે "

એવું વાચીને હેલનનુ મન તે દુકાનમા જવાનુ થઈઉ. તાહાં જઈને તેણે કાપડીઆને કહીઉં કે તમારી પાશે જે ઉનચું રેશમી કાપડ હોએ તે બતાવો. તે કાપડીઆએ બે ચાર તાકા બતાવીઆ પણ હેલનની નજરમાં તે શંધા હલકા લાગા તેથી બોલી કે એવું નહી જોઈતુ ઉનચામાં ઉનચું હોએ તે બતાવો. કાપડીઆએ અંતે એક ગાઠડી કાહડી કહીઉ લેવો કીમત ખરચો વારના ચાર રૂપીઆ પડશે કીમત શાભલીને હેલને ખુબ ટીકા કરી તે કપડાનો કુમાશ જોઓ પછી કહીઉં કે હા એ શારૂછે પણ કીમત ઘનીછે.

કાપડીઓ—કીમત કાંઈ ઘની નથી ચાર રૂપીએ વાર મફત છે, માહારે વકરો કરવો છે તેથી ખરીદ ભાવે કાહડી નાખુંચ બાકી પાચ રૂપીઆ વગર વેચું નહી

હેલને કહીઉ વારૂ તારે "બાર વાર ફારો ને રૂપીઆ મારા બાપ પાશેથી લેજો " હેવુ કહી પોતાના બાપની ઓલખ આપી. એટલે કાપડીઆએ કબુલ કીધુ ને કપડ ફારી ગાંઠડી મારા હાથમા આપી હમો બાહેર નીકલીઆં ને હેલન બજારમા આગલ ચાલવા લાગી તેથી હુતો ઘભરાવા લાગો કે શાલ તથા રેશમી કાપડના પોટલા ઉચકવુ મુશકેલ પડેચને એને વલી કાંઈ બીજો ભાર ઉચકવો પડે પણ તેવામા હેલને મને કહીઉ કે "લુઈ તમો બીહના નો હું હવે કંઈ લેવાની નથી. માતરે આપણા ઝવેરીને માહરી લાકીટ શમારવા આપીચ તે આપણે લઈને ઘેર જઈશું. એમ કહી તે એક મોહટા ઝવેરીની દુકાન તરફ ચાલી. તાહા ઝવેરા પાશેથી લાકીટ લીધી.

લાકીટ લઇનેજ હેલન બાહેર નીકલી નહી. તેની નજર એક બીજી ઓરતની પર પડી. તે એક એરીંગનો જોડો તપાશતી હતી. તેને તે ઘનો પશંદ આવીઓ હતો પણ ભાવ આકરો લાગતો હતો તેથી બોલીકે એ ઘના શારાછે પણ પોણોશો રૂપીઆની મોઘી કીમત હું એટલા માટે આપનાર નથી. એહવુ કહીને દુકાનમાંથી ચાલતી થઇ. તેવામાં હેલને ઝવેરીને કહીઉં કે "જોઉં જોઉ મહને દેખાડો."

તે તેને દેખાડેઆ અને જોઇને ઘનીજ ખુશી થઇ હું ધારૂંચ કે કીમત શાંભલીનેજ તે લલચાઇ હશે કેમકે તે ખોટાં ઝવેરમાં બીજો કશો દમ હતો નહી, અને જોકે તે બોલી કે મને એરીંગ જોઇતા નથી તોબી તે ખરીદીઆં ને બાવા પર આંકડો મોકલવાનો હુકમ આપીઓ. બાહેર નીકલતા બોલી કે હવેતો ઘેર જવું જોઇએ. તેણે રશતામા ચાલતાં કહીઉં કે "આજે ઘના પઇશા ખરચ થઆ જો હું ચાહતેતો એ માલ નહીબી ખરીદતે કેમકે મહને તેની કશી જરૂર હતી નહી. માહરી પાશે પુશકલ કપડાં તથા જરીઆનછે પણ નવી તરહરાં જોઇને માહરો જીવ ધપો વાશતે લીધાં વગર રેહવાયું નહી."

હમો ઘેર ગીઆં. પણ હેલને એક વખત બજારમાં ફરતાં આશરે અડીશો રૂપીઆનો ખરચ કરી નાખયો હતો તેનો ખેઆલ માહરાં મગજમાંથી ગીઓ નહી અને તેણે મને કહીઉં તું કે તેને કશી અગત નહી હતી તોબી તેવી ખરીદી કરીહતી, તે વીશે ઇઆદ કરતાં તો માહરા અદેશામા વધારો થયો વાશતે મેં ઠેડાવ કરીઓ કે માહરી શકતી કરતા વધારે શેતાબીથી પઇશા એકઠા કરવાને મને બની આવે તાહાંશુધી હેવી ખરચાલી કનેઆને બાએડી કરવાનો ખેઆલ માહરે છોડી દેવો. એ માહરો ઠેડાવ કેટલો વાજબી હતો તે તમો ડારલીના દીવાલાં ઉપરથી વીચારો!

---

## કનેરીના ખોહ.



આપણા દેશમા જુદે જુદે ઠેકાણે તરેહવાર મોહટી ઇમારતો તથા બીજાં બાંધ કામોછે જેવાં કે મેહલો, દેહરાં, પાહડમા કોતરેલા ખોહ ઇતીઆદી જેથી એ મુલકમાં રેહનારા પુરાના લોકોની તવારીખ વીશે આપણને થારૂં ગનાન મળેછે. બીજાં બાંધ કામો કરતા પાહડમાં કોતરેલા ખોહ એ કારણને લીધે થયલી ગુપરેલી દુનીઆમા વખનાએલાછે. એવા ઘણી થાતા ખોહ દખન હીનદુશતાંનમાછે, તેમાં શ્રી કનેરી (અનેરી કનેરી) ના ખોહ શરવેથી નામીચાછે. એ ગુફાઓ આપણી મુમબઇની પડોશામાં શાશટીના ટાપુ છે તેમાંછે તે આપણા શેહરથી આશરે બાવીશ માઇલની વેગલાઇ પરછે. મુંબઇથી બોરૂપ શુધી આગની રથમા, ને તાહાંથી ગાડીને મારગે તુલશીના ગામડા શુધી બલદ અથવા ઘોડાની ગારીમાં શેહલથી અને સુખથી જઇ શકાએછે. પણ તે ગામડું મેલવાં પછી ટેકડીપર જવાનો ઘનો ડીકટ રશતો આવેછે

તે રસ્તો હેવો હોએછે કે નબલા પાણીના ઘોડાઓની ગારી ઘશડવાને તાકાત રેહતી નથી બલદની ગારીઓ અથવા ઘોડાની શવારી. એ રસ્તા પર ચાલવાને દરૂશત ધારવામાં આવીય. બલદની ગારી ઘના મજબુત બાધાના આદમીની પણ ચારી પડે, ખાતર જમા કરેછે વાશતે જેનાંથી બની આવેય તેઓ શવારી અથવા પાલખી અથવા જેહોલી પંશદ કરેય. એ મારગપર આગલ વધી આપણે ખોહોની નજદીક જઈએય તારે પેહલા એક મોહટો ચોક નજરે પડેછે તાહાં ફુતરના કેટલાએક ગુબચોછે એ જગોએથી ગુફાઓના ૭ તબકાછે. શઘલા તબકા એક એકની ઉપરછે. ડુગરપર કોતરેલી પગતીઓપર થઈ તાહા જવાએછે. એ પગતીઓથી એ શઘલા તબકા જોડાએલાછે ઇશાન ખુનેથી નઇરૂત ખુના તરફ આપણે આગલ વધી આપણી જમની બાજુએ એક મેહરાપદાર અધુરો કોતરેલો ખોહ પડતો મેલી આગલ જોતા મોહોટો ગુફો નજર આવેય તેની આગલી બાજુ એ થાભલા પર ઘોબાવેલો એક મોહટો પોર ટીકોછે. તે ખોહની અદર બુધ લોકોના ગુરૂ બુધની બે મોહટી મુરતીછે. તેને બીજે છેડે ફુતરનો એક "દેહગોપ" એટલે બુધના કોઇ ચેલાની દેહની કોઇ નીશાન રાખવાની જગો કરેલીછે. એ મોહોટો ગુફો મેલી ચોતરાપર થઇ ઉપર ચહડતા એક નાહનું નજર પડેય તેની બચે બાજુએ મોહટા ખોહ કોતરેલાછે તે ખોહમાં તહરેવાર મુરતીઓ, નીશાનો તથા મીજનશના આકારમાં અથવા ધીઆન ધરતા કોઇ જોગીના આકારમાંછે. તીજે તબકેબી કેટલાએક હેવા ખોહો તથા પાણીની ટાકીઓછે. એ પરમાણે ચોથો તથા પાચમો તબકોબીછે તે મેલી ડુંગરને મથાળે જતા એક મઠ રહે. તેની બાજુએથી દખન તરફ ઉતરતા ઘનાએક "દેહગોપ" દેખાએય. કેટલાએક ખોહ તો કોતરતાં બીલકુલ અધુરા રહી ગીઆય. જે પુગ કરેઆય તે ઘનાજ રોનકદારછે તે એકની ઉપર એક હેવા કોતરેઆય કે ઘની મુદત શુધી તેમને મોહટો જોખમ પોહચે નહી મથાલેના પાડને ટેકો આપવાને ફ્તર થામલાના આકરમાં કોતરેઆય અને તે થામલાની વચે મેહરાપ, દીધાય. તે મેહરાપોની માહેલી બાજુએ કેટલીએક જગોએ ઓરડા તથા ઓરાંછે જેની બાજુ થની ભીંતો ઉપર જણાવથા રંગના, ચીતારો અથવા નકશીકામથી બરેલીછે. એ ચીતારો લીટી મારીને જુદા જુદા ભાગોમાં વેહચેઆય' તેમનો કોઇક ભાગ વીલીઆશાલાના જેવો, કોઈ ભાગ મઓન રંજની બેઠક જેવો, કોઈ શાધુને શાઇ તરફ ધીઆન ધરવામા મશગુલ થએલી હાલતના જેવો હોએછે.

એ જગોએના 'ગુંબચો અથવા 'દેહગોપ' માંથી એક ગુબચ ડાકટર બરડ નામના એક કાબેલ વીદીઆરથીએ ઇ૦ સ૦ ૧૮૩૯ ના વરશમા ઉઘેરીઓ હતો તેનાથી તાંબાના બે વાશનો મલીઆ હતા. તે બચેમા બાલેલા આદમીનાં હાડકાની ખાક હતી. એમાના એક વાશનમા શુનાની એક નાહની દાબડી હતી. તેમાં ચીંથરામા બાધેલુ એક મોતી તથા એક માણેક અને શુનાના કેટલાએક શીકા હતા. બીજા વાશનમા એજ મીશાલની ખાક અને રૂપાની એક દાબડી હતી એ બચે વાશનો શાથે તાબાની બે તખતીઓબી મલી હતી જેપર પુરાણી ભાશામા કાઇ લખેલુ હતું. એવી તખતીઓપરના લેખ તથા ઉપર જણાવેલા શરખા તહરેવાર આકારના ચીતારોપરથી આગલા વખતની રીતભાત અને લોકોની રાજદારી તથા ધનશારી હાલત વીશે વીદીઆરથીઓ તહરેવાર વરતાત કરી શકેછે એ ગુફાઓ અથવા પાહડમા કોતરેલા દેહડાઓ ક્રાઇશટની ૨૦૦ વરશ આગાઉ જારે બુધનો ધરમ પાલનારાઓનું, આ દેશમા બલ ઘણુ વધેલુ હતું તારે તેઓના હુકમથી એને આશરા હેઠલ બનાવેઆ હોએ હેવું ધારવામાં આવીઉં છે. 'એ ગુફાઓમાના એક ગુફાનો ચીતાર આએ બીનાની શુરૂઆતમાં આપઓછે.

---

## કુતરાનો પરોશ.



એક ગરબ કરતા લખો ગીઓય કે શ્રી ફરાનશમપે પાચમો ચારલશ પાદશાહ હકુમત કરતો તે વેલાએ તે પાદશાહનો એક અમલદાર નામે માહેર એક બીજા અમલદાર નામે "આખરી ડી માનટડીડીઅર" શામે વેર રાખતો હં,

તો. એ બંને જણા એક દીવશે શ્રી પારીશ શેહેરની નજદીક બાનડીશ નામનુ જગલછે તાહાં મલેઆ માકેરે કોઈ ઈઉક તી કરીને પોતાના દુશમનને દગાથી મારી નાખી તેની લાશને એક જગોએ લઈ જઈને ડાટી. એ વેલા માનટડીડઅર શાથે ગરેહાઉનડ જાતના એક કુતરા શીવાએ બીજુ કોઈ હતુ નહી. એ કુતરાને પેહલા પકડીને બાંધીઓ હતો કે શુ, પણ હેઉબ નીઉ એરૂ કે તે પોતાના ધણીની કશી મદદ લાગોતો નહી ડાટીઆ પછી તે કુતરો પોતાના ધણીની ઘોરના ઉપર શોગ કરતો બેહો ને ભુખથી આંજેજ થયો તાહા તુલીક તે જગોએથી ઉઠીઓ નહી જારે ઘનો ભુખો થયો તારે મરનાર ના એક અતલગનાં રોશતને ઘર તે ગયો જાંહાં તેને કાંઈ ખાવાનુ મલીઉં જેવું પેટ ભરાઈઉ તેવોજ તે પાછો પોતાના ધણીની ઘોર પાશે ગીઓ. એ પરમાંણે એ કુતરાએ ઘના દીવશ શુધી જા આવ કરયાં દીધુ. તે લોકો માનટડીડીઅરને ગુમ થવા વીશે એ કુતરાની ચાલપરથી કાંઈ ખબર મેલવાની આશા રાખી એક દીને તેની પછવાડે ગીઆ. કુતરો પેલા જંગલ તરફ ચાલી એક જગોએ ઉભો. તે જગો આગલની મટોરી મોડાન. દીવશપર ખની હોએ હેવું લાગીઉ. તાહા એ કુતરો ગમ અને દુખનો પોકાર કરવા લાગો. એ પોકાર હેવો દુખલાએક હતો કે રાહદારીઓ તે શાભલીને ઉભા રેહેઆ, અતે કેટલાએક લોકોએ તે જગોપર ખારો ખતપો, તેઓને માનટડીઅરની લાશ હાથ લાગી તેઓ તે તાહાથી કાહડી લઈ ગીઆ અને શ્રી પારીશના એક કબરશતાંનમા કીરીઆ કરી ડાટી

એ વખતથી પેલો કુતરો માનટડીડીઅરના પેલા અતલગતા મીતર પાશે રેહવા લાગો. એ ધણી પણ માકેરનો ઓલખીતો હતો વાશતે ઘણી વેલા એ માકેર એ કુતરાની નજરે પડતો હવે દર એક વખતે એ કુતરો ગુશાથી માકેરપર કુદતો અને જો બીજા લોકો વચે પડતે નહી તો તે તેની ઘાંટી પીશી નાખીઆ વીના રેહતે નહી કુતરાની હેવી દુશમનીથી લોકોના મનમા શક ગીઓ કે માંનટડીડઅરના શરીરપર હેવી નીશાન દીશતી કે તેનુ કોઈએ ખુંન કરીઉં હોએ, વાશતે કદાચ તે ખુનમાં માકેર શામેલ હશે. ફરાંનશના પાગમાં ચારલશ રાજાને એ વીશે ખબર પડી તેથી ચોકશી કરવાને તેણે ઠેરાવ કીધો. તેણે પેલા કુતરાને તથા માકેરને પોતાની નજદીક બોલાવીઆ ને જોઈઉ કે માકેરને દેખતા વારજ તે કુતરો તેપર કુદીને ધશારો કરવા ગીયો. એ ઉપરથી પાદશાહે માકેરને કેટલાક શવાલો કરેઆ પણ માનટડીડીઅરના ખુનની કશીબી વાત તેણે કબુલ કીધી નહી. તે કેહવા લાગો કે એ બાબદમાં તે બીજા શઘલા લોકોની માફકજ અનજાણો હતો.

માકેરતો એ પરમાણે મુનકેર જતો; પણ કુતરાના ધીકાર તથા ગુશાપરથી ચારલશ પાદશાહને લરાત ગીઓ કે એમા કાંઈબી ભેદછે. વાશતે તે જમાનાની રીત પરમાણે, એ બાબદની તલાશ કરવાને ઠેડાવ કીધો તેણે હુકુમ કીધો કે કુતરો અને માકેર એક બીજા શાથે જુધ કરે ને જો માકેર નીરપરાધી હશેતો ઈશવર તેની શાહેતા કરશે. એ નામીચી લડાઈ શ્રી પારીશમધે પાદશાહ તથા તેની દરબારના ઘણાં આદમીઓની હજુરમા થઈ. માકેરને પોતાના બચાવ શારૂં એક મજબુત લાકડી લેવાની પાદશાહે રજા આપી. કુતરાને વાશતે બનચાવ એટલોજ હતો કે તે જો ઘણો આનેજ થાએ તો નાહાશીને શંતાવાને બની આવે એટલા માટે એક ખાલી પીપ ખારૂ પાડીને તાહા મેલવામાં આવીઉં. લડાઈ કરનારાઓ મેદાનમાં આવીઆ. કુતરો પોતાનુ કામ તે વખતે જલદીથી શમજી ગીઓ. થોડોએક વખત માકેરની આશપાશ શેતાબીથી કુદયા પછી તેણે ધશારો કરી માકેરનો ટોટો પકડીઓ અને હેવો મજબુત ઝાલીઓ કે માકેર તેને છોડવી શકીઓ નહી. હેવામા માકેરે પોતાનો અપરાધ કબુલ કરી દએઆ માગતે નહીતો કુતરો તેને પોતાના ધણી માનટડીડીઅરની પાશે તેજ વખતે મોકલતે પણ તેનો પોકાર શાભલી આશપાશના લોકોએ તેને છોડાવીઓ. તેને તેઓએ કુતરાના હાથથી તો છોડાવીઓ પણ દેશના ધારાએ તેને તુરત પકડીઓ. ખુનના અપરાધમાટે તેને શીખશા થઈ.

એ પરમાણે એ કુતરાએ પોતાના ધણી તરફના પરોશની શાબેતી આપી તે કામપરથી ઘણાએક ગીત તથા વાતો જોડાઈચ. એણે માકેર શાથે કરેલી લડાઈને વખતના એના ફતે ભરેલા દેખાવનો એક ચીતાર આએ બીનાને મથાલે આપપોછે.

---

## થ્રી બાએડીઓ

સી પંથમા ધણી જણી હેવા શવભાવની હોએ ... તે ... ઓ પોતાના ભરથારના તાબામા રેહવા અને ... રઘ માફક ચાલવા કરતાં ભરથારને ...

વા અને પોતાની મરજી માફક ચલાવવાને વધારે ઇછ્છા રાં
ખેછે. એ ઇચ્છા કેટલીએક બાઇઓમા એટલે બધી દર
જજે વધારેછે કે પોતાના ભરથારપર અમલ ચલાવવા માટે
પોતાની શાહેલીઓ તથા શઘલા બીજાં ઓલખીતાઓમા
પરખીઆત થવાને કીરતી ભરેલુ શમજેછે. ખરૂંછેકે શુણ
વંતી બાએડીની શારી શલાહ અને વીચારથી જે ભરથાર હુ
શીઆરી પકડી તેપર ધરતો અલમ કરેછે તે શુખી થા
એછે. ઘરશંનશારના તથા બીજા કાનો, જેમાં ઘર ધણીઆ
નીઓ મોહટો ઇલાકો રાખેછે, તે શઘલા કામો ભરથારોએ
વચે પડવા વીના બાએડીઓ કરી શકતી હોએ તો તે તેઓ
ને કરવા દેવામા ભરથારોના જીવને નીરાત રેહેછે. બાએ
ડીઓની બુધી વધારે તીખશેન થાએછે. તેઓની શક્તી
શારે મારગે વાપડવાને તેઓને વધારે જોગવાઇ મલેછે.
વાશતે, જે કોઇ બાએડીઓ ઘરશંનશારનુ અથવા પોતાના
કબીલાના લાભ શાથે ઇલાકો રાખનારૂં હરેક બીજુ કાંમ અ
છી તહરે કરવાને શક્તી ધરાવતીઓ હોએ, તેઓના ભરથા
રોને હમારી તરફથી હેવી ભલામનછે કે તે બાઇઓને પોતા
ની રીત પરમાણે તે કામો કરવાં દેવાં, એટલે તે કામો
ગબંધી તેઓને અમલ ચલાવવા દેવો. પણ અમલ ચ
લાવનારી બાઇઓએ તેમ કરતાં પોતાની શુજાશ શું તથા દ
રજજો કેહેવો છે તે વીશારી જવું નહી. તેઓએ ઇઆદ રાખ
વુંકે તેઓ જેમ ઘર ધણીઆની કેહેવાએય તેમ તેઓના ભર
થારો ઘર ધણીછે. ઘરબારના શુખમાં બધેનો ઇલાકો એક શ
રખોછે. તે શુખ મેલવવા તથા જાલવવામા બધેની શક્તીની
અગતછે બાએડી જેમ ઘર શીનગારવાને વધારે શક્તી ધરાવે
ચ તેમજ મરદ શીનગાર માટે રાચ રચીલાં મેલવવાને વધારે શક
તીવાનછે. બાએડી જેમ છોકરાઓની કેલવનીપર વધારે વખત
આપી શકેય તેમ ભરથાર તેવો વખત તે બાઇને મલે એટ
લા માટે તેને જોઇતી વશતુઓ પેદા કરેચ. બાએડી બચાં
ઓને ખવાડવા પેહરાવવા વધારે મેહનત કરેચ તેમ ભરથાર
તે બચાંઓ માટે ખોરાકી પોશાકી મેલવવાને વધારે ઉદીઓગ
કરેચ. બાએડી જે ઘર શુતરૂ શોહામનુ રાખેચ તે ભરથાર દુ
શમનો અને ચોર ચટાલોના હુમલાથી બંચાવેચ. એ પ
રમાંણે શંનશારનો મામલો બધે જણીઓને ભાગે એક શર
ખો વેહચાએલોછે વાશતે જે બાઇઓ ઘરનો માહેલો કાર
ભાર શારી પઠે કરી જાણતી હોએ તેઓએ કુલાઇને, ગરૂરી
થી એમ નહી શમજવું કે હમો શઘલી પરકારે શરશ છઇએ,
ને ભરથારોએ હમારા તાબામા રેહવું શરવે કોઇ બાએ
ડીએ ઓરતને મુકરર ધરેમ કે ભરથારપર કોઇબી પરકારે
કાએદો ચલાવવાની ઇછ્છા કરવી નહી. "હું મારા ભરથાર
ને જેમ ગમેચ તેમ ચલાઉંચ" હેવું પોતાની શાહેલીઓ તથા
બીજા લોકોને જણાંવવાની ખાએશથાતો શરવે કોઇ ગુની
આંદ ઓરતોએ દુર રેહવુ ધટારતછે. જે ઓરત હેવો કા
કો રાખે કે હું શઘલા કામમા અમલ ચલાઉ ને મારા ભ
રથારને હુકુમ કરૂ તેમ તે શરવે પરકારે ચાલે, તથા, જે બાઇ
દુનીઆંના લોકોને હેવું બતાવવાની કોશેશ કરે કે મારો
ભરથાર મારી રજા વગર કશુ કરી શકનાર નથી તથા મા
રી ખુશીથી ઉલટો ચાલવાની તેની તાકાત નથી, તે બાઇ
દુનીઆના લોકોને હેવી ચાલથી પોતાના ખંમીરની હલકા
ઇ માતરે બતાવેછે. હેવી બાઇ ગમે હેવી અકલમંદ હોએ
તોબી તેને લોકો ઇતર તથા પાજી કેહેછે. બાએડીઓ કા
હી કાહરે કે જારે પોતાના ભરથારપર પોતાની મરજીનો અ
શર હેવી પરકારે કરે કે તેથી ભરથારના જીવને કશી દીલગી
રી ન લાગતાં તે પોતાની નેક મરજી માફક ભરથારને ચ
લાવી શકે કેમકે ધણી રાજી રેહે, તેના દરજાને દુની
આની નજરમાં હલકુ ન લાગે ને વલી બાએડીની મરજી
માફક કામ થાએ તેવી રીત બાએડીઓએ ચાલવાથીજ તેઓ
ની અમલ ચલાવવાની લાએકીની શાબેતી વધારે મલેચ.
તેવી બાએડીઓની વાખવાખી પણ ધણી થાએચ. એ
પરમાણે શલુકાઇથી ચાલનારી બાઇઓએ ઇઆદ રાખવું કે
તેવા શલુકથી તેઓ પોતાના ભરથારોના મગજપર એટલો
બધો કાબુ મેલવશે કે તેથી તેઓને પોતાની નેક ચાલનો પુ
રતો બદલો મલેલો તેઓ જાણશે જે કોઇ ભરથાર શારી શ
મજ ધરાવતો હશે તે તો, હેવુ જોશે કે તેની બાએડી અકલ
ઘણી ધરાવેચ ને વલી તે અકલ શારે મારગે વાપરેચ તથા
તેનીપર કોઇબી કાએદો ચલાવવાનુ ડોલ બતાવવા વગર ફા
એદા ભરેલી શલાહ આપેચ, તો તે ભરથાર તે બાએડીને પો
તાની મરજી માફક ચાલવાને ઉતાવલેથી છુટ આપશે. બા
એડીના શેઆનપણ, શલુકાઇ, નરમાશ તથા મીઠા પ્ર
કુત ભરથારને હેવી રીતે ફાંદામા લેચ કે મગનરાં જેમ બતી
ની રોશનીપર, તેમ ભરથારોનાં દીલ બાએડીઓની મરજીપર
શદા ફીદા રેહેચ ધણી ધણીઆનીના અરશપરશના પેઆરથી
તેઓના શુખમાં શદા હમેશે થાએચ. હેવા ઘરમાં ઘરધણીઆની
નો પુરતો અમલ હેવી રીતે ચાલેછકે તેથી શઘલાં જોનારા
ઓ તેપર આફરીન કરેછે. એકવાર હેવુંબી બને કે ભર
થારો તાતા મીજાજના તથા ક્રૂર હોએ ને અંધપણે પો

તાની બાએડીઓની મરજીથી શદા ઉલટાજ ચાલવાનો વીચા
ર રાખે તો તે વેલાબી ભરથારની શાથે તાતું થવા તથા વઢ
વા કરતા ઘટતી તદબીર કીધાથી બાએડીઓ પોતાની મરજી
માફક કામ કરી શકેછે, તે હેવી રીતે કે તેઓની શુલેહનો
કશો બીગાડો થાએ નહી તથા પાર પડોશીઓ હશી કરે ન
હી એ વીશે ઉપદેશ કરતાં નીચે ટાંકેલી ટુક વાત વાંચવા
થી વધારે અગર થશે.

મુંમબઇ શેહરમા થોડાં વરશની વાત પર ચાંદજી નામ
નો એક પંઇશાવાલો પારશી રેહતો હતો. તેની બાએડી પીરો
જાબાઇ કાઇંક હુશીઆર હતી પણ તે ગરૂર ઘણી હતી. તેની
શદા હેવી ઇચ્છા કે તેના કેહવા પરમાણે શઘલું કામ કાજ
થાએ, તે એટલા શુધીકે ચાંદજીના ધનધા રોંજગારના કામમા
બી પોતાની મશલત માફકજ કામ કરાવવાને તે હઠ લીએ
ને ચાંદજી જો તેમ નહી કરેતો પોકાર શોહર ને વઢવાહથી ચ
ઘલુ પેર ધુજાવી મેલે. ચાંદજી જોકે કાંઇક શમજુ પુરૂશ
હતો તોબી બાએડીના ફીશાદીઆ શવભાવની શામને કામ
કરવાની હીમત રાખતોતો નહી. ઘણી વેલા પીરોજબાઇની
રીત તેને ના પશંદ આવતી ને શમજતો હતો કે તે પરમા
ણે ચાલવામાં નુકશાનછે તોબી તે રીત પરમાણે કામ કરવા
ને તેને ફરજ પડતી. તે જો તેમ નહી કરેતો બાએડી
રૂશાઇ બેશે, ટંટો ઉભો થાએ ને લોક ફજેતી જોએ. એ પર
માણે પીરોજબાઇ પોતાના ભરથારને પોતાના અમલમાં રા
ખતી હતી. તે શદા પોતાની શાહેલીઓમાં ફુલાતી હતી
કે હુ પોતાના ઘરમાં પુર મુખતીઆરી ભોગવુંછું ને પોતાના
ભરથારને પોતાની મરજી માફક ચલાવુંછું. પીરોજબાઇનો ભ
રથાર જેમ બઇરીની ચાલથી નાખુશ હતો તેમજ તે ચાલનો
શરવે કોઇ ઓલખીતાઓ ધીકાર કરતા બઇરાઓ પીરોજ
બાઇને 'વહુરકનીબાઇ' કહીને કેહતા ને પુરૂશો ચાંદજીને
બાએલાજી, કરી ચીડવતા. ચાંદજીની પડોશમા તેનો એક ધ
નજીભાઇ નામનો મીતર રેહતો હતો. તે ઘણા વાતા જીત
નો આદમી હતો તે પોતાની મરજી માફક કામ કરવાને
શદા ટેવ રાખતો બાએડીની મરજી પરમાણે કશુ ચાલ
વુ નહી દેવો તેનો વીચાર હતો ધનજીભાઇ શદા ચાંદજી
ને બાએલો કરી કેહતો ને જારેબી ચાંદજી પીરોજબાઇના
કેહવા પરમાણે કામ કરતો તારે તે પોતાના દોશતદારોને
હશીને કેહતો કે મારી બાએડી જો મારા વીચારથી કશું
બી ઉલટુ કરવા માંગે ને પોતાની મરજી માફક કામ કરે તો હું
તેની ખાતર નીશા કરૂં; ધનજીભાઇની બાએડીનુ નામ શાકર
વહુ કરીને હતું. એ બાઇના મગજની શકતી પીરોજબાઇના
શરખીજ હતી પણ તે પીરોજબાઇ કરતાં વધારે ગમેજી હ
તી તેણે વીચારી લીધુ કે ભરથારને ધમકાવી કાએદામા રા
ખવો એ કાંઇ ઓરતની મોહટાઇ નથી. તે પોતાની શાહેલી
ઓને કેહતી કે ભરથારને આપણી મરજી માફક ચલાવા ગી
રૂ વઢવાટ કરવાને બદલે દાહપણથી કોઇ શારો ઇલાજ કર
વાથી માટી બઇએરને શલાહ રેહેછે ને લોક ફજેતી જોતા ન
થી. એ બાબદમા તે પીરોજબાઇને શદા શીખામન દેતી
પણ પીરોજબાઇ કાઇ શાંભલે નહી ને કેહેકે "શાકરવહુ ત
મો વરની ચાકરડી તરીકે રેહેવોચ તે વાશતે શું તમે બીજાં
નેબી તેમ રાખવા માગોચ કે"? શાકરવહુ તેને શમજાવીને
કેહેતી કે બેહન તમે કેહવોચ તેમ કાઇ હુ મારા ભરથાર
ની ચાકરડી થઇને રેહતી નથી. તમો જો મારૂં શાભલો
તો હું કેહુંચ કે જેમ તમે તમારા ભરથાર પાશે તમારી મર
જી માફક કામ કરાવોચ તેમ હું મારા ભરથાર પાશે કરાઉં
ચ માતરે તેમ કરાવતાં હું તમારીથી જુદીજ રીતે ચાલુચ.
મારા ઘરમા વઢવાડ થતી નથી. અમારી કોઇ હશી ક
રતું નથી. મને ગમેચ તેમ શઘલું થાએચ. એ પરમાણે
રોજ વાત થતાં પીરોજબાઇ કંટાલી ગઇ ને શાકરવહુપર
કરડી નજરથી વેર લેવાનો વીચાર કીધો. તે જાણતી હ
તી કે ધનજીભાઇ ઘણો કઠણ હઇડાનો આદમીછે ને બાએડીની
મરજી માફક ચાલવાને તે શરમ ભરેલું ગણેછે ને કદી થઇ
તેમ કરવાનો નથી. તેથી તે બાઇએ પેહલા ધનજીભાઇથી
બલે તેમ પોતાની ઘર ભારૂતની શાથે મોહરેથી વાત કરવા
માંડી તેમાં બોલી કે "મારો ધણી મારી મરજી રાખેચ તે
ટલા વાશતે કેટલાએક માટીડાઓ તેને બાએલો કેહેચ પણ
તેઓ પોતે શાત બાએલા કરતા નપેનરછે તે શમજતા નથી
તેઓ પોતે બઇરીઓના કેહેવા પરમાણે હમેશા ચાલેચ તેતો
જાણે કોઇ શમજતું નથી. ભારૂતનીબાઇ તમેતો એ વાત
જાણતા હશો, ને નહીતો કે વલી શેહજ દાહડામા દેખાડશ."
પીરોજબાઇએ ભારૂતની શાથે એ મીશાલની વાત કરવાનુ
ટાકણું બી શારૂ શાધીઉં હતું. કેમકે તે વેલા શાકરવહુ મહી
રે ગએલી હતી તેથી તે વીશે તે કશું જાણે નહી ને તેનો ભ
રથાર ઘરમા હતો તે શાંભલેઆ વોના રેહે નહી એ વા
ત ધનજીભાઇએ શાભલી તે શમજીઓ કે પીરોજબાઇ મા
રીપર તથા બીજા મારા જેવા લોકો જે ચાંદજીને ચીડવેચ
તેઓપર ખોખાર કાહાડેચ, તેથી તેણે હુશીઆર રેહેવાનો
વીચાર કીધો. બાએડીની મરજી માફક તીલભર નહી ચા

લવાને આગલ કરતાબી વધારે પક્કો ઠેડાવ કીધો. તાર પછી એક બે દાહડા જવા દઇને પીરોજબાઇ શાકરવહુને ઘેર ગઇ, તાહા તેઓની બીજી બે તરણ સાહેલીઓ તથા પેલી બારૂતની આવેલી હતી. વાતપર વાત કાહડતા વલી પીરોજબાઇ તથા શાકરવહુને વચે ભરથાર શાથે કેમ ચાલવું તેની તકરાર નીકલી

પીરોજબાઇ બોલી કે "બેન તમો શલાહ શપજની વાત કરોચ તો તે શઘલુ ખરૂ પણ મારે તો તમારી માફક વરની ગુલામી કરવી નથી." શાકરવહુએ કહીઉ કે "વલી તમે હેવું આરૂ બોલીઆ"! પીરોજબાઇએ ઉતર વાલીઓ કે "વરી જહાએ તે કેહવાએ. તમે ધાશતી ખાઇને તમારા વરના કાએદામાં રેહેવોચ ને તમારી મરજી માફક કશુ થતુ નથી તેમ મારીથીતો થવાનુ નથી. તે કરતા તમે હેવુજ કેહવા માંગતા હોવો કે તમારો ઘરમા કશો અખતીઆર ચાલેચ ને તમારી મરજી માફક તમો કરી શકોચ તો તેની શાબેતી,શું"! શાકરવહુએ જવાબ દીધો કે તમો જે કાઇ ઘરતી શાબેતી માગો તે આપવાને હું તઇઆર છેઉ પીરોજબાઇએ કહીઉ કે "શારૂં ચાલો આપણે બે મહીના નશારી જઇ આવવાનો થેડાવ કરીએ ને આવતા હોરમજ રોજે જઇએ મારા તથા તમારા વરને હવડા કશુ કામ તો છે નહી બધે જણાની ગપજબી શરખીછે ને બે તરણ વરશ થઆ આપણે પોતાને વતન ગીઆ નથી તેથી એ બાબે થોડો ખરચ કરવાને તમે અનઘટતું ધારશો નહી. નશારી પીરોજબાઇ તથા શાકરવહુના વડવાનુ ગામ હતું ને ધનજીબાઇતો શુરતનો રેહવાશી હતો તેથી પીરોજબાઇ જાણતીતી કે શાકરવહુ જો નશારી જવા માગશેતો ધનજીબાઇ પોતાની શદાની ચાલ પરમાણે ના કેહશે, ને જો શાકરવહુ હુજત કરશેતો પીરોજબાઇએ બારૂતની શાથે વાત કરતાં ધનજીબાઇને જે તાનો મારીઓતો તે ઇઆદ કરીને પુરી ના પાડશે વાશતે એ વાત પોતાના ધણી પાશે કબુલ કરાવવાને શાકરવહુએ કબુલ કરીઉ, તાકે પીરોજબાઇ શમજકે શઘી શાએલીઓમા હવે શાકરવહુની ફજેતી થશે ને પછી તે શીખામણ દેવાની છોડી દેશે શઉ શઉ પોત પોતાને ઘેર ગીઆ. તે દાહડે રાતના ચાહજી ઘેર આવતાંને વારજ પીરોજબાઇએ નશારી જવાની વાત કાહડી,ને ચાંદજીને કાઇક નારાજી જોઇને પોતાની શાબેતા મુજબની ધુરાગોમ કરી શઘુ કબુલ કરાવીઉ. પછી શાકરવહુ શું કરેચ તેની વાત જોતી બેઠી. શાકરવહુ જઇ ધની શમજુ તથા ધીરી હતી તે પોતાના ભરથારનો શવભાવ શમજતી હતી તે બાઇની શદા હેવી મરજી કે ધણીને ગુશો નકરાવતા પોતાની મરજી માફક કામ કરાવવું આ વેલા પેહલાંતો તેણે પોતાના ધણીના મનની ગતી કેહવીછે તે નેજવી બાબદેથી તપાશી લીધું ને જોઇઉ કે પોતે જે કાઇ કેહે તે નહી કરવાને ધનજીબાઇએ ઠરાવ કીધોછે તેથી પેહલાં એક હેવી ચીજ માગી કે જે અપાવવાને ધનજીબાઇએ ના પાડીઉ ને કહીઉ કે હવડાં નહી થેડા દાહડા રહીને.

શાકરવહુ બોલી કે "વાહલા તમો મને હવડા અપાવો"

ધનજીબાઇ—નહી હવડાં નહી

શા૦—મને હવડાં જોઇએચ

ધા૦—બશ તમુને કહુચ કે હુજત નો કરો.

શા૦—હુજત શાની? તમે મહને જે જોઇએચ તે અપાવવાને શદા એમજ હુજત કરોચ ને અમથુ ના પાડોચ, પછો ગરજ થઇ રેહેચ તારે અપાવોચ તે શું ખપતુ?

ધા૦—હા મારી ખુશી એમજ કરવાનીછે. તમુને ખબર નથી કે બાએડીની મરજી પરમાણે હું ચાલવાનો નથી!

શા૦—પણ એમા મરજી શાની જો? તમે પોતાની બાબદ ગમે તે કરોચ તો હુ કાઇ તેમાં બોલુ ચ? તમારે ગમે તે તમે કરો ને મારી ખુશી માફક મને કરવા દેવો તે કરતા જો હું કાઇ અનઘટતુ કરૂંતો મને મના કરો.

ધા૦—બશ ટક ટક છોડો ને જેમ હું કેહુ તેમ ચાલો

શા૦—હારેજી તે ના કોણ કેહેચ; પણ તમે શમજીને કેહશો ખરાની? મારી એક વાતે ખુશી નહી હોએતો તમે જુલમથી તો કાઇ મને તે પરમાણે ચાલવા કેહેશો નહી?

ધા૦—હા ચારે ગમશે તેમ તમુને ચાલવુ જોઇશે પછી તમારી મરજી હોએ કે નહી

શા૦—જેઓ રે માહરા વાહલાની વાતતો જોવો! તમે તો હવડા કેહેશો કે ચાંદજીને પીરોજબાઇ નશારી જવાનાછે તે આપરેબી જઇએ તો હું શુ હવડા આવાની છેઉ કે?

ધા૦—હા હું કેહુતો આવવું પડશે

શા૦—કઇ વાત કરવી

ધા૦—(શાકરવહુનો જવાબ શાબલીને ચોકીઓ ને બાએડી પાશે પોતાની મરજી પરમાણે કરાવવાને શારૂ ઠેડાવ કીધો કે જો એ હુજત કરેતો ખચીત હેને નશારી લઇ જાવી તેથી બોલીઓ કે) ચાલો હું ઠેડાવ કરૂંચ કે આપણેબી નશારી જઇએ તમે શુ કેહેચ?

શા૦—વાએ કેહે શુજી હુ આવવાની નથી

ધા૦—હુ તમોને લઈ જવા વગર રેવાનો નથી

શા૦—પણ મારા કાકાના દીકરાની આદરની આવતા રામ રોજિછે તેથી મને તાહા જવા વગર ચાલશે નહી તેથી તમે ગમેતો જાવો માહરીથીતો નશારી અવાશે નહી ને તે કરતા હુ આવવા ચાહતીબી નથી

ધા૦—(કાઇક ગરમ થએને કહીઉકે) વારૂ જોઉ ચ તમે કેમ નથી આવતા આવતા હોરમજ રોજે આપણે આ દજી શાથે જવાનો હુ પેડાવ કરૂમ

શા૦—મહને શુ તમારે ગમે તે કરોની

એ પછી ધનજીભાઈએ હુનતના ગરિબા ચાકરોને હુકુમ દીધો કે શફરનો શઘળો શામાન તઈઆર કરે ને તેવને આદજી તથા પીરોજબાઇની શાથે જવાનો શઘળો બંદોબશત કીધો હોરમજ રોજે બાહેર નીકલતા પીરોજબાઇ તથા શાકરવહુની શઘલી શાહેલીઓ તેઓને મલવા આવી તાહા શાકરવહુની ફતેથી તેનુ હશતુ મોહડુ તથા ખીલેલા રૂખશારા જોઇને તથા પીરોજબાઇનો જરદ ચેહરો જોઇને શઉ કોઇ જેદ શમજી ગીઆ. શરવે લેકો પોત પોતાને મકાને જઈ શાકરવહુની ફતેની તારીફ કરવા લાગા.

---

## રસુજ શાથે ઊપદેશ.

આ નીચે લખેલી વાત લાગરટાઇન નામના નામીચા ફ્રેંનચ ગ્રથકારે કહીછે શ્રી આફરીકા પરાતમા નેગડે ટોલાના એક અરબ નામે નાબેર પાશે એક ઘણો નામીચો ઘોડો હતો જેની તારીફ ચોખડ મુલુકોમા થઈતી બીડોઇન ટોલાના અરબોમાથી એક જણ નામે ડાહેરની તે ઘોડાપર નજર ખોબી રહી અને હરેક પરકારે તેણે પોતાની મતલબ હાથલ કરવાનો ઠેરાવ કરીઓ તેણે તે ઘોડાના ધણીને કહીઉ કે જે ગમે તે કીમત લઈને એ ઘોડો આપ, તે એટલા શુધી કે એક વેલા પોતાના શઘલા ઘોડા તથા ઉટ અને બીજો શામન તે ઘોડેને વાશતે આપવા કહ્યો પણ નાબેરે તે કાઇ શાભલીઉં નહી શઘળો શુધી ઇલાજ ધરેઓ તારે ઠગાઈ કરવાનો ડાહેરે વીચાર કીધો તેણે નીચે જણાવેલો ગોઠવણ કરી પોતાનુ મોહડું કોઈ જાહડના રશથી ખરડીને ફાટેલા મીંધરાથી શરીર ધાકીને ગરદન અને પગ વલેલા રેહે હેવી રીતે પાટા બાધીઆ લંગરા ભીખારીનો ચોગ લઇને રશતામા બેઠો તાહાથી નાબેર જશે હેવી તેની ખાતરી હતી. નાબેરને પોતાના ખુબ શુરત ઘોડાપર આવતા જોઇને નબળે અવાજે ડાહેર પોકારવા વાગો કે "હઆગે હુ ગરીબ બેચાનો ભીખારી છેઉ તરણ તરણ દાહડા થીઆં આ જગોપરથી ખીશી શકીઓ નથી. કાઇ ખાધુંબી નથી હુ છેક મરતતોલ થઇ ગીઓય, વાશતે મને મદદ કરો કે ઇશવર તમારૂ ભલુ કરશે." હેવા કાલાવાલા શાભલીને નાબેરના દીલમા દયા આવી ને ડાહેરને કહીઉ કે આવ હુ તુને મારા ઘોડાપર બેશાડી ઘર પોચાડુ પણ મેનો લુચ્ચો બોલઓ કે મારામા ઉઠવાનુ કવત નથી નાબેરનુ દીલ વધારે પીગલીઉ તે ઘોડા પરથી નીચે ઉતરીઓ. ઘોડાને પેલા ઢોંગીની નજદીક લઈ ગીઓ. ઘની મેહનતથી ઉચકીને તેને ઘોડાપર બેશાડ્યો ડાહેરને જેવુ માલુમ પડીઉ કે તે ઘોડાની પીઠપર શવાર થએોય તેવોજ તે ઘોડાને એડી મારી ચારે પગે ડોડાવી આગલ નીકલી ગીઓ જતા જતા પાછુ ફરીને પોકારી બોલવા લાગો કે "ઓ નાબેર એતો હુ ડાહેર છેઉ. ઘોડો મારા હાથમા આવીઓછે તે લઈને હુ નાહશી જાઉં છું" નાબેરે બુમ પારીને કહીઉં કે વારૂ જરા ઉભો રહીને મારી વાતતો શાભલ. ડાહેરને વાગીઉં કે હુ દુર ઉભો રેહીશતો કાઇ ચીંતા નથી. હેવુ વીચારી તે ઘોડે છેટે ઉભો કેમકે નાબેરના હાથમા એક ભાનો હતો નાબેર બોલીઓ જે તારે હાથ મારો ઘોડો આવીઓય ખગે ઇશવરની હેવીજ મરજી હશે વાશતે તે તુને મુબારક હોજો એમ મારી દુવાછે. પણ હુ તુને આજીજી કરી કહેઉ છ કે એ ઘોડો તારે હાથ કેઇ દગ્ગ્નીથી આવીઓ તે વીશે કોઇને કેહતો નો ડાહેરે પુછીઉ કે કાએ નહી? નાબેરે ઉતર વાલીઓ "તારી ઠગાઇની વાત શાભલીને લેકો હવેથી ચાર રેહેવાની જરૂર ધારશે ને રશતે જતા કોઈ આદમી ખરેખર કાઓેલી હશે તોબી તેની અરજપર કોઇ ધેઆન આપશે નહી અને બીહીને પોતાને મનશે કેહેશે કે પેલા નાબેરને ઠગવા શરખુ રખેને થાએ. એ પરમાણે તારા એકના કરતુક ઘણાને નરશે" એવા શબદોની ડાહેરના દીલપર અછી અશર થઇ ઘોડેએક વખત તે ચુપકીદો ઉભો રહેઓ પછી ઘોડાપરથી કુતકો મારી નીચો ઉતરીઓ અને નાબેરને કોટી કરી તે ઘોડો પાછો તેને હવાલે કીધો. નાબેર તેને શમજાવીને પોતાના તમ્બુમાં લઈ ગીઓ તાહા કોઇએક દીવશ તેને પરોના તરીકે રાખીને શારી પરે જાફત કરી

એ બને જણા જીવીઆ તાંહા સુધી એક બીજાના અતલગ દોસ્તત થઇ રહેઆ.

## કાબેલ આદમીઓ ખાનગી મીજલશમાં મુગા.

ટીગકારટીગ નામના નામીયા ફીલશુફ તથા ગણીત શાશતરી તથા લા ફ્રાનટેન નામના રમુજી વાતો લખનાર અને બફન નામના નામીયા ખુદરતી વીદીઆ જાણનાર વીશે હેવુ કેહેવામા આવેછે કે મંડલીમાં બેશે એટલે તેઓ હેવા દીશતાતા કે કાઇ વાત ચીત કરવાની કોઇ બાબદ તે ઓને માલુંમ હોએજ નહી. માર્મનટલ નામનો વારતા ઓનુ ગરંથ બનાવનાર મંડલીમાં હેવો મુગો રેહતો કે એક વેલા તેના મીતરે તેહની મુલાકાત લીધા પછી કહીઉં કે તે ની સાથે નકામો બેશવા કરતા તેની બનાવેલી વાતો વા ચુતો સારૂ. વલી કારનેલી નામનો ફરાનશ દેશનો શાર વેધીં નામીયો નાટકના ગીત અને બેલ જોડનાર મંડલીમાં વાત ચીતની વખતે હેવોતો બેશવાદ લાગતો કે તેને એ બા બદશર પોતાની મશખરીમા એક બેહત બનાવીઉં. બટલર નામના 'ગરથ' કરતાનાં "હુડીબરાશ" નામના ગરંથમા જે જે ઘણી ઘણી શારી રમુજ આવેલીછે તે વાચીને ઇંગલડ નો પાદશાહ બીજો ચારલશ એટલો ખુશી થયો કે તેની વાત ચીતની મજા લોગવવાને તેની મુલાકાત લીધી. પણ તે મુલાકાતથી તે પાદશાહ એટલો નાશીપાશ થયો કે તે પોતાના બીજા શોબતીઓને કેહવા લાગો કે એવો "રેઝ જેવો" આદમી કદી "હુડીબરાશ" શરખુ અજુલીઅ પુશતક બ નાવનાર હોએ નહી ! મી૦ આડીશન જેની કાબેલીઅત અને મીઠાશ ઘણાએક ગરંથ કરતાઓ નમુના તરીકે શમજે ચ તે ઘણી મંડલીમાં મુગો મંતર અને એક મારગી થઇ લાક ડાની માફક પોતાની જીભ બંધ રાખતો. ગરે તથા અ લફીએરી નામના કવેશરો મંડલીમાં કોઇજ વખત વાત કર તા અથવા હશતા હતા. મીલટન શરખો કાબેલ પુરૂશ મંડલી મો કોઇજ વેલા લેવાતો અને બીજાઓ તેની શાથે ગોફતેગો કરવાને ધ્યાન કરતા તેઆરે ઓર ખીજવાતો.

એ પરમાણે ઘણી વેલા આપણું જોઇએય કે જેઓ પો તાની કલમ અને જુબાને દુનીઆનાં લોકોની ખુબીને અલ કાટ તથા મનને રમુજ અને જીનદગીને શુખ આપનારાં કા મો કરી શકે તેઓ ખાનગી મીજલશોમાં અને મુખીઅ ક રી બેગાનાઓની હજુરમા. મુગા મતર જેવા અને કોઇને પ શદ નહી આવે હેવા એક મારગી દીશેય, કે જેથી ઉપર જ ણાવેઆ મુજબ બીજા ચારલશ શરખા મોજીલા અને કમ શમજ શખશો કદાલીને તેઓને નકામા ગણેય

## પરચુટન બીનાંઓ.

**કુશટ ચાલની અશર**—એક બાપે પોતાના પુ તરને કેટલીએક શીખામન દીધા પછી કહીઉં કે બેટા તુ જારે જારે આડો ચાલે તારે આ થાભલામાં એક ખી લો મારજે અને તારી આડી ચાલ શુધારે તારે એ કેક ખીલો કાહડજે. તે બાપે હેવી રીતે શીખામન દીધી હતી કે તેથી છોકરાના મગજપર શારી પહે અ શર થઇતી. તે છોકરો જારે હેવુ શમજતો કે તેનાથી કાઇ ખોટુ કરમ થઇઉ છે તારે પેલા થાભલામા એક ખીલો માર તો. એક દીને તે થાભલા તરફ ખુબ નેધા કરી જોતાં તે ઘ નો ખરો ખીલાથી ભરાઇ ગએલો દીઠો તેથી તે ઘનો પશતા વા લાગો અને પોતાની ખાંમી શુધારવાનો ઠેરાવ કીધો. જેમ જેમ એબ છોડતો ગીઓ તેમ તેમ એકકો ખીલો કા હડતો ગીઓ. એક દીને તેનો બાપ તેને કેહેવા લાગો કે પુત્રા તું તારી એબ શુધારતો ચાલીઓય તે જોઇને અને ઘણોજ આનંદ થાએછે હેવું શાભલી છોકરો બોલેઓ કે બાપા તમો કહોય તેતો ખરૂંછે કે થાભલાની અંદરથી એબ ના ખીલા નીકલતા જાએય મગર તેના આધરા નીશાની ત રીકે રહી જાએય તેથી અંફશોશ લાગીઆ વીના રેહતો નથી.

એ નાહલી વાતપરથી માબાપોએ કેહેવી શીખામન લે વી જોઇએ ? ઇઆદ રાખવુકે બચ્ચામા જે પેહેલી એબ તે ગ મે હેવી રીતે પાછલથી મેલવામા આવશે તોબી તેનો દાગ રહી જવાનો અને બુરા કરવુક ગમે તેમ છોડી દીધામાં આ વે તોબી તેની થોડીબી અશર પાછલ રહી જવાની માટે બમા ની એબ છોડાવવાની મેહનત કરતા તે એબ નહી પકડે તે વીશેની ચોકશી રાખવાની મેહેનત ઘણી વધારે ફાએદેમદછે.

દેશ હીતકારી ધણીઓએ ખુબ ઇઆદ રાખવું કે લોકો, ને બીગડેલા શુધારવા કરતાં તેઓને બીગડવા નહી દેવામ્ વધારે ફલાયછે. શુધરેલો એબીએલ આખર કરે પણ, જાંગ લો વાહનના ઓખો શરખોજ રેહય. શુધરેલો છાકેડ, શુધરે.

લોક જુગારી શુધરેલો ચોર, શુધરેલો ફીતુરી એ આદમી જાતની લાએકીના ભાગા ખોખાં માતરે હોએછે.

---

**કજીઓ લડનારોને કેટલો ફાએદો**—એક દોલત મંદ આદમી મોહટી પુંજી મુકીને મરી ગીઓ. તેના કબીલદારો ભાગ હીશાને વાશતે આરાવા લાગા. એક બીજાના દાવા વીશે તેઓ ગુચવણ ભરેલા વાધા લઇ બેઠા. આહો માહે કોઇ પરકારે શમજુતી થઇ નહી તારે તેઓ ઇનશાફની અદાલતે કજીઓ લડવા મહંડેઆ. હેવું જોઇને એક કાએલ લાએર જે તે કજીઆખોરોના મુરબીનો ખરો દોશત હતો તેણે તેઓને પોતાની પાશે બોલાવીઆ ને તેઓને શમજાવવાને આએ ઇલકતી કરી પેલા લોકોને કહીઉં કે એક બદામ લાવો. તે પરમાણે તેઓએ કરીઉં તે બદામ તેજ જણોએ ભાંગી માહેલી મોહટી બીજ તે લાએર તેઓના દેખતાં મોહમાં મારી ગીઓ ને બાગેલા કોટલાનો એકેક કટકો પેલા ગંધા કજીઓ લડનારાઓને વેહચી આપીઓ. એવો મામલો જોઇ તેઓએ પોલાશો માંગીઓ. લાએર બોલીઓ કે તમારા મુરબીની દોલતછે તે એ બદામ શરખી શમજો ને તે તમો માહોમાહે શમજીને વેહચી લેવો બાકી જો ફરીઆદીથી કામ લેવાપરજ મદારત રાખશોતો હમો લાએરો તથા બીજાઓ બીજ ખાઇ જશું ને ઘણી મેહનત કીધા બાદ અંતે તમારે હાથ નાહના મોહટાં કોટલાં વીના બીજું કંઇ આવનાર નથી. એ વાતની ખુબ જેનાપર પડી હશે તેજ કરી લેશે.

---

**શ્રી લંનડંન શેહરનું પોલીશ ખાતું**—શ્રી લંડન શેહરના પોલીશ ખાતાનો ગએઆ ઇ૦ શ૦ ૧૮૫૬ ના શાલનો ખરચ ૪૩૪૦૮૧૦) રૂપીઆનો થએલો હતો ને એ ખાતાને હશાબે આવક ૩૪૭૮૭૧૭૦) ની થઇ હતી. એ પોલીશના ૨૩ માજીશટરેટ, ૧૮ શુપરીનટેનડેનટ, ૧૪૨ ઇનશપેકટર, ૬૩૧ શારજંનટ ને ૫૦૫૬ શીપાઇઓછે.

---

**નજલાનો એલાજ**—એક પારશી ઘરધણ જેની આશરે પાંતરીશ વરશની ઉમરછે ને જેના બોલવાની શચાઇ વીશે તેના ઓળખીતાઓની ખાતરીછે તે કેહેછે કે આગલ કેટલીએક મુદત શુધી નજલાના દુશટ મરજથી તે ઘનો હેલાક હતો પણ નીચે જણાવેલો ઇલાજ કરવાથી તે હલાકી બીલકુલ છુટી ગઇ છે તે એમકે તેરણ વરશ શુધી તેણે ખાધા પીધામાં જરૂર માવજત રાખી અને બાકી નહી થાએ તે વીશે ખુબ ખબરદારી રાખી કેફી વશતુ, દારૂ તથા ખટાશનીતો બીલકુલ શગત કીધીજ નહી દવામાં માતરે જાડુક હાલાવેનો મલમ પગના અંગોઠાપર લગાડેલો રાખીઓ. એ ઇલાજ કીધાથી નજલો તેની પાશેથી નાબુદ થઓ. જો કોઇ વાર પગનો અંગોઠો જરાકબી દુખવાની નીશાન માલુમ પડેય તેય તે ઘરશંથ ખાધા પીધાની માવજત રાખી ઉપર કહેલો મલમ લગાડેય એટલે નજલો પાછો આવી શકતો નથી ને એ ઘણી ઘની મુદત થઇ સુખી ફરેય. બીજા બર જુવાન આદમીઓ જેઓ એ દરદથી હલાક હોએ તેઓબી એ ઇલાજ કરેતો કદાચ તે શેહલો અને કારી માલુમ પડશે.

---

**ઇરોપના જુદાં જુદાં રાજોની આંટ**—શ્રી ઇંગલંડની શરકારની તરણ ટકાની નોટનો ભાવ શેંકડે શાડીતાનુ ટકા તથા ફરેનચોની શરકારની તરણ ટકાની નોટના પોણીશીતેર, રૂશીઆનની શાડા ચાર ટકાનીના એકાનુ ટકા, શ્રી આશટરીઆની શરકારની પાચ ટકાનીના શાડીઅરશઠ ટકા, શ્રી ટરકીની શરકારની ૭ ટકાનીના શંવાહેશી, એ પરમાણેનો ભાવ થોડુની વાતપર હતો.

એ પરમાણે ઇંગલંડની શરકાર શદા એક ટકો આપવાની જે કબુલાત કરે તે કબુલાતની કીમત શઉથી શારાં નાણાં બજારમાં હરેક બીજી શરકાર કરતાં વધારેછે. એ કેહેવી આંટ !

---

**થોડીએક એબ**—આપણી ખામી કોઇ ઘટતી રીતે બતાવે તેની શાથે નાખુશ થવું, ફરજ અદા કરતાં શાબાશી ન મલેતો તેવુ કરવાથી પાછા હટવું, ઘરમાનું કામ કરતાં કોઇની મનાઇથી અટકવુ, બીજા આદમીની એબપર શકત ટીકા કરવા તથા મોડા જોઇને વાત કરવી એ ઘણાએક શારા આદમીઓની મોહટી એબછે. હીરામા છીના દોરા હોવાથી તેમની કીમત જેમ ઘટેછે તેમજ તે લોકોની લાએકીની કીમત હેવી એબથી ઘટેછે.

---

**બદનની કશરત**—બદનની કશરતથી આદમી હેવું થાએછે કે તેનુ કદ શોભેછે, દુશમન બીએછે, રોગ દુર રહેછે, માદગી નાહશેછે, મનશકતી જોર પકડેછે, ઉદીઓગ વરેછે, જીંદગી લાંબીથાએછે, બમાં શારાં પેદા થાએછે, શઘલી દુનીઆની મજા લેવાને બનેછે. એટલાં ગુણ બદનની કશરતનાછે. જેઓને એ કશરત નહી મલે તે કેવાં કમનશીબ ને જે મા બાપો પોતાના બચ્ચાઓને હેવી કશરત નહી કરાવે તેઓની શમજન કેવી ટુકી તથા તેઓની હેવી ગફલત કેવી કપટા લાએકછે તેનો નેક, વાચનારીઓએ વીચાર કરવો.

## શારા વચંનો.

બાલક વએથી ભણી ગણી, મ્હોટી નારી થાએ,
અનુભવ લે વીદીઆ તણો, ખોટા વેહેમો જાએ,
ખોટા વેહેમો જો ખશે, દલદરનુ દુખ જાએ,
ધણો ભરોશો વધી પડે, શરવે શુખીઆ થાએ

પરીતી પરાણી માતરની ઉપર રાખોરે,
હઇઆમાથી વેરને કાઢી નાખોરે,
ચોરી ચાડી કોઇ તણી નવ કીજીએરે,
પડીઉ જડે તે માલ ધણીને દીજીએરે.

જો શેહરોમા કોઇ પાથ ભુડા,
અને બીજા જે હોએ રૂડા,
તો રાખવા જોઇએ તેમને જુદા,
લાગેછે હેવુ વીચારી જોતા

(ગરબાવલીમાથી)

## શાદીની શીખાંમન.

જે શકટ વેલાએ ફરીઆદ પોયવા ચાહે,
કહો તેને કે શુખ વેલાએ ભાએઆવંતો થાએ,
દાશ શરીખો બીન ભાએઆ કાઇ ઉભો નવ રેહ,
કએઆ કરાથી બેગાનો પણ તુજને હરે

પાણી કદાચ વાદલનુ અમરૂત શરીખુ વરશે,
કઇ નેતરના જાહાડે તુજને ફલ નહીં જડશે,
રજાલા પાછ્ળ શગ નાહક વખત નવ ગુમાવો,
તે આશેઆ નથી કે વાશના જાહાડોથી શાકર ખાવો

આશેઆ ધરતા ઉમર ગુજરી ગઇ હાએ!
કે મુજ મનની આશેઆ શઘલી પુરી થાએ,
મન ચીતી આશેઆ આવી ઉભીછે ઉબરે,
આશેઆ નથી કે વએ ગુજરેલી પાછી ફરે.

બીન વચમે બોલવે જો કામ શીધ થાએ,
તે વચે જે બોલીને તે મુરખ કરી કેહવાએ,
અગર હું જોઉ કુઓ કોઇ આંધલા આગે,
તેને જો ન કહુંતો મુજને પાપ લાગે

આ પરથવી નીચે દટાએલાછે બહુ મોટા નામદાર,
તેઓની એક ઇધાણી પણ કોઇ નહી બતાવતુ ઇઆર,
તે લુટી લોથને આ જમીન નીચે દીધીછે ગાડી,
આ માટીએ તેને હાડ સુધા ખાધીછે જાહાડી,
જગતમા ભલુ નામ આદેલ નોશેરવાનનુ કેહવાએ,
તેને ગુજરાને બહુ કાલ વીતા તેમો શુ જાએ,
અએઆ તુમીતો કાઇ નેકી સુખીનો કરી લે બજાર,
અગાઉ તેની, કે તારા મરણનો નીકરે પોકાર

તુ બે જણ વચેના જઘડાને એક આગ શરીખી જાણ,
તે વચેનો ચુગલીખોરછે એક ઇધણ વેહનારો શમાણ,
કોઇ વેલા પણ તે બધે એક બીજા શ ગાથે જશે મલી,
પેનો ચુગલો ચંડાલ તારે બહુ પશતાવો ખાશે વલી,
શલગાવી મુકવી કોઇ બે જણ વચે જઘડાની આગ,
તે ડાહાપણ નથી વચમા બલી મરવાનીછે અભાગ

તપેશરીની ખીદડીધીતે પીછાનત થાશે,
જગતમો શરલ માનવીતો શરખા કેહવાએ,
મનમાને તે પેહરીને ભગની શાચી કરતો રેહ,
શરપર તાજ ખાધપર જુનડો ધરતો રેહ,
પેહરવી નીશચે ન ઘટે ભગતને કામરી,
મન પવીતર રાખી પેહર મલમલને પામરી,
શાધુ તે શ શારને કામ તજાથી કેહવાએ,
શાધુ પવીતર કપડા તજવાથી નવ થાએ,
પેહરવુ ઘટે શુરાને શઘરામે બખતર,
હીજડાને શુ કામ લાગે લડાઇના બાશતર.

ચુપકુ રેહેવુ ભલુ કે ભેદ પોતીકા દેલનો,
કોઇને કેહવો ને કેહવુ કે કોઇને કેહતો નો,
ઝરે ઝેઆની અટકાવી દે ગરોવરનો નલ,
જો ભરાઇ જાશેતો બંધ ન થાશે નદીનુ જલ,
કોઇ મડલીમા કેહવા જોગ ન હોએ જે બોલ,
તે કોઇ આગલ કુણે બેશી છુપેઓબી નો બોલ.

મરદ જાહાપી નહી કાહાડે પરગટ વાણ,
એબ અથવા હોનર તેના છુપેઓ જાણ,
હર વનને તદન તુ ખાલી નો ધાર,
નીશચે શુતેલોછે ચીતો વીચાર

(૨૦ મરજબાનજીની હનેશતામ)

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧ લું | જુલાઈ ૧૮૫૭. | આંક ૭ મા


## લાએકીવાલી ઓરત.

### પરાશકોવી લોપોલોફ.



બાપનુ કામ તે દીકરોજ કરેય, બાપનુ નામ તે દીકરોજ રાખેય, હેવો ઘના લોકોનો વીચારછે. એ વીચાર આ દેશમા મુખીઅ કરીને ફેલાએલોછે. હેવા વીચારથી દીકરીઓના લાભને ઘણી પરકારે નુકશાન પોહોચુછે. દીકરીઓનો હક શું, તેની મા બાપોએ પુરતી દરકાર ન કરવાથી આ દેશની અશતરી પખની હાલત ઘણી માઠી થઈછે. તે માઠી હાલતે આ દેશના લોકોની શનશારી તથા રાજદરબારી તથા નીતી ને સુખી શબંધી અવશથાપર ઘણી ખરાબ અશર કરીછે. તે અશરના ફલ હેવા નીપજઆય કે હરેક શવદેશહીતકારીને ઘણો શંતાપ લાગેછે. એ વીશે આએ બજોએ લાબી ચરચા કરવી દરગત નથી જે કોઈ શમજુ આદમી હશે તે પોતાની આશપાશ જોઈને શારા, માઠાનો મુકાબલો કરવાથી શમજી લેશે કે શેઆણા, જગત કરતાએ દુનીઆ કાએમ રાખવા શારૂ જે બે પરાણીઓને એક બીજાના જનમ શરીક થઈ રેહવાને પેદા કરેઆછે તેઓમાના એક જણે, (પુરૂશે), બીજાની (અશતરી) ઉપર જાલમી કરવાથી તથા તેનો હક ઇનકારી તરીકે નીચો પાડવાથી દુનીઆમા મોહટી ખરાબી થઈછે. તે ખરાબીનાં ચક્કરમા આ પુરાતમ, કીરતીમાન ને ફલદરૂપ દેશના રેહવાશીઓ ઘણી મુદત થઈ પેહાએઆછે એ ખરાબી વીશે લોકોને હુશાર કરવા ને જે તરેવાર કોશેશો કરવામા આવેછે તેને લગતુ આ નાહનુ શરખુ "સ્ત્રી બોધ" ગ્રથબીછે.

સ્ત્રીઓએ પોતાના માબાપના શુખ, ઘરબારના ઇલાકા, વડવાઓના નામ, કબીલાના લાભ તથા દેશના કલાણ માટે શુ શુ કરીઉછે તથા કરેછે તે વીશે દાખલાઓ આપીને લોકોના મંનમાથી સ્ત્રી પખને નુકશાન કરનારી ભુલ કાહાડી નાખવાની મતલબથી તે પખવાલીઓની કાબેલીઅત, હીમત, શખાવત, નીતી તથા લાએકીની વાતો આએ ગર ઘણા મુખતેશરમા લખાએછે એ વાતમાની એક વાત નીચે લખીછે જેથી દેખાઈ આવશે કે બાપના કામ તથા નામ શાબધી દીકરી કેહવી ઉપીઆગીછે

પરાશકોવી લોપોલોફનો બાપ શ્રી ઇઉરોપખંડમાના હંગરી દેશનો એક ઉમરાવ હતો. તે એ દેશમાજ જનમીઓ હતો. નાહલી વએથીજ એ ઘણી શ્રી આશતરીઆની શરકારના લશકર ખાતામાં "બલાક હુજારશ" નો એક અમલદાર થઓ ને તે શરકારની ચાકરી કરવા લાગો પાછલથી શ્રી રૂશીઆ દેશની એક ઉમરાવજાદી શાથે પરણેઓ બાએડીની ખાતર તે શ્રી રૂશીઆને પોતાનો મુલક કરી તાહા જઈ વશીઓ. થોડીએક મુદત શુધી એકાતમા બાએડી શાથે જીદગી ગુજરી. પણ પછી વલી તે લશકર ખાતામા કામે લાગો ને ઘના વરશ શુધી રૂશીઆનના લશકરમા રહી ટરક લોકોની શામને કેટલીએક લડાઈ કીધી. શ્રી ઇશમાએલ તથા ઓચાકોફ શેહરોપરના હેલાની વેલાએ એ અમલદારે ઘણી બાહાદુરી કરી પોતાના મરદાનગી ભરેલા કામ માટે તેણે પોતાના વડાઓથી શાબાશી મેલવી

એ લડાઇપરથી આવેઆની થોડુ પછી લોપોલોફને કેદ કરી તેની તપાંશ કીધી તેને શ્રી શાઇબીરીઆ ખાતે દેશ નીકાલ કરવાનો હુકુમ થઓ. તેનીપર કીઓ અપરાધ મેલવામા આવીઓતો તે વીશે કશી ખબર તેને અથવા દુનીઆંના લોકને પડી નથી. તે વાંકને માટે તેની તપાશ તેને જાણે તેમ ગુપત થઇતી તે વીશેની નોધનું દફતરખી પાછલથી ખોવાઇ ગીઉં. શાઇબીરીઆની જાહુનમ શરખી જગાએ દેશ નીકાલ કરવાને તે ન જાણે તેમ થએલો હુકુમ અમલમા નહી આવવા દેવાને તેણે અરજ કરી તે વેરથ ગઇ તેને તથા તેની બાએડી તથા છોકરીને બીજા અપરાધીઓની શાથે તાબરતોબ દેશ નીકાલ કીધા એ વખત રૂશીઆમા ૧ લો પાલ શેહનશાહ રાજ કરતો હતો. એ શેહનશાહ ઇં૦ શ૦ ૧૮૦૧ ના વરશમા મરણ પામો.

શ્રી શાઇબીરીઆનો દેશ શ્રી રૂશીઆની શેહનશાતનો એક મોટો ભાગછે. તે શ્રી એશીઆખડની ઓતર તરફછે. તેની લંબાઇ ૩૫૦૦ માઇલ તથા પોલાઇ ૧૨૦૦ માઇલછે દુનીઆમા એ મુલુક અતી ઘણો ઉજડ તથા શરદ તથા રોગી ને શરવે પરકારે આદમીને પીડાકારીછે. એટલાજપરથી રૂશીઆન શેહનશાઓએ કેદીઓને વાશતે તે પશંદ કરીઓચ, અપરાધીઓનો જેવો વાક તે પરમાણે તેઓને એ મુલુકમા ઓછી વધતી દુખ દાએક જગોપર રાખવામાં આવેચ વલી શીખશાબી જુદા જુદા અપરાધીઓને ઓછીવધતી ઘાએમ કોઇ પાશે તે દેશની ધાતુની ખાનોમા શખત મજુરી કરાવેચ. કોઇ પાશે ખેતી કરાવેચ. કોઇને માતર દેશથી ને કબીલાથી દુર કરવાનેજ તોહા રાખેચ. કેટલાએકને તો તેમના બઇરા છોકરા શાથે રેહવાની રજા મલેચ. શંધાઓને શરકારથી ઓછો વધતો લવાજમો મનેચ. વધતામાં વધતો લવાજમોબી એટલો થોડો હાએચ કે તેથી ચામરાને હાડકાનુ માન માન પોશન થાએચ કોઇ કોઇવેલા કેદીઓના કબીલદારોને શેહનશાથી રજા મનેચતો તેઓ કાંઇ મદદ મોકલેચ. પણ તે દર વરશે એક હજાર રબલથી વધારે મોકલવા દેતા નથી. એક રબલના ચાડા શાત આના થાએ.

લોપોલોફપર ગમે હેવું તોમત મેલવામાં આવીઉ હોએ પણ તેણે શ્રી શાઇબીરીઆના શઉથી ઓછાં દુખકારક પરાત શ્રી ઇશચીમમા રાખીઓ. એ મુલુક આઠ મહીના ઘણો શરદ રેહેછે ને શીઆલાની શખતી માતરે ચારજ મહીનાં કમતર થાએછે. એ મુલુકમાં વેરાણ મેદાનોને નઠારા પાણીના શરોવર ઘણાછે. લોપોલોફ શ્રી ઇશચીમમાં આવી પોહતો તારે તેને ખબર થઇ કે શેહનશાએ તેને દરરોજ દશ કોપકનો લવાજમો આપવાનો હુકુમ દીધો હતો. એ શઘા પઇશા આપણા દેશના પાચ દોઢીઆ જેટલા થાએ એટલીજ રકમ થણુ કરીને લોપોલોફ શરખા કેદીઓ જેઓને મજુરી કરવી પડતી નથી તેઓને શરકારથી મલેચ. શારા ભાએગે લોપોલોફના કુટુબમાં એ વેલા માતરે તેની બાએડી તથા દીકરીજ હતી. એઓથી તેને દુખને વખત શારો દીલાશો મલતો હતો. બીચારી પરાશકોવીની ઉમર ઘણી નાથલી હોવાના શબબથી પોતાના બાપ પર પડતી આફતની શખતી વીશે તેને પુરતી શમજ હતી નહી. પોતે જે કંગાલ હાલતમાં ઉધરતી તેનો તેને કશો ગમબી લાગતોતો નહી કેમ કે વધારે શારી અવશથા તેણે શમજમા આવેઆ પછી ભોગવીતી નહી. એ લાએકી વાલી દીકરી જેના પરાકરમે કરી તેનાં બાપનો આકેબત છુટકારો થઓ હતો તે નાષપણથીજ પોતાના મા બાપના ગુજરાનમાં મદદ કરવાને ખુશીથી રોકાતી કોઇ વેલા ધોબીઓને તાહા કપરાં ધોવા, કોઇ વેલા ખેતરમાં અને કોઇ વેલા બીજે ઠેકાણે મજુરી કરવા જતી. એ મજુરીના બદલામા તેને કોઇવાર રોકડા પઇશા પણ ઘણી ખરી વેલા મેવા, તરકારી, અનાજ ઇતીઆદી મલતું તેની માએ શંઘા વખત ઘરના ખટલામાં ધેઆન રાખતી ને પોતાપર પડતી જફા શબુરીથી ખમતી. લોપોલોફે નાધપણથી લડાઇના કામ તથા મોજ મજામાં પોતાનો વખત કાડેઓ હતો તે નાધી બાએડીની માફક શબુરી રખાઇ શકી નહી. તે ઘની વેલા ઉદાશીમાં ગીરફતાર થતો ને પોતાના હાલપર હાએ અફશોશ કરતો.

દેશનીકાલ થવાને કેટલાએક વરશ ગુજરી ગીઆં પછી શેહંનશાની દરબાર ખાતેના એક અમલદારનુ શરકારી કામ શારૂ શ્રી ઇશચીમ મધે આવવું થઇઉ. તેને લોપોલોફે શેહનશાહ જોગની એક અરજી કરી આપી. તે અરજીમા પોતાની શખત હાલતથી છુટકારો થવાને તેણે માંગીઉ હતું. તે અરજીને ટેકો આપવાને પોતાનો શઘલો વગ ચલાવવાને તે અમલદારે કબુલ કીધું. તે અરજીતો તે લઇ ગીઓ પણ વરશોનાં વરશ ગુજરી ગીઆં તોબી તેનો કશો જવાબ મલેઓ નહી. હરકોઇ શરકારી અમલદારનું અથવા હલકારાનું તે જગો આવવુ થાએ એટલે લોપોનોફને ઉમેદ આવે કે તેની અરજીનો કાંઇ જવાબ આવેઓ હશે પણ તે ઉનેદ શદા ખોટી થરતી.

પરાશકોવી એક દીને મજુરીપરથી ઘર આતી તારે

તેણે પોતાની માએને રડતી જોઇ. તેનો બાપ પણ ઘનો ઉદાશ થઇ વીલાપ કરતો બેહેલો હતો. પરાશકોવી તુરત પોતાના બાપની ગોડે ગઈ ને કાલાવાલા કરી પોતેબી આશુ લાવીને પુંછવા લાગી કે પેઆરા બાપ આજે તમો તથા મા એ એટલા બધાં ગમગીન કેમ થઆં છેવો? તેના મીઠા ને નરમ શકુન તથા પેઆરના આશુ બરેલી આખોથી તેના બાપનુ દીલ પીગલી ગીઉ. તે બોલેઓકે મારી વાહલી દીકરી હુંબી નથી જાણતો તેવા મારા કોઇ અપરાધને લીધે આજ કેટલાં વરશ થયા તારી મેહરબાન માએ તથા તારીપર મોહટી જફા પડેઅ તે જોઇને મને ઘનો અફશોશ લાગેઅ. તેણે એ વેલા પોતાના નશીબના ફેરફારની શઘી વાત દીકરીને કહી બોલેઓકે આજ દીનેબી એક હલકારો આવીઓ પણ તે મારી અરજીનો કશો જવાબ લાવેઓ નથી. હુ નથી કહી શકતો કે હીઆથી આપણો છુટકારો કારે થશે. પરાશકોવી એ શઘલી બીના શાભલી ઘણી અંદેશામા પડી. એ વેલા શુધી તેના મા બાપે પોતાની હાલતથી તેને નાવાકેફ રાખવાને ખબરદારી રાખી હતી. પણ હવડા જારે તે જાણતી થઇ તારે તેઓના દુખનો કેટલોએક ભાર તેના મનપર પડેઓ. એ વેલા તેની પંદર વરશની ઉમર હતી. દુનીઆ શુંછે તે વીશે તે મુતલગ શમજતીતી નહી દેશના ધારાથી તદન નાંવાકેફ હતી. પણ પોતાના માબાપનો છુટકારો કરવો હેવું તેના મનમાં આવીઉ. તે છુટકારા વીશે પોતાના મનમા ખુબ ખેઆલ કરવા પછી તેને લાગું કે મેં પોતે શ્રી શેનટપીટરશબરો ખાતે જઇ મારા બાપની તરફથી શેંહનશાહની હજુર મારી જાતે અરજ કરવી જોઇએ. મોહોટી રંજ ભરેલી ઘની લાબી શફર કરવાને તેની પાશે પઇશાતો કાંઇ હતા નહી. કોઇ ઓલખીતાની મદદની આશાબી હતી નહી. વખત-શર જે મલે તે ખાવું ને પગે ચાલવું એટલોજ ઇલાજ તેની પાશે હતો. હેવું ભારી કામ જેના ખેઆલથી જોરાવર મરદબી હારીને પાછો હટે તે કરવાને આપણી બાહદુર શીએ દેડાવ કીધો. પોતાની શઘલી ગોઠવણ માબાપને કહી તે લોકોએ પેહલાતો મશખરી કરીને શંઘી વાત હશી નાખી. પરાશકોવીએતો પકકો ઠેડાવજ કીધોતો. તે દનપર દન પોતાના પીતાને કામીર કેરી અરજ ગુજારતી કે મને શ્રી શેટપીટરશબરો જવાને રજા આપો લોપોલોફે નો ઇઉં કે એવાં ભેઅઅકાર કામથી છોકરીને પાછી હટાવવાને જે કાંઇ શમજાવત કરી તે ફોકટ ગઇ, તારે તેણે ધમકી વાપરી. પણ શમજુતીએ પરાશકોવીનાં મગજપર જેટલી અશર કરી હતી તે કરતાં ધમકી કશું વધારે કરી શકી નહી. પરાશકોવીએ જો કે પોતાના બાપને તે વાત કેહવાની મોકુફ કીધી તોબી પોતાના મનમાથી તે ખેઆલ કાહડેઓ નહી. ઇશવર પાશે તે ગુપત બગતી કરી હેવુ માગતી કે ઓ શાહેબ તું હેવુ કરકે મારો બાપ મને શ્રી શેટપીટરશબરો જવા દીએ. એ મીશાલે તરણ વરશ ગુજરી ગીઆ. તેટલો વખત એ લાએકી વાલી કને આ પોતાના મા બાપને વાશતે રાબેતા મુજબ મજુરી કરવા ને શદા શવારથી શાજ શુધી મેહનત કરતી ફુરશતને વખતે તેઓનો છુટકારો કરવાનો ઇલાજ શોધતી. તેણે ફરીને મા બાપને અરજ કીધી. તેઓએ ફરીને કહીઉં કે એ વીચાર શઘલો નાદાની ભરેલોછે. તેની માએ બોલી કે "દીકરી શેંટપીટરશબરો શુધી મુશાફરી કરવાનું કામ શું છે, તેની તુને મુતલગ શમજ નથી. વલી તુ પગપર ચાલી વગર પઇશે તાહાં તુલીક જવા માંગેઅ તે કેમ બને? તારી કાએ નાત કેટલી? તું અરધે રશતે તો કધી જવા પામશેજ નહી. રાહમા તું કોણ જાંણે કાહા અટવાઇ જશે. તુને કશું થાએ તો પછી હમારા શુ હાલ? તુને જોવાથી હમુને જે દીલાશો છે તે પછી હમુને કેમ મલશે? વાશતે તુ હમારી નજર આગલ રહી હમારી આખોને ટાહડક કરતી રેહે એટલે તેં ઘણુ કીધુ." માએના હેવા શકુનોનો જવાબ પરાશકોવીએ પોતાનાં આશુથીજ આપીઓ. પણ શેંટપીટરશબરો જવાનો તેનો ખેઆલ મનમાથી ગીઓ નહીં રાહમાં વરશનો ઘનો ખરો વખત જે બરફ રેહેઅ તેબી એ વખતે પીગલવા લાગો ને પરાશકોવી પોતાના મા બાપને વધારે બજીદ થવા લાગી હેવામા એ કનેઆને પોતાના ધારેલા કામ શબધી એક મોહટી અડચણ દીઠી. તે એમ કે પોતાનાં માબાપની રજા એકવાર મલે તોબી મુશાફરી કરવાના શરકારી પરવાનાં વીના તેનાથી એક ડગલુ ગામ બાહેર કાહડી શકાએ નહી. તે પરવાનો ટોબોલશકનો હાકમ માતરે આપી શકે. પરાશકોવીને તે મલે હેવી જાહાજી આશા હતી નહી. પણ તેને કોશેશ કરવી દરૂશત લાગું. પાશેનાં ગામડામાં જઇ એક અરજ લખાવી લાવી. તેપર પોતાના બાપની શઇ મલવાને ઘના કાલાવાલા કીધા. લોપોલોફે ઘની આનાકાની કરીને તે શઇ કરી. તે અરજી તથા પોતાના હેવાલ વીશેનો એક જુદો પતર તેણે શ્રી ટોબોલશકના હાકમપર મોકલીઓ.

એ પછી પરાશકોવીના મોહડાનો રંગ કાંઇક શુધરવો લાગો. પોતાની ભલી ઇછછાની બાબદમા તેના માબાપ જે

વારો લેનાં તેથી તેને ઘનુ દુખ થતું  તે વાધો મટી ગીઓ એટલે તેને પાછી ઉલટ તથા ઉમેદ આવી ને તેના હરખમા તેની તનદરોશતી સુધરતી ચાલી. દીકરીની હાલતમાં ફેરફાર જોઈ તેના માબાપનેબી કાઇ આનંદ થઓ. એમ કરતા છ માશ નીકલી ગીઆ. અતે લોપોલોફ જોગનુ એક પર બીડુ એક હલકારો લાવીઓ. તે ઉખેડતા તેમાથી પરાશકોવીને માટેનો પરવાનો નીકલીઓ. પણ લોપોલોફના પોતાના હેવાલ શબધી કુધો જવાબ હતો નહી એ જવાબ નહી મલવાથી તેનો જીવ ઘનો કચવાઓ કનટાલાના શબબથી તેણે પોતાની દીકરીનેબી કહીઉ કે હવે દેશ વલવાનુ નથી. તુબી તારો ખેઆલ મેલી દે કેથી અટવાઇ જશે ને મારા હાલના દુખમા નવો ઉમેરો થશે

બાપની એ રીત જોઇ પરાશકોવી કાઇ નીરાશ થઇ નહી તે વધારે બજીદ થવા લાગી ઇશવરની આગલ વધારે આરજુથી પરારથના કીધી કે મારા બાપને હેવી તોફીક આપકે મને રજા મને એમ કરતા એક દીને હેવો બનાવ બનીઓ કે તેને નરતી હરકત ઘણે દરજજે મટી ગઇ શારી હાલતમાથી દુખમા પડનાર લોકો જેમ તહરેવાર વેહમ કરેછે તેમ પરાશકોવીની માએબી કરતી દરએક નાખલી બીનાપરથી પોતાના નશીબા વીશે શારા માઠા શગન જોવાનો તેને વેહેમ હતો એવા શગન જોવાનો તેનો એક ઇલાજ એ હતો કે પોતાનુ ધરમ પુશતક લઇ તે એકાએક ઉગાડતી ને જાહા પેહલી નજર પડે તે વાકીઅ વાચતી તે જો પોતાની હાલતને મલતી જવી કઇ વાતને લગતો હોએતો તે ઉપરથી પોતા વીશે શારો માઠો વીચાર કરતી એ ચાલ અલબતા બેવકુફી ભરેલી હતી પણ તેથી પરાશકોવીની માએને દીલાશો થતા તેનો બાપ દરરોજ એ પુશતક લઇ પોતાની બાએડી તથા છોકરીની આગલ તેમાનો એક બાબ વાચતો ને તેઓને શમજાવતો એક શમે પરાશકોવીએ પોતાની માએને વલી પોતાની અરજ કીધી તેવામા તેને ઉદાશ જોઇ તેથી તેને વાતે લગાડવા શારૂ કહીઉ કે [illegible] ધરમ પુશતક લેવો ને જે પાનુ ઉગડે તેના જમના હાથના શફાની અગીઆરમી લીટી વાચો. તેમ તેને આએ પરમાણે વાચીઉ "ખુદાની [illegible] પરથી હાગરને હાક મારીઓ ને [illegible] આશમાન [illegible] થાએમ ? ફીકર ના કર" [illegible] હાગર તુને શુ [illegible]

એ વાકીઅ વાચી તે [illegible] નેર કરી કહીઉ કે પરાશકોવીની [illegible] પોતા ભરથાર તરફ ન[illegible] વીશે આપણે તે ખેઆલ કરીએય તેથી ખુદાનો ઇશારો તો જુદોજછે." બાપ બોલેઓ કે પેઆરી તમારી શમજન ખોટીછે, આપણે એ પરમાણે ધરમ પુશતક ઉગાડી હરેક વાકીઅ વાચી લેશમજીએકે તે ખુદાની તરફનો ઇશારો ને આપણા કામ વીશે શારા માઠા ફલની હાગાઇછે તો તેથી આપણી મુરખાઇ માતરે જણાએછે. હેવી મુરખાઇ ભરેલા વેહમથી નીપજતા ખેઆલપર અમલ કરીએતો વધારે દુખી માતર થઇએ પરાશકોવી બોલી કે બાપા ઇશવરપર મેં પુરન ભરૂશો રાખીઓય ને જાહા શુધી તેનીપર મેં પોતાનો શઘો આધાર રાખીઓય તાહા શુધી મને આશાછે કે તે શાહેબ મારી નેકબાની કરવા વીના રેહશે નહી એ પરમાણે તેણે ઠેઠાવ કાએમ રાખેલો જાણીને લોપોલોફ ઘનો તાજુબ થઓ પોતા પરવાનો તેણે પેટીમા બધ કીધો કે રખેને પરાશકોવી કોઇ વેલા છુપી જતી રેહે પણ હેવો ખેઆલ પરાશકોવીના મનમા હતોજ નહી માબાપની રજા વગર જવુ તે ગુનાહવુ કામ શમજતી.

લોપોલોફે તે પરવાનો શતાડી છોકરાની મરજીનો અટકાવ તો કરીઓ ખરો પણ તેને માલુમ પડીઉકે તે દીકરીની તનદરોશતીમા દનપર દન મોહટો બીગાડો થતો ચાલેઓ અતે તેને લાગુ કે ઇઆતો એને એની શખત મુશાફરી કરવાને રજા આપવી અથવાતો બલાપાથી તવાઇ મરવા દેવી જોઇએ એક દીવશે પરાશકોવીએ ફરીને અતીઘણી મીનતથી અરજ કીધી રડીને કહીઉ કે મને રજા આપો લોપોલોફનુ દીલ અતે પીગલીઉ. તેણે પોતાની બાએડીને કહીઉકે "હવે એ છોકરીને શુ કરીએ ? બેહતરછે કે એને જવા દેવી" બાપને મોહડે હેવા શકુનો શાભલી પરાશકોવીને ઘની ખુશી પેદા થઇ. તે બોલીકે બાપા તમો શત કરીને જાણો કે મારી એ અરજ કબુલ રાખવાને લીધે તમોને કદી પશતાવો થનાર નથી હુ શ્રી શેટ પીટરશબરગ [illegible] શેહનશાહની ખીદમતમા અરજ ગુજારશ. [illegible] તે એ કામ કરવાનો મને વીચાર બખશીઓ, [illegible] રજા આપતા પવાને તમુને તોફીએકત બખશીય, તે શાહેબ આપણા શેહનશાહના દીલમા રેહમ રેડીઆ વીના રેહેશે નહી" લોપોલોફ પોકારેઓ કે "ઓ ! દીકરી તુ કેટલી ભુલ કરેય ? [illegible] શું હેતુ ધારેય કે મારી આગલ વાત કરવાને જેવુ શેહલુછે, તેવુજ શેહનશાહની દરબારમા જઇ તેની શામને અરજ કરવાનુબી શેહલછે ? નહી નહી તુ રશતો જાણતી નથી. કોઇ ઓલખીતો લેવાની તુને શમજ નથી. બીજા

બાને જંગલો, ડરામના પાહાડો, મોહટી નદીઓ વટાવવી અતી મુશકેલછે. ગાડી અથવા તર કરવાને તારી પાશે પઈશાતો છે નહી. વળી શેહનશાહના મેહલના દરએક દરવાજાપર પેહરાગીરોછે. તેઓ તુને કધી અંદર દાખલ થવા દેશે નહી. તું શરખી ગરીબ ગીથરેહાલ કોઈના આશરા અથવા લાગ વગરની સ્રીતે શેહનશાની નજદીક હાજર કરવાને કોઈની હીમત થનાર નથી" એવી તકરારનુ વજન પરાશકોવીને શારી પઠે લાગું. પણ તે નાહીમત થઇ નહી તેને હેવુંજ લાગતું કે ઇશવર મને ફતે આપશે. હેવા ખેઆલમાં કશીબી હરકતની તેણે દરકાર કીધી નહી ઢીલ કરવાને તેણે દરૂશત ધારીઉ નહી. તુરત શઘલી તઇઆરી કરવા લાગી એ વખતે એ બાહદુર કનેઆના બાપની શઘલી દોલત માતરે-એક રબલ (શાત આના) હતી એજ વધારો કરવાને લોપોલોફે જે કાંઇ મેહનત કરી તે ફોકટ ગઈની પરાશકોવીએ પોતાની લાબી મુશાફરી જવા નીકલવાને ઠેરવેલા દીવશની આગમચની શાજરે તે વીશેની ખબર શઘલા ગામમા થઈ. શઘલા ઓલખીતાઓ તેની મુલાકાતને આવીઆ. વાત ચીત કરતાં બે જણ શવાએ શરવે કોઈ પરાશકોવીને હીમત આપવાને બદલે નાહીમત કરવા લાગા રાહની શખતી ને ફતેની મુશકેલાત વીશે શઉ કોઇ તરહેવાર કારણો બતાવવા લાગાં. પણ પેલાં બે જણ જેઓ લોપોલોફના શરખાજ કેદી હતાં તેઓ બોલીઆં કે ઘનાએક ભારી કામો નજીવા ઇલાજોથી બની આવીઆચ ખુદા કરશેતો આપણી પરાશકોવીની ઉમેદ અંતે બર આવશે એને જે કોઇ લોકો રાહમાં મલશે તેઓ એના કામનો ભેદ જાણશેતો એને મદદ કરશે. પછી લોપોલોફે પેરો રૂપાંનો રબલ પોતાની દીકરીને આપીઓ. પેલા બે જણાંની તેને થોડાએક પઇશા આપવા ગીઆ પણ તે લેવાને પરાશકોવીએ ના પાડીઉ. તે રકમ ભાએશે બાર આના જેટલી હતી પણ તેપર તેઓના ઘના દીવશના ગુજરાનનો આધાર હતો. તેઓએ જે ઘની બોહશ કીધી તેનો એ શમજુ કનેઆએ એટલોજ જવાબ આપેઓ કે તમારી મેહરબાંની મારીપરછે તે બશછે ને તેથી હું તમારી ઘણી ઉપકારી થઇ છેઉં. ઇશવર જો મારા કામમાં જશ આપશે ને મારા બાપનો બંદીખાનેથી છુટકારો થશે તો તેના શુખમાં તમે ભાગીઆ થશો શવાર પડતાં પરાશકોવી પોતાંના માબાપ તથા ઓલખીતાંઓની રજા લઇ બાહેર નીકલી એ વખતે એ જુદાઇથી તેના અભાગીઆ માબાપને કેટલુ દુખ થઇઉ હશે તેનુ અતરે વરણ કરવા કરતાં વાચનારાંઓએ કલપના કરવાથી તે વીશે વધારે શમજ પડશે. એ બાહદુર ઓરતને મેલવા શુરૂં પેલાં બે ઓલખીતાઓથી જાહા શુધી બનીઉ તાહાં શુધી ગીઆ તેઓ પાછા ફરતી વેલા પરાશકોવીને કેટલીએક જુવાન ઓરતો મલી જે ગામડાંમાં થઇ તે જવાની હતી તે ગામડામાં એ આશતરીઓ રેહતી. તેઓની શાથે એ ચાલી. રાતને વખત તેઓમાની એક જણ શાથે રહી. શુવારને પોહર કુચ પાછી માંડી. પેહલાતો તેને દેહશત લાગી કે હુ એક જુવાન ઓરત છેઉં ને એખલી છેઉં પણ જારે પોતાના બાપનો હાલ ઇઆદ આવીઓ તારે શઘળો અંદેશો મેલી પાછી હીમત અખતીઆર કીધી. થોડાએક કલાક ચાલવા પછી શ્રી શેંટ પીટરશબરો જવાનો ખરો રશતો કીઓ તે વીશે તેને ખબર પડી નહી તેથી કેટલાએક રાહદારીઓને પુછીઉં તેઓ એવો શવાલ શાંભલી હશેઆ ને મશકરી કરી બોલીઆ કે ગમે તે રશતે જાવો દુનીઆ ગ ધી ઉગાડીછે તે બીચારી શરમાઇને પોતાની શમજન પરમાણે ચાલી ઇશ્વરની કુરૂપાથી તેણે ખરો અટકલો કીધો તો કેમકે તે જે રશતે ચાલી તે શ્રી શેંટપીટરશબરો જવાનો જ હતો.

શ્રી કેમોઇએફ પોહચવાની કેટલી એક મંજલ દુર હતી એટલાં વાદલપર એક ભારી તોફાન એકઠું થતું તેણે જોઉ. એ દીને તેણે ઘણી લાંબી કુચ કીધી હતી તોબી તોફાનથી બનચવાને તેણે બેવડા જોરથી દગલાં ભરવા માંડીઆં પણ તે ફોકટ ગીઉ. પવનના એક જોરથી એક ભારી જાહડ તેના મારગમા આડુ પડીઉં. જારે એ પરમાણે તોફાન વધીઉ તારે અલબતા પાશેના જંગલમા કોઇ મોહટાં ઝાહડોને આશરે બેઠી રેહવાને તેણે ઘટતુ ધારીઉ. આખી રાત તે બીઆબાન જંગલમા ઉગાડી જગોએ ઠંડીને થાકનો ઉપદરવ ખમતી તે બીચારી રહી. શવાર પડતાં કોઇ વધારે શારે ઠેકાણે આરામ લેવાને તે બાહેર નીકલી. ભાએગ જોગે એક ગામડીઓ પોતાનુ ગાડું હાંકી પાશેનાં ગામમા જતો હતો તેણે તેનીપર દએઆ કરી તે ગામ શુધી ગાડામા બેશાડી પણ ગામના લોકો તેને કોઇ લુછું આદમી શમજીઆ ઘનોપાર આગલી રાતના તોફાનમાં રેહવાથી તેના કપડાં શઘળાં ખરડાઇ ગીઆ હતા ને થાક તથા શરદીથી તેનો ચેહરો શોહરાઇ બદન શુસ્ત થઇ ગીઉ તુ શઘો દેખાવ અનગમતો થઇ ગીઆથી શરવે કોઇએ પોતાના આગના આગલથી તેને હા

આવું કે હુ તારી માવજત કરશ તે મડમની પરાશકોવી એ મોહટી તારીફ શાંભલી હતી તેને વીશે એ બાઈ હલ કુ બોલી તેથી પરાશકોવીને ભરાંત ગીઓ કે રખેને એ બાઈ ગીલાખોરી હોએ તેની શાથે તેણે ઘેર જવાને હા કહીઉં નહી પણ રશતામુર્તી શાથે રહી તે બાઈ બોલી કે જો મ ડમ મીલીનને તાહાજ તમો જવા માગોછો તેમ આએછો તુ ઘરછે. ચાલો હું કોઈ તો ખરી કે તે તમારી બરદાશત કેહવી કરેછ જો તમુને ગમેતો હીઆં રેહજો નહીતોકે મારી શાથે મારે ઘેર આવજો તેઓ તે ઘરમા દાખલ થયાં. એ ક ચાકર તેઓની શામને આવીઓ પરાશકોવીએ તેને પુ છીઉં કે મડમ મીલીન કાહાછે હેવો શવાલ શાંભલી ચા કર અચરત થઓ પરાશકોવીએ ફરીને પુછીઉં કે મડમ મીલીન મને મલશે ! તે ચાકર વધારે તાજુબ થઈને કેહવા લાગો કે " આએ તમારી જોડે જે આવીઆય તેવન પોતે જ મડમ મીલીનછે । " પરાશકોવી અચરતીથી જોવા લાગી તે બાઈએ જરા ઢોંગ કીધો હતો તેપર હશીને પછી પરા શકોવીને ઉતારાની જગો બતાવી અને પોતાથી બની આવ તી શઘલી માવજુત કીધી

એ બાઈ પાછલથી પરાશકોવીના મુરબી શરખી થઈ તેની મદદ તથા મગને લીધે પરાશકોવીની બાકી રહેલી શફર શેહલી થઈ પડી

પાછી કુચ કરવાનો વખત આવીઓ તારે મડમ મી લીને પરાશકોવીને શધો શર શામન અપાવીઓ તથા નીજિની શુધી જવાને એક વાહનનું નોરખી તેણેજ આપીઉં. પોતાના એક વેપારી મીતરના હવાલામા પરાશકોવીને આ પી તે મડમે તેને રવાને કીધી. ખાડીમાથી પેલેપાર જવા પ છી તે વેપારી માંદો પડેઓ તેથી પરાશકોવી એખલી આગ લ વધી. એક નદી ઓળંગતાં જે બોટમા તે બેઠી હતી તે તોફાનને શબબે આરીઆ થવાથી પરાશકોવી નદીમા પડી પ ણ ખલાશીઓની મેહનતથી તેને પાછી બોટમા લીધી. એ વખતે પરાશકોવીને ગલફમ શીવાએ બીજી કશી પીડા થઈ નહી. શ્રી નીજિનીમા આવી ખરી પણ આગલી હરેક જ ગો કરતા એ જગોએ તેને વધારે ફશાવો આવીઓ. હરેક બીજા શેહરોની માફક એ શેહરમાબી તવગર ગરીબોની શો ડીજ દરકાર કરતા દેખાએઆ ગામડીઆ લોકોની મીલ નશાર ચાલ ને દએઆલુ શુભના તથા પરોનાની બરદાશત લેવાનો શવભાવ શ્રીનીજિનીના શેહરીઓમા પરાશકોવીએ જો એઓ નહી. કેથે થાર લાગો નહી તારે શપેતા મુજબ તે દે વલ તરફ ગઈ તાહાં ઈશવરની બગતી કીધા પછી એક વે રાગન તેને મલી. તે પોતાની વડી "આબેશ" પાશે તેને લઈ ગઈ એ ઓરતે પરાશકોવીનાં હેવાલથી વાકેફ થઈ તે નીપર દયા કરીને પોતાને તાંહા રાખી પરાશકોવીને એ વખતે કોઈનાબી આશરાની ઘની જરૂર હતી ઘણા દાહડા ની થાક, જંગલ તથા તોફાનની શખતી, શઘલી પરકાર ની મુશકેલાત તથા ચીંતાનો બોજો તેના તન મનપર ઘનો પડેઓ હતો જેથી તેને શકત તાવ આવીઓ ઘના દીવશ શુ ધી તે માદગીના બીછાનાપર રહી એ જગોએ તે જાગેલી તાવથી નોકલી થતી તારે મઠણી વેરાગણો શાથે બંદ ગી કરવાના કામમા રોકાતી ને તે ખાતાના શઘલા કાએદા પરમાણે ચાલતી એ જગોએ પહરેજગારી તથા બગતીનો હીશામ તેને હેવો પશંદ આવીઓ કે તેણે ઠેરાવ કીધો કે મારા બાપનો છુટકારો થવા પછી હુ જીવતી રેહશતો શઘો શનશાર છોડી વેરાગન થઈ કીરતારની બગતીમા વખત કા હડશ

તદન શાજી થવા પછી પરાશકોવીએ આગલ રાહ કા પવા માટી પેલી આબેશની રજા લેતી વખતે તેણે પરાશ કોવીને પોતાની શ્રી માશકોવાલી એક શહી પર કાગજ આ પીઓ માશકો પોહોતા પછી એ શહીને તે મલી તે બાઈપણ એક દએઆલુ ઉમરા જાદી હતી તેણે પરાશકોવીને થોડો વખત પોતાને તાહા રાખવા પછી પોતાના એક ઓલખીતા વેપારી શાથેબી શેંટ પીટરશબરગ ખાતે રવાને કીધી એ પરમાણે બીઆબાન જંગલો, ઉજડ પાહડો, તોફાની ખાડી તથા નદીઓ ઓળંગી, ચોર તથા ગઠીઆઓનો ભોગ થઈ, માદગી તથા થાકથી આડ આઠ મહીના શુધી બે જાર થવા પછી આપણી બાહદુર પરાશકોવી શ્રી શેંટપીટરશ બર્ગ ખાતે આવી પોહચી. એ શેરમો પોહતા પછી પરાશકો વી જે વેપારી શાથે આવીની તેનાજ ઘરમાં થોડા દીવશ ર હી કારણ કે જેને તાહા પરોના તરીકે ઉતરવાને તે ભલામન પતરો લાવીતી તેઓ શીરાઈમા દુર રેહતા હતાં ને એવેલા ન દી ઓળંગી પેલેપાર જવાને પોલીશના માણશો શરવે કોઈને અટકાવતા કેમકે બરફ પીગલવાની ધાશતી હતી તેથી રખે ને કોઈનો જીવ જાએ. એવા શબેમાં પેલા વેપારીએ પરા શકોવીને શમજાવી કે તારા બાપને જે ટેંપ મારીછે તે વીશે શતાવાલાઓ ફરીને તપાશ કરે હેવી અરજી તુ કોઈ લાએ ર પાશે લખાવ પરાશકોવીએ તેમ કીધું તે અરજી લઈ ને પોતેજ આપવા ગઈ. રાજદરબારી શભા ભરવાના મકા

નપર તે ગઈ. એક આફીશમાં આવી એ વેલા ધાશતી
થી તે ઘણીજ ધ્રુજતી હતી કેમકે જુદે જુદે વાપેના એટલાં
બધાં લોકોની ભીરમાથી તેને કદી જાવ આવ કરવાની ટેવ
હતી નહી. તે અરજી તે શાભાનાં એક શેક્રેટરીને તેણે આ
પી. તે અરજી લાએરોની રીત પરમાણે શકત બોલોમાં ત
થા કાએદા મુજબના પુરતા માંનથી લખેલી હતી નહી માટે
એક શબદ બોલીઆ વગર તેણે તે પાછી આપી. એટલા
માં એક ઘરડો શીપાઈ તાંહા આવીઓ. તેણે ધારીઉં કે
એ કોઈ ભીખારણ હશે તેથી તેનો હાથ પકડી દરવાજા બા
હેર કાહડી મુકી પણ પરાશકોવી કાંઈ હારી નહી. તે ૯
રરોજ તે મકાનપર આવતી ને શીરીપર ઉભી રેહતી કે કો
ઈબી દએઆળુ અધીકારી તેની અરજ શાભલશે. પંદર દી
વશ શુધી તેણે એ પરમાણે નકામા ધકેલા ખાધા. એક ગર
કારી અમલદાર જે એને તે જગોએ રોજ જોતો હતો તેણે એક
વખત એની અરજી લીધી. પરાશકોવીને આશા આવી
કે હવે કાંઈ થશે. પણ તે ઘરડે કરો જવાબ દીધાને બદ
લે પોતાના ગજવામાથી કેટલીએક અશરફી કાહડી તે કાગ
જમાં લપેટી પરાશકોવીના હાથમા પડીકુ આપીઉં ને ચાલતો
થઓ. પરાશકોવી તે લઈને ઘર આવી ઘણા અઠવાડીઆં
શુધી તેણે એ પરમાણે કીધા પછી કશું વલીઉં નહી એટલાં
તોફાંન તથા રેલની મોશમ પુરી થઈ. શતાવાલાઓએ પે
લી નદીપરથી લોકોને જા આવ કરવાની છુટ આપી. પે
લા વેપારીની બાએડી પરાશકોવીને, શીરાઈમાં પેલી ઓરત જે
ની શાથે ઓલખાંન કરાવવાને મડમ મીલીને કાગજ આપીઓ,
તો તેની પાશે લઈ ગઈ. એ ઉમરા જાદીને મડમ મીલીને ડાકમા
અગાઉથી શઘલો હેવાલ લખી વાલેઓ તો તેણે પરાશકોવીને
જોતા વેતજ ઘનો હેતથી તેની ભેટ લીધી. એ બાઈની એક શગી
ને શેહનશાહની દરબારમા કાંઈક વગ હતો તે શગી શાથે
તેને અનબનાવ હતો તોબી પરાશકોવીની ખાતર તેની શાથે
પાછી શલાહ કીધી. એક દીને તેણે તે શગીને જમવા તેડી
તેની શાથે પરાશકોવીની મુલાકાત કરાવીને શંધો હેવાલ કહી
શંભલાવીઓ. શરવે બીનાં શાભલી તે શગી બોલી કે રાજ
દોઆરી શભાની મારફતે કામ લેતા ઘના દીવશ નીકલી જ
શે વાશતે હુ પાધરી દરબારમા વગ ચલાવી લોપોલોફનો છુટ
કારો કરાવાને મેહનત કરૂં. એટલામાં પેલી આશકોવાલી ઉ
મરા જાદી જેણે તે શેહરમાં પરાશકોવીની ઘની મદારત કીધી
હતી તેણે શ્રી સેંટ પીટરશબરો વાલી પોતાની શહી એક શા
હજાદીને શંધી બીના લખી હતી. તે શાહજાદીએ પેલા વે
પારીને તાહાંથી પરાશકોવીને તેડાવી. તે શાહજાદીના મેહ
લમાં જતા રંગબેરંગી કપડા વાલા ખીદમતગારોને જોઈ ભો
લી પરાશકોવી શમજી કે મેં આગલ જોએઆતા તેવા એ
લોકો કોઈ રાજ અધીકારીઓ હશે. તે મેહલના રાચ રચી
લાં તરફ તાજુબ થતી આગલ ચાલી શાહજાદી તેની શા
ન શોકત તથા શાદાઈ જોઈને ઘની ખુશ થઈ. તેને પોતા
ના મેહલમા રાખી. શરવે પરકારે તેની બરદાશત કીધી. પો
તાનો વગ લગાડી તેના બાપનો છુટકારો કરવાનિ મેહનત કી
ધી. શેહનશાહની માએને શધી ખબર કરાવી. તે રાંણી
એ પરાશકોવીને પોતાની નજદીક બોલાવી. પરાશકોવીને
રાણીનુ તેડુ આવેલુ જાણી તે કેવી ખુશી થઈ હશે વારૂ!
તેણે ઈશવરનો ઉપકાર માંનીઓ. શાજના ૭ કલાકને અ
મલે તે શેહનશાની માએની હજુરમા ગઈ. મેહલમાં દા
ખલ થતી વખતે તેના બાપના બોલ તેને ઈઆદ આવીઆ,
કે " દીકરી મેહલમાં દાખલ થવું બરૂ મુશકિલછે." તે પો
તાના મન શાથે બોલવા લાગી કે મારા બાપને જો મારી હવ
ડાની મુલાકાતની ખબર પડશે તો તે શું કેહશે ? તે જો જાણશે
કે મારૂ પગલુ શેહનશાહાના મેહલની ખાનગી જગોએ છે
તો તે શું વીચારશે ? રાંણીની હજુરમા દાખલ થતાં વેતજ
પરાશકોવીને તેણે દીલાશો દીધો ને તહરેવાર શવાલ પુછી
આ શંધા જવાબો ધીરા શવભાવથી બરોબર આપીઆ.
તેણે કહીઉં. કે મારા બાપને વાશતે હુ કાંઈ માફી માગતી
નથી પણ એટલુજ માંગુછ કે તેને જે અપરાધ વીશે શીખ
શા કરવાને હુકુમ થઓ હોએ તે અપરાધ વીશે ફરીને ચોક
શાઈ કરવામા આવે કેમકે મારો બાપ શંધી પરકારે નીર
અપરાધીછે. તેની હીમત તથા બાપને માટે ખેંચેલા રંજની
રાણીએ ઘણી તારીફ કીધી ને કબુલાત આપી કે હું શધી બીનાં
શેહનશાહને જાહેર કરશ. પરાશકોવીને તુરત ખરચને શા
રૂ રૂપાના તરણશો રબલ અપાવીને વદેઆ કીધી. (પરાશ
કોવી શેહનશાની માએની અરજ ગુજારેછે તેનો એક ચીતા
ર આએ બાબદનીશરૂઆતમો આપેઓછે) થોડા દીવશ જ
વા પછી એ રાણીએ પરાશકોવીને જનમ શુધીનો લવાજમો
કરી આપીઓ ને એક દીને શેહનશાહાની મુલાકાત કરાવી.
શેહનશાએ શંધી બીનાં શાંભલી પોતાના એક પરધાનને હુકમ
દીધો કે લોપોલોફનો મુકદમો ફરીને તપાશે. તે પરધાન એક
દએઆળુ પરશ હતો. તેણે જેમ બને તેમ ઉતાવલેથી એ વાત
ની ચોકશાઈ કીધી. શઘલી ચોકશાઈ થાએ તેટલાં શેહનશાહ
ની દરબારના શઘલાં લોકો પરાશકોવીપર હેત કરવા લાંગાં.

શપી જોવા લાએક જગાઓ, કારખાનાંઓ ને ઈમારતો તેને બતાવવામા આવી. એ પરમાણે પોતાના બાપના મુકદમાનુ કામ મનમાંનતી રીતે ચાલતું ને પોતે શારી અવશથામા વખત કાહડતી તેની મશતીમા પરાશકોવી પોતાના બાપના દુ રખા પેના બે કમનશીબ બદીવાનો જે તેના હેતુ ઓલખીતા હતા તેઓને વીશરી ગઈતી નહી દરબારના લોકોમા પોતાનો વગ થાશે જોઈ તેઓના છુટકારાને વાશતે તેણે વાત છેડી. પણ તેના ખરા હેતુઓએ તેને શમજાવીઉં કે જાહા શુધી તારા બાપની બાબદનો નીવેડો આવે તાહાશુધી એ બીનાની ચરચા મુલતવી રાખવી પરાશકોવીએ તેમ કીધુ. અંતે એક દીને શેહનશાએ પરાશકોવીને જણાવીઉ કે તારા બાપને તુરત છુટો કરવાને તથા વાટનો ખરચ તેને પોચતો કરવાને મેં શ્રી શાઈબીરીઆ ખાતે હુકુમ મોકલીઓછે પેલો પરધાન જે શેહનશાહની તરફથી એ પેગામ લાવીઓતો તેણે પરાશકોવીને પુછીઉ કે તમોએ પોતાને વાશતે કાંઈ અરજ શેહનશાહને કરવી હોએતો તેબી શાભલવાને તે હાજર તઈઆરછે કશો આચકો ખાધાવીનાં તેને પોતાના પેલા બે ઓલખીતાઓને વાશતે માફી માગી પોતાને ફાએદો કરવાનો મેલી દઈ પેલા બદીવાનોના છુટકારા માટે તેને મેહનત કરતા જોઈ શેહનશાહના દીલમા આફરીનનો જુશો આવીઓ તેણે તે અરજ કબુલ રાખી. લોપોલોફને છુટો કરવાને જે દીને હુકુમ ગીઓ તે પછી થોડેજ દાહડે પેલાં બે જણાને વાશતે તેજ મીશાલનો હુકુમ મોકલવામા આવીઓ

હવે શાઈબીરીઆમા શું થાએથ તે આપણે જોઈએ. પરાશકોવીના મા બાપ દીકરીની ઘનુ શુધીની જુદાઈથી અકલાઈ ગીઆંતા. તે દીકરી પોતાના દામા ફતે મેલવશે હેવુ તેઓ કધી ધારતાતા નહી બલકે શ્રી સેંટ પીટરશબરોની હદ જોવાની આગમ અ અટવાઈને કેથી મરણ પામશે એમ તેઓ બીહીતાતા તેઓની નાઉમેદીમા શંધા જણા તહરેવાર ધાશતીશે વધારો કરતા દીલાશો માતરે પેલા બે પડોશીઓ આપતાતા એ બીચારાં ખ઼ંદીખાનાની જાલમીને દીકરીની જુદાઈથી હાએ અફશોશ કરતાં વખત કાહડતા તેવામા એક દીને પેશ નહી વકી રાખેલો હુકુમ આવેલો પરબીડુ ઉખેડી લોપોલોફે તે વાંચીઓ પેહલાંતો તેણે માંનીઉ નહી કે તેણે શું વાચીઉં. જારે તેની અચરતી પુરી થઈ ને શમજીઓ કે તેનો છુટકારો ખરેખર થઓછે તારે તે પોતાના પેલા બે પડોશીઓને તે વાત કેહવા ગીઓ. તેઓએ પેહલાં ઘની ખુશી દેખાડી. પણ પછવાડેથી જારે પોતાના હાલ શાથે લોપોલોફની અવશથાનો ફેરફાર શરકાવીઓ તારે નાઉમેદીની નીશાન તેઓના મોહડાપર નજર આવી. તેઓ કાંઈક દુખી થઆ. લોપોલોફ તથા તેની બાએડીએ તેઓને દીલાશો આપીઓ. પોતાના વાટ ખરચ શારૂ શેહનશાએ મોકલેલા પઈશામાથી કાંઈક તેઓને આપવા માગીઆ. તેવારે તેઓમાથી એક જણ બોલેઓ કે હમોને પઈશાની શુ અગત? તે દીને જે રમલ તમારી દીકરીએ લીધો નહી તે હજુર મારી પાશે પડેલોછે. હમોને તો છુટાપણ મલેતો દુનીઆ મરે એવુ શાભલી લોપોલોફ પોતાને મકાને આવીઓ. તેની દીકરીનો તેને કાગજ આવીઓ કે આપણે શ્રી નીજનીમા મલશુ તાહા જવાની લોપોલોફ તથા તેની બાએડીએ શઘલી તઈઆરી કીધી કુચ કરવાની આગલી રાતે તેણે પોતાના શઘલા ઓલખીતાઓ તથા પેલા બે પડોશીઓની રજા લીધી. અંતે તે શુવાને બીછાનાપર અરે ટાએઓ તેટલા શરકારી હલકારો તેના જોગનો એક કાગજ લઈને આવીઓ. તે ઉખેરી જોતા પોતાના પડોશીઓના છુટકારાનુ હુકુમ નામુ તેણે વાંચીઉં. તે તુરત ખુશી થતો તેઓના શારા નશીબની વાત કેહવાને તેઓની પાશે ગીઓ. તેઓએ તે વાત શાભલી ઈશવરનો ઉપકાર માની પરાશકોવીને બેહદ દુવા દીવી

લોપોલોફ તથા તેની બાએડી શ્રી નીજનીમાં પોતાંની દીકરીને જઈ મલેઆં. તાહા તેઓ થોડા દીવશ શાથે રહેઆ. દીકરીના કામની કીરતી તથા તેના અંતના ફલથી તેઓ ઘના મગન હતાં. પણ તેઓની ખુશીમા એક બાબદથી ખલલ થઈ. તે એમકે પરાશકોવીએ ભોલાપણે પેલી બાધા લીધા મુજબ દુનીઆ છોડી વેરાગ લેવાની મરજી જણાવી. તેના માબાપે તેમ નહી કરવાને ઘણી શમજાવીને તેની હાલતને લગતા શધા ગેરફાએદા કહી જણાવેઆ. પણ એ વેહમી દીકરી શમજી નહી ને બોલી કે મારા મુરબીઓનો છુટકારો કરવાનાં કામ માટે ઈશવરે જે મને ફતે બખશીચ તે ફતે માટે હું તેની શદા શેવા કરવાને વેરાગ લઈ લીઆની વેરાગનોના મઠમાં રહીશ. તેનો દેઢાવ પકો જોઈ તેઓએ લાચારે રજા આપી. વેરાગ લેવાની શંપી કીરીઆ પરાશકોવીએ પુરી કીધા પછી લોપોલોફ શ્રી નીજનીથી જવા નીકલો કેમકે તે જગાપર રહી શકવા જેટલા નાણા તેની પાશે હતા નહી. તેની બાએડીના કેટલાએક શગા શ્રી લાડાજરમા હતા તાહા પોતાના છેલલા દીવશ પુરા કરવાને તેઓ ગીઆ.

લાએડીવાલી પરાશકોવી તારપછી ઘના દીવશ જીવી નહી તે તારીખ ૮ મી ડીશેમબર ૧૮૦૮ ને દીને મરણ પામી એના એવા પુનવતા કામપરથી કેટલીએક ચોપડીઓ લખાઈય જે હમના લોકો રોગથી વાચેય

## મારાં શમજુ બપાઈ.

હુ હવડા કોટમા પારશીની મોહટી વશતીવાલા એક મોહલામા રેહુછુ મારી બપાઈ બપાવા શ્રી શુરત શેહરના રેહવાશી હતા મારો બપાવો સુરતનો એક નામીશો શેઠ દાદર હતો તેના મરણ પછી શુરતની હાલત પડી ભાગતી થઈ તારે મારો બાપ ઘતથા ફીને મુમબઈ આવીઓ મારા બપાઈ જે ઘરડી અવશથામા હતા તેવને પેહલાતો પોતાના વડવાઓનુ શેહર ભુધાપાના વખતમા છોડવા ગમીઉ નહી પણ તેવન ઘના શમજુ ને દુર અદેશો કરનારા હતા મારા બાવાના શમજાવીઆથી તેવનના વીચારમા ઉતરીઉ કે શુરત દનપરદન ભાગી પડતુ હતુ ને મુમબઈની અવશથા ધતધા રોજગારની બાબદમા શારી થતી હતી વાગતે જોગ બાપને રોજગાર ફરી શપન મેલવી પોતાના વડવાઓના શરખો આબરૂદાર થવાને બની આવે એટલા શારૂ મારા બપાઈએ મુમબઈ આવવાને કબુલ કીધુ તે વખતે મારી છ વરશની ઉમર હતી થોડા વરશ ગુજરવા પછી હમે હવડા જે ઘરમા રહીએચ તે મારા બાવાએ બાધીઉ. તે ઘરમા હમો જઈ રહેઆ પછી ઘનબાઈજી નામની એક પારશન મારા બપાઈને મલવા આવી તારે મારી ઉમર દશ વરશની થવા આવેલી હતી. ધનબાઈજી અગાઉથી મારા ઘરમા આવતીની પણ હમે તારે ભાડેના ઘરમા રેહતાતા તેથી તે હમુને મલીનેજ પાછી જતીની હવડા જારે મારા બાપે મોહટુ ઘેર બાધીઉ તારે જગો પુશકલ હોવાના શબબથી મારા બપાઈએ ધનબાઈજીને હમારા ઘરમા આવી થોડા દાહડા હમારી શાથે રેહવા કહીઉ. ઘનબાઈજીએ તેમ કીધુ ધનબાઈજીપર મારા ઘરના શઘા લોકો ઘનો પેઆર કરતા દેખાએઆ ને મારા બપાઈતો પોતાની દીકરીની માફકજ તેવનની બરદાશ લેતાતા ઘનબાઈજી શાથે મારા ઘરના શઘા આદમીઓ એ પરમાણે હલી મલીને ચાલતા જોઈને એક દી[illegible]ડ મારા બપાઈને પુછવા લાગી કે “ ઘનબાઈજી આપરા મેલુ થાએ ” એ શવાલ મે પુછીઓ તારે ઘનબાઈજી આગલ હતા તેથી તેવણને હશવુ આવીઉંને તેવન બોલીઆ કે હુ તારા બપાઈની દીકરી થાઉં એવો જવાબ શાભરી મે કહીઉં કે “ બપાઈના દીકરીતો ફુઈ મામેછે તમેતો કોઈ બીજા બઈરા છેઓ ” . મારે મોહડેથી હેવા શકુન શાભલી શઉ કોઈ હશી પડેઆ . મે જાણીઉ જે શઉ કોઈએ મારી મશખરી કીધી તેથી રડવા જેવી થઈ મારા મએ મને પટાવીને ચુપ રાખી એવી ગરબડમા હુ ધનબાઈજીની વાત કરવાની ભુલી ગેઈ વલી થોડા દાહડા થઆ તારે મારા બપાઈને મેં ફરીથી પુછીઉં કે તમે ઘનબાઈજીનુ એટલુ બધુ હેત ખાવોચ તે એવન આપણા કોણ થાએ બપાઈએ મને કહીઉ કે ઘનબાઈજી મારી કરી લીધેલી દીકરીછે મે પુછીઉ કે તમે એવનપર એટલુ બધુ હેત કાએ કરોચ તારે બપાઈએ મને કહીઉં કે તુ મોટી થશે તારે તુને શમજાવશ હવડા તુને તે કેહવાએ નહી મે ઘનુખી કીધુ પણ મને બપાઈએ તે વખત કશો ખોલાશો કીધો નહી પછી મારા માએને મે પુછીઉ તેવનેબી એજ શીશાલનો જવાબ દીધો જારે હુ બજીદ થવા લાગી તારે તેવને મને ધમકાવી કે “ તુ બચાને જેમ કહીએ તેમ માલવુ જોઈએ ખબરદાર જો એ પરમાણે હુજત કીધીયતો તુ નાદાનને મોહટાઓની વાત જાણુવાની શુ ગરજ ? તુ જેમ જેમ શમજની થશે તેમ તેમ તારે લાએકની વાતો તુ જાણશે ” એ પરમાણે મારા બપાઈ તથા માએ તથા ફુઈ શઘા જણાએ મને કશો ખોલાશો કીધો નહી તેથી મને તે જાણુવાની વધારે આરજુ થઈ અંતે જારે મને બારમુ વરશ ઉગીઉ તારે મારા બાવાની ચીનથી તુરતના આવેલા હતા મારા વરશનુ દાહણુ જોઈ મારા બપાઈએ હમારા નજદીકનાં શગાઓને મેજબાની આપી બીજા શઘા લોકોતો વરશને દાહડેજ આવીઆ પણ ઘનબાઈજીને મારા બપાઈએ બોલાવી કરીને બે દાહડા અગાઉથી તેડીઆતા મને વરશ ઉગવાની આગલી રાતે મારા બપાઈએ મારા માએ તથા ફુઈ તથા ફુઈની દીકરીને પેહરાવવાને નવા કપડા કાહડી મેલીઆ તે તરણ જણાના કપડા મારા માએને દેખાડવા પછી મારા બપાઈએ કપડાની ચોથી જોડી કાહડી તે વીશે મે પુછીઉ કે બપાઈ એ કપડા કોણના ? બપાઈ બોલીઆ કે દીકરી એ આપરી ધનબાઈજીના મેં પુછીઉ કે “ ધનબાઈજીને વાશતે તમે એટલુ બધુ હેત કાએ કરોચ એવન કાઈ આપ

ણાં શગાંતા છે નેહી તમે મને કેહેવોતો, ખરા કે એવન કોણુછે". શવારના મને વરશ ઉગવાનું હતું તેથી મારાં મેહરબાન બપાઇ મને દીલગીર કરવાને ચાહતાતાં નહી વલી મારી ઉમરબી હવે પુગતી થવા આવીતી. વાશતે બપાઇએ વીચારીઉકે એ ટવલીઆ કરેચ તો હું ધનબાઇજીને વીશેએને શઘલી વાત કેહું" પછી કપડા કાહાડી એક કબાટમા નેલી તેવને ઓરડાનું બારનુ થાકીઉ મને કહીઉ કે તું પુછીઆ કરેચ કે ધનબાઇજી આપણા કોણ થાએ તે વીશે તુને હું જાણીતી કરૂચ. હું ઉમેદ રાખુંચ કે એ વાત શાંભલીતું મગરૂર થશે નહી પણ ધનબાઇજીને દનપરદન વધારે આમ આપશે તથા તારા મન શાથે અદેશો કરી રાહી થશે.

એ પરમાંણે મારા બપાઇએ કબુલાત કરાવવા પછીની એ જણાવવા પરમાણે વાત કીધી.

"મારા શશરા શુરતમાં વનકરો પાશેથી કપડા લઇને ફરંગીઓને વેચતા. તે લોકોનુ તેવન તરેવાર કામ હકથાઇ લેઇને કરતા. એવા ધનધામા તેવને શારી કમાઇ કીધી તે તેવને ફેર કશરથી બંનચાવી." જારે શુજરી ગીઆ તારે આશરે હેંશી હજાર રૂપીઆ રોકડા તથા બે ઘેર તથા કેટલુંએક જરીઆન કપડાં ઘર શામન વીગરે મેલી ગીઆ. તેનો શઘો અખતીઆર તારા બપાવા શોહોરાબશાનો થઓ કે જેકે મારી શાશુ મારા શશરાની અગાઉ શુજરી ગીઆ હતા. મારા શશરા શુજરી ગીઆ તે વખતે તારા બપાવાની ઉમર આશરે એકવીશ વરશની હતી. એવનને બાપે પોતાની શાથે નાધપણથીજ રાખી શારી પઠે કેરવીઆ હતા. પોતે જઇફીના શબબથી જહાજી હાલ ચાલ કરી શકતાતા નહી તેથી શઘુ કામ તારા બપાવા પારી કરાવતા એ પરમાણે નાધપણથી શારી પઠે ઉધરવાના શબબથી મારા શશરાં મરી ગીઆ તારે તારા બપાવા શોરાબશાહને તેવનનુ કામ કાજ ચલાંવવાને કશુ મુશકેલ પડીઉ નહી. શોરાબશા દીલના ઉદાર હતા. તક તીરપે ખરચ ખુટનબી શારો કરતા. પણ પોતાના બાપની કંજુશાઇની અશર તેના મનપર શારી રીતે થઇતી. તે એમકે શોરાબશાની ઉદારતા કાંઇ ઉડાઉ લોકોના જેવી હતી નહી તે જે કમાએતો એક ખરચી એક ઉનઓ કરે. વલી મારા શશરા શાશુએ નાધપણથી મનેબી કર કશર કરવાને તથા ઘર શામણ જાલવવાને શીખવીઉ હતું. વાશતે હમો બંને જણાં ઘના ખરચાલાં નહી તેમજ ઘના ઉડાઉબી હતા નહી. કોઇ નાચાર બેચારને કોઇ વેલા કાંઇ પુછતાં તેમ વલી કોઇને ધરમને બાહાને નકામા પઇશા આપતાં નહી. એમ કરતાં ઘનો વરશ ગુજરી ગીઆં. તારા બપાવાએ પોતાના બાપનો ધનધો ચાલુ રાખીઓ તેથી દોલત ખુબી શારી વધારી. તારા બાપ તથા ફુઇનો જનમ થઓ. તારો બાપાવો તે વખતના તથા શેહરના લોકોની રીત મુજબ શર અવશરે નાત જમાડતો. બીજો ધરમ ધેઆન કરતો. એમ કીધાથી શુરતના પારશીઓમા તે પોતાના બાપ કરતા વધારે વખનાએઓ. તારા બાપને શાતમે વરશે શદરો પેહરાવવાનો હતો તે જારે પેટમાં હતો તારે તે વખતની કેટલીએક વેહમી બાએડીઓની માફક મેં માનતા કીધીતી કે "મારે પેટે જો દીકરો આવશે તો તેને શાતમે વરશે ઉદવારેના આતશ બેહરામ શાહેબને પગે લગાડશ". વાશતે જારે શાતમુ વરશ ઉગવાને થોડા દાહડા બાકી રેહેઆ તારે મેં તારા બપાવાને ઇઆદ આપી કે શોરાબશાહ આપણા નાદરશાહને આવતા શુવાદ રોજે શાતમું વરશ બેશશે. તે વખતે એને ઉદવારેના આતશ બેહરામ શાહેબને પગે લગાડવા કહેલોછે વાશતે હવે આપણે તાહાં જવાને તઇઆરી કરવી જોઇએ. શોરાબશાહે તે કબુલ કીધુ. તારા બાપને વરશ ઉગવાને અઠાર દાહડા આગમથી શઘી તઇઆરી કરી હમે ઉદવારે જવા નીકલેઆ. તે વખતે તારી ફુઇ દીનુબાઇની ઉમર આશરે અઢી વરશની હતી. ઉદવારે જઇ પોતા પછી તારો બપાવો કેહેવા લાગો કે આપણે નાદરશાહને શુદરોબી હીઆજ પેહરાવતા જઇએ કે પુણનુ કામ થાએ. તે હલા મારા નરન આવાબાઇ બોલીઆ કે "બઇ નહી એમ શુ? કોઇ આપણા વડવાઓના નામ ધરશે ને કેહશે કે ખાબ જમન કરવા તથા બીજો ખરચ કરવાને લીધે આખીરા કરી ઉદવારે જઇ છોકરાને શદરો પેરાવીઓ. વાશતે આપણે પાછા પોતાને ગામ શેહર જઇને આપણા બાવાની જાજને શાહાડે એને શદરો પેરાવંશુ" શોરાબશાએ જવાબ દીધો કે બેહુન એમા નામ ધરવાનુ શુછે. આપણા બચાંને આપણે ગમે તાંહાં શદરો પેરાવીએ. શું સુરતમા ખરચ થશે ને હીઆં નથી થવાનો કે? હીઆં શું મોબેદો આશોદાદ લીધા વગર રેહેવાનાછે કે ગામની નાત કરવા વગર આવવાનીછે! આવાબાઇ બોલી કે "ગમે તે કરો પણ શુરતના જેવુ નહી શતો, વાશતે આપણે પોતાને ગામ શેહર જઇને જે કરવાનુ હોશે તે કરશું." એ વીશે જરા વધારે ચરચા થઇ. શોરાબશાહે કહીઉ કે આપણે શદરોતો હીઆંજ પેહરાવી લીજીએ ને જો એ બાબદ શુરત ગીઆ પછી ખાબ જમન કરવુ પડશે તો તેબી કરશું એટલે કોઇ નામ ધરવાનું નથી. શોરાબશા

હનો વીચાર મને દરૂશત લાગો તેથી મેંબી કહીઉં કે તેમ કરવુ જોઇએ. અંતે આવાબાઇ શમજીઆં પછી નાદરશાહના વરશ બાદ હોરમજ રોજે શદરો પેહરાવવાનો ઠેડાવ કીધો. હમે શુરતથી શઘા કપરાં લતાં વીગરે શામન મંગાવીઓ.' શઘી તઇઆરી કીધી. 'નાદરશાહના વરશને દાહાડે તારા બપાવાએ ઉદવારેના લોકોને વાશતે બપોર રાતનુ જમન કીધું. મોબેદોને આશોદાદ તથા શઘા ગરીબ ગુરબાંઓને કપડાં આપીઆં. બપોરનુ ખાનું પીનુ શઉ થઇ રેહવા પછી આપણાં આવાંબાઇ શાથે હું વાત કરતીતી. તેવામા આપણા ઘેરનો મોબેદ કાવશદારૂ આશરે પાંચ વરશની વએના એક છોકરાંને લઇનિ હમારી આગલ આવીઓ. તે છોકરાનુ ગોરૂં રૂપ, લાબી પેશાની, શુરા શરખુ નાખ, ઝલકતા ડોલા, જનશુત બાંધો ને શંધો ધાટ ઘટમ મનમાનતો જોઇનિ મારી તથા મારી નરન આવાબાઇની નજર તેની પર ખોબી રઇ. મેં તુરત વીચારીઉં કે એ છોકરો કાઇ જેવી તેવી ખુનીઆદનો હોગે નહી મેં પુછીઉં કે " કાવશદારૂ એ કોણનો છોકરો, એને કાહથી લાવીઆ " કાવશદારૂએ જવાબ દીધો જે બાઇ આજ આપણા નાદરશાહની શાલગીરીની ખુશાલીમાં શઉ કોઇનિ આશોદાદ મલી પણ એ બીચારાને કશુ મલીઉં નથી. મેં તુરત ઇશકોતરી ઉગાડીને બે રૂપીઆ કાહડ્યા ને તે છોકરાને આગલ તેરી તેને હાથમાં આપવા માંડ્યા, ' તે મારી આગલ આવતાં ઓશકાએઓ ને કાવશદારૂના પાશામાં ભરાઇ ગીઓ. મેં તે રૂપીઆ કાવશદારૂના હાથમા આપી ફરીને પુછીઉ કે એ કોણનો છોકરો. મારા શવાલનો કશો જવાબ કાવશદારૂએ આપીઓ નહી પણ તે રૂપીઆ લઇ પેલા છોકરાના હાથમાં આપીઆ ને બોલીઓ કે એની બેનને વાશતે એક જભલુ ટોપી તથા એની માએને વાશતે કપડાંને તમારે જે ગનેતે આશોદાદ આપો. તેનુ એવુ કેહેવુ શાંભલી આવાબાઇ બોલીઆ કે " વલી એમ કરીને તમેં ઓકાવવા આએઆચ કે શું ? તમુને હમે પુછીએચ કે એ કોણનો છોકરો તેનો કશો જવાબ આપતા નથી ને તેની માએ બેહનને વરે માગોચ, તે હમારી ખાતરી કેમ થાએ ? હમે શું જાણીએ કે તમે શઉ લઇ જાઇને તેઓને આપશો કે તમેજ રાખશો." એવા શકુના શાભલી ઘરડો કાવશદારૂ જેમ હમેશાં ટોગનો ગુશો કરતો તેમ એ વેલા કીધો નહી ને ધીરજથીજ બોલીઓ કે " શું આંવાંબાઇ તમારી નાદાની ગેઇજ નહીં ? તમે નહી ખરૂં શમજો કે નહીં ખોટુ ને શદા ભરબર બોલીજ રેહોચ." આંવાંબાઇએ ઉતર વાલીઓ કે તમે લોકો ઘનીવાર 'ખોટુ શમજાવોચ તારે ફરીથી તમારૂ કહીઉં માનવામા આવતુ નહી, તેમાં મારો વાક શુ કાહાડશો ? એવુ શાભલીનિબી કાવશદારૂએ કશો ગુશો કીધો નહી. ' પણ પેલા છોકરાંને પેટમાં ચાપી તેના મોહડા તરફ જોઇનિ બલાપો કરવા લાગો. મેં આવાબાઇને કહીઉ કે બાઇ જરા થોભો. પછી કાવશદારૂને ફરીથી પુછીઉં કે મને કેહવોતો ખરા કે એ કોણનો છોકરો કાવશદારૂએ તેનો કશો ઉતર વાલીઓ નહીં ને " પરવરદીગાર—પરવરદીગાર " કરી બોલી વધારે શંતાપ કરવા લાગો જારે હુ ઘણી બજીદ થઇ તારે તેણે કહીઉ કે એની માએ આપણા ઉતારાની પડોશમાજ રેહચ. તમે બધે બાઇઓ મારી શાથે એને ઘેર આવોતો એ કોણનો છોકરો તે તમે જાણશો. આંવાબાઇએ કહીઉં કે " કાવશદારૂ તમે આજે હેવાચ રેવા કેમ થઆચ ? હું તમુને જે પુછુચ તેનો કશો જવાબ દેતા નથી ને આડી અવડી વાત કરોચ એને ઘેર જવાની શુ જરૂરછે ? તમે મોહડેથીજ કેહવોની એટલે બશ " કાવશદારૂએ ઉતરવાલીઓ કે " હા હવે હું ઘરડો થઓ તે ટલા વાશતે ભરેલોબી થએઓ. બેહશાતી આદરજીના વખતથી હું તમારા ઘેરનુ કામકાજ કરતો આવીઓ, ચ પણ કોઇ દાહડે એવા શકુન મને કોઇએ કહેઆ નથી. શુ કરૂ તમારા વડીલોની શરમ કરવી પડેચ." હું બોલી કે કાવશદારૂ તમે આકલા નો થાવો આવાબાઇનુ તો એવુ બોલવાનુ રહી ગીઉ. પણ તમે આએ છોકરાની વાત હમોને હીઆ કેહવોતો શું અડચણછે ? કાવશદારૂએ જવાબ દીધો તમે બેંડગલાં ચાલી એના ઘરમાં આવીને તે વાત શાભલોતો શુંઅડચણછે ? હું બોલીકે તાંહીં કોઇ મારીઓ મનખ હોશે તે હમારીથી કેમ જવાશે. કાવશદારૂ કેહેને " નહી તાંહ એની માએ ને એક નાપલી બેહન શવાએ બીજુ કોઇ નથી " એવુ શાભલી હુ તથા આવાબાઇ મનશુ બોદરી ઉઠીઆં. હમારી શાથે શોબાઇ નામની ચાકરડી તથા મુબારક નામના ગુલામને લીધો. હમારા ઉતારાની જગોએથી બાહેર નીકલી પંદર વીશ ઘેરો મેલીને એક નાપલા ઝુપડાં પાશે આવીઆં તે ઝુપડાંનો એક ઓટલો હતો તેની અંદરની બાજુએ એક ઓરડો ને તેની પછવાડે ચોતરો હતો. તે ઓરડામાં એક હલકી કીમતનો ઘોલીઓ, એક ને હોરી, એક દરોંખાની થારી, એક દરશીઓ ને બે ચાર મટોડીના વાશનો તથા એક નાપલી પેટી શવાએ બીજો કશો શામન હતો નહી. તે ઘોલીઆની પાશે એક ચારોપાંપરી

ને હત્યમા આતરી લઈને એક બઈરી શુતર કાટતી હતી તે બઈરીનો રોશાન એક પરીના જેવો હતો પણ લાચારીના શબબથી તેનુ શરીર ઘનુ શોરાઈ ગીએલુ હતુ તેના ગાલ પીના, ડોળા અદર બેશી ગીએલા, હોટ ફીકા ને શઘો દેખાવ વાખાનો મારેલો હતો હમુને અદર પેશતાવેતજ તેણે પોતાના અતી ઘણા જારડા ને ફાટેલા શદરાપર એક ચીથરા શરખી શારી વીટારી ને હમુને જોઈને લજવાતી રોએ તેમ દેખાવા લાગી • તેની પાશે એક નાધલી છોકરી જુવારની શુકી રોટલીનો કટકો કરડતીતી કાવશદારૂએ પોતાને હાથે હમારે વાશતે પેની ઘોલકી વારી તેપર હમે બેઠા પછી તે પોલીઓ કે આએ છોકરો જેનુ નામ શીઆવકશાહછે તે એ બાઈનોછે એનુ નામ બીખાઈજીછે એ બુનીઆદનુ ફરજનદછે પણ બીમારી વાખાની મારેલી હીઆ શુતર કાતીને પોતાનુ તથા બે બચાઓનુ પાલન કરેચ ખુદા ગવાએ એનો વાલી કોઈ નથી એટલુ ઘરના કાવશદારૂનુ પોલવુ કે તે બાઈ જાણે કેવી બીધી હોએ તેમ થર થર ધ્રુજવા લાગી તેની નાજુક આખમાથી મોતી શરખા આશુ તેના પીલા પણ ખુબશુરત ગાલોપર ગલવા લાગા તે પોતાના કોમલ શરખા હાથે પોતાની ચીથરે હાલ શારીનો છેડો લઈ લુછવા લાગી તેને એવી દુખી થતી જોઈ મારા દીલમા ગુથારો થઈ આવીઓ મેં તુરત ઘોલકીપરથી ઉઠી તેની પાશે બેશી તેને પેટમ આપીને દીનાશો દીધો કાવશદારૂનુ દીલ બી પાછુ સુથાઈ આવીઉ તેણે કહીઉ કે બીખાઈજી તમે એમ શુ કરોચ હાવા હીમતવાન થાઈને આજે હીમત છોડી કેમ દેયોચ કાઈ ચીંતા નો કરો ખુદા કાગે દાહડો ફેરવશે તમે ધીરજથી એવતની આગલ શઘી વાત કરો એવન શારી લાએકી વાલા માનશછે કાવશદારૂએ એ પરમાણે કહીઉં પણ તે બાઈએ રડવાનુ બધ કીધુ નહી મેં શેરાબાઈને તથા મુબારકને આગલથી દુર કીધા પછી તે બાઈનુ હઈડુ જે પોતાની હાલતના દુખ ભરેલા વીચારથી ભરાઈ આવીઉ હતુ તે ગમના આશુ નાખવાથી ખાલી થઉ તારે મેં ઘનો દીનાશો આપી તેને શમજાવીને પુછીઉ કે તમુને શુ દુખછે તે મને કેહવો પણ તે બાઈની હીમત ચાલી નહી ને પોતાની દીકરીને ખાશામા આપી તેની તરફ જોઈને વલી રડવા લાગી તેને તેમ કરતા જોઈ શીઆવખશાહની ઘબરાએઓ ને ઉનસ્થુ જોવા લાગો આવાંબાઈએ તેને પરાવારીને પોતાની આગલ બેશાડીઓ મેં બીખાઈજીને ફરીને પેટમા દાબી કહીઉ કે તમારીપર જે • • • તે મને કેહવો કાઈ ચીંતા કરોને એ પરમાણે શમજાવતા ઘનોવાર થઓ તારે બીખાઈજીએ નીચે જણાવવા પરમાણે પોતાનો હેવાલ કહેઓ

" હુ એક કુલવતી ગરીબ અવગથામા આવી પડેલી હીન નશીબ બાએડી છેઉ મારા દુખની વાત કોઈનીબી આગલ કરવાને હુ દરશત ધારતી નથી કેમકે મારી ખાતર જમાછે કે બીજાના દુખની વાત ધીરજથી શાભલવાને થોડાજ લોકો રાજી હોએચ ને કોઈતો, વલી તેવી વાત શાભલી શુગાએચ ને કટાનો ખાએચ પણ તને શરખા લાએકીવાલા બાઈ જારેબજીદ થઈને પુછોચ ને મારીપર આટલી બધી માએઆ કરતા દેખાઓચ તારે મને મારો હેવાલ તમુને કેવવાની ફરજ થાએચ મારો બાપ નગારી છલામા એક વજીફદાર હતો તે મને દશ દાહડાની મેલી મરણ પામીઓ તે વેલા મારી માએને પેટે તરણ છોકરા હતા બે દીકરા ને એક દીકરી મારા બાપના કવખતના મોતથી મારી માએને ઘનુ દુખ થઉ તે વેલા મારો એક ભઈ અગીઆર વરશની વએનો હતો તથા બીજો નવ વરશનો હતે મારા બાપના વજીફાનુ કામ મારી માએથી ચલાવી શકાઈઉ નહી મારા ભાઈઓ નાધલા હોવાના શબબથી તે કામમા કશી મદદ કરી શકીઆ નહી પણ બચાનુ પાલણ થાએ કેવુ ધારીને મારી માએ તે વજીફાનુ કામ બે વરશ શુધી મારા બાપના જુના માણશોની મારફતે ચલાવીઉ તે માણશોમા ઇમાનદાર કોઈ હતો નહી જેના હાથના જે આવીઉ તે શઉકોઈ લુટવા પડેઆ બે વરશ વીતા એટલા વજીફાને માથે ઘનુ કરજ થઉ મારી માએ જોઈઉ કે બીજા થોડા વરશ જો એ પરમાણે ચલશેતો ગરદુ શાફ થઈ જશે તેણે દર અદેશો કરી તે વજીફો મારા બાપના એક ઓલખીતાને વેચીઓ તેનુ જે કાઈ ઉપજીઉ તેમાથી પેહલાતો પેહલુ કરજ આપીઉ બાકીના નાણા એક શાહુકારને તાહ વેઆજે નાખીઆ ને વેઆજમાથી પોતાનુ તથા હમારૂ પાલન કરવા લાગી એમોરા ખરચ જેટલુ વેઆજ ઉપજતુ નહી તેથી મારી માએ દર મહીને મુદલમાથી થોડા રૂપીઆ ઉપાડતી હતી એમ કરતા બાર વરશ ગુજરી ગીઆ મારી માએની નાધલી પુંજી આખીરે થોડી તે ઓછી થવા લાગી, તારે ને નાહનપેરામા પોતાના ભાઈની શાથે આવી રહી તેને એવી ઉમેદ હતી કે મારા દીકરા મોહટા થાએચ તે જલદીથી અમારો દાહડો ફેરવશે તેણે મારા વડા ભાઈના લગન મારા

મામાની દીકરી સાથે કીધાં. પણ પરણ્યાને છ માસ થવા પૂછી કવેજાના દરદથી તે મરણ પામીઓ. એ મોતથી મારી મામીને ઘનુ દરદ થઇઉ. ખાનુ પીતુ શઉ તેણે કમતર કી ધુ ને ઘેની ઉદાશ રેહવા લાગી. એ વાતને બે વરશ ગુજરી આ નહી તેટલાં મારા નાધલા ભાઇને શનેપાત થઓ તેથી તેબી મરણ પામીઓ. એ આફતથી મારી મામીનુ દીલ ટુટી ગીઉ. તેને મોહટી ફીકર પેદા થાઇ. ધાશતી શનેત તેને બી તાપ આવીને ચાર મહીના શુધી માદગી ભોગવવા પછી તેબી બેહુશની થઇ. એ પરમાણે હુ દશ વરશની થઇ તેટ લાં બીલકુલ નાવારેશ થઇ પડી મારા મામા મામીનીબી એકની એકજ દીકરી મારી ભોજાઇ થતી હતી. તેઓએ મ ને પોતાની શાથેજ રાખી મારી મામીની વરશી વીતા તે ઓએ મને નાનપરાના એક કાપડીઆ વેપારીને તાહા પરણા વી તે વેલા મારી મામીની જે કાઇ પુજી મારા મામાના હાથમા બાકી હતી તેમાથી લગનનો ખરચ કરી મને રીત જોગત શંઉ શારી પડે કીધું હુ દાહાડેની થઇ એટલે શાશરે રેહવા લાગી મારો શશરો કાપડનો ટુક ટુક ધનધો કરતો હતો તેણે કરકશરથી થોડી પુજી એકઠી કીધી મને પર ણવાને ચાર વરશ થવા પછી મારો શશરો મરણ પામીઓ. મારો વર પોતાના બાપનો ધનદો ચલાવવા લાગો. તે શુરતી કાપડ તથા ખીનખાબ કોટી વગરેનો વેપાર કરતો હતો. એ ધનધામા તેને શારી કમાઇ થતી એક વેલા શારો શ નો જોઇને જુદાં જુદાં કાપડની મોહટી ખરદી કીધી. માહા લામેજે જે વખારમા તે ભરી રાખીઉ હતું તાહાં આગ લા ગાથી શંધુ બલીગીઉ. એક રાતમાં હને ગરીબ અવરાથામા આ વી ગીઆ. પણ મારો ભરથાર કાંઇક હીમતવાન આદમી હતો તે એવી કમબખતીથી લાચાર થઇ ગીઓ નહી. ર શાવર જઇ મેહનત ધનધો કરી પોતાના નશીબને પાછું તા જુ કરવાનો ઠેરાવ કીનો. તેના કામમાં મદદ કરવાને મેં મારૂ જરીઆન તથા બીજુ જે કાઇ હતુ તે આપીઉ. તે લઇને એ ભરથાર એક બતેલામાં શ્રી ખંભાત તરફ જવા ની કલીઓ હમારૂ જે કાઇ ચીજ વશત હતું તે વેચી તેનો માલ ખરીદીઓ હતો તે પોતાની શાથે લીધો એ પરમાણે મારો ભરથાર વેપારના કામ શારૂં ગીઓ તારે આમે શાવક શાહને ત્રીજુ વરશ ઉગવાનુ હતું ને આમે મારી દીકરી પેટ મું હતી ઘના દીવશ નીકલી ગીઆં પણ મારા ભરથાર નો કશો કાગજ આવીઓ નહી. હુ ઘની ફીકર કરવા લા ગી. મહીના બે થઆ પછીતો મારો જીવ ઠેકાંણે રહીઓ નહી. જે કોઇ ઓલખીતાં હતાં તેઓ પાશે પોલ કરાવી પ ણ શંધી વેરથ ગઇ. તે કોણ જાણે કાંહાં ગુમ થઇ ગીઓ તે આજના દાહડા શુધી મને ખબર નથી મેં પાછલથી આમે દીકરી જણી. મારી આગલ કોઇ મદદે નહી હોવાથી તહરેવાર શખતી બેંચી શુવાવર પુરી કીધી. મારી પાશે રોકડ નાંણું જાહુજા હતા નહી તેથી જે કાઇ બીજ વશત રહીઉ હતુ તે વેચી ને એક વરશ શુધી નાનપરામા વખત કાહડીઓ. પછી હાલ ઘનો તંગ થવા લાગો. અન વશ તરના ઘના વાધા ચાલીઆ. મારા કાકાશશરા વાલાએ મારી કે મારા બચાઓની જુદાઇએ ખબરબી લીધી નહી. મને હાથ હોરવા જતાતો ઘણી શરમ લાગી. બીચારા કાંવ ગદાર મારી દમેઆ ખાઇ મારા વડીલોની મરવત કરી આ એ બચાઓને કોઇ વાર પઇશો ટકો પુછતા. એવણેનેજ ખ બર પડી કે મારા બાપની ઉદવારામા કાઇ જગોછે તેથી મેહનત કરી તે વીશે ખબર કાહડી ને આએ જુરકુ તથા આ ટલો જમીનનો કટકો શોધી કાહડેઓ ને મને અપાવીઓ. હુ હીઆ આવી એ જુરકાંમા રેહુંઉચને આએ જમીન બે ડાવી જે ઉપજેચ તેમા પેટ ભરવાની વેતરણ કરૂચ પણ એની પેદાશ એટલી થોડી થાએચ કે બાર મહીનાબી બગ નથી પડતી વાશતે લાચારીએ શુતર કાતુંચ. આએ દાહા ડો મેહનત કરતાં માનમાન એટલું મલેચ કે જેથી પેટ ભ રાએ એક દાહડો રોટલી કરૂચ તો બેતરણ દાહડા ખાઉંચ. વશતરનો આએ તમે જોવોચ તેવા મલેચ. ખુદા શવાએ કોઇ વાલી નથી. હું પોતાંનોતો કશો અંદેશો કરતી નથી પ ણ મારા બચાંઓનુ શુ થશે તેનો મને ઘનો અંદેશો લાગેચ ગાવકશાને જો ખુદા જીવતો રાખશેતો મોટો થઇ એ પોતાનુ પેટબી ભરશે પણ આએ દીકરીનુ શું થશે? એ બચાંઓની ચીંતા મારા શઘા દુખનો શઉથી વધારેછે"

એ પરમાણે ભીખાઇજી બોલતી જાએ ને રડે તેની વાત શાભલીને મારી આંખમાંથી આશુ આવી ગીઆ કે ટલો એક વખત હું મુગી બેઠી ને મન શાથે વીચારીઉ કે ખરૂ પુન કરી જશ મેલવવાનો આ શારો શમોછે. જરો વીચાર કરવા પછી મેં ભીખાઇજીને દીલાશો આપીઓ ને કહી ઉ કે ખુદા કાલે શારૂં કરશે કાંઇ ચીંતા કરોનો તેની દી કરીને મારા હાથમા લીધી. શાવકશાહનેબી મેં કાલશાદરની શાથે લાવવા કહેઓ. હમો શઘા જણ પોતાને મકાને આ વીઆ. મેં શાવકશાને તથા તેની બેનને નવુ નવ લડું ટોપી પેરાવીઉ ને બધે જણાને જમાડેઆ પ

છી બીખાઈજીને વાશતેબી પેહેરવા લાએક કપડા તથા
પાચ રૂપીઆ રોકડા તથા બીજો પરચુટન શામન કાવશદારૂ
ની પાશે મોકલીઓ મે તે અપીઆરૂને કહીઉં કે કાલે
શહુવારે એ છોકરાઓને પાછા લાવજો હવે નાદરશા
હના વરશની શઘી ધુમધામ તે દાહડે થઈ ચુકી બીજે દા
હડે કેડવેલે વખતે કાવશદારૂ તે છોકરાઓને લઈને આવી
ઓ ને આગળ કહીઉ તેમજ શાવકશાહ તથા તેની બે
ન ઘણા રૂપારા હતા વલી નાઈ ધોઈને નવા કપડા પે
હરીનેઆવીઆતા તેથીતો તેઓ ઘણાજ શારા શોભઈતા લા
ગતાતા તે છોકરાઓને શાથે લઈને હુ તારા બપાવાની
આગલ ગેઈ એ છોકરાઓને જોતાવારજ તારા બપાવાનો
જીવબી ઘણો ખુશી થઓ તે શમજીઓ કે ઉદવાડામા કો
ઈ આબરૂવાલા આદમીઓ આવીઆ હશે તેના એ છોકરા
હશે જને પુછેથી મે પેહલાતો જરા ઠેગ કરીને કહીઉ કે
નાહનપરાવાલા એક શેઠીઆના એ છોકરાછે તારો બપાવો
કેહવા લાગો કે તે કોણ? શેઠીઓ જો હોશેતો આપણી ઓ
લખાનનો હશે એઓ હીઆ કાહાંથી આવીઆ મેં
વાત ઉડાવીને પુછીઉ કે તમે નાદરશાહને શદરો પેહરાવવા
શુ વીચાર કીધો? જવાબ દીધો કે કાએ વરી હીઆજ પેહ
રાવવાનો આવતા હોરમજરોજે શદરો પેરાવવા પછી બશપ
દાર રોજે આપરે પાછા શ્રી શુરત તરફ રવાને થશુ મેં
પુછીઉ કે તારે વરી શુરતમા ખાધ જમન શુરૂ કરશો કે?
જવાબ દીધો કે હા મે ફરીને પુછીઉ કે એ પરમાણે નાદ
રશાહને શદરો પેરાવવાનો શધો ખરચ શુ પશે? જવાબ દીધોકે
શઉને જરીઆન, કપડા, શુખડી, ખાધજમન શઉ મલીને હી
આં તથા શુરતમા આશરે ચાર હજાર રૂપીઆનો ખરચ પશે
ને પુછીઉ કે ચાર હજારની વતી આપણે ચારશોમા કરીએ
તો થાએ કે નહી એવો શવાલ શાંભલીને તારો બપાવો દા
ઈક અચંબત થઓ તે બોલેઓ કે એમ પુછવાનુ શુ કાર
ણ પડીઉ મેં જવાબ દીધો કે આગતને શર પુછુછ ત્યા
રા બપાવાએ કહીઉ કે હા ચારશો મેલીને માલીશામા કરી
એતો તેબી થાએ ચારશો કાઈ થોડા નથી તેમાથી મો
બેદોને તથા બીજા ગરીબ ગુરબાઓને આશીર્વાદ અપાશે ત
થા આપણા શગાવાહલાઓને જમવાનુ કરી શકાશે પણ ત
મુને તથા આવાંબાઇને તથા આપણી કુચીને ને નાદરશા
હને તેમજ બીજાઓને જરીઆન પશે નહી તથા આપણા
માણશોને તથા ઓલખીતાઓને કપડા તથા શુખડી અપા
ઈ શકાશે, નહી અથવા બાહેરના લોકોને થારૂ મોડુ ખા
નુ થઈ શકશે નહી મેં શમજાવીઉ કે તારે આપણે ચાર
શોનોજ ખરચ કરીએ ને એટલા ખેરચતા બાકી રેહે તેમાં
થી એક બીજું પુનનુ કામ કરીએ જેથી આપણને ઘણુ શુખ
થશે તથા આપણી ઈઆદગારી જાવેદાન શુધી રહી જશે
એમ કહીને બીખાઈજી તથા તેના છોકરાઓનો શ
ઘો હેવાલ વીગતવારે તારા બપાવાને મેં કહેઓ પ
છી મેં શમજાવીઉ કે એક લાએકીવાલી પણ ગરીબ ને દુ
ખીઆરી જુવાન વીધવા તથા તેના બે પશુ બાલકને પાલવા
તથા ઉછારીને લાએકના કરવાની જોગવાઈ આપણા હાથમા
આવેચ તે આપણે શુ કરવા જતી મેલીએ? મારી એવી મ
રજીછે કે નાદરશાહને ચારશો રૂપીઆ ખરચીનેજ તમે કહી
ઉ તેજ રીતે શદરો પેહરાવીને માડીવાલીએ આપણા ઘેરના
છોકરાઓને આપરે એ ટાકનાશર જરીઆન નહી કરશુતો
આપણને કોઈ મારવાનુ નથી તે કરતા કોઈ જરીઆન
વગરનુ નથી શઉ કોઈ પેહરી શકેચ તે કરતાતો વધારેછે.
વલી શુરતના લોકોને જમન કરશુ તેથી આપણી મોહટાઈ
ઘની વધવાની નથી, ને એકવાર નહી કરશુ તો આપણા વડ
વાઓની શોભા કાઈ ઘટવાની નથી આપણે આટલી બ
ધા વેલા નાત તથા જમન કીધાચ તે કોઈએ ઈઆદ રાખે
આ નથી, ને તેના બદલામા આપણને કોઈએ કશી શાબા
શી આપી નથી લોકોનો ધારોછે કે ખાએ તેટલાબી ગા
એ નહી બઈરાઓને દાલાંવાલા કરતા બેજાર થવુ પડેચ તેરા
કરવા શઉને ઘેરેઘેર રખડતા તોબા બોલવી પડેચ બરી મુશકે
લાતથીબાર ચપરાશી કરીને લોકો આવેચ કોઈને 'મરૂ મરૂ'
ઓછુ પરેચતો તે વલી મોહડુ ચહડાવેચ ઘેર જઈને કોઈ
મલીદાનો, કોઈ શાખ તરકારીનો, કોઈ ઘીનો, કોઈ ખીકાઈ
નો વાંક કાહડેચ ભોનાઓ મોકલીએચ તો કોઈને ઓછા પડે
ચ કોઈને ભાવતા નથી ઓલખીના પાલખીતાઓને કપડા ક
રીએચ તો તેપરબી તેવાજ ભાવટા પડેચ છતા પઈશા ખ
રચવે બદનામી લેવી પડેચ વાશતે મારૂ કહીઉ તને માનો
ને આએ વેલા શઉ ટુકામા કરીને માડીવાળો ને ચા
ર હજારમાથી ચારશો ખરચતા જે કાઈ વધે તે વે
આજે નાખી તેમાથી આએ છોકરાઓ તથા તેઓની
માએને આપણે પાલીએ આએ છોકરો ઉઘરતોજ ઘણો
હુશીઆર લાગેચ ને એને જો આપણે શીખવશુ કેરવશું
તો ઘણો શારો નીકલશે એ પોતાના કબીલાનુ પાલન કરના
ર થશેતો આપણને આબરૂ મલશે એની માએને દુખમાથી
છોડવવાથી તેનીઆટરડીની કેહેવી દુવા આપણને લાગશે?

આએ છોકરીને શારે ઠેકાણે પરણાવી એને,જનમશુધી શુખી કરવાથી આપણે બેઉ જેહાનમા ખુશી રહીશુ. એ પરમાણે નાદેરશાહની નવજીતે જે રૂપીઆ નકામા વેરી નાખવાને તમે ધારીઉ મ તેમાંથી હાવુ શારૂ કામ કરી શકાશે વાશતે તમે મારૂ માનો ને આપણુને ખુદાએ જે નગ આપાએય તે તમે લેવો. એ પરમાણે મેં તારા બપાવાને ઘનો શમજાવી ઓ બીખાઈજી તથા તેના છોકરાઓનો હેવાલ શાબલી તેવનેબી ઘણો બલાપો થઓ તેવને મારી વાત પશંદ કીધીને કહીઉ કે તમુને ગમે તેમ કરો મે તુરત તારા બપાવાને ઓવરના લીધાને કહીઉ કે ખુદા તમુને ગદા એવી શારી તોફીએત આપે પછી ને શંધી વાત ઓવાબાઈને કહી તેવનેબી તે પશંદ કીધી પેલા છોકરાઓને હમારી શાથે જમાડીઆ શોબાઈ પાશે બીખાઈજીને વાશતે બોનુ મોકલીઉ. તે લેવાને પેના તેણે શરમાઈને આનાકાની કીધી પણ શોબાઈએ શમજાવીને તેને જમાડી આશરે તરણુવાગાનો અમલ થઓ એટલે હુ તથા આવાબાઈ તથા શોબાઈ તથા મુબારક તથા પેના બે છોકરા બીખાઈજીના ઘેરમા ગીઆ તારા અદર જતા જોઉતો બીખાઈજી શાદરીપર બેશીને રેટીએ કાતતી હતી તેણે વેહલી વેહલી ઉઠીને હમોનેબેશવાને પલગ વારી આપીઓ તેના દીલમા આગને ઘાહેના ફાટેલા કપડાજ હતા હને એ વીશે એક હમ કશી વાત કીધી નહી આગલ પાછલની વાત કાડીઆ પછી શોબાઈ તથા મુબારકને અશારત કીધી એટલે તેઓ બીશના થઆ પછી હુ બીખાઈજીની આગલ શાદરી પર બેશી, હશુ રહીને કહીઉ કે બીખાઈજી તમે મને પોતાની બેહેન શરખી ગણોતો હુ તમુને એક અરજ કરૂ. બીખાઈજી હેવા શકુન શાભલી તાજુબ થઈને બોલી કે બાઈ તમારે જે કેહવાનુ હોએ તે શુખેથી કેહેવો મારા ગરીબના હેવા ભાએગ કાહાથી કે તમે મારી શાથે એ પરમાણે મલીને વાત કરો પછી મેં તેને મારા પાશામા લઈ શમજાવીને કહીઉ કે છોકરાઓને લઈને તમે,મારી શાથે મારા ઘરમા આવો ને હમારી શાથે રેહેવો તમે આવેઆથી નનેબી શોવાઈ જશે ને તમારેબી વખત નીકલશે વલી તમારા છોકરા મારા નાદરશાહ તથા શુનીના શગતી ઘણે તેથી એ બચાઓનેબી શારૂ થશે. તમે કશો આચકો ખાતો નો મને તમારી બેન જેવીજ શમજજો મારૂ ઘેર તે તમારૂ ઘેર જાણુજો તમારા છોકરાઓ તે મારા છોકરા કરીને મેં દાલના ગણીઆએ ને ખુદાએ કરશે તો એ મોહટા થઈ તમુને કામના થશે એ વાત શાભની બીખાઈજીએ આનાકાની કીધી ને પેહલાતો શરમાઈને આવવાને ના કહીઉ પણ આવાબાઈએ તથા મે તેને ઘની શમજાવી ને આતે કબુલ કરાવીઉ તુરત તેને નહવારીને હમે કપરા બદલાવીઆ પછી હમે ગધા જાણા બીખાઈજીની શાથે પાછા હમારા ઉતારાની જગોએ આવીઆ

વો મામનો જારે કાવશદારૂએ જોએઓ તારે ઘનો ખુશી થઈ દુવાદેવા લાગો બીખાઈજી હમારી શાથે રહી તેની શારી રીત, મીઠી જુબાન, મ તાજ બરેની ચાલ ચલન તથા શુઘડાઈથી દનપર દન મારૂ હેત તેનીપર વધતુ ગીઉ. તેના છોકરાઓબી તારા બાપ તથા કુવંનની શાથે હલી મલીને ભાનવા લાગા જેથી તારા બપાવાનો જીવ ઘનો ખુશી થઓ તારા બાપને શદરો પેહરાવવા પછી હમે પાછા શુરત ગીઆ તાહા બીખાઈજીની શગતથી મારી વખતબી શારી પડ જવા લાગી તે આપણા ઘેર પઠવાડે ઘની ખબરદારી રાખવા લાગી મને અથવા છોકરાઓને કશુ હોએતો તે આખી રાત શુને નહી ને ખુબ મેહેનત લઈ શઉની વેઠ કરે શાવકશાહને શાતમે વરશે શદરો પેહરાવી નીશરે મુકીઓ તેની બેહેનનેબી ફેરવી શીખવીને ઉઠારી બપે બાઈ બેહનપર બીખાઈજીની ચોપ શારી હોવાથી મોહટા થતે તેવન શારા નીકરેઆ. પુગતી ઉમરના થઆ એટલે શાવકશાહ કમાઈ કરતો થઓ તે કમાઈમાથી પોતાની જાતે તે પરણેઓ તેની બેહનના લગન મેં શારૂ ઠેકાણુ જોઈને કીધા તે લગન પછી વરશ દાહડે બીખાઈજી થોડા દાહાડા માદગી ભોગવીને મરણ પામી તેના મરણથી મને ઘનુ દુખ ઉપજીઉ તેના છોકરાઓને મેં પોતાના છોકરા કરીને આજ શુધી રાખીઆએ તે બદલ ઘણુ મુને માએનો દરજ્જો આપેએ શાવકશાહની વેપાર વનજના મામલા શારી નજર હોવાના શબબથી તારા બાપે તેને ભાગીઓ કીધો તેની બેહનનો વરબી શારા માણુગનો દીકરો છે ને હવણા મલબાર ગીએલોછે જાહા મોહટો ઘધો મલો છે તે શાવકશા પણ પારશી છે જે હુને શદરો પેહરાવેઓ તારે પોતાણી શાને ગાદીમા બેશાડીને વારી લઈ ગીઓતો ને તેની બેહન આપણી ઘનબાઈછે એ વાત પુરી કરતી વેલા મારે તુને કેહવુ જોઈએ કે બેહસ્તન બીખાઈજીની શાથે મને ઓલખાન થઈ તેની આગમચ ને તેની પછી તરશ બપાવા તથા બાપના વખતમા શારે કાઠે નાત જમાડવા તથા બોણા વેહચવા તથા શગા વહાલાઓમા કપડાં વરે આપવા લેવામા મેં ઘણા નાણા ખરચેઆએ પણ તેથી મને કોઈદી

## પઈશા કમાવાની રીત.

એક ઓરતે પોતાના છોકરાને ઘણી મેહનત લઈ શારી પઠે કેળવેઓ હતો. તે પુગતી ઉમરનો થયો તારે રોજગાર કરવાની ગરજ કરી પોતાની માએ પાશે કાંઈ પુંજી માગવા લાગો. માએ એક મોહટી રકમ તેને હવાલે કરતી વેલા નીચે જણાવવા પરમાંણે શીખામન દીધી—

"મારા વાહલા દીકરા હુ જે શીખામન તુને આપુચ તે પઈશા કમાવાની બાબદ તુને ઘણી કામની થશે વાશતે તે પર તુ શદા અમલ કરતો રેહેજે. શઘા લોકોનુ કામ પડતુ મેલી તારા પોતાના કામપર ધ્યાન આપજે. જે તહરેનો રોજગાર કરે તે વીશે શમજન હાશેલ કરજે. જે વશતુનો તુને ખપ હોએ નહી તે કધી ખરીદતો નહી. જે માલ લીએ તે શઉથી શશતે ભાવે લેજે ને તેનો થોડો નફો લઈ જલદીથી વેચવાની તઈઆરી કરજે. જેમ બને તેમ ગેકડ નાંણે અથવા થોડામા થોડી મુદતે ઉધાર વેચજે. જે તેરો મરે તે જાલવી રાખવાને કોશેશ કરજે. હમેશા શઘલો વખત તારા કામમા રોકજે ને ફુરશતની ઘડીબી ફાએદા ભરેલી કેમ થાએ તે વીશે ખેઆલ કરજે. પોતાના કામપર ખબરદારી રાખવી શમત શમજજે. તારા દફતર શદાત પાશતો રેહેજે. કાંઈ ભુલ માલુમ પડેતો તે શોધી કાહડવાને વેતરણ કરજે. મેહતા મુશદીઓને ઘટતુ માન આપજે. ચાકરોની બરદાશત લેજે. માટ' ભાએગે કોઈવાર રોજગારમા નુકશાન થાએ તો તેથી હારી જતો નહી. પણ તેવે વખતે ખરચ કમતર કરી વધારે મેહનત લેજે. કોઈબી મુશકેલાતથી બીતો નો. લાગત કોશેશ કરવાથી શઘી અડચણો મટી જશે. એકવાર તે કોશેશ નીશફલ જશે તોબી તારા ઉદીઓગ તથા હીમત માટે લોકો તારી વખાન કરશે. લોભી તથા ઠેક કરનાર આદમીને તારા ભેદની કશી વાત કેહતો નો. લોભીઓ લાલચની ખાતર તથા ઠેકી અમલની મશતીમા તારો ભેદ જાહેર કરી તારૂ કામ ખરાબ કરશે. ઈમાનદારી તથા શચાઈને તારા શદાના ઈઆર શમજજે કેમકે તેથી તુને કધી શરમીનદગી પોહચશે નહી. ટરકેટીઆ તથા જુગા આદમી શાથે કશું કામ પાડતો નહી કેમકે તેઓથી તુને કશો લાભ થનાર નથી. કોઈ શાથે કદી ધનો ગુશો કરતો નહી. મીઠી જુબાનથી શઉ શાથે બોલજે. દેશાવર જાએતો તાહાના લોકો શાથે હલી મલીને ચાલજે. ખરચ ખુટન કરકશરથી કરજે. એક રૂપીઓ ખરચવાની આગમચ બે વખત વીચાર કરજે કેમકે રૂપીઓ કમાવવાને ઘની મેહનત પડેચ. વેહલો શુજે, વેહલો ઉઠજે ને શત ધરમથી રહેજે."

---

### કૂતરાંની શમજ.

ગએઆ વરશના એપરેલ મહીનામાં શી અમેરીકાના યુનાઈટેડ શટેટશમા મેશીઅરશ ઈશટાક નામના તબાકુવાલાઓ તા૦ ૨ જી ને દીને પોતાની વખાર બંધ કરીને ઘર ગીઆ. તે વખારની ચોકીને શારૂ નીઉફાઉલેંડ જાતનો એક કુતરો તે જગોએ તેઓ રાખી ગીઆ. બીજે દીને શહવારના વખાર ઉગાડતી વેલા તેઓએ પાછલા ઓરડામાં આગનું ભડકુ જોઈઉ. એ કુતરો પોતાના આગલા પગ તથા મોહડાથી તે આગ દબાવવાને ભારી મેહનત કરતો હતો. તે ઓરડામા એક પાણીનું વાશન હતુ. જે ખારામાથી તે આગ પેહલા નોકળતી તેમા તે શઘુ પાણી એ કુતરાએ શારી ગીફતથી રેડીઉ હોએ હેવું દેખાઈઉ. એ વફાદાર જાણવરે આગની શાથે હેવીતો કતે ભરેલી લડાઈ કીધી હતી કે જારે તેના ધણીઓ આવીઆ તારે તે આગ બે અથવા તરણ ચોરશફુટ જગોની હદથી વધારે ફેલાઈતી નહી. એ બાહદુર જાણવરે એ આફતની શામને કેટલો બધો વખત લડાઈ કીધી હશે વારૂ ! ધારવા મેચે ઘના કલાક શુધી, કેમકે તેના ચારે પગ તથા મોહડુ અતી કમકમાટ ઉપજવા જોગ રીતે બલી ગીઉ હતુ. કેટલા દીવશ શુધી તે કાંઈ ખાઈ શકીઓ નહી. એજ કુતરાએ એ બનાવની થોડા દીવશ આગમચ બારફમા દટાઈ ગીએલા એક આદમી નામે લરલીને શોધી કાહડેઓ હતો. ખરેખર હેવા જાણવરને બારેબાર શુનુ આપી વેચાતુ લીધુ હોએ તોબી મોઘું કેહવાએ નહી.

---

## પરચુટણ બીનાંઓ.

**કીમતી વારશો**—મા બાપો જો બચાંઓને વીદીઆ, રેઆનતદારી, ઉદીઓગ, હીમત ને શઉરીના હથીઆર આપી જાએતો એક ઘણો કીમતી વારશો તેઓએ આપેલો કેહેવાએ. એ વારશાની શાથે પઈશા એકઠા મલીઆ હોએતો અલબત્ત તે વારશાની કીમત ઘની વધારે થાએ.

---

**શારી બાએડી**—તોફાનના શઘલા અનગમતા દેખાવને વખત વરશાદની કમાન જેવી રલીઆમની લાગેચ તેમ શશારની જંજાલને વખતની શઘલી ફીકરમા શારી બાએડી ભરથારને રલીઆમની અને જીવ રોજાવનારી થઈ પડેચ.

---

**બદનામી**—બદનામી હેવો ખરાબ ડાગછે કે તે કશાથી મોવાઈ શકાતો નથી. તે હેવી નઠારા ચીજછે કે તેની બદબો કદે છુપી રેહતી નથી. તેનો હેવો રંગછે કે શારી શશખી ખુબ શુરત ઓરતની કીમત કોએલા કરતાં એછી કરી નાખેચ.

---

**મા બાપની ખુશી**—જેરેમ કારટન નામનો ગરંથકાર કેહછેકે મા બાપને ૭ મોહટી ખુશી ઉપજેચ—પેહલી જારે છોકરૂ જનમવાનુ હોએચ તારે. બીજી છોકરૂ જનમેચ તારે. તીજી જારે છોકરૂ ચાલવા શીખેચ તારે. ચોથી જારે છોકરાને શમજન આવેચ તારે. પાંચમી જારે છો

# સ્ત્રીબોધ.

પુશતક ૧ લુ | આગશટ ૧૮૫૭ | આંક ૮ મો.

## લાએકી વાલી ઓરત.

### લેડી નીથીશડેલ.

બીરીટીશ મુલકના પદભ્રષ્ટ થએલા સ્ટુઅર્ટ વઉશના રાજાઓને હકુમત પાછી આપવાને કેટલાએક લોકોએ ઈશવી શને ૧૭૧૪ ના વરશમા જે કોશેશ કીધી તેમા થોડાએક ઉમરાવો પણ શામેલ હતા. એ કોશેશ અથવા તે વખત રાજ કરનાર પાદશાહની શામનેનો એ બલવો સ્ટુઅર્ટ લોકોના લાભમા કશુ કરી શકીઓ નહી બલવો કરનારાઓ હાર માર થઈ વીખરાઈ ગીઆ. તેઓના શરદારો શુલીપર ચહડી અથવા દેશનીકાલ જઈ નહી શરખા થઆ. એવી ભુંડી હાલતે પોહચનારા લોકોમા લારડ નીથીશડલ નામનો એક બાહાદુર તથા ઉદાર દીલનો ઉમરાવ હતો. એ ઉમરાવની બાએડી પોતાના ભરથારને શકટને વખત કેવી કામની થઈ તે નીચે જણાવેલી મુખતેશર બીનાપરથી શમજ પડશે

લારડ નીથીશડેલ શરકારને હાથ કેદ પકડાવા પછી થોડે દીવશે બલવાખોર શરદારોની તપાશ થઈ તેઓનીપર દગો કરવાનો વાંક શાબેત કરી શકાઓને શુલીએ ચહડાવાનો હુકમ થઓ એવા ભુંડા બાએગના ધણીઓમા લારડ નીથીશડેલ પણ હતો તેની બાએડીને પોતાના ભરથારની શકટની જેવી ખબર મલી તેવીજ તે પોતાના કબીલાનુ વતન જે શ્રી ઈશકાટલડમાછે ત્યાહાથી શ્રી લડન શેહેરમા આવી તેણે ઠેડાવ કીધો કે કોઈબી શગાતી ખેચી હીકે ઈલાજ કરી પોતાના વાહલા ભરથારનો જીવ ઉગારવો અને જાવલી કોશેશ બેરથ જાએતો પછી લાચારે તેની આગલ રહીને તેના મોતની છેલી ઘડી શુધી તેની ખીદમત કરવી, એ એવા શેખાલાની ભર રૂઢ હતી હવે શમે એ ઉમરા જાદી જેણે લાડ તથા શુખથી મોજ મજામા વખત કાહાડેઓ હતો ને કોઈબી જજાલ કધી ભોગવીતી નહી તેને મુશાફરી કરતા અતી ઘની શખતી ખમવી પડી. શઘા રશ્તા બરફથી ભરાઈ ગીઆના શબબથી ડાકની તથા બીજી ગાડીઓ ચાલી શકતીતી નહી માટે તે બીચારીને શ્રી નીઉકાશલથી લડન શુધી તરણશો માઈલની લાંબી શફર એવે ખરાબ શમે ઘોડાની પીઠપર કરવી પડી હતી તરેવાર વીપત ખેચી હેતાબીથી લડન આવવા પછી તેણે પેહલા જ્યારજ પાદશાહને જે અરજીઓ કરી તે તથા તેવા બીજા ઈલાજો શઘા ફોકટ ગીઆ શાધારણ ઈલાજો બેરથ ગીઆ તારે પોતાના ભરથારને બદીખાનેથી નશાડી મેલવાનો ઈલાજ માતરે તેના હાથમા રહો તેને લારડ નીથીશડેલને બઈરીનો વેશ આપી કેદ ખાનેથી નશાડવાને દરૂશત લાગુ એ ઈલાજપર તેણે અમલ કીધો તેમ કરવાને પોતાના ભરથારને નોહટી દલીલો આપી કબુલ કરાવીઉ એ વીશેનો ભેદ તેણે પેહેલા પોતાની એક વીગવાશુ ખીદમતગાર નામે ઈવાનશને ને ત્યાર પછી બીજી બે બાએડીઓ નામે મીશતરીશ મીલશ તથા મીશતરીશ મારગનને કહ્યો લારડ નીથીશડેલને શુલી ચહડાવવાના દીવશની આગલી શાજરે એટલે તા૦ ૨૩ મી ફબરવારી શને ૧૭૧૬ ને દીને તેની વફાદાર ધણીઆની પોતાની શાથે મીશતરીશ મીલશ તથા મીશતરીશ મારગનને લઈને ભાડુતી ગાડીમા શ્રી લડનના ટાવરમા ગઈ એ બદીખાનામાથી પોતાના ભરથારનો છુટકારો એ બાઈએ શી રીતે કીધો તે તેણે પોતાની નરદ કાઉટેશ આવ ટરાકુએરને પાછળથી લખેલા કાગજપરથી શમજાએછે તે કાગજની જાણવાજોગ મતલબ નીચે ટાંકીછે

જે કામ કરવાને મીશતરીશ મીલશ તથા મીશતરીશ મારગનને મેં કહીઉં તે વીશે તેઓએ વીચાર કરવા વીનાજ હા કહીઉં તુ વાશતે જારે હુ તેઓને તે કામ શાર લઈ જતી ની

તારે તે વીશે તેઓ વીચાર કરી પોતાનુ મન ફેરવે નહી એટલા માટે મેં ગારીમાં શંધો વખત તેઓને વાતે લગાડેઆં હતા ટાવરમાં પોતેથી પેહલાં મીશતરીશ મારગનને મારા ભરથારની આગલ હું લઇ ગઇ કારણકે મારી શાથે એક વા જણને અદર લઇ જવાની છુટ હતી. મીશતરીશ મીલશનો વેશ લઇ લારડ નીથશડેલ બાહેર નીકલનાર હતો. વાશતે એ બાઇ પોતાના કપડા જારે મારા ભરથારને આપે તારે તેને પેરાવવાના જે કપડા તે મીશતરીશ મારગનને મેં પેહરાવી લીધા હતા. તે કપડા મારા ભરથારના કેદખાનામાં દાહડવા પછી હુ મીશતરીગ મારગનને પાછી બાહેર લઇ ગઇ આશપાશના લોકો ભેદ શમજે નહી એટલા શારૂં હુ તેના અમથા કાલાવાલા કરી કેહતીકે મારી ખીદમતગારને ઉતાવલેથી મોકલજો કે તે મને શીનગાર કરાવે હુ આજ રાતનાં મારા ભરથારને વાશતેં અરજી આપવાની છેઉ. કેમ કે આવતી કાલે તેમ કરવાને બનશે નહી એવી રીતે મારગનને બાહેર કાહડી હું મીશતરીશ મીલશને અંદર લાવી. તે રડતી રડતી અંદર ચાલી. તેનો વેશ લઇ મારો ધણી બાહેર નીકલનાર હતો. વાશતે તેણે પોતાને મોહોડે આડો રૂમાલ ધરીઓતો કે મારો ભરથાર બાહેર નીશરે તારે તે મજ કરે. તેના તથા મારા ધણીના ભવાના રંગમા કાઇ એક ફેર હતો માટે મેં મારા ભરથારના ભવાના બાલને કાઇ રંગ લગાડીઓ. વલી મી૦ મીલશના શરખુ તેનુ માથું દેખાએ એટલા શારૂ તેં સીના બાલને મલતા ડોલની એક ટોપી હું લાવી હતી. મારા ધણીના મોહડાંપર શફેદ રંગ લગાડેઓ. તેને દાહડી બોરવાનો વખત મલીઓ નહી માટે તેબી હેઠી રીતે રંગી કે શાન્જને વખત દેખાએ નહી. એ કામ માટેનો શધલો શામાન આગલથી કેદખાનામા લઇ ગઇતી. તે જગોના ગરીબ ચોકીદારોને મેં થોડી શખાવત કીધી હતી તેથી તેઓ મારીપર દએઆ લાવતાતા ને મારા કામની જાહજી ખબરદારી કરવાને તેઓ અનઘટતુ શમજતા હતા. તેઓ વધારે ગફલત રેહે એટલા માટે મેં તેઓને શમજાવીઆતા કે મારા ધણીનો તથા બીજા કેદીઓનો છુટકો થવાની આશાછે. મી૦ મીલશ જે પોસાક પેરી આવી હતી તે મારા ભરથારને વાશતે તેણે કાહડીઓ. પછી મી૦ મારગન તેને વાશતે જે પોશાક લાવી હતી તે તેને પેરાવીઓ. કોઇ ઓલખે નહી તેમ હું તેને બાહેર લગી ગઇ. બાહેર જતાં હું તેને કેહવા લાગી કે "મારી વાહલી મીશતરીગ કાથેરાઇન તમો ઉતાવલે જઇને મારી ખીદતગારને મોકલી દેવો. તેણે ઘણું મોડુ કીધુછે મને અરજી આપવાનો વખત જતો રેહેછે. અફશોશ કે તે આજે એટલી બેફીમ રહીય. તે આવશે તાહાશુધી મને કર પડવાની નથી વાશતે ઉતાવલ કરો." મારા હેવા કાલાવાલાના શબદો શાંભલી પેલા ચોકીદારોની બાએડી છોકરીઓ મારે માટે ઘણીજ દીલગીર થતાં દેખાએઆ ને પેરેગીરે શલુકાઇથી દરવાજો ઉગાડેઓ. હુ પાછી અંદર ગઇ મારા ભરથારને ઘાઘરા તથા ગવન તથા ટોપી પેહરાવી તઇઆર કીધો. બતી થવાનો વખત આવીઓ એટલે અધારે બાહેર નીકલી જવાનો મેં શમો શાધીઓ. લારડને મોહડે રૂમાલ આડો કરાવી તેનુ નામ મીશતરીશ બેટી રાખીઉં. તેનો હાથ પકડી હુ લઇ ચાલી, આગલ ચાલતા બોલીકે "પેઆરી મીશતરીશ બેટી તુ શેતાબીથી જા ને મારી ખીદમતગારને કેહેકે જીવ નાખતી હીઆં આવે. આજની ઢીલથી તેણે મારી મોહટી ખરાબી કીધીછે, અરજ કરવાનો વખત જતો રહેઓઆ. મને કાલે માહેતમમા પડવુ થશે" પેરાગીરે દરવાજો ઉગાડેઓ. દાદરપરથી હેઠા ઉતરતા મને ઇવાનશ મલી તેને હવાલે મેં મારા ધણીને કીધો. હવે ચોકીદારો ભમકે નહી એટલા શારૂ પાછી મારા ધણીની કોઠરીમા એક વખત જવાને અગત પડી. હું અકરાતી ગભરાતી પાછી ઉપર આવીને હાએ અફશોશ કરતી રેખાઇ. મને દુખી થતાં જોઇ શઉ કોઇ વધારે દએઆ કરવા લાગા હું મારા ભરથાર વાલી કોથરીમા ગઇ. તાંહાં તેની શાથે વાત કરતી હોઉં તેમ પેહલાં મારા ખુદરતી અવાજે થોડા શબદો બોલીતી, તેનો જવાબ મારા ધણીના શરખુ થોડુ કાહડીને દેતી પછી જાણે તેની રજા લઇને હું બાહેર નીકલી દરવાજો બધ કરતાં શાકલેની દોરી હેવી રીતે ખેંચીકે તે અદરથી બધ થાએ. દરવાજો બધ કરતાં હુ માહેલી તરફ જોઇને બોલી કે "મારા વાલા ધણી જો બનશેતો હું મોડીરાતે પાછીઆવશ. પણ તાવર બંધ હોશેતો શવારનુ પોહર પડતાં આવશ મા હરુ ખુદાનુકેતો મારીનો હુકુમ મારી શાથે લેતી આવંશ." પછી મેં ચોકીદારોને કહીઉ કે મારો ધણી ઇશવરની ભગતીમા રોકાએલ તેથી તે ભગતી પુરી થાએ તાહાશુધી તેને ખલેર કરશો નહી તે માને તારેજ બતીબી લઇ જને.

હું બાહેર નીકલી ગાડીમાં બેશી ઘર આવી તાહાં મીશતર મેકેનજી જે મારા ભરથારને વાશતે અરજ લઇઆ કરી ઉભેલા હતા, તેને મેં શંરી ખબર કીધી તારબાદ હું

ડમેથ આવ માનટરોઝને તાહાં ગઇ. એ ઉમરા જાદી મા
રા ભરથારના છુટકારાની વાત શાબલી ઘની મગન થઇ. મે
ડોવાર રહી ઇવાનશે મને બતાવેલી જગોએ હું ગઇ. તા
હા તે મને મલી. હું તેની શાથે મારા ભરથારને શંતાવાની
જગોપર ગઇ. તે એક ગરીબ અશતરી જે પેલા બંદીખાના
ના ચોકીદારોના મકાનની શામનેજ રેહતી હતી તેના ઘર
માં હતો. તે નાધલાં જુદ્દાંમા હનોએ બીછાનાપર બેશી
ગુપચુપ રાત કાહાડી. વખતશર જે મલી આવીઉ તે ખા
ઇને હમોએ બે દાહાડા તાહાં ગુજારીઆ. પછી સ્રીશતરીશ
મીલશ આવી હમુને શ્રી વેનીશના એલચીના ઘરમા તેડી
ગઇ એ વીશે તે એલચીને કશી ખબર કીધી નહી. પ
ણ તેના ચાકરોએ મારા ધણીને તેના પોતાનાજ ઓરડામાં
શતાડેઓ. તરણ દાહડા પછી એ એલચીના ભાઇને લાવ
વા શારૂં તેની ગાડી શ્રી ડોવર ખાતે ગઇ. તેમાં એક ખી
દમતગાર તરીકે વેશ લઇ તે ગાડી શાથે મારો ભરથાર ડોવ
ર તરફ વગર હરકતે ગીઓ. તાથી એક નાવ કરી મારા
ભરથારને શ્રી ફરાનશ તરફે મોકલી દીધો. તે નાવના અન
જાણા ખલાશીઓ માહો માહે વાત કરતા હતા કે બારકશ
હેવુંતો ઉતાવલું ચાલેચ કે કોઇ ધણીને નાશી ભાગી જવું
હોએતો તેને એથી વધારે શારો શમો મને નહી!

તારપછી હુ પોતે એક ભલા આદમીના ઘરમાં શંતા
ઇ રહી. મારા ધણીને શહી શલામત શ્રી ફરાંશમા ઉતરવા
ની ખબર મને એ જગોએ મલી. શતાવાલાઓએ મારે
વીશે હેવો ઠેહાવ કીધો કે મારે વાશતે વધારે ખોલ કરવી ન
હી, પણ જો હું ઇંગલંડ અથવા ઇશકાટલંડમા કોઇ ઠેકાણે
ફરૂંતો મને પકડવામા આવે. એ પરમાણે ભરાઇ રેહતા
મને દરૂશત લાગ્યું નહી. મેં વીચારીઉં કે હુ છુપી બેશી રેહ
શતો મારો છોકરો ભીખારી થઇ જશે

એ પરમાણે વીચાર કરી એ ઉમરાજાદી શ્રી ઇશકાટલં
ડ ગઇ. તાહાથી પોતાના કબીલાના શંઘલા કાગજ પતરો લ
ઇને પાછી ઇંગલંડ આવી. પોતાની તથા દીકરાની બાબદ
માં શરકારને અરજી કીધી. પણ તે શતાવાલાઓએ ઉડાડી
નાખી ને તેના ભરથારની મીલકત શંધી તેઓએ જપત કી
ધી. કશો દીરગ રહેઓ નહી. તેનો આવ મીલકત શ ના
શરકાર દાખલ થયો. શુખમાથી તે એકદમ દુખમા પડી.
પણ ભરથારની જીંદગી શાથી દુનીઆં કરતાં તેને વધારે કી
મતી લાગતી શબુરી અખતીઆર કરી પોતાના વડવા
નો મુલક છોડી એ બાઇ પોતાના ભરથારને જઇ મ
લી. એ પરમાણે એ ઉમરાજાદીના પોતાના ભરથારપરનાં
પેઆર તથા તેની બાહદુરી અને હોશીઆરપણાથી તેના ભરથાર
નો ગએલો જીવ ગોએઆ પાછો આવીઓ. એ કામ મારે
તેની કીરતી બરીટીશ લોકોમાં આજ સુધી રહી ગઇછે.

## કીમીઓ તથા ધન—એક ખોલાશો.

થોડા વરશની વાતપર આપણા મુંબઇ શેહરની વશ
તી થોડી હતી. પોલીશનો કારભાર અધેર હતો. કે
લવનીનો ફેલાવો થોડોજ થએલો; શેઆન શોકત થોડાંજ
લોકમા હતી. જુગારખાનાઓ નાણાવટીની પેહડીઓની
માફક દીશતા ખડા ઠેગાઓનો રોજગાર તાજો હતો. ઠ
ગારા આદમીઓ લોકોને શારી પેઠે ભમાવી શકતા. તે વખ
તે મને મારા દોશતો "દોલતખા" કરીને બોલાવતા હતા.
મને ઘરબારનીતો કશી ફીકર હતીજ નહી. વડવાઓના પુ
નથી તે વેલા ખાધા પીધા તથા શંનશારના બીજાં શુખ વી
શે કશી વેદના બે ચવી પડતીતી નહી. જે જોઇએ તે વખ
તશર મલી આવતું. ગુરખીની મેહરબાનીથી શંનશારનો
તાપતો લાગતોતો નહી. પણ ખાડા બાજેગે શંગત પરવા
રતા અથવાતો ખડા ચોકીની થઇ. તે શંગતે મારીપર
અશર જલદીથી કીધી. તાલીમખાનાનુ જોર, જુગારખા
નાની ઇઉકતી, વેશીઆવારના મકર, જુદા જુદા અમલ ખા
નાની કેફ, એ શરવેના પવનો મને શારી પેઠે લાગા. એ શ
ઘાના ભેદ હું થોડી મુદતમાં શમજી ગીઓ. તેથી ફાએદો કે
મ મેલવવો ને તેના નુકશાનથી દુર કેમ રેહવું તે વીશે મને
શમજ હતી. પણ જુવાનીનો બાહર, શરીરનુ કવત તથા
શગાઇની કુમકનો વીચાર ઘણી વેલા મને બેરડાઇ કરવાને
હુલકાવતો. મારા બીજા શંગતીઓની માફક મારપકરનો હુન
ર હું વાપરતો. તેઓના કરતાં વધારે હુશીઆર હોવાના શબબ
થી બેરડાઇ કરતી વેલા તેઓની માફક હુ ફશી જતોતો નહી
હું તેઓની માફક ફશી જતોતો નહી એમ કે મ,
તે પરથી તમારા વાચનારાઓએ એમ નહી શમજવું
કે ઉપર જણાવેલી રીતે, જીંદગી ગુજરવાથી મને કશો
ફાએદો થઓચ હવી રીતે જીંદગાની ગુજરવાનો ઇ
વડા મને કેવો પશતાવો, થાએચ તેતો મારૂં દીલ જાણે
ચ. મને શું શું ખમવું પડીઉચ તેતો આદમીના દીલની
વાત જાણનાર જે શાહેબ તેનેજ ખબરછે. હું આટલુજ
કેહેવાને બશ ધારૂચ કે મારી આખી જીંદગીમા જેં કોઇ

ચોરી કીધી નથી. કોઇનો દગો ફાશીઓ નથી. કોઇલી પરકારની મરકુંમ આજારી કીધી નથી. હેવાં માહ પાપથી હું શદા દુર રહેઓચ. તોપણ ઉપર જણાવેલા શરખા આડા મારગથી મને ઓછામા ઓછા પચાશ હજાર રૂપીઆ રોકડા ખોવા પડેઆચ. મારી જીંદગાનીનો શઉથી જે શારો વખત તે બરબાદ થઓચ મોહટી કમાઇ કરવાનો શમો મેં ખોયોછે. વડવાઓના નામ પરમાંણે મારો દરજજો રાખવાની જોગવાઇ જતી મેલી છે. અંતે હાર માર થઇને ઠેકાંણે લાગો છેઉ. મારા મનને હવડાં દીલાશો માતરેં એટલોજછે કે મારી આબરૂ જલવાઇ છે ને હવડાં હું સુધારાની રાહપર છેઉ. ખરેખર મારી જીંદગીનો હેવાલ દુનીઆના લોકોને ગમત શાથે શીખામન આપનારી એક આછી વારતા થશે; પણ એ હેવાલ મને દરૂશત લાગશે તે વખતે જાહેર કરશ તેટલા મારા અનુભવને લગતી કીમીઆં તથા ધન વીશેની એક વાત હું તમુને કેહુંચ.

એક દીવશે હુ મારા શંગતીઓ શાથે એક બાગમાં રાબેતા મુજબ મોજ કરવાને ગયો. તાહા પુર ખુશીના બાહરમા હતો તેવાંમા શાંભલીઉ કે વડની ગાદી આગલ એક ગોશાંઇ આવીઓચ તે ખરો કીમીઆગરછે. ગરીબ ગુરખાંઓને, શુનાંના કટકા શીવાએ બીજું કશું તે આપતો નથી કોઇ આછો કીમીઆગર મલેતો શારૂં એમ મારા મન શાથે ઘણી વેલા હું વીચારતો. વાશતે એ કીમીઆગરને આવવાની વાત શાભલી તેની પાશે જવાનો ઠેરાવ મેં કીધો. બીજે દીને હુ મારા શરખા એક વેહમી પારશી શંગતીને શાથે લઇને તે કીમીઆગરના મકાન તરફ જવા નીકલીઓ. એ શંગતીનું ખરૂ નામ હાલમા જાહેરે કરવું નહી. જો નામની જરુર હોએતો તેને લેહરીખાના નામથી ઓલખાવજો. હમો, દોલતખાં તથા લેહરીખાં, વડની ગાદીપર ગયા. તાહાં ઘણો વખત શુધી આશપાશ ખબર કાહડતા માલુમ પડીઉ કે કીમીઆગર બાંદાતો એક શાંકડી ગલીમા એકાંત જગોપર રેહતો હતો. તે વેલા ચોમાશાંની મોશમ હતી. એ ગલીમા ગુંદીપુર કરતાબી વધારે કીચલ હતો. તથા બીજી નજીશાત હેવી બો મારતી કે કીમીઆનો લોભ નહી હોતતો હતો એ ગલી તરફ જોતબી નહી. પણ તે લોભને લીધે હમોએ તાંહાં જવાનો ઠેરાવ કીધો, કપરાં ઉતયાં કછાટીઆં. દગલીની બાહે મહડાવી જોરા હાથમાં લીધા ને આગલ વધીઆ. રશતે ચાલતાં અમારા પગ કીચલમા ગુતી જવા લાગા ને હેવા હલાક થઆ કે કીમીઉ શીખવાની ઉમેદ હતે નહીંતો હમો પાછા ફરતે અંતે એક મેરી પાશે આવી લગા. તાંહાં કેટલાએક શાધુઓને હમોએ બારનો આગલ બેઠેલા જોયા. તેઓને પુછતા એક જણે જવાબ દીધો કે કીમીઆગર બાવો એ મેરીમાં રેહછે પછી શાધુઓમાંથી એક બીજો જણ હમોને તાંહા જવાનું કારણ પુછવા લાગો અમોએ કહીઉં કે હમો બાવાને નમશકાર કરવાને આવીઆ હતા પેહલાતો તે શાધુ કેહવા લાગો કે તે કીમીઆગર અમારી શાથે મુલાકાત કરે હેવું નથી કેમકે તેને કોઇની કશી દરકાર નથી ને તે પોતાનો શઘો વખત શાંઇને ભજવામાં ગુજારેચ. એવી વાત શાંભલી હમો કાંઇક અંદેશામાં પડેઆ. પછી તે શાધુઓને પુછીઉં કે તમો કોણ લોકો છેઓ. તેઓએ જવાબ દીધો કે અમો બાવાના શાગરેદ છઇએ. હેવું શાંભલી અમે તેઓના કાલાવાલા કરવા મંડી ગીઆ ને અરજ કીધીકે કાઇબી કરીને હમોને બાવા શાથે મેલવો. એ પરમાણે અમોને ઘની કાકલુદી કરતા જોઇને એક બુઢો બીજાને કેહવા લાગો કે ભાઇ એ બીચારાઓની મુલાકાત આપણા ગુરૂજી શાથે કરાવી દે. એઓ શારાં માણશોછે અંતે બરી મુશકેલાતથી તે બીજાએ હમોને કહીઉ કે હું બાવાને રાતના પુછગ ને તે જો રજા આપશે તો આવતી કાલ દીને તમારી મુલાકાત કરાવશ. વાશતે તમો હવડાતો જાવો ને આવતી કાલે પાછલા પોહરે આવજો. હમો તેને કેહવા લાગા કે શાધુજી, તમે જો હમારીપર દયા લાવીને બાવા શાહેબને શમજાવશોતો તમો શરખા ખાશ ચેલાનુ તે શાંભરેઆ વીના રેહશે નહી. હમારી દાદ લાગેથી અમો શદાકાલ તમારા ઉપકારી રહીને તમુને દુવા દેશું એ પરમાણે નમનતાઇ કરી તે શાધા જણાઓને આબરૂથી શલામ કરી હમો તાહાંથી પાછા ફરીઆ. તે દીને હમારો શગલો ખેઆલ કીમીઆગરની મુલાકત કરવામા અને કીમીઆનો હુનર શીખવામા હતો. હમો વાડી ગીઆ પણ રાબેતા મુજબ કોઇ દોશતદારો શાથે હલી મલીને ગમત કરવા ગમીઉ નહી. ખાનું જાહજુ ભાવીઉં નહી. રાતની ઉઘબી પુરી આવી નહી. બીજે દીને પાછલા પોહરની રાહ જોતા બેઠી રહેઆ એકેક કલાક આખા દાહડાની બરાબર લાગો અંતે બે વાગા એટલે મારી ગાડી જોડાવી મારા મીતર લેહરીખાને શાથે લઇને હમો વડની ગાદી તરફ ગીઆ પેલી શાંકરી ગલી આગલ આવી નીચે ઉતરીઆ.

આગલા દીવશની માફકજ કપડા કછાટી જોડા હાથમા લઈ ને બાવાને મકાને ગીઆ. પેલા શીશોને જોતા વારજ નમી ને શલામ કીધી થોડોવાર તેઓમાના બે જણાઓ શાથે હમો વાત કરવા બેઠા તેટલા બીજા જણાઓ ખીશતા થયા તે બે જણમા એક પેરો બુઢો જે આગરે દીવશે હમારી દ આ ખાતો દેખાતો તે પણ હતો તેણે હમોને કહીઉં કે બાવાને શમજાવતા ઘણુંજ મુશકેલ પડીઉ ને તમારી મુલા કાત લેવાને તેણે બરી શખતીથી કબુલ કરીઉ ચ. પછી બા વાને તાજીમ કેમ કરવી તથા તેની શાથે કેવી શેઆન શો કતથી વાતો કરવી તે વીશે તેણે હમોને શમજાવીક ને બોલી ઓકે નારાએણ કરશેતો ઉમેદ પાર પડશે હેવા શકુન શાભ લી હમારૂ હઈડુ ટરખાઈ ગીઉ ને તે બુઢાને હમો કોઈ ખ રો નેક મરદ શમજીઆ આશરે શાડાચાર વાગાનો અમ લ થઓ એટલે પેરો બાવાનો ખાશ શીશ હમોને ઉપર લ ઈ ગીઓ તાહા બાહેરની બાજુએ એક કાવરાની કુર બ રેલી હતી તેની શાલે પેરો બાવા બરા મરોરથી બેઠેલો હ તો તેને જોતા વેતજ હમોએ નમીને તાજીમ કીધી પણ હમો તરફ તેની નજરબી પડી હોએ નહી તેમ તોરમા તે બે ઠો રહેઓ પેરો શીશ કેહવા લાગો જે બાવા ધેઆનમાછે વાશતે તમો મુગા મુગા બેશો. એ મુજબ હમો થાડા પાચ વાગા શુધી ચુપકીલ બેઠા રહેઆ. બાવાના ડોલ તથા મ રોર તથા ધપછપથી તે ઇશવરનો કોઈ ખરો પુજારો દીશવા લાગો. ભવા તાની ડોલા ચહડાવી, કમર ઉભી રાખી ડોક નીચી કરી હુવેતો દેખાવ કરતો કે તેથી હમારા દીલ મા તેના દબદબાએ અશર કીધી હુ ભલા પનેતરની હ જુરમાબી જે તોરથી જતો આવતો ને ઉભો રેહતો તે તોર નેલી દઈ ગરીબ લોકડીની માફક એક તરફ બેઠો રહેઓ અતે બાવા ધેઆનથી ફારેગ થઆ ને પોકાર કીધો કે "કોઈછે?" તારે શીશે જવાબ દીધોકે "હા શાહેબ હાજર" એ પછી શીશ તથા ગુરૂ વચે કેટલોએક વખ ત વાત ચીત થઇ તેટલા લેહરીખા મને કેહવા લાગોકે "દી લનૂખા કેમ તમારૂ શુ ધેઆન પોહચેશ? એ કોઈ ખરો જ ખુદાનો લાલછે" હેવામા જમીનો વખત થવા આવી ઓ એટલે તે જગોપર ફકીરો ભીખ માગવાને આવવા લા ગા તેઓને પેરો બાવો પોતાની પાશેના એક વકોરામાથી ગુનાના કટકા કે કવા લાગો તે શુતુ તે બાવો વગર જોવે રકતો ને કોઈ આપતો, કોઈ લગશે કોઈ નાવારેશ એકેક કટકો લઈને ચાલતો થતો એ ટુકડા તેઓની તરફ કે કતો તારે હેવુ ડોલ કરતો કે જાણે તેની પાશે કેટલોક અખુટ ખ જાનો હોએ ફકીરોને એ મીશાને નેહાલ થતા જોઈને હમા રા દીલમા ફકીઆની ઉમેદ પાછી જાગવા લાગી લેહરી ખા બોલેઓ કે ઇઆર બોદા કાઈ એ વલીના દીલમા રેહ મ મેને ને આપણ કામ થાએતો ગાઢ એવી તહરેવાર રી તે વખત ગુજરી ગીઓ ને આગરે શાડા શાતનો અમલ થઓ તારે બાવો ઉઠીને ઘરની માહેલી કોરે ગીઓ ને તેના શીશે હમોને કહીઉ કે આવતી કાલે આવજો એટલે બાવા શાથે વાત ચીત થશે આજે ભજન કરવાના કામમા ઘણો વખત મશગુલ રેહવાના શબબથી તમારી શાથે વાત ચીત થઈ શકી નથી ને હવેતો મોડુ થઈઉ બાવાએ એ દીન હમારી શાથે કશીબી વાત ચીત કરી નહી તેથી અલબતા હમો ઘના ઉદાશ થઆ પણ શીશે બીજા દીવશની ઉમેદ આપી હતી તેથી શબુરી અખતીઆર કરી હમો પોત પોતા ને મકાને ગીઆ બીજે દાહડે બે વાગાનો અમલ થઓ એટલે હમો બધે જણા પાછા બાવાની મેરીએ ગયા તા હા દરવાજા આગલ પેલા શાધુઓ બેઠા હતા તેઓમાથી પેરો ઘરડો પેલા ખાશ શીશને પુછવા લાગો કે એ ભલા આદમીઓની મુલાકાત કરાવી કે નહી? તારે શીશે જવાબ દીધો કે મુલાકાત તો કરાવી પણ વાત ચીત થઈ નથી હુને ખબર નથી કે ગુરૂજી શાથે આપણેબી પુરી પાધરી વાત કરી શકતા નથી એને ખુદા શવાએ બીજા કોઈની તમા નથી એ લોકોની મુલાકાતબી બરી મુશકેલાતથી કીધીચ હ વે વાતતો એના દીલમા રેહમ આવે તારેજ બનેતો પણ જો નારાએણ કરશેતો આજ મેહરબાની થઈ જશે ઘર ડો બોલઓ કે ભાઈ એઓની જે ઉમેદ હોએ તે બર લા વીદ કે આપણા ગુરૂની કીરતી અને આપણી ભલાઈની ઇઆદગારી આએ ચેહરામા રહી જાએ એ પરમાણે આશરે અરધો કલાક ગુજરવા પછી શીશ બાવાપાશે ગીઓ તાહા થોરી પલ રહી પાછો આવીઓ ને હમોને ઉપર તેડી ગીઓ તાહા હમોએ આગલની માફક નમીને શલામ ક રી બાવાએ લપમાથી હાથ હોલવી હમુને દુવા દીધી હ મોને પોતાની નજીક એક ચટાઈપર બેશવાનો હુકમ કીધો તે પછી હમારૂ નામ નીશાન પુછીઉ ને તેની મુલાકાત લે વાની મતલબ તે જાણવા માગી હમોએ શઘલી ખરી બીના કહીને બોલીઆ કે "બાવા તમારા ચમતકારીક પરાક્ રમોની ઘણી વાતો શાભલીને તમોને નમશકાર કરવા હમો આવીઆતા તમારી લગની તથા શીખાવત જોઈને હમારૂ

દીલ હેવું થઇઉછે કે રાત દાહડો તમારી શેવાજ કરીએ કે
હુસ્યારીથી ઉમેદ ભર આવી જાએ. હેવી વાતો શાભલી
બાવા મોહડેથી હશી ને બોલીઓ કે હું એક શાધું ગરદ
છેઉ ને મુશાફર તરીકે હીંઆં આવેઓ છેઉ.હુ થોડાં દીવશ
મા દુવારકાનાથજીની તીરથ કરવાને જનાર છેઉ વાશતે ત
મો શંનશારી લોકો મારી પાશે રહીને શું કરશો ? મારી શે
વા કરતા તે શાંઇની કાંઇ શેવા કરશો તો કલાણ થશે. હુ
મો કેહવા લાગા કે ઇશવર તમુને મલીઓછે વાશતે જો ત
મારી શેવા કરીશું તો હમોને ફાએદો થવા વીના રેહશે નહી
તમો હમારીપર મેહરબાન થાવોને હમોને ચાકરીમા કબુલ
રાખો. એ મીશાલ હમોએ ઘણા કાલાવાલા કીધા અતે
બાવાનું દીલ પીગલીઉ ને તેણે કહીઉં કે તમારી એમજ ખુ
શીછે તો હીઆં આવતા જાવો ને નારાએણને ભજો બાવા
ના હેવા શકુનો શાંભલવાથી હમોને કેટલો હરખ ઉપજીઓ
તે કોણ કહી શકશે ? હમો તે જગોએથી આશરે આઠ ક
લાકે ઉઠેઆ તે પાધરા વાડી ગીઆ. તાહા ભરી ખુશીથી ખુ
બ નોન કીધા પછી પોત પોતાને ઘેરે ગીઆ હમો દર રો
જ કેટલેક વખતે બાવા પાશે જવા લાગા. હેવાન કરતાબી
બદતર નમનતાઇ કરતા રહેઆ. તે વેલા મારા ગલામા
શુનાંની મોહટી હાંશડી તથા કાનમાં કીમતી બાલી, કમરે ક
દોરો ને હાથે શુનાના ભારી વાલા હતા તે તરફ બાવા ચ
કી તહેરે જોતો. પાચ શાત દાહડા ગીઆ પછી એક દીને
બાવાએ મને પોતાની નજદીક તેડીઓ ને કહીઉં કે બાલકા
તારૂ ભાએગ ઘણુ શારૂંછે. શ્રી નારાએણજીના ઇશારાથી
તારૂં મોહ જોતાનેવાર મારા દીલમા ઘણી મેહર આવેછે. તુ
નારાએણને ભજતો રેહે તે શાંઇથી તારૂં કલાણ થશે. તે કર
ગે તો (મારા હાથ તરફ આગલી કરીને) આવા કાંઇ વાલા
તુ તારા કબીલાના શઘલા લોકોને પેહરાવશે. એ પરમાણે
મને ઉમેદ આપવા લાગો. તે શાંભલી મેં ધારીઉં કે ચાલ
પાર પડી ગીઓ. પણ બાવાનો ભેદ તો એ હતો કે મને ન્યે
હાલ કરવાની વતી તે પોતે નેહાલ થાએ ને શુનુ કરવાને
મને શીખવવાને બદલે તે પોતે મારા આંગપરનુ વીત લઇ
લીએ. એ વીશેનો ખોલાશો હવે પછી થશે. હમો બાવા
ના શીશ થઇને રહેઆ. મારીપરે બાવાંની મોહટી મેહરબા
ની જોઇને લેહરીખાં શલાપો કરવા લાગો. તે કેહેવા લાગો
કે ઇઆર ખુદાનીબી શુ રીતછે કે બંદગીમા બરેઅ. તમુને
કશી પરકારની ખોટતો છે નહી. ખુદા રાખે મુરબીની
દોલતથી જે જોઇએ તે વખતશર હાજર થાએચ. તે
છતાંબી વલી બાવો તુને કીમીઉં કરવા શીખવવા કબુલ
થાએચ ! મારી દાદતો કોઇ લેતુંજ નથી. હવે હુ આગલતો
બાવાને તાંહા બે તરણ કલાક જતો તેને બદલે હવશ ઉપલી
બાવાની વાતો શાંભલી આખો દાહડો તાહા જઇ બેશવા
લાગો. એ પછી બે ચાર દાહડા થઆ એટલે હુ બાવાને
કેહેવા લાગો કે ગુરૂજી મેરબાંની કરી મને બતાવો કે કીમી
ઉં કેમ થાએચ. બાવો જાણે પેઆરથી શાભલતો હોએ હે
વા નેન કરી મને કેહવા લાગો કે બેટા હુ તુને આવતી
કાલે બતાવશ. તું પોતાની શાથે થોડો પારો ને એક મુસ
તથા કોલશા લાવજે. બીજે દીને પાછલા પોહરના એ વશતુ
ઓ લઇને હું લેહેરીખાં શાથે બાવાના મકાનપર ગીઓ.
આશરે ચાર કલાકે બાવાએ હમોને કહીઉ કે પેલુ ઠીકડું લઇ
તેમાં કોલશા ભરી આગ શલગાવો. મેં લેહરીખાંને હાથે
તે ઠીકડું મંગાવી તેમા કોલશા નાખી બદામના કોશલામાથી
પારો મુશમા રેડી તેપર હમારે હાથેજ કોલશા ભરી તુરતી ફુ
કી આગ શલગાવી કે બાવાએ કીમીઉ કરવાને બાને કશી
પરકારે હમોને ઠગો નજર ચુકાવી હમોને ભમાવેઆ હેવો
શક આવે નહી. આગ શારી પઠે શલગીઆથી પેલી મુશ
જાગે લાલીપર આવી ધકધકવા લાગી તારે બાવાએ કહીઉં કે
હવે કાંઇ કાઠી લઇને મુશમા હલાવો. હમે આશપાશ જો
વા લાગાતો હલાવવા લાએક કશી શલી અથવા કાઠી દીશી
નહી બાવાએ કહીઉં ઉતાવલ કરો. હીજરી નાખો કા
ઇ બીજી કાઠી નથી તો કશી ચીંતા નહી આ કુરમાથી કાવ
રૂ ભાજી તેણે હીલવો. મેં મારે હાથે તુરત એક કાવરૂ ભા
જીઉ ને મુશમા હોલવવા લાગો. તેટલા બાવાએ એક શીશી
કાહડી. તેમા કાંઇ શફેદ ભુકી હતી. બાવા બોલેઓ કે
કીમીઆની શઘલી કરામત એમાછે. એ અખશીરછે. દા
વે હીલવતા ધકધકતા ઇંગાર તથા તુરતીના પવનથી થતા બ
રતના તાપે કરી પેલુ હીલવવાનુ કાવરૂં એક પલવારમાં
બલીગીઉં એટલે બાવાએ રાઇ જેટલી પેલી ભુકીની ચરમ
મને આપી કે આએ અખશીર મુશમા નાખ. મેં તેમ
કીધું. મુશમાં કાંઇ પાંણી થઇઉં. બાવાએ જમીનમા એક
ખાડો કરાવી તેમા તે પાણી રેડવા કહીઉં. તે રેડતાને વા
રે હમોને જે અચરતી ઉપજી તેનો અટકલો કોણ કરી શક
શે વારૂ ! તે ખાડામાં ચોખા કુનદનનો કટકો હમોએ જો
એઓ ! ને એક બીજા તરફ નજર કરી બોલીઆ કે "શાવ
તખા લેહરીખાં !" હવે હમોએ કીમીઆગર બાવાના હુકમ
મુજબ બજારમાં જઇને તે શુનુ વેચીઉ તો બોતેરીશ રૂપીઆ

નો ભાવ ઉપજ્યો. તે રૂપીઆ હમે બાવાના ફરમાવવા મુજબ તેની નજદીક લઈ ગીઆ. તે તેણે લઈ મેલીઆ. તેણે મને કહીઉકે તારૂ ભાગ્યેગ શારૂછે વાશતે તું નારાએણજીની ઇઆદ કરતો રેહ ને લોભ લાલચથી તારાં દીલને દુર રાખ ને ફકીરોની બરદાશત લે. એ બોલવાનો ભેદ છેક મોહેથી હું શમજ્યો. તે એમકે હાથે પગે ને શાહે જે હોએ તે કાહાડી બાવા, તથા તેના ફકીરોને વરતાવી દેવુ.

એ મીશાલે કેટલાએક દાહડા ગુજરી ગીઆ. હું તથા લેહરીખાંતો ખચીત શમજ્યા કે બાવા કીમીઆગર છે તેથી શવારથી તે શાંજ શુધી તેની આગલના આગલ રેહવા લાગા બાવાના મકાનપર દરરોજ જતા રહ્યા. બાવાની મેહરબાની પોતાપર ખેંચવા શારૂ લેહરીખા દરરોજ ગાડના પઇશા ખરચી તહરેવાર વશતુઓ સોગાદ લાવતો જાએ ને બાવાના ફકીરો તે કરારથી અગીકાર કરે. પછી એક દીને હું ઘણો બજીદ થયો ને કીમીઉ શીખવા માગીઉ બાવા બોલીઓકે "દોલતખા" શાઇની તારીપર મેહરબાની છે પણ તું કીમીઆનો ખેઆલ નો કર. તેથી તુ ખરાબ મલશે. કીમીઆગરને શ નશાર તજી ઘરબાર વગરના થઇ જગલમાં વેરાગીની માફક રેહવુ પડેચ. બાજે વખત જાહડના પાતરાં ખાઇનેજ વખત લેવો પડેચ. ચંધી વાતે શખતી ખેંચવી પડેચ. તે તારાથી બનશે નહી ને તું દુખી થશે" પણ એવી શીખામન મેતો શાબલી નહી ને તે શીખવા હુજત લીધી બાવાએ કહીઉ કે એ કામ શીખનાર જારે એલમનો અભીઆશ કરવા માડે તારે તેની પાશે આએ અખશીર પેહલાં કરાવવી જોઇએ. એ શીખવું મુશકેલછે ને એ માટે ખરચબી થાએચ તેટલું જો તુ કરશેતો પછી તું શીખી જશે ને પછી તો હુનરના બલથી હેવી કાઇ અખશીર બનાવશે. પણ જો તું ઇઆર રાખ કીમીઉ શીખીઆ પછી તુને શંનશાર તજવો પડશે. મેં જોઇઉ કે એતો શાધુઓની બધી વાતછે. એકવાર કીમીઉ આવડીઉ એટલે પછી દલદરજ ગીઉતો ચીતા શાની. પછી મે બાવાને પુછીઉ કે એ કારખુશર ખરચ શું થશે. બાવાએ કહીઉ કે પેહલ વેલા અલબતા પાચશે શાતશે રૂપીઆ થશે. તે તુ લઇ આવ ને હું તુને જેમ કેહું તેમ તારે હાથેજ ખરચ કરીજે હું તેની રજા લઇને ઉઠવા લાગો તારે તે ફરીથી મને શીખામન દેવા લાગો કે તું જાણે ઘરબાર તજવાનો હોએ તોજ એ એલમ શીખવાનો હેડાવ કરજે. મારેતો ગરીપર મેહર અલેચ તથા તું કોઇ બુનીઆદનો બેટોછે વાશતે હું તુને તે બતાવા માંગુચ. બાકી મારા ગુરૂનુતો તેહકીક હેવું ફરમાંનછે કે એ એલમ કોઇનેબી કદી શીખવવો નહી. હેવી વાત શાભલીને હું ઘેર ગીઓ કીમીઉ શીખવાંનીતો ઘની મરજી પણ બાવાએ રૂપીઆ માગેઆ તારે તેની પાશે ફરીને જવાને જરા આંચકો લાગો. એકતો તે વખતે હું કરકો હતો. બીજુંતો મારા બાપની ધાંશતી લાગી કે રખેને તેના જાણવામા આવે કે હુ કીમીઆના લખમાં પડી નાણું ઉડાઉછું. કેમકે મારા બાપનો હેવોજ વીચાર હતો કે કીમીઆગર નામે ધુતારા હોએચ હેવો અંદેશો કરી કીમીઆગર બાવા પાશે જવાનું મેં પેહેલવાર બધ રાખીઉ. લેહરી ખાનને મેં શમજાવીઓ કે મારે વીશે બાવા પુછેતો કેજે કે હું કામેલી છેઉ તેથી અવાતુ નથી. લેહરીખા મને ઠપકો આપી બોલઓકે ઇઆર લખમી ચાનો કરવા આવેચ તારે મોડું ધોવા જાએચ! જો બાવા મેરબાંનછે તેટલાં શીખી લે. મેં તેને મારા અદેશાની વાત કહી નહી ને શમજાવીને કાહડેઓ. લેહરીખાતો બાવા પાશે દરરોજ જઇને શેવામા હાજર રેહવા લાગો બાવાની તારીફ ગામમા ઘણે ઠેકાણે થવા લાગી તેથી હમારા શરખા ઘનાએક લોભીઆ તેની પાશે આવવા લાગા. બાવા મારા શરખા જીવાનોનાં મોડા જોઇ તેઓને વારા ફરતી કીમીઉ કરવાની પોતાની શકતી બતાવવા લાગો. શઉ કોઇ પાશે બાવા પારો તથા મુશ મગાવતો. શઉ કોઇને હાથે કોલશા ભરાવી મુશમા પારો ભરાવી તે મુશપરબી કોલશા શીચાવી તુરતી ફુકાવતો. શઉકોઇ હશતક દાવરાએ હલાવી પેનુ શુનુ ખાડામાથી ઉચકાવતો ને વેચાવતો. શધાં જણ હમારી માફક અચરત થઇ બાવાપર જેટી ન લાવતા. ઘણા લોભીઆઓ પાશે બાવાએ મારી માફક રૂપીઆ મગાવેઆ જે કેટલાએકોએ થોડા ઘના લાવી આપીઆ ને કીમીઉ શીખવાની, ઉમેદમા પછારા ખાવા લાગા. પણ અંતે થાકી મારગ લાગા. લેહરીખાં જે બાવાને તાંહાં દરરોજ જતો તે મને મલે તારે શધી વાત કરતો. મેં બાવાને તાંહા જવાનુ બંધ કરવાને આશરે એક પખવાડીઉ ગીઆ પછી લેહરીખાનનો ખીશો હું તર જોવા લંગો. તે નવી પાગડી બાગડી બધાવીને ભારી જપકાથી ફરવા લાગો વાડીના દોશતદારોને વા રતે તહરેવાર ભેટ લાવવા લાગો ને પઇશાદારનુ રૂપ લઇ બેઠો. હુ લેહરીખાની [illegible] જાણતો હતો તેથી વીચાર કરવા લાગો કે એને કાહા તરાકો પડેઓ. ને તેની હાલતમાં, હેવો શારો ફેરફાર થવાનો ભેદ શો પુછીઓ પણ તેણે કાઇ કહીઉ નહી. એ મીશારે પદર

વીશ દાહડા સુધી ચાલીઉં. પછી લેહરીખાંનો દમામ કાંઈ
ક નરમ પડેઓ. તોબી આગલી દલદરી હાલત કરતાં તે
ઘર્ણી શારી અવશથામાં રેહનો. તેના મોહડાંપરથી દેખાતું
કે આગલની માફક સંનશારની ફીકર તેના મનમાં હતી ન
હી.' એક દાહાડે મેં લેહરીખાને બઝીદ થઈને પુછીઉં કે તુ
ને કાંઈ ચાકરીતો લાગી નથી. તુ કશો ધંધોબી કરતો નથી.
તારી પાશે કશી દોલત હતી નહી. વાશતે આગલ કંગાલ
ને હવડાં હાવી શારી અવશથામા કેમ આવીઓ. લેહરી
ખાએ મને કહીઉકે ઈઆર તું બોલનો. મારી પરતો બાવા
ની મેહરબાંની થઈચ મેં પુછીઉ તે કેમ? તારેતે ઘભરાએ
ઓ. હું બઝીદ થઓ. તેણે કાંઈ આનાકાની કરી ને અંતે
ભેદ કહેઓ. તે બોલીઓ કે એ બાવોતો ખરોજ ધુતારોછે.
હું અચરત થઈને પુછવા લાગો " કેમ કેમ " ? લેહરીખાએ
કહીઉં કે તે દીને આપણને સુનુ કરી બતાવવા પછી તે તો
રૂપીઆ આપવાને કુએ તાંહા આવવાનુ બંધ કરીઉ તે શારૂ
થઈઉં. 'નહીતોકે નઠારો ફશી ગીઓ હોતે. મનેતો લા
લચ લાગી તેથી તુને પડતો મેલી હુતો લાગુજ રહેઓ
કે બાવાની મેહરબાંની થાએ ને મને કાંઈ બતાવી દે અથ
વા થોડુક આપી દીએતો દલદર જાએ હું તાહા જઈને
રોજ આખો દીવશ બેશવા લાગો. બાવાને વાશતે મારીથી
બની આવતી ચીજ શોગાદ લઈ જતો જે કોઈ આવે જા
એ તેને' બેઆન શોકત શીખવતો બાવાની શેવા કરતો ને
તે જારે જારે હુકમ કરે તારે હાજર થતો. કીમીઉ જેને બ
નાવવું હોએ તેની પાશેજ એ બાવો સુશ તથા પારો તથા
કોલશા મગાવતો'ને સુશ કોલશામા મેલી તુરતી ફુકાવી હી
લાવી અખશીર નખાવીને ખાડામાં શુનુ રેડાવતો. ને
શુનુ તેઓજ પાશે બજારમા વેચાવતો એ પરમાણે કેટલા
એક દીવશ શુધી મેં જોઈઉ. એક દીને મારા મનને લાગીઉં
કે શ ધી તઈઆરી કીમીઉ જોનારના હાથથી કરાવેચ ખરી
પણ હીલવતી વેલા કાવરૂજ કામ આવેચ ને બાવાના શાગર
દો ભાગેલા કાવરાં દરરોજ ચુપ ચુપ કાહડી પાછાં આ
ખાં મેલેચ તેનો ભેદ શુ હશે ? તે વીશે મને ઘની ચટ
પટ થૈઈ. મેં તેનો ખોલાશો શમજવાનો ઠેરાવ કીધો.
વાશતે બીજે દીને નવરૂ જોઈને એક કાવરૂ ભાગી મેં આ
રા ગજવામાં ઘાલીઉ પછી બાવાની રજા લઈને ઘેર આ
વીઓ. તપાશીને કાવરૂં ચીરીઉ. જોઉંચ, તો કાવરાનો
ગરં કોતરી કાહડી ખાલી જગોમાં શુનાની રેતી ભરી મોહડું
'કાવરાંના ગરથીજ પુરીલીધેલું'. મેં જોઈઉં કે ભેદતો પાઓ,
હવે ઠીકછે. હું તે રેતી એકઠી કરી વેચી આવીઓ. આ
પણે શાથે મેલું શુનુ વેચવા ગીઆતા તારની માફક તોલાએ
ઓગનીશ રૂપીઆનો ભાવ ઉપજેઓ જે રૂપીઆ મનેઆ
તે મેં ગજવામા મેલેઆ, પછી દરરોજ બાવા પાશે જવા
લાગો. મારી શાથે ઉંચી ચીજોની શોગાદ પણ લઈ જતો રહે
ઓ. દાવ જોઈને કાવરૂં ભાંગી ગજવાંમા મેલતો ને બજાર
મા વેચી વકરો કરતો. આઠ દશ દીન ગુજરી ગીઆ તા
રે વારા ફરતી કાવરાં ઓછાં થતા જાણી બાવાનેતો ઘભરા
ટ થઓ કે વળી તાંહા કોણ ઠગ લાગુ થાએઓ તેને મા
રીપર શક ગીઓ એક દીને તે પોતાની કોઠરીમાં ગી
ઓ. નવરૂં ધારીને હું કાવરૂ ભાંગવા ઉઠીઓ પણ બા
વો તો એક ખુનાનાં આંધરામાંથી મારી તરફ જોઈ ચોકી કરતો
હતો. જેવું મેં કાવરૂં ભાગીને ગજવાંમાં મેલીઉં તેવોજ તે
ધુમધામ કરતો બાહેર આવી કેહવા લાગો કે કમબખત એ
શું કામ કરેછે ? મેં જોઈઉં કે હીઆ કાંઈબી નરમાશ કરશ
તો ઠીક પડશે નહી તેથી હુંબી ધુમધામ કરવા લાગો. બાવાને
મેં ધમકી આપી કે તું બરો ઠગારોછે ને અનજાણ્યાં લોકોને
મકરથી ફશાવેછે વાશતે હુ જઈને તારા ટરકટ શરકારને જાહેર કરૂં
મ.બાવાએ જારે જોઈઉં કે આએ કોઈ લફંગોછે તારે મને
શમજાવી કેહવા લાગો કે જો તું મારા કેહવા પરમાણે ચાલ
શેતો તારૂબી કામ થશે. મેં પુછીઉં કે તે શુ ? બાવાએ ક
હીઉ કે તુ એ વાત કોઈની આગલ કરતોનો તું હી
આ દર રોજ આવી સુખે બેશજે ને શાજના એક રૂપીઓ
લઈ તારે મકાને જજે તારી પાશે કોઈ શેઠાર આવેતો
લઈ આવજે એટલે આપણ શ ધાનુ ચલાણ થશે મેં વી
ચારીઉં કે એબી ઠીકછે. હવે એ પરમાણે આજ પાચ શા
ત દાહડા થઆ તાંહા જાઉંચ. રોજ શાજના રૂ૧) લઈને
ઘેર આઉંચ એજ મારે મનશે કીમીઉ છે. બાકી કીમી
આનો ભેદતો હેવોછે વળી જે ફકીરોને બાવો ધુમધામથી
શુનુ જ.પેછે તેતો બાવાના ભેડુ મળતીઆછે. તેઓ માલ
પરથી લોકોનાં દેખતા શુનાના કટકા લઈને ઉતરેચ તે બા
વાના માણશો રહેથી તેઓ પાશથી લઈ મેલેચ ને એકકુ રૂ
પીઉં આપી તેઓને કાહડી મેલેચ. તે ફકીરો દેહડીઆ
ની લાલચે દર રોજ તાહાં આવીઆ કરેચ. વળી મુશમાં
જે પારો નેખવામા આવેચ તે ગરમી લાગાથી ઉડી જાએચ.
પાછી કાવરાંથી હીલવવા જઈએચ એટલે કાવરૂ બળીને પે
લી ભુકી મુશમાં પડેચ. તેમા પેલી ભુકી નખાવેચ તે કાંઈ
ખારછે વાશતે કાવરાંથી હીલવતાં મુશમાં જે શુનાની

બારીક લુકી પહેલી હોએ તેનુ પાણી થાએય ને જમી નનાં ખારામાં રેડવાથી પાણુ શગીન શુનુ બની ગે હય વલી બાવાએ તમુને પેહલાં પશંદ કીધા તે ત મારે હાથે કાણે ને ગલામા જે દાગીના હતા તે જોઇને જ કીધાતા કે આએ કોઇ શગો બીનુછે. લેહરીખાની હે વી વાત શાંભલી ને મને ઘણુ હશવું આવીઉં. પણ હું કાં ઇ મુએ બેહો નહી મેં જોઇઉં કે હુબી શાંનને છેડે બા વાનાં મકાનપર એક ફેરો ખાઇને રૂ૧ દર રોજ કાંએ નહી લાઉ. બીજેજ દીને હુ લેહેરીખાંની શાથે બાવાને મકાને ગીઓ. હેમો બ ધેને જતાં જોઇ બાવો મનમાંતો કાંઇ બ બડેઓ કે વલી એક ખપર બીજીનેબી લાવીય પણ તે બીચારો શું કરે? કશો ઇલાજ રહેઓતો નહી. મારી તર ફ જોઇ હશીને બોલેઓકે આયો "દોલતખા તમો ઘણે દી વશે કાથી આવેઆ?" મેંબી ખોશથી હશીને જવાબ દીધો કે બાવા ઘણા દીવશ થઆ દરશન થઆંતાં નહી વાશતે આજે હીઆ આવીએ બાવા નારાએણુની મારાપર ખરે ખર મેહરબાંની થઇય કેમકે તમારા પરતાબથી કીમીઉ કરવા નીરીત મનેબી આપોઆપ શમજે પડીય ને આએ કુરના કાવ શાં હીલાવવા કાજે જો તમો મને આપસોતો હુબી શુનુ કરશ. મને અખશીરનીનો કાંઇ જરૂર નથી. બાવા હો કુ હીલાવી ને કેહવા લાગો કે તમો દોલતખા તથા લેહરી ખાં શરખા બીજા કોઇ આદમીઓ મને કેપે મનેઆ નથી. ખેર હવે તું શંધી વાત માંડી વાલ ને લેહરીખાંની માફક રૂપીઓ એક દરરોજ તુનેબી મલશે તે લઇને ચુપકીદી પકડ જે. મે ઇશવરને દુવા દીધા ને બોનેઓ કે દરરોજ વારી ની ફી ને કપડાંની ધોવામન નીકલી.

હવે હમો દરરોજ બાવાને મકાને જવા લાગા હું તો તાંહા આશરે અરધો કલાક બેશી રૂ૧ લઇને પાછો ફ રતો. પણ લેહરીખાને કાંઇ વધારે લોભ લાગેલો તેથી તેતો તાંહાં આખો દીવશ પરીઓ પાંધરીઓ રેહતો. એ પરમા ણે બાવાને હેમો બે જણાને હશાબે દર માશે રૂ૬૦ નો ખ રચ લાગો તેની શાથે હમારા શરખા બીજા લફરાં પેહ લાંથી વલગેલાં હતાં. બાવો લેહરીખાને કેહવા લાગો કે તુ કોઇ ચેકારો પકડી લઇ આવશેતો આ તણો રોજગાર ચાલુ રેહશે નહીતો કે મારેતો મુમબઇથી જતું રેહું પડશે. લેહરી ખાબી શમજેઓ કે બાવાની વાત ખરીછે. તેથી તે કોઇ કીમીઆગરેાા પખ રાખનારાઓને શોધવા પડેઓ. તે કોઇ બેઇ મેલા, કોઇ શુનાંના પુતલાંઓને ફાંદામાં પકડીબી લાવ તો પણુ એ કીમીઉ શીખવા આવનારાઓ પાંશે બાવા જે ખરચ કરાવવા માંગતો હતો તેવા ખરચનાર લેહરીખા ને કોઇજ મલેઆ. એક દાહાડે બાવાનો એક ચેલો ગામ મા ફરી શાંજને વખત પાછો આવીઓ તેને બાવાએ ખબર અંતર પુછી બીજી વીનાઓ શાથે તે કેહવા લાગો કે આએ શેહરમા કીમીઉ શીખનાર કરતા ધન ઘુડનારા લો કો વધારેછે બાવો હશીને બોલેઓ કે ઠીકછે. મને જેમ કીમીઉ કરતા તેમજ ધન કાહડતા આવડેછે લેહરીખાને તે ણે કહીઉંકે તુ આ શેહરનો રેહવાશીછે વાશતે કોઇ ધન ઘુડ નારને પકડી લાવ આપણે તેનુ ધન શારી પડે કાહડી લેઇશુ. લેહરીખાએ હા ભણી તે ચેકાર શોધવા લાગો. બાવો ચેકા રને વાશતે ફાંદો તઇઆર કરવામાં ગુંથીઓ. લેહરીખા પોતા ના પડોશીઓ શાથે જારેબી વાત ચીત કરેતારે પોતાના ગુરૂની વીશે ડીંગ મારવાને ચુકે નહી. એક વખત તે પોતાના એક મીતરને મલીઓ. તેનુ ખરૂ નામ અતરે છુપાવી તેને લુનેખાં ને નામે હુ ઓલખાઉંમ. એબી હમારી માફક પારશી હતો ને એક પઇશાવાલા મારવાડી શોદાગરનો ચાકર હતો. તેની આગલ લેહરીખાએ પોતાના ગુરૂના એલમની બેહદ તારીફ કીધી. કીમીઆના તથા ધન કાહડવાના કામમાં બાવો એકકોછે હેવુ કહીઉ. તે વીશેના ગમતકાર બતાવવા શારૂં શાંજને વખતે લેહરીખા લુનેખાને બાવાને તાંહા તેડી ગીઓ. બાવાને ચેતાવીઆ પછી લેહરીખા લુનેખાને મા લપર લઇ ગીઓ તાંહાં જે કોઇ ફકીરો આવે તેને બાવા સુનાના કટકા આપે તે જોઇને લુનેખાની અકલ હેરાન રહી તે તાંહાથી થોડેકવારે ઉઠી પાધરો પોતાના મારવાડી શેઠની પેહડીપર ગીઓ તે પેહડીનું કામ રતનમલજી નામનો મુ નીમ ચલાવતો હતો. તે મુનીને પુછીઉંકે તોકુ કેમ થઇ ઉ? લુનેખાએ શધી બીના કહી. તેને મોહડેથી એ શુ શાંભલી મારવાડી અચરત થયો. તેણે બાવાની મુલાકાત ની ખાએશ કીધી. લુનેખાએ ધીરજ રાખવાને ભલામન કીધી. તે પાછો લેહરીખાંને મલેઓ. લેહરીખા બરૂ લોલ કરીને બોલેઓ કે એ મુલાકાત કરાવવી મોહટી મુશકેલછે બાવાને કશી તમા છે નહી. તે પોતે લોભીઓ નથી ને લે ભીઆઓની શંગત ચાહેતોબી નથી. હેવી ડમરની વા તો શાંભલીને લુનેખાં નીરાશ થઓ. [illegible] શેઠ જની ઓ તારે કહીઉં કે બાવાની મુલાકાત કરવાને લેહરીખા મુશકેલ ધારેય. મારવાડી પોતે કાંઇબી કરીને બાવાને મ લવા માંગતોતો. તે પોતાના ચાકર લુનેખાંની શાથે ચાહ

વારને પોહોર લેહરીખાને ઘર આવીઓ. ઘણા કાલાવાલા કરી લેહરીખાનને શમજાવીઓ ને પોતાની ઉમેદ બર આવેથી ઇનામ આપવાને કબુલ કીધું. લેહરીખાં જેમ તેમ કરતા શમજીઓ. તે બંને જણાને લઈને મારે ઘર આવીઓ. શંધી બીના મને એકાંત કહી. તેથી જોઈઉં કે શેઠારતો અઠો છે. મે પોતાની ગારી જોડાવી તેમાં હું તથા લેહરીખા બેઠા. મારવાડી તથા લુલેખાં તેની ગારીમા બેઠા. શંધા જણ બાવાને મકાને ગીઆ. હુ મારવાડીને તથા તેના માણશને વાતે રોકી નીચે ઉભો. લેહરીખા બાવાને ઉપર ચેતાવી શધી તદબીર કરી આવીઓ. અંતે હમો શંધા જણા ઉપર ગીઆ. બાવોતો ધુઈ શલગાવી બરા તોરથી ધેઆન ધરી ભજન કરવામાં મશગુલ હતો. હમારી કોઈની તરફ તેણે દરશી નજરથી કીધી નહી. હુ તથા લેહરીખાં થોડે છેટે શાદરીપર બેઠા. મારવાડી તથા તેનો માણશ થોડા દુર ઉભા રહેઆ ઘનો વખત ગીઓ પણ બાવો ભજનથી ફારેગ થઓ નહી. મારવાડી તથા લુલેખા ઘના તપેઆ, પગ દુખવા લાગા ને અકર વકર થઈ. અંતે બાવાએ ખખાર.મારી પુછીઉ "કોઈ છેરે" લેહરીખાએ જવાબ દીધો "હાજર શાહેબ." બાવાએ દુધ માગીઉં. લેહરીખાએ તે તુરત હાજર કરાવીઉં. દુધ પીધા પછી મારવાડી તથા લુલેખા તરફ જોઈને પુછીઉં કે એઓ કોણછે. લેહરીખાંએ ખોલાશો કીધો ને કહીઉં કે એઓ ગુરૂજીના દરશન કરવાને ઉમેદવારછે. હેવુ શાભલી બાવાએતો શધો મીજાજ ખોઈ દીધો. બાવાએ ગુશાથી લેહરીખાંને હરૂત કીધો કે તુને કશી અકલ નથી કે જેને તેને હીઆ લઈ આવેચ. હું કાંઈ હીઆં ધનવો કરવા કે ધુતારાપણું કરવા નથી આવીઓ. મારે દુનીઆનાં લોકો શાથે શું કામછે? પછી મારવાડી તથા ભોલાશાહને હેવા ધમકાવી કાડેઆ કે તેઓતો લાકડીની માફક કામપવા લાગા. લેહરીખા તેઓને અશારત કરી નીચે લઈ ગીઓ. તાહાં તેઓને કહીઉ કે આજ ગુરૂજી રૂશાએલોછે. કાંઈ ચીંતા નહી વલી કાલે વાત [illegible] તમો કાલે જરા વેહલા આવજો ધેઆન ધરવાને વખત કોઈની શંગત એને પશંદ નથી. મારવાડી બીચારો કેટલાએક કલાક શુધી ઉભો રેહવા પછી એ પુરે તાણે નાઉમેદ થઈ પાછો ફરીઓ. બીજે દીન આશરે, ત્રણ કલાકે હમો પાછા બાવાને તાહા આવીઆ. લેહરીખા આગલની માફક પેહલાં ઉપર ગીઓ. તેટલાં મારવાડી તથા તેના લુલેખાને વાતે રોકી હું હેઠો ઉભો. થોડી પલમાં લેહરીખાંએ અશારત કરી હમોને ઉપર તેડેઆ. બાવાની નજર દાદર આગલજ હતી મારવાડીની તથા તેની નજર એક થતા વેતજ મારવાડીએ નમીને હાથ જોડી દંડવત કીધો. બાવાએ પાછો હાથબી હલાવીઓ નહી. લેહરીખાંએ કહીઉ કે એ ઘણો શારો માણશછે ને નેક દેઆનતથી ગુરૂજીના દરશને આવીઓછે. ગુરૂજીતો વલી ના કેહવા લાગા. તેવન બોલીઆ કે મારે કોઈના દરશન જોઈતા નથી. હું શાધુ બાઈછુ. હું શાઈને ભજવા શવાએ કશો બીજો વીચાર રાખતો નથી. મારવાડીતો પાછો ધ્રુજવા લાગો. પંશીનો તેના આખાં શરીરને ધોવા લાગો. મોહડુ કુમલાવીને હમારી તરફ તેણે જોઈઉં. મે હાથની અશારત કરી તેને કહીઉં કે કાંઈ ચીંતા નહી. પછી હમોએ બાવાને ઘના શમજાવીઆ. બાવા અંતે રાજેતા મુજબ હશીઆ. તેવણે મારવાડીને તથા લુલેખાને બેશવાને ફરમાવીઉ. બેર આડી એતની વાતો કરવા પછી મારવાડીએ અરજ કીધી કે બાવા તમે મને પોતાના શેવકોમાં શામેલ કરો જે મારૂં કલાણ થાએ. એ અરજ બરી મુશકેલાતથી બાવાએ કબુલ રાખી. એ પરમાંણે વાતચીત થતી. એવામાં વલી આપરા પાગલા ફકીરો આવવા લાગા. તેઓની તરફ બાવો બેધડક શુનાના કટકા ફેકતો ચાલીઓ. તે લઈ ફકીરો તેના પરતાબની તારીફ કરતા પાછા ફરીઆ. એ જોઈ મારવાડી તો અતીઘણો તાજુબ થઓ. ને તાજુબ નહી કોણ થાએ! બતીનો વખત થઓ એટલે મેં મારવાડીને અશારત કીધી કે હવે ઉઠો. હમે શંધા જણા બાવાની રજા લઈ નીચે ઉતરેઆ. બાવાના શીશ પાશેથી મે મારા બે દાહાડાના બે રૂપીઆ ઓગતમા લીધા. શધા જણા પોત પોતાને મકાને ગીઆ. તારપછી મારવાડી રોજ બાવા પાશે આવી શારો દાહડો બેશવા લાગો. તે બાવાને વાશતે તથા તેના ફકીરોને વાશતે દુધ, શાકર, ઘી, તરકારી, આટો, મેવો શરવે લાવતો ગીઓ. મને તથા લેહરીખાંને હમારે લાએકની બેટ વારાફરતી, કરવાને ભુલીઓ નહી. એક શાજના બાવાએ હમુને કહીઉ કે મારવાડી જાણે નહી તેમ તમો કાલે રાતે થોડોએક ગંધકનો તેજાબ તથા થોડું શીશું તથા તરાબાની એક દેગ લાવજો. તેનો ખરચ થાએ તે તેણેજ આપીઓ. હમો તે બીજે દાહડે શહવારમા લઈ ગીઆ. બાવાએ શીશું તાતવી, દેગમા નમાવીઉ. પછી મોહડું તાબાના પાંચ નાંથી બંધ કરી હમોને કહીઉ કે ટાંકા મરાવી દેજો. હમોએ તેમ કરીઉ. પછી બીજી રાતે ગુપચુપ તેને તાહાં રે

લઇ ગીઆ. તેપર બાવાએ ગધકનો તેજાબ લગાડીઆથી તે
વાશનપર મોરથુથુનો કીટ ચહડેઓ ને ઘનુ પુરાનુ હોએ હે
કું દીશીઉ. પછી બાવાએ હમુને હુકુમ કીધો કે કોઇ હે
વી જગો જોઇ કાહડો કે તે ઘણુ શુધી હવન પડી હોએ.
હમોએ બીજે દાહડે ખુબ ખોલ કરવા પછી ગીરગામમા એ
ક જગો શોધી કાહડી તે જગો વીશે તેના ધણીને હેવો
વેહેમ હતો કે તાંહા ભુતછે તેણે તે હવન નાખી મે
લી હતી તે જગોને વીશે લોકોના મનમાબી હેવી ધાશ
તી હતી કે પોલે દીવશેબી કોઇ લોકો તાંહા જાએ નહી. તે
જગો હમોએ બાવાને દેખાડી. બાવાએ તે પશંદ કીધી.
બીજે દીને શાજના હું તથા લેહરીખાં તથા બાવા તથા તે
ના કેટલાએક ચેલાઓ પેલી દેગ તથા બે તરણ પહરાઇ લઇ
ને તે જગોએ ગીઆ. અધારૂં થવા પછી બાવાએ પોતા
ના માણશો પાશે એક ખાશે ખનાવીઓ, તેઓએ મથા
શપુર ખાશે ખનીઓ. તેમાં પેલી દેગ મુકાવી તે પાછો
પુરી લીધો. તે જગોએ પાણી રેડી ઘાશના બી છાંટી એક
બેમાલુમ નીશાની કરી હમો પાછા પોત પોતાને મકાને
ગીઆ. એ વાતને થોડા દીવશ ગુજરીઆ. તેટલાં બા
વાએ તે મારવાડીનેબી કીમીઉં બતલાવીઉં. તે જોઇને
બાવાના એલમ વીશે મારવાડીની પુરી ખાતરી થઇ. તે
શારો દાહડો બાવાની શેવા કરે તેને વાશતે તહરેવાર ચી
જ લાવવા લાગો બાવોબી તેને જેમ બને તેમ પટકતો
રહેઓ. પછી તે એક દીને ઘણોજ બજીદ થઓ કે ગુરૂજી
મને કીમીઉ શીખવો બાવો બોલીઓ કે "તારા નશીબમા
કીમીઉં નથી પણ તું દેઆનત શાબુત રાખ નારાએણ બ
લું કરી દેશે. દેઆનત નેક રાખ કે થોડા દીવશમા ચમ
ત્કાર જોશે" મારવાડી બોલીઓ કે શેવક તમારો છેઉં ને દી
લ નીરમલ પાણી શરખુ રાખુંચ હવે પેલી દેગ ડાટવાને
આશરે પંદર દાહડા થઆ પછી એક દીને પાછલા પોહરના
આશરે પાચ કલાકને અમને બાવા બોલીઓ કે હું
ઘણા દીવશ થઆ મુમબઇમાં વશુછું પણ એ શેહરમાં
શેલ કીધી નથી વાશતે આપણે આજ ફરવાને જઇએ.
મારવાડી તથા અમો તુરત તઇઆર થઆ. મારી ગાડી
માં હું તથા લેહરીખાં બેઠા. બાવા તથા મારવાડી તથા લુ
લેખાં મારવાડીની ગારીમા બેઠા, દર એક રશતાને નાકે અ
ટકાંઆ થઇ, બાવા પુછેકે આએ રશતો કાંહાં જવાનો? પ
છી જો પોતાને પશંદ પડતો કેહેકે, હા, એ રશતે ગાડી હાં
કો, એ ચકરો આપણે જોશુ. વડની ગાડીપરથી ભીંડી
બજારમાં આવી પાએધોની પરથી માલબમી ગીઆ. તાંહા
બાવા તથા મારવાડીએ દરશન કીધા, પછી તાંહાથી તાર
દેવપર થઇ ગીરગામ તરફ વલવાના નાકાપર આવેઆ, તારે
બાવા વરી પુછવાલાગો કે એ રશતો કાંહા જવાનો? મારવા
ડીએ કહીઉં ગીરગામપર જવાનો બાવા બોલઓ શારૂં ચા
લો ગીરગામ જોઇશુ. આગલ ચાલતા પેલી દેગ દાટવાની
જગોની ગલી તરફ આવવા લાગા એટલે બાવા ફુંફારા મા
રી ડોલા કાહડી આશપાશ જોવા લાગો ને ચકરાએલો ઘ
બરાએલો દીશીઓ. જરે પેલી ગલીની નજદીક આવેઆ
તારે જોરથી કુતકો મારી ગારીમાંથી બાહેર પડીઓ. ઘેલા આ
દમીની માફક વાકો વલીને આશપાશની જગોનો વાશ લઇ
જુદી જુદી મટોરી હાથમા લઇ શુંગવા લાગો તેના મકર જોઇને
મનેતો હશવુ આવીઉ લેહરીખાં મારી તરફ જોવા લાગો લુ
લેખાં તાજુબ થઓ, મારવાડી પુજવા લાગો બાવા ધીગ
કરતો પેલી શાકરી ગલીમા શુગતો શુગતો આગલ ચાલીઓ, હમે
બી તેની પછવાડે ચાલીઆ. એ નાચતો કુદતો પેલી જ
ગો આગલ આવીઓ તાંહા એક કુડારૂં પારી બેઠો પ
છી ધુમધામથી મારવાડીની તરફ જોઇ બોલીઓ કે ખબરદાર
આકીન શાબુતરાખજે. મારવાડીએ અકલાઇને પુછીઉં કે બા
વા શુછે તે કહોતોખરા. બાવા બોલીઆ જો તુ આકીન શાબુ
ત રાખજે. હીઆ આખી પુરથવીના ધનનો મારગછે એમાંનુ
ઘનુ ધન તારા નશીબનુછે પણ તું આકીન શાબુત રાખ.
શાઇ ભલુ કરશે મારવાડી હાજી હાજી કરતો જાએ તે
નો હરખ હઇડામા માએ નહી. બાવાના ઢોંગનોબી કશો
પાર હતો નહી. કુદવું નાચવું ને હાથ પગ હોશવાનો બેશુમા
ર હતા. અંતે હમો ઘર ગીઆ. બીજે દાહડે શહવાર પડ
તાં મારવાડી મારે ઘેર આવીઓ. મારે વાશતે તે ઘનો મે
વો શોગાદ લાવીઓ. તે બોલેઓકે ચાલો આપણે બાવાને
તાહાં જઇએ. શેઠજી મરિં કાઇ થઇ [illegible] મારૂથી તેમા
ભલુછે. આપણે શધા બાવાના શામરેદ છઇએ તેથી એકનુ
ભલું તે બીજાનું ભલું. હુ તથા મારવાડી તથા લુલેખા બા
વાને તાહાં ગીઆ. તે જગોએ લેહરીખા હાજર હતો. હ
મોને જોતા વેતજ બાવો મારવાડીને કેહવા લાગોકે ખબરદાર
આકીન શાબુત રાખજે. પછી પેલુ ધન કાહડવાની હમો
મશલત કરવા બેઠા. પેહલાતો પેલી જગો [illegible] કરવી જોઇ
એ એવુ ઠરીઉ. બાવાએ મને કહીઉકે દોલતખા, એ
કામ તારૂંછે, વાશતે બેટા, તું જા ને એ જગો હાથ કર મા
રવાડીએ તે વેચતી લેવા કહી ને બોલીઓકે ચાલો આપણે

જાએ મે કાંઇક મડાટ કીધો મારવાડીએ કાલાવાલા કરી મને શાથે લીધો હુ બરી બાર મપરાશીથી આવેઓ. વલી મારવાડીએ મને ઉમેદ આપી. ઘણી મેહનતથી પેલી જગોના ધણીને શોધી કાહડીઓ. તે જાતનો ભંડારી હતો તેણે જોઉંકે રદ્દ પડેલી જગોના પઇશા ઉભા થાએચ મારવાડીએ જોઉં કે દુનીઆનો શઘો ખજાનો મારે હાથ લાગેચ ગાડુ જલદીથી થઇઉં થોડા દીવશમા તેં જગો મારવાડીના નામપર મહુડાવી લીધી તાહા બાવાએ આવી ફરીને શઘી તપાશ કીધી પછી કહીઉ કે હીઆ પુગલ ખજાનોછે તે મારવાડીના નશીબનોછે. પણ તે કાહડવાની આગમચ એ જગોએ મારે ઘણા દીવશ શુધી ભજન કરવું જોઇએ. મારવાડીને ફરમાવીઉ જે તાહા એક જીરકુ બધાવવું મારવાડીએ તુરત તે કરીઉ. પછી એક લખત કરાવીઉં. તેમા મારવાડીએ એવુ કબુલ કીધું કે તે જમીનમાથી જે કાઇ નીકળે તેના ચાર ભાગ કરવા. એક ધરમાઉનો, બીજો બાવાના ચેલઓનો, તીજો મારવાડીનો ને ચોથો મારો તથા લેહરીખા તથા ભુનેખાનો. એ પછી બાવા ભજને વલગેઆ હમે ઉજાની કરવા મંડીઆ. શરાબ, કબાબ, દુધ, માખન, ગોરગ, મેવા, મીઠાઇનુ ખાનુ પીણુ ને ગવઇઆઓના ગાએનની મજામા હનો વખત કાહડવા લાગા. મારવાડી પોતાનો ધનવો રોજગાર છોડી આએતી દોલત લેવાના ખેઆલમાજ ફરેઓ. એ મીશાને એકતાલીશ દાહાડા ગુજરીઆ. તેટલામા બાવાએ મારવાડી પાશેથી તહરેવાર બાહને આશરે પંદરશેહ રૂપીઆ ઓકાવીઆ, એક દાહડે શોમવારનીરાતના બાવાએ હમુને કહીઉંકે આવતી કાલે બે પાએજ છોકરા, એક દાલાશાથે પેટી તથા અગરબતી, લોબાન, ગુલાલ, તેલ, મરી, મગ, શોપારી, લીંબુ, શીંદુર, નાલીએર, ધોડી કાજલ, તે છોકરાઓને લાએકના પોતા કપડા ઇતીઆદી તઇઆર કરજો બીજે દીને હમોએ એ સર્વ વશતુઓ તઇઆર કીધી. પણ પાએજ છોકરાતો મલીઆ નહી. બાવાને તે વીશે ખબર દીધી તેણે કહીઉં કે કાઇ ચીંતા નહી હુ તેમને મગાવશ પછી તેણે પોતાના ચેલાને હુકુમ દીધો આશરે એક કલાક પછી તે ચેલો બે છોકરાઓને લઇ આવીઓ. તેઓ ખી બાવાના ખીજત શાગેરદોના જેવા મેહ હતા પણ બાબા બોલીઓ કે એઓ પાએજછે. પછી રાત પહડતાં બાવએ કહીઉં કે હું હીઆ આજે પત કાહડુ ચ તાહાં મને એક કુડાર પારવુછે તેમાં તમો શઘાએ બેશવું પડશે. પણ હુ તમુને ચેતાઉચ કે તે કુડારાની બાહેર મારી રજાંવીના જે કોઇ જશે તે તતકાલ મરણ પામશે. તેનો જવાબ હું દેનાર નહી માટે તમે મને એ વીશે કબુલાત પતર લખી આપો. તે મુજબ હમોએ તે કબુલાત પતર લખી આપીઉ બાવાએ પેલા છોકરાઓને નવારી નવા કપડા પેહરાવી તેલ, શીંદુરના ચાલા કરી આખમા કાજલ આંજી. તે જગોએંમ શાલા શલગાવી અગરબતી લગાડી કુડારા પારી આશપાશ વીશુ ફરતા બેશીઆ. બાવો પોતે શીંદુરનો ચાનો, કરી તે છોકરાઓને લઇને બેઠો. હમુને પોતાની શામને બેશાડીઆ. પોતાના ચેલાઓના હાથ પહરાઇ આપી કુડારાની એક કોરે ઉભા રાખી પોતે મંતર ભનવા માંડીઉ. થોડોએક વખત થઓ ને પેલા છોકરાઓ ચીચારી મારીને નાશવા લાગા. બાવાએ તેઓને હોકીમાથી પકડી પાછા બેશાડીઆ ને પુછીઉ કે શુછે તેઓએ જવાબ દીધો કે કેટલાએક વગર માથાના એમલીશો હાથમા તલવાર લઇને આપણને કાપી નાખવાને આપણી તરફ દોહેછે બાવાએ પોતાના ચેલાઓને હુકુમ દીધો કે ખારો ખનવા માંડો. તેવો પેલી દેગ કાહેલી જગોપર ખારો ખનવા લાગા. બાવો અરદ તથા મરી મુઠીમા લઇ પેલા છોકરાઓએ બતાવેલી દશાપર જોરથી ફેકી મતર ભનવા લાગો. પછી છોકરાઓને પુછીઉં કે હવે તમુને શું દેખાએચ તેવો બોલીઆ કે પેલા લોકો અને આપણી વચે એક પાહડ થઓચ બાવાએ ખખાર મારીઓને હમોને શમજાવીઉ કે એ બલાગતની વચે મેં આરી હરકત કરીઉ થોડીએક મીનીટ પછી પેલા છોકરાઓ વલી ચીચારી મારી નાહાશવા લાગા. બાવાએ તેઓને પાછા બેશાડેઆ ને પુછીઉ કે શુછે! તેઓએ એક દશા બતાવી કહીઉંકે પેલા લોકો પાહડને મથાલે આવી પુગાચ ને આપણી નજદીક આવેચ તે દશા તરફ બાવાએ વલી અરદ તથા મરી ફેકી મંનતર પહડેઓ. પછી પુછીઉં કે શું થઉ ! તેઓ બોલીઆ હવે આપણી વચે એક દરીઓ થઓચ ને પેલા લોકો છેક પેલે કીનારે ઉભાચ પણ તેઓ તરશા બેશી પાછા આપણે મારવા આવેચ બાવાએ કહીઉ કાઇ ચીનતા નહી ચેલાવોને હુકમ દીધો કે ઉતાવલ કરો તેટલા પેલા છોકરા વલી રડતાને પોકારતા નાહશવા લાગા. બાવાએ ફરીને પુછીઉ કે શુછે? તેઓ બોલીઆ કે પેલી બલાઆએ પાર ઉતરીને આપણને હથીઆરથી મારતા હોઇછે. બાવાએ તે તરફ અરદ મરી ફેકી મોહટેથી મંતર ભનવામાંડીઉં. તેના ચેલાવોએ ચેનાખી કરવા લાગા એ

વખતે શઘળો દેખાવ મશાન જાએ તેવો થઓ હતો હુ શઘલા ભેદથી વાકેફ હતો તોબી મને ધાશતી લાગી. લેહરીખાંબી કાંઇક ધ્રુજીઓ ને મારવાડી તથા લુએખાના પેટમાંતો જીવ હતો નહી હેવામા બાવાએ છોકરાઓને ફરીને પુછીઊં કે કેમ શું દેખાએચ ? તેઓએ જવાબ દીધોકે પેલા દરુતાની ને આપણી વચે એક મોહટી દેવાલ ઉભી થઇચ. તેઓ એમ બોલી રહેઆ તેવામા એક પહરાઇ કાઇ ધાતુના વાશન શાથે અફડવાથી મોહટો અવાજ થએો. તેવામા બાવાએ કુતકારા મારી આશપાશ અરદ તથા મરી ફેંકીઆ ને લીંબુ કાપી શીંદુરમાં ખરડી તે ખારાની આશપાશ નાખીઆં પછી મંનતર ભની તે ખારામા ઉતરેઓ. મારવાડીને કહીઉં કે ખબરદાર તું જાણે આએ વેલા નારાએણને ઇઆદ કરી તારૂં આકીન શાબુત રાખજે. હમોને કહીઉં કે કુડારામાથી કોઇ બાહેર નીકલશો નહી જો નીકલશોતો તમારો જાંણ તુરત નીકલી જશે હમોતો બીહીને તાહાંજ ઉભા. બાવાએ કાશી કહુરાજીને પેલી દેગ બાહેર કાહડી. તે જોઇને મારવાડીતો ઘણોજ તાજુબ થએો. અને બાવાએ કહીઉં કે "ખબરદાર આકીન શાબુત રાખજે. આએ મરૂ લે ને તારે હાથે પેલી પેટીમા મેલીને તાલું દે. પણ ખબરદાર આકીન ફેરવતો નહી" મારવાડીની શઘલી ધાશતી ઉડી ગઇ ને ખુશીએ તેના દીલમા પાછી જગા દીધી. તેણે તે દેગ પેટીમાં મેલી તાલુ દીધું. કુચી બાવાએ તેની પાશે રાખવા કહી. પછી બાવાની રજા લેઇ શઊ કોઇ પોતાને મકાને ગીઆ. મારવાડીએ શહવારને પોહર લેહરીખાનને તથા મને અણુ ધનામ આપીઊ. તે પછી બાવાની આગલ ગીઆ. બાવાએ ખબર અંતર પુછી તે બોલઓ કે એ જમોપર અખુટ ખજાનોછે. તે શઘો મારવાડીના બાએગનો છે. પણ તે કાહડવાને વાશતે ઘણા દીવશ મેહનત કીધી જોઇએ તે શાથે તે કારણ શારૂ એક જડી જોઇએ. તે જડીનુ નામ તેણે લીધુ ને પેદા કરવા કહી મારવાડી ઉદ્દાર હતો તે તુરત ઉઠીઓ હુ તથા લેહરીખાં તેની શાથે ગીઆ. શંધુ બજાર ફરી વળેઆ પણ તે જડીતો કેથે મલી નહી શરવે કોઇ જે તેનું નામ શાભલતા તે હશીને કેહતા કે હેવી જડી વીશે જનમમા શાભલવામાબી આવીઊ નથી ! નીરાશ થઇને હમે બાવા પાશે પાછા આવી શઘળો હેવાલ કહેઓ બાવા હશીને બોલઆ કે કાઇ ચીંતા નહી. મુમબઇમા નથીતો ખેર તમો ભીમડી જાઓ તાહા ધરમશાલામા એક ફકીર રેહેચ તેની પાશે એ જડી મલી [illegible] એક બે દીવશમાં ભીમડી જવાની હમોએ તઇઆરી કીધી મારવાડીનો ભોલાશાહ તથા લેહરીખાં તથા હું પોતે તે કામ શારૂ નીકલીઆ. રશતામા હમારા ખરચ શારૂ શવાશો રૂપીઆ લીધા. ભીમડી પોતા પછી તુરત તે ફકીરની ખોલ કાહડી તેને મલીઆ. તદબીરથી વાત કરીને પેલી જડીની બીનાં કહી. તેબી કોઇ હમારા કીમીઆગરનો ભેરુજ હતો. તેણે કહીઉં કે શ્રી જગરનાથજીની તીરથે હુ ગીઓતો તારેં તે જડી મારા હાથમા આવી હતી તે મારી પાશેછે, હું જોઇ કાહડીને તમુને આપશ તે દાહડે હમેબી ધરમશાલામાજ મકાન કીધું. બીજે દીને વલી તે ફકીર પાશે તે જડી માગી તારેતો તે ભારી થઇને કેહવા લાગો કે મારી પાશે કોણ જાણે કાહા પડી હશે પછીતો વલી તે આપવાને બીલકુલ ના પારીઉં. હમે ઘણાબી કરલાવાલા કીધા પણ કશુ વલીઉં નહી પછી તે જડીની કીમત આપવા કહી ભોલાશાહે પાચ રૂપીઆથી પાચશો શુધી કીધા પણ ફકીર એકનો બે નહી થએો. તે કેહવા લાગોકે મારી પાશેછે નહી તે આપુ કાહાથી. લાચારે હમો પાછા ફરીઆ. મુમબઇ આવી બાવાને શઘી વાત કહી. બાવા રાખેતા મુજબ વાત કાહડી બોલેઆ કે કાઇ ફીકર નહી. તમુને નહી આપીતો ખેર હુ પોતે જઇને લાવેશ. પણ તે લેવા જવાની આગમચ મેં જે ભજન કરવા માડીઉચ તે પુરૂં કરવુ જોઇએ તે પુરૂ થએથી હું તે લેવા જવશ. અલબતા તે ફકીર લોભીઓછે તેથી તેને પાચશો રૂપીઆ બશ પહોચા નથી પણ હજારે રાજી થશે. હવે વખત ખોવો જોઇતા નથી ભજનના પંદર દાહડા બાકીછે પણ હુ એક ધીઆનથી બમનો વખત બેશશ તો શાત દાહડામા પુરૂ થશે. તેટલાં ભાઇ રતનમલજી મારવાડી તમો એ જડીની કીમત મને લાવી આપજો. મારવાડી બીજે દીને તે લેઇ આવીઓ. બાવાએ તે પોતાની પાશે રાખીઆ. પછી પેલા જીરૂડાની એક કોઠરીમા ભજન પુરૂ કરવાનો ઠેડાવ કીધો. તે કોઠરીને બાહેરથી તાલુ મરાવીઊ ને હુકુમ દીધોકે મારો કેવા વગર કોઇએ એ તાલુ ઉઘાડવુ નહી ને મને હલાક કરેશો નહી એ પછી દરરોજ બપોરને વખત એક વેળા બાવા પોતે દરવાજો ઠોકી તાલુ ઉઘડાવી દુધ પીવા માગે. તે પીધા પછી પાછો ભજનમાં મશગુલ થાએ. તીજે દીવશે લેહરીખા મને કેવા લાગો કે, દોલતખા હવે આપણે શંભાલવુ જોઇએચ નહીતો કે એ ધુતારો એકજોજ દહ્નો લઇને નરાત અગીઆરા ગણી જશે. મેં કહીઉં શારૂ. માર

એવમના નશીબ વાશતે મેં બમે મહીના ખાલી મેહનત કીધીચ તેનુ કેમ ? મારી મેહનતના કાંઇ નહી તો પાંચશો રૂપીઆ થાએ તે જો મને મલેતો આગલ કામ કરવાની ઉલટ થાએ. ભુલેખાં બોલીઓ કે દોલતખાં તમો કાંઇ ચીતા કરો નહી તમારો ગુણ હમારા શેઠ વીશરશે નહી. મે કહીઉં કે તે શંધુ ખરૂં ; પણ મનેતો પેહલાં કામનું કાંઇ અપાવો તો ઠીક નહી તો મારૂ પોતાનુ કામ પડતું મેલી પારકાની વેઠમાં વધારે દાહડા ખરાબ થવાનો નથી એ વીશે ઘણી તકરાર થઇ. લેહરીખાંબી મારવાડીની તરફથી મને શ મજાવા લાગો ને કાંઇક ગરમ થઓ પણ રોકડા લીધા વગર મેં કશીબી મેનત કરવાને ના પાડીઉં એટલે મારવાડીએ જોઇઉં, કે વલી ભાગા ઘરપર રંગ કોણ લગાડે. તેથી તે પોતાને ઠેકાણે ગીઓ ને હું તથા લેહરીખાં કાંઇ નવો રોજગાર શોધવા પડેઆ.

હવે જેઓને કીમીઆનો તથા ધન કાહાડવાનો વેહેમ હોએ તેઓને તમે આએ વાત જાહેર કરી મારે નામે જણાવજો કે મેં હેવો વેહમ રાખનાર ઘણા લોકોને જોએઆય. તેઓ ઉપર જણાવેલા ગરખા તહરેવાર ધુતારાઓના હાથપર અનેક પરકારે ઠગાઇ ખરાબ થઆય ને હજુર થાએચ. તેથી એવા વેહમથી ઘરવે કોઇએ દુર રેહવું. જો તેઓને કીમીઆગર હોવા તથા ધન કાહડી જાણવાનો દાવો કરનાર કોઇ મલે તો તેને શદા ધુતારો કરીને શમજજો. બાકી જે કોઇ એ વેહમ રાખશે તે પઇશા વેરી, વખત ગુમાવી, જાતે ખરાબમલી, હેમકમાં ખપી અને ધકેલા ખાશે મારા અનુભવથી તો મારી પકી ખાતરી થઇચ કે શારી, દેઆનતદારી, મોહટો ઉદીઓગ ને ભલો ધંધો એજ કીમીઉં ને ધનછે. તે કીમીઉ હેવુછેકે જેને જોઇએત શીખે ને તે ધન જેને ગમે તે મેલવે.

---

## શ્રી ફરાંનશ દેશ.

—o—

દુનીઆમાં શઉથી કાબુવાલાં દોલતમંદ, ને કીરતીવાન દેશોમાં ફરાનશ પેહલા દરજામાછે. શઘલી દુનીઆના હવના કારોબાર તથા નશીબપર એ દેશની શરકારની રાજનીતી તથા લોકોના કામની અશર થઇછે. હેવાં અગતના દેશનો મુખ્તેશર હેવાલ નીચે આપીએછે.

શ્રી ફરાંનશ દેશ યુરોપખંડની પશ્ચમ તરફ આવેલોછે. બીરીટીશ ચાનલ અથવા નાલે કરી એ મુલુક બીરીટીશોના મુલુકથી છુટો પડેલોછે. તેનો વીશતાર આશરે ૨૦૮૦૦૦) ચોરશ માઇલનોછે. તેની વશતી આશરે ૩૬૫૦૦૦૦૦) આદમીનીછે. એ દેશની જમીનનો ઘણો ભાગ શપાટછે. કેટલેએક ઠેકાંણે પાહડોબી આવેલાછે. એ પાહડોમા વોશગેશ તથા શીવેનીશ તથા આવરની મુખી અછે. તે શીવાએ આલપશ તથા આપેનાઇનશ નામના પરબતો એ દેશની શરહદપર આવેલાછે. એ દેશમાથી મોહટી નદીઓ વેહચ. તેમાં મુખીઅ અગતની શેન તથા લોઇઅર તથા રોહન તથા ગારોન નામનીછે. એ દેશને એથી ઉતરતી અગતની નદીઓમા રાહીન તથા શેલડત અને બીજીઓછે. એ નદીઓ ખેડવા લાએકછે એટલે વેપારને કીજે તથા બીજા વેહવાર શારૂં મોહટાં તથા નાધલા વાહનો તથા ઇશ્ટીમરો તેમા શેંકડો માઇલ શુધી ઉપર નીચે જા આવ કરી શકેછે. એ દેશમા શરોવરો જાહજા નથી ને જે છે તે એટલા નાધલાછે કે તે જાહજી અગત ધરાવતા નથી.

એ પરમાણેનો એ દેશછે. તેની હવા જુદે જુદે કેકાણે જુદી જુદીછે તે હવાની અશર પરમાંણે એ દેશમાં તરેવાર ઓછી વધતી પેદાશ થાએચ. એ પેદાશમા મુખીઅ દરાખ, શેતુર, લીંબુ, અનજીર, પેર, શેપ, આલુ, તરબુચ, ઘઉં, મકઇ, જવ અને તરેહવાર બીજો દાનો, પટેટા, બીટ, કારટ, અને બીજી બાત બાતની તરકારી, જશ્ત, કેશર, હાંપશ, તંબાકુ, ઓકના, અખરોટના, કારકના, દેવદારના, મેપલ અને બીજા લાકડાના જાહાડો ઇતીઆદી થાએછે ફુલબી ઘની પરકારના થાએછે. ખરેખર ફરાંનશમાં દેશી તથા પરદેશી અનાજ મેવો, તરકારી, ફુલ, અને જાહડ, પાન એટલી તહરાંના થાએછે કે તેની શઘલી ટીપ અતરે આપી શકાતી નથી. એટલુંજ કેહવું બશછે કે થોડીએક ઉજડ જગો શીવાએ ફરાંનશ તરેહવાર ઉપીઓગની પેદાશના બાગ બગીચા તથા ખેતર અને રોપાઓથી ભરપુરછે. જાહાં જાહાડ પાન તથા અનાજ તથા મેવો નથી તાહા ટોરનો ઘણો રથીલો ચારો થાએછે, જેથી શનશારના કામને લાએકના જુદાં જુદાં ટોર, બકરાં ઘણાં થાએછે ને તેની પેદાશબી શારીછે. એ દેશમાં જમીનપર જાણવરો તથા નદીમાં ને દરીઆમાં તરેહવાર માછલીઓ અનેચ જેમાંના ઘણાં રેહવાશીઓના ખોરાકમા કામ આવેચ. જમીનમાંથી કોલશો, લોહડું, શીશું, પલાશટર આવ પારીશ, ચુનો, શલેટ, ગરેનાઇટ, ફટકી, ચીની કામની માટી અને બીજી ઘણી ઉપીઓગી ધાતુ જાતની વશતુઓ ની

કરેચ, જેના એ દેશમા મોહટો ખપછે. તરાંબુ, શીશુ તથા
રૂપુ, શોમલ, શુરમો, વીગરે થોડું થોડું મલેચ. હવામા રેહનાર
પખ્ખંશીઓમાં કેટલાએક નવાઈ શરખાંછે. છના જાણુવરો
માં મધમાખ્ખી રેશમના કીડા, બલીશટરની માખ, ગાલનટ
નામની માખ, મોહટા કામનીછે. એ દેશના રેહવાશીઓ
ની શંખ્ખીઆમા નવ ભાગ દેશી ફરેનચોછે. બાકી જરમન
તથા ઈતાલીઅન તથા હીઆઉદી અને બીજી પારકી લુની
આદ વાલાછે. દેશી ફરેનચો ઘણા કાબેલ તથા શેઆન
શોકત ભરેલા અને તે શાથે ઉદાર દીલના હોએચ. તે
ઓને જાહો જલાલી તથા કીરતી શાથે શારો શવાદ તથા બ
પકો ઘણો પશંદછે. હરેક ચીજ શાથી શોભશે તથા વધારે
નામદારી કેમ મલશે તેવીશે ફરેનચ લોકો શદા વીચાર ક
રતા રેહેચ. કપરાં પેહરવા તથા રાચ રચીલા બનાવવા ત
થા શનશારના શુખને માટે જે અગતની ચીજો, તે વીશે ન
વી નવી ફાશીનો કાહડવામાં ફરાનશના લોકો દુનીઆના
બીજા શંધા લોકોની આગેવાની કરેછે. ફરેનચ લોકોની
ભાશાબી ઘણી રશીલીછે. તે ભાશા શાથે વીદીઆ હુનરમા
લોકોએ ઘણો વધારો ને શુધારો કીધોછે. લોકોને કેલવણી
આપવાને શારો બદોબશત રાખેલોછે. એ કેલવનીના કામ
પર ઉપરીપણુ ચલાવવાને એક પંનચ ઠેડવેલી હોએચ. તે
નો વડો શેહનશાનો પરધાનછે ને તેને કેલવણી ખાતાનો
પરધાન કરીને કેહચ. એ પનચના ઉપરીપણા હેઠલ ઘણી
એક મદરેશાઓ તથા વીદીઆશાલાઓ મુખીઅ શેહરો ત
થા કશબાઓ અને ગાંમડાઓમા શથાપેલીછે એ નીશા
લોના ખરચને વાંશતે શારો બંદોબશત કરેલોછે. શારી કેલવ
ની શાથે ઇનશાફનુ કામબી ફરાનશમા ઘણુ શારૂ ચાલેચ.
અદના તથા આલા આદમી શંબંધી ખરીટીશના એક શર
ખા ઇનશાફનેતો કોઇબી બીજા દેશ વાલાઓથી કદી પો
હચી શકાવાનુ નથી. મગર બીરીટીશોથી ઉતરતો ઈનશાફ
ધરાવનારાઓમા થોડાએક જે દેશો તેમા ફરાંનશછે મોં
હા ભાએગે વરતમાન પતરોને મોહડે હાલમા શરકારી ટાલુ
રેહછે જેથી લોકો છુટથી જાહેર બાબતોપર પોતાના વીચા
ર આપી શકાતા નથી શરકારી આવક તથા ખરચ દર વ
રશે પચાશ કરોડ રૂપીઆથીભી વધારેછે. એ દેશના લોકો
નો ધરમ રોમન કેથોલીક ખ્રીશટીઆનોનોછે એ દેશ જે
ટલો ખેતી વાડીના કામમા શરશછે તેવો કારખાનાઓના કા
મમાં નથી. પણ ઈરોપ ખંડમાં કારખાનાના કામમાં ફરેન
ચ લોકો બરીટીશો શીવાએ શરશેથી શરશછે. ખેતી વાડીના
ઉદીઓગની દર વરશ શરાશરી ઉપજ ઢોર તથા ઉનશાથેઆ
પણા રૂ૨૦૦૦૦૦૦૦૦) ની કીમતની થાએછે કારખાનાઓ
મા દર વરશે શરા શરી રૂ૯૨૦૦૦૦૦૦૦ ) કરતાનેબી વધારે
કીમતનો માલબનેછે. કારખાનાઓમાં ઘનુકરી રેશમી કાપડ, શુ
તરાઉ, કાપડ, શનનુ કાપડ, ચામરકામ, લોહડા કામ, ચીની
કામ, બીલોર કામ, કાગજ ઈતીઆદી પુશકલ બનેછે. વાહ
નો બાંધવા તથા શાંચાઓ બનાવવામા તથા તહરેવાર કારીગરી
ના હુનરમાં ફરેનચ લોકો દનપર દન વધારે નામદારી મેલ
વતા જાએછે. તેઓના વેપારમા દર વરશે વધારો થાએચ ને દુ
નીઆના શંઘલા દેશો શાથે વેહવાર ચાલેચ. તેમજ દેશનો મા
એરો વેહેવાર રશતાઓ તથા લોહડાની શડક ને નદી તથા
નેહરોને મારગે પુશકલછે હવડાં એ દેશમા શેહનશા રાજનો
વડોછે શઘલો કારભાર તેના હાથમાછે. લોકોના વકીલો ત
થા પરધાનોની શલાહ તે લેછે તો પણ તે શલાહ જો તેના
વીચારથી ઉલટી હોએ તો તેપર થોડુજ ધીઆન આપેચ. હાલ
નો શેહનશા લુઇ નેપોલીઆન એ પરમાણેની આપઅખ
તીઆરી વાપરેચ ખરો, પણ તે હેવી રીતે વાપરેચ કે પરજાના
લાભ તથા કીરતીનો વધરો થઇ પારકા દેશ વાલાઓ શાથે
નીશબતનો ગાંઠ શારી પઠે મજબુત થાએચ. એ દેશને માંહો
માહેના બખેડાથી તથા પારકા દેશના હુમલાથી બનચાવવા
ને તથા વેપાર વેહવારની જાલવની કરવાને શરકારના તા
બામાં ખુશકી તથા શમુદર ખાતાની મોહટી ફોજો રેહે
છે. શમુદર ખાતાની ફોજ માતરે ઇંગરેજોથીજ ઉ
તરતીછે. ખુશકી ખાતાનુ લશકર ઘણુ શરશછે. ફરે
નચ લોકોના લશકરની બરોબરી કરનાર આખી દુની
આમાં બીજો કોઇ દેશ છેજ નહી એ વાહણ તથા
ખુશકીની ફોજના બલથી ફરેનચ લોકોએ દુનીઆના શંઘા
ભાગોમા તેમા મુખ્ખીઅ કરી શ્રી આફરીકા તથા અમેરીકા
મા મોહટી મુલકગીરી કીધીછે. ફરાનશની ફોજ જેટલી મો
હટીને ચઉથી શરશછે તેમજ તે ફોજના પરાકરમોબી ભારી
છે. તે ફોજને માથે કેટલાએક નામીચા શરદારોએ દુ
નીઆમા અગતનો ફેરફાર કીધોછે. ફરાનશને વાશતે લ
ડાઈના કામમાં ને મુલુકગીરી કરવામા ચાઉથી મોહટી કીર
તી એ દેશના હાલના શેહનશા લુઇ નેપોલીઆનના કાકા
શઘલી દુનીઆમા પરખ્ખીઆત થએતા નેપોલીઆન બોન
પારટે મેલવીચ. હાલબી રૂશીઆનની લડાઈમા ફરેન
ચ શીપાઈઓ તથા શરદારોએ કેટલી બાહદુરી (કરી નામી
ચી ફતેઓ મેલવી હતી તે ઘના જણાઓએ શાંભલી હશે.

એ લડાઇમાં નામીચા થનાર શરદારોમાથી જે જીવતાછે તેમાં મારશલ પેલીશરછે જેણે શીમાશટેપોલનો ગઢીઓ આપણી ઇંગરેજ શરકારના બાહદુર શરદારો શાથે મલી લીધાથી રૂશીઆનનુ બલ ટોડી તે દેશના લોકો તથા હાકમની ગરૂરી તથા લોભી નીશટાને ટોડીને રૂશીઆનોને દુનીઆની નજરમા નીચુ લગાડીઉછે. એ શરદારનો ચીતાર આએ ચોપાનીઆમા આપીઓછે. એ શરદાર તા૦ ૧૨ મી મે શને ૧૭૯૬ ને દીને શ્રી રેઅેન શેહરમાં જણમેઓ હતો. એના વડવાઓ શ્રી આએરલંડના રેહવાશીઓ હતા તે ફરાંનશમા જઇ વશીઆ હતા. નાથપણથી એ શરદાર લડાએક શવભાવ રાખતો હતો. તેની હુશીઆરી તથા હીમત જોઇ શતાવાલાઓએ તેની અઢાર વરશની વએમાંજ તેને અમલદારનો ઓધો આપીઓ. પેલીશેર શને ૧૮૪૨ ના વરશ શુધી હલવે હલવે પદવી વધતો ગીઓ ને એ વરશમાં લફટેનેનટ કરનલ ઇટાટ મેજરનો ખેતાબ એને મલ્યો. તાર પછી એની પદવી તથા માનમા અતી વખાણવા લાએક હુમેશ થએોછે. એ શદા કોઇ નહી ને કોઇ અગતની લડાઇમાં ગુથાતો રહેઓય ને શદા પોતાની જાતે અથવા બીજા અમલદારોની શાથે પોતાના દેશને માટે કીરતી ભરેલી ફતે મેલવતો રહેઓય. ઉપલા વરશથી પેલીશર શ્રી આફરીકાખંડના જુદા જુદા નામીચા અરબ શરદારો તથા તેમના લશકર શાથે લડાઇ કરતો રહેઓ ને તેઓને શીકશતે આપતો ચાલીઓ. ૧૮૪૬ ના વરશમા ફરેંચ લોકો શાથે લડાઇ કરતા આશરે ૧૧૦૦) આરબોની એક ટોલી નાહશીને એક ગુફામાં ભરાઇ હતી તાહા તેઓ ધુમાડાથી ગુગરાઇ મરણ પામીઆ તેથી શઘા યુરોપમા તથા ફરાંશ દેશમા મોહટી ફરીઆદ ઉઠી ને પેલીશરપર અનઘરતું ઘાટકીપણું ચલાવવાનો વાક મેલવામા આવેઓ. પણ પેલીશરના મીતરોએ શાબેત કીધુ કે તે કજામા પેલીશરનો કશો અખતીઆર રહેઓતો નહી બીજી નહી મીટનારી જે લડાઇની આફતો ગુજરેસ તેમજ એબી ગુજરી હતી. પેલીશર નીરપરાધી ઠરેઓ. તેને મહડતી પદવી મલી. ૧૮૫૧ ના વરશમા હાલના શેહનશાહ લુઇ નેપોલીઆને તેને જેનરલનો ઓધો બખશીઓ ને બીજે વરશ એક અગતની ફતેહ માટે એજ ફરેંચ શેહનશાએ પોતાના હાથ દશકતે તેને શાબાશી લખી મોકલી. રૂશીઆની લડાઇના પેહલા હીઆમને વખત ફરેનચ લશકરના પરખીઆત શરદાર મારશલ શેંટ આરનોલડના મરણ પછી શેહનશાની ફરમાશથી પેલીશરે ફરેંચ લશકરની એક ટોલીની શરદારી કબુલ રાખી. તાર બાદ એવી બાહદુરી તથા તદબીર એ શરદાર બતાવતો રહેઓ કે ૧૮૫૫ ના મેએ મહીનામાં તેના વડા જેનરલ કાનરોબરટે શેનાપતીનો ઓધો છોડી તે તેને આપી તેના હાઠ હેઠલ એ કાનરોબરટ કામ કરતો રહેઓ. પેલીશરે શીબાશટેપોલની છેલ્લી ફતેહ શુધી જે પરમાણે કામ કીધું તેથી શાફ માલુમ પડીઉં કે તે ઓધાને તથા તેને પાછલથી મલેલાં માનને તે ઘણો લાએક હતો. મારશલ પેલીશર હવડા એકશઠ વરશની વએનોછે. પોતાના દેશના ચાહ તે દેશની કીરતી વધારવાની ઇંતેજારી, તે કીરતી માટે પોતાની શઘી ફરજો અદા કરવાનો ઠેરાવ, તે ઠેરાવ મુજબ અમલ કરવાની શકતી તથા હીમત, એ શરવે માટે એ નામદાર શરદાર પોતાના શેહનશા તથા દેશીઓનો માનીતો થઇ દુનીઆમા પરખીઆત તથા માન પામેલો થએોછે.

---

## શંનતોશ મોહટુ શુખ.



ઘણા લોકોને પઇશા તથા દરજાની ખુટ હોતી નથી બમાં ઊકરાનીબી કોતાઇ પડતી નથી. શરીરે તનદરોશત હોએ હુવું દેખાએછે તોબી તે લોકો પોતાને ભાએગવાન શમજતાં નથી. કેટલાએકતો દુખીઆ હોવાની ફરીઆદ કરેછે. પઇશાવાલા તથા દરજાવાલાજ નહી પણ વચલે વાઘેનરે તથા થોડી પુજીવાલાઓબી એજ મીશાલે કરેછે. તેઓને મનશે આ દુનીઆમા શુખ છેજ નહી એવા લોકોના દુખનુ કારણ શુ તે નીચે લખેલી વાતપરથી શમજ પડશે.

એક પઇશાદાર મોટો આદમી એક શરખ વઇની

પાશે જઈ કેહવા લાગો કે વઈધરાજ મારે શરીરે તનદરોશ
તી આવે ને મારા મનને શુખ થાએ હેવી કાંઈ દવા મ
ને આપો. તેના વઈદે તેને શમજાવીઉં કે તું દુનીઆમાં
જઈને ખોલ કર, ને જે આદમી પોતાને શુખી શમજે તે
ની શાથે જલો અદલ બદલ કર એટલે તું બી શુખી થશે.
પૈસો તવંગર આદમી પોતાના શેહરમાં શારી પેઠે ખોલ કર
વા લાગો. પણ વઈદે ફરમાવેલો શરખો આદમી તેને જ
લીઓ નહી. પછી તે મુશાફરી નીકલીઓ. ઘણા મહીના
શુધી રખડીઆ પછી તે એક જગોએ જઈ લાગો. તે જ
ગોના લોકોએ તેને ખબર કરી કે હીઆં એક મજુરછે જે
પોતાની શગુરી તથા શુખાકારી માટે વખનાએલોછે. પેલા
તવંગર આદમીએ તેને જલદીથી ધુંડી કાહડીઓ. એ
મજુર તે વખતે એક પાટીઆંપર શારી પેઠે ઉંઘ
કાહડતો હતો. તેને તુરત ઉઠાડીને તે તવંગરે પુછી
ઉં કે તુ શું પોતાને શુખીઓ શમજેછે? જવાબ દી
થો કે હા. તેજ વખત તે તવંગરે તાકીદ કીધી કે આ
એ મારો શુનેરી જલો તું લે ને તારો જેવોબી જલો અથ
વા અંગરખો હોએ તેવો મને આપ. તે મજુર હેવા શબ્દુ
નો શાભલી પોતાના મન શાથે વમાશવા લાગો કે એ એ
મ શું બોલેચ. તવંગર આદમી પાછી તાકીદ કરવા લાગો
કે તું બેહરો થા. તું વીચાર શાનો કરેચ? હુ કાંઈ તારી
દોલત માગતો નથી. તું માતરે મને તારો જલો આપ કે તે
પેહરી હું બી શુખી થાઉં. પેલાએ જવાબ દીધો કે મારી
પાશે જલો વટીકબી નથી તે હું આપું કાહાથી!

એ પરમાણે એ મજુરની પાશે એક વશતરબી નહી
હતું તોબી તે પેલા તવગર કરતાં પોતાને શુખી શમજતો હ
તો. તેનો ભેદ એજકે તે પોતાના મન શાથે શંતોશ રાખ
તો હતો. શંતોશ એજ શુખનુ બીજછે. તે જો નહી હો
એતો દુનીઆની શંધી નેઆમતથી ભરપુર આદમીબી શુ
ખી થઈ શકે નહી અશંતોશપણું શદા આદમીને બલા
પો કરાવેછે જેથી તેનુ તનમન તવાએલું રેહેછે ને તરેહવાર
રોગનો ભોગ થવુ પડેછે. વાશતે પોતાના ભલા ઉદીઓગ
તથા મન શકતી પરમાણે જે કાજ મરે તેનો ભોગ કરી વ
ખતશર શુકર ગુજારી કરી આગલ વધારે વધારે ચેલવવા
શારૂ વાજબી કોશેશ કરનાર આદમીજ આ દુનીઆમાં શુ
ખી થઈ શકે

---

## આગની ગાડીથી નીપજતી કજામાં ઘટારો:



દુનીઆમા લોહડાંની શડકની ગાડીઓમા મુશાફરી
કરવાની ધાશતી દન પર દન ઓછી થતી જાએછે. એ ગા
ડીઓ પેહલાં ચાલુ થઈ તારે આમન શામને અથડવાથી,
શડકપરથી ખીશી પડવાથી, શાચાને જોખમ પોહચવા
થી અને શડક ખાતાના માણશોની બે પરવાઈથી આદમી
નાં જાણને જેટલું નુકશાન પોહચતું હતુ તેટલું હવડાં પોહચ
તુ નથી. ઉપલી બાબદોમાં ઈજનેરોએ કરેલા શુધારા તથા
કારભારીઓએ રાખેલી ખબરદારીથી ઉતારૂઓના જાન તથા
શરીરને પોહચતાં નુકશાનનો હમેશ ઘટારો થતો જાએછે
એ વીશે એક ઇંગરેજી લખનારે નીચે જણાવવા પરમાણે
ગણતરી કાહડીછે જે જોવાથી એ વીશેનો ખરો અટકલો
કરવાને શેહલથી બની આવશે.

"ગએઆં શાત વરશમા રેલવે ખાતાના જે જે ઉતા
રૂઓ ખરેખર મરણ પામીઆય તેનો હશાબ આએ પર
માણેછે. ઈ૦ શ૦ ૧૮૫૦ ના વરશમાં ૬૦૦૦૦૦૦ ઉતારૂ
ઓએ ૧ જણ, શને ૧૮૫૧ મા ૪૭૫૦૦૦૦ ઉતારૂએ એક જ
ણ, શને ૧૮૫૨ મા ૮૦૫૦૦૦૦ ઉતારૂએ એક જણ, શને
૧૮૫૩ મા ૨૭૫૦૦૦૦ ઉતારૂએ એક જણ, શને ૧૮૫૪ મા
૯૫૦૦૦૦૦ ઉતારૂએ એક જણ, ૧૮૫૫ મા ૧૧૭૫૦૦૦૦ ઉ
તારૂએ એકજણ, શને ૧૮૫૬ મા ૧૬૦૦૦૦૦૦ ઉતારૂએ
એક જણ, એ પરમાણે આદમીઓ કજાથી મરણ પામીઆ
હતાં."

એ પરમાણે શરાશરી મરણનુ પરમાણ ઓછુ થતું
જાએછે.

---

## કેલવણી.

બચાઓને કેલવણી આપવાની બાબદમાં માબા
પ તથા બીજાં રખેવાલો ઘને ઠેકાંણે એક મોહટી ચુક
કરેછે. તે એમ કે બચાંઓને જેટલી વાતની મનાઈ કરવા
માં આવેચ તેને દાખે હીંપેબી કાંઈ કરવાની ભલામણ કી
મામા આવતી નથી. ઘના ખરાં લોકો બચાને રમતી નહી
કરવા, જુઠ નહી બોલવા, ચોરી નહી કરવાં, ઠેક નહી કરવા

અને બીજી શેંકડો ચીજો નહી કરવાને વારેવાર કેહેછે. એવુ નહી કરવાને તો બચ્ચાંઓને ઘણા જણા કેહેછે પણ બચ્ચાંઓએ શું કરવું, તે વીશે થોડાજ માબાપો તથા રખેવાલો શીખામન દેતાં હશે. શુલેહ શપજ રાખવી ને તેમાં વધારો થાએ તેમ કરવું, શાચુબોલવુ તથા શાચુબોલનારની હીમાત કરવી, ગમે તેવું નુકશાન થાએ તોબી શચાઇને વલગી રેહવુ, ચોર લુછા ઇતીઆદી લોકોને મેહનત લઇને શીખશા કરાવવી, કેફ કરનારાઓને તેવા અમલથી દુર રાખવાને મેહનત કરવી, દેશનુ હીત ઇછવાને પોતાના તન મનથી અને પઇશાથી હર વેલા મદદ આપવી, એવી એવી શીખામન થોડાંજ લોકો પોતાને આશરે પડેલાં બચાઓને આપેછે. હેવી અધુરી કેલવણીનુ પરીનાંમ હેવુ થાએછે કે બચાઓ મોહટાં થવા પછી લુડાં કરતુકથી વેગલાં રેહેછે ખરા, પણ શારા અને પરોપકારી કામો કરવાની તેઓમા ઉલટ રેહતી નથી તથા રીત આવડતી નથી, જેથી તે બચાઓ મોહટપણમાં ખરી કીરતી મેલવવાથી ઘની વેલા બેનશીબ રેહેછે. લુડાં કરતુક નહી કરનાર આદમીને માતરે એટલીજ શાબાશી ઘટે કે તેનામાં શેતાન અથવા હેવાન ખશલત નથી. પણ આદમીઅતની ખરી લાએકીએ પોહોચેલાતો તેજ લોકો કે જેઓ આદમી જાતનુ હીત ઇછી તેવા હીતના કામો કરવાને કોઇબી પરકારની કશુર રાખે નહી. વાશતે જે માતાઓ પોતાના બચાઓને આદમીઅતની મોહટી બુજરગીએ પોહચાડવા માંગતી હોએ તેઓએ પોતાના વાહલાં બાલકોની કેલવણીના કામમાં ઉપર જણાવેલી કશુર નહી કરવાને ખુબ ખબરદારી રાખવી.

---

## પરચુટન બીના.

**વેહેલાં શુવા તથા વેહલાં ઊઠવાના ફાએદા**

બેનજામીન ફરાકલીન નામનો નામીચો ફીલશુફ કેહતો હતો કે "વેહલાં શુવા તથા વેહલા ઉઠવાથી આદમી તનદરોશત તથા તવગર અને દાહીઉ થાએછે"

એ કેહેવાત વાંચનારી બાઇઓને જણાવતાં તેઓને જાહેર કરવાની જરૂરછે કે એ ફીલશુફ એક કંગાલ મીનબતી બનાવનારનો છોકરો હતો, પણ પોતાના ઉદીઓગ તથા કલા કઉશલથી દુનીઆમાં ઘણો મોહટો ને માતબર પુરૂશ થએ હતો. તેણે પોતાની આખી જીનદગીમા મેલવેલા અનુભવ ઉપરથી, ખુબ વીચાર કીધા પછી લોકોને ઘણી શીખામન આપીછે. ઉપલી શીખામનબી તેણે પોતાની હાલતને લગતી બીનાઓપર વીચાર કરીને આપીછે, ને જે કોઇ આદમી તેપર અમલ કરશે તેને ફાએદો દેખાઓ વીના રેહેશે નહી.

---

**હમેશ આંગ ધોવાની જરૂર**—પુરાં કદ તથા શારી તનદરોશતી વાલાં આદમીના ચીલમાથી પશીનાને રૂપે દર રોજ એક બાટલીને આશરે પાંણી ઝરેછે હેવો અટકલો કાહડીઓચ. આપણી ચામડી જે બારીક શુરાખોથી ભરેલી છે તે શુરાખોને મારગે એ પાણી બાહેર નીશરી સુકાઇ જાએછે. એ શુરાખો જો બંધ પડેઆંતો પછી એ પાણી બાહેર નીશરવાને ઠેકાણે શરીરની કોઇ માહેલી ઇંદરીની મારફતે નીકલવાથી આદમીને રોગ થવા વીના રેહતો નથી. વાશતે શરીરને શદા ધોઇ ઉપલાં શુરાખો હરવખત ખોલલાં રાખવાં, એ તંનદરોશતી બનચાવવાનો એક અગતનો ઇલાજછે.

---

**ઊધેઇથી બનચાવ**—આ દેશમા ઉધઇ કપડાંની કબટ પેટી તથા તરકોમા ઘણી વેલા મોહટી ખરાબી કરેછે. એ નાશ કરનાર જાણવરથી કપડાંનો તથા બીજી વશતુનો બંનચાવ કરવાનો શઉથી શારો ઇલાજ એછે જે કાગજ અથવા શનના કપડાનો એક ટુકડો ટરપીનટંન તેલમાં વરશમાં બે તરણ વાર ભીજાવી કપડા મેલવાની કબટ અથવા પેટીમા રાખવો એટલે એ જાણવર તેથી શદા દુર રેહશે

---

**મીઠુ દવાઇ તરીકે**—હવડાં એક ડાકટરે જણાવીઉચ કે મીઠુ કોલારાને અટકાવનાર એક અછી દવાછે થોડા મહીનાની વાતપર એક બીજા ધણીએ જણાવીઉં હતું કે જેને શુક થાયે લોહી જતુ હોએ તે દરરોજ બે વખત ચાએની ચમચી ભરી નીમક ગરમ પાણીમા ભીજવી લીએ તો એ દરદ મટી જાએછે. જેનો કોઠો નાજુક હોએ તેને, નુકશાન નહી થાએ એટલા શારૂ એ દવા તેણે નાશતો ખાધા તથા શાહંજના જમીઆ પછી આશરે અરધે કલાકે લેવી એ દરદવાલા ધણીએ દારૂ પીધાથી બીલકુલ પહરેજ કરવી. એવી દવા બતાવનારે જણાવીઉ છે જે તેથી ઘણા લોકો શારા થઓછે.

---

**વાતચીત કરવાની રીત**—શાહેલીઓ જારે વાતચીતમાં વખત કાહડવા માગે તારે શઉને પશંદ પડતી તે બાઇ કેહેવાએ કે જે પોતાની શાહેલીઓની હજુરમાં ઘટતી તથા શુબાખીત વાત કરે. એટલુજ નહી પણ પોતાને ગમે હેવું દુખ થાએ અથવા ગુશો ચહડે તોબી બીજાને નકાઉ હીનું અથવા દુખ લગાડનારૂ બોલવાથી પોતાંની જબાનને લગામમા રાખે. એમ કીધાથી મોહબત તથા લાએકીમા વધારો થાએછે.

---

**ગુશો કરયા વગર તાનો કેમ મારવો**—પેશવાઇ રાજમા એક મગરૂર શુબો એક દીને એક કારકુન શાથે અવતારની બાબદ વીશે તકરાર કરતાં કારકુનની મશખરી કરી બોલીઓ કે જો આપણને થપેડો તથા ઘોડો બનાવવાની જગત કરતાની મરજી હોએતો તું કીઓ અવતાર પશદ કરશે? પેલો કારકુન આશતે રહીને બોલીઓ કે અલબતાં હું ઘપોજ, થવા માગશ. સુબાએ પુછીઉં કાએ? કારકુને જવાબ દીધો કે થપાઓને સુબાના ઓધા મલેછે તેમ ઘોડાઓને મલતા નથી,

# સ્ત્રીબોધ.

પુશતક ૧ લુ | શપટેમબર ૧૮૫૭ | આંક ૯મો.

## લાયેકીવાલી ઓરત.

### જની વીવ.



મેહરબાની તથા માયા કરવામા પુરૂશ કરતા સ્ત્રી હમેશા શરશ હોયેછે એમ આપણા જોવામા આવીઉછે બાપ કરતા માની મેહરબાની બનાપર વધારે હોયેછે ભરથારના બાયેડી પરના પેયાર કરતા બાયેડીનો પેયાર ભરથારપર વધારે હોયેછે ભાઇની બેહનપર કરતાને બેહનની ભાઇપર માયા વધારે હોયેછે ટુંકામા કહીયેતો આ શનશારના શઘલા કામો રાબરી સ્ત્રીયે માયા તથા મેહરબાનીની અને તેવા બીજા મન રીજવનારા તથા આતમાને શુખ આપનારા શદગુણો શબધી પુરૂશપર શરશપણુ મેલવીઉંછે, સ્ત્રી પથે પોતાના બચાઓપર તથા બીજાઓપર બેગરજ મેહરબાની તથા માયા કરવાના ઘણા દાખલાઓ દરએક દેશમા શઘ મલી આવેછે તેવા દાખલાઓમાનો નીચે ટાંકી લીધો એકછે

શ્રી ફરાનસ દેશમા થોડા વરશ થયા શ્રી આરટીને નામના ગામડામા માo આશલીન તથા તેની બાયેડી લીશોટી પોતાના બે જોરીઆ બચા તેમા મારીશ નામનો એક છોકરો તથા જનીવીવ નામની એક છોકરી શાથે રહેતા હતા એ બચાઓ તનદરોશત તથા શુનેહ શપનથી ચાલનારા હતા. ગામડાના બીજા ઉછ છલા છોકરાઓની માફક પોતાના મા બાપને તેઓ કશી પરકારની બેજારી આપતાતા નહી. માo આશલીન ગાડાના ચાક બનાવવાનુ કામ કરતો તેનુ કામ તેને પુરતુ મલતુ તેથી પોતાના કબીલાનુ ગુજરાણ ગરીબ શનશારે કરી વખત કાહડતો હરેક ફેરશતને વખતે બાયેડી શાથે બેશી પોતાના વાહલા બચાઓને હલી મલીને શાથે રમતા જોતો તારે તેને ઘણો આનદ થતો પણ તે આનદમા એક ફીકરથી વધારો થતો તે ફીકર હેવી હતી કે જે હરેક લાયેકીવાલા માબાપ પોતાના વાહલા બચા શારૂ કરેછે એટલે માo આશલીનને અંદેશો થતો કે કાલ કજાથી એ બચાઓની શી ગત થશે તેની બાયેડી હેવી ફીકર દુર કરવાને તેને દીલાશો આપી ઇશવરપર ભરૂશો રાખવાને શમજાવતી એ પરમાણે એ બચાઓની નવ વરશની ઉમર થઇ તાહા શુધી એ માટી બઇએર એક બીજાના પેયારમા અને વખત જતે વધારે શુખ થવાની આશામા પોતાનો શનશાર ગુજારતા તેઓની શુનેહ ભરેલી ચાલ તથા પરોપકારી શવભાવ માટે શઘલા ગામડાના લોકો તેઓપર હેત કરતા એક દીને આશલીન એક બોજો લાધેલુ ગાડુ શમરતો હતો તેટલા તે ગાડુ ઉંધુ વલી ગીઆથી તે બીચારો દબાઇ તુરત મરણ પામીઓ એ ભુંડી વાત શાભલી શઘલા ગામના લોકો દીલગીર થયા શઉકોઇ એક એક શાથે વાત કરવા લાગા કે લેશોટી શરખી શાનેશ બાયેડી તથા તેના બે શદાચરણી બાલકોનુ શુ થશે બીચારી લીશેટીને પોતાના વાહલા ભરથારના મરણથી કેહેવુ દુખ થઇઉ તેનુ વરણ અતરે કરાતુ નથી પણ આ બીના પરથી વાચનારી બાઇઓ ગેહલમા તે વીશેનો અટકલો કાહડી શકશે કે એ [illegible]તથી તેને હેવી ગમગીની તથા દરદ થઇઉ કે ભરથારના મરણને તીજે દીને તે પણ મરણ પામીને બધે જણા વઇકુઠ

માં શાથે થયાં. શંધા પાર પહોશીઓ હાએ અફશોશ
કરવાં લાગાં મરનારનાં નાધલાં બચ્ચાઓની શઉ કોઇએ
દયા" ખાધી. તેઓની દયા માતરે.મોહડાના બોલોઆજ
પુરી થઇ નહી શવે કેકાંણે ગામડાંના લોકો શેહરીઓ કરતાંને
પાડપડોશીઓને વધારે કામના થાએછે તેમજ એ ગામડા
માબી હતું." પેલાં હીન બાલકોનુ પાલણુ કોઇએ કરવુ એ
હએ'હેવો વીચાર થયો મરનાર આશલીન જે મુકાદમ
ના હાથ.હેઠલ કામ કરતો તે એ બાલકોનો વાલી થયો.
તેના એઓશરા હેઠલ તેઓ પાંચ વરશ શુધી રેહેઆ. તા
રબાદ તે મુકાદમ મરણુ પામીઓ. તેનો છોકરો પોતા
ના બાપનો મુખતીઆરી થાએઓ. બાપના અખતીઆર
શાથે તેનુ પરોપકાર પણ એ છોકરો ધરાવતો હતો ન
હી. તેણે પેલા જોડીઆ ભાઇ બેહનો જે હજુર નાધ
ધાં હતા તેઓને એટલુ બધુ કામ શોકવા માંડીઉ કે
ઉમરે પોહચેલા આદમીઓનેબી તે કહંણુ લાગે ખાધા પીધાના
હાલ બેલા ચલાવીઆ. શંધી પરકારે હેવી શખતી તથા અપમાન
આપવા લાગો કે તે છોકરાની ઘણી શબુરી છતાબી કંટાલો
ઉપજીઆ વીના રહેઓ નહી, લાચારે તેઓએ તે ઘર છો
ડવાનો ઠેઠાવ કીધો તેઓ જુદાં થઇ જો એક બીજાથી દુર
પડી મજુરી કરતેતો તેઓને એટલુ બધુ કામ મલતે કે.તે
થી તેઓ પોત પોતાનો ગુજારો કરી શકતે. પણ તેઓ મા
એના પેટમા ઉગીઆ તારથી તે ચઉદ વરશની ઉમરના થયા
તાહાશુધી શાથે રેહવાથી એક બીજાના પેઆરમાં એવા લપે
ટાઇ ગીઆંતા કે કોઇબી કારણુથી જુદા પડવાનો ખેઆલ તે
ઓ બ પને નહી' ખમાએ હેવી આફત શરખો લાગતો. નાધ
લો મારીશ વીચારતો કે હું જો દુરના ખેતરમા કાંમ કરવા
જયતો મારી બેહનની પાશબાની કોણ કરશે ને તે લરજુ
વાનીમાં આવતી જાએન તેનો આશરો કોણ થશે ? જનીવીવ
વીચારતી કે હુ દુર રાહપર જુદી કામ કરવા જાઉ તો મારા
ભાઇને વાશતે શુતરૂ ખાનુ કોણ પકાવશે તથા શાંજને વખ
તે તે થાકેલો પાકેલો આવે તારે તેને શુખ આપવા શર્દ
ખું શોજુ શાજુ ઘેર કોણ રાખશે ! તેના કપડાં લત્તાં કોણ
શંભાલશે ને તઈઆર કરી આપશે ? દુખને વખત કોણ
મદદ કરશે ! એ પરમાણે એ ભાઇ બેહન એક બીજાના આં
ખેથાથી જુદા પડવા માગતાનાં નહી. જનીવીવને પોતાના
ભાઇપર એટલી બધી મોહબત હતી કે તે શંધી દુનીઆ ક
રતા તેને વાહાલે પેઆરો ગણતી. હેવું છતા તેઓ પેતા ની
ર દઓલુ શેઠના ઘરમાંથી નીકલી એક ખેડુતને તાહા ચાક

રી રહેઆં મારીશ પોતાના બાપની માફક ગાડાં વીગરે
શાજન શમારવાનુ કામ કરતો ને તે કામથી પરવારે એટલે
ખેતરમાં રોપની તથા કાપની કરવાના કામમાં બીજા મજુરો
ને મદદ કરતો. જનીવીવ પોતાને લાએકનુ કામ મનમાનતા
રીતે કરતી. એ પરમાંણે દનપરદન બને ભાઇ બેહન એક
બીજાની નજર આગલ હેતથી અને ઉલટ ભરેઆં રહી પો
તાના કામથી પોતાના શેઠના તથા પોતાની શાથે કામ કરના
રાઓના માનીતાં થતા ચાલીઆ. મારીશ ચપલ તથા મેહન
તુ હતો તેથી શરવે કોઇ તેને ચાહતા.

એવી તહરે કેટલીએક મુદત ગુજરી ગઇ. એક
તોફાની શાંજને વખતે મારીશ બીજા મજુરો શાથે કાપેલા
અનાજનો ટગ કરતો હતો તે એક ઉંનચી ગનજીપર મ
હડી ભારીઓ ગોઠવતો હતો તેવામા વીજલી થઇ તેનો ધકો
હેવો લાગો કે તે બેહોશ થઇ નીચે પડેઓ. એ વીજલી હે
વા જોરથી થઇતીકે તેથી બીજા કેટલાએક મજુરોબી બેહોશ
થઇ ગીઆ. પણ મારીશ શીવાએ તેઓ શંધા જલદીથી પાં
છા હુશીઆર થયા. મારીશતો મુરદા શરખો પડી રહેઓ
તેના શંગતીઓ તેને વાશતે ઘણા ગમગીન થયા. ઉપાડી
ને તેને ઘરમા આણેઓ. તેનો હાવો હાલ જોઇને તેની
બેહનને કેવું દુખ થઇઉં હશે ? કેટલોક વાર તો તે બોલી શકી
નહી શઉએ ધારીઉ કે તે મરણ પામીઓછે. હેવામા મા
રીશનો શવાશ આશતેથી ચાલવા લાગો. થોડેવારે તેની
આંખ ઉગડી જનીવીવ જે તેને પોતાના હઇડાં શાથે દાબી,
રડતી બેઠીતી તે તેના ડોલા જોઇ કાંઇક ઉમેદ ભરેલી થઇ
તે ઇશવરનો ઉપકાર માની બોલીકે "ઓ કીરતાર જેવી હું
મારા ભાઇ શાથે જનમી છેઉં તેવી તેની શાથેજ મરણ પામે
હેવુ મને બખશજે." તેનો ભાઇ એવા શબ્દો શાંભલતો
તોબી કશુ બોલી શકતો હતો નહી તેની જબાન હીલી શકતી
તી નહીં ઘણી મુશકેલાતથી હાથ હીલવીને તેણે દેખાડી
ઉં કે તેના માથામા દરદ થતું તેના પગ મુરા વીગરે શંધો
અંગ મારી ગીઓ હતો. તે પરગનાના શરજી કામેશ વઇ
ધે તેના બદનની તપાશ શારી પઠે કરવા પછી કહીઉં કે તેના
માથાને તથા શરીરના કેટલા ભાગને લકવો થઓછે. પણ
તે માથાપર હાથ કરી દરદની જગો બતાવી શકેછે તેથી આ
શાછે કે તેની બુધી તથા ચીત તથા બોલવાની શકતી પાછી
ઠેકાણે જલદીથી આવશે. એવું શાભલી જનીવીવને ઉમેદ થા
એ ફીકર રહી.

જો મુજબ એક અઠવાડીઉં જતે મારીશ પોતા

ની મેહરબાન બેહનનુ નામ લેવાને શક્તીવાન થયો
તે શકુનથી જીનીવીવને કેટલો આનંદ થયો હશે વારૂ ? વશ
ત રૂતુ આવતાં સુધીમા પોતાના ભાઈને શાજે થવાની તેને આ
શા આવી  રાત દીન તેના બીછાના પાશે બેશી તેની ચાક
રી કરવા લાગી. તેને જરા આમકો લાગે એટલે દુખથી હે
વો પોકારતો કે જીનવીવ અટલાઈ જતી  વઇધને ફરીને બો
લાવામા આવીઓ  તેણે તપાશ કરી કહીઉ કે શરીરનો હે
ઠલો ભાગ શાજો થવાની કશી આશા  નથી પણ માથુ વખ
ત જતે શારી પઠે શુધરશે હેવા શકુનો શાભલવાથી  મારીશ
ઘણો દુખી થઓ જનંમ શુધી પાગલો તથા લાચાર રેહવાનો
ખેઆલ તેને દુખ કરવા લાગો. હેવી લાચારીમા પોતાની
મેહરબાનબેહનપર બોજો થઈ લાગવાનો ખલાપોબી તેને ઘણો
થઓ  એ પછી શીઆલાની રૂતુ તે જોડીઆ ભાઈ બેહન
નોને અતી  શખતી ભરેલી ગુજરી મજુરી કરવા બાદ કુર
શતનો શઘો વખત મારીશની ચાકરીમા ગુજારવાથી જીની
વીવનુ શરીર દુખતુ થવાલાગુ ને તેનો ખુબ હોશાન  ગરક થ
ઇ ગીઓ  હેવુ છતા પણ ભાઈપર તેનો પેઆર હેવો હતો
કે મારીશ કોઈવાર ઈશવર પાશે મોત માગે તારે તે દુખી થ
ઇ તેના કાલાવાલા કરીને કેહેકે "મારીશ તુ હેવુ નો બોલ
તારા મરણ પછી એક દમબી મારાથી જીવાવાનુ નથી  તા
રી બરદાશ લેના મને ગનુ શુખ થાએચ તુને જોવાથી મા
રા જીવને આનંદ છે  ઈશવરે મને શકતી બખશીચ તાહા
સુધી હુ મજુરી કરીં આપણુ પાલણ થવા જોગ મેલવશ  દુ
ખ શદા ટકતુ નથી  આપણી ઈમાનત શારી રાખી ઈશવ
રપર ભરૂશો રાખીશુ તો તે શાહેબ આપણને શુખ આપ
શે  તારૂ દરદ તે કોઈવાર મટાડી તુને શાજો કરશે  કેહે
વાતછે કે દરામના તોફાન પછી રલીઆમનો ટડકો પડવા વી
ના રેહતો નથી  વાશતે શુખના ટકમાથી આપણી જીદગીનો
પાછલો વખત માઆલુ પરવરદીગાર રલીઆમનો  કરશે"
હેવા પેઆરના તથા દીલાશાના શકુનો શાભલી પેલા દરદીને
કોઈ કોઈ વેલા હીમત આવતીને તે  ધારતો કે હજુર હુ
શાજો થવશ  પોતાને શાફ તથા મગ્નલ  રાખવા  શારૂ તે
પોતાની ખુરશીપર બેશીને શારી કલાથી જુદી જુદી  વશતુના
નમુના બનાવતો  તેમા એક ચાર ચાકની ગાડી બનાવી
તે તઈઆર કરવા પછી તેણે હેવી મરજી કીધી કે  તેમા બે
શાડી ઈશવરની બગતા કરવ ને કોઈ મને દેવલમા લઈ જા
એતો શારૂ )તેની બેહન જે  તેને હરેકપાતીએ ખુશી રાખ
વાને ઈનતેજાર હતી તેણે પોતેજ તેમ કરવાનો ઠેરાવ ,કીવો
બે તરણ દીવશ આગમચથી જણાંવીઉ  કે આદીતવારે હુ
તુને દેવલમા લઈ જશ  એ લાએકીવાલી અબલાએ એવો
ઠેરાવ કીધો  પણ તેને અંદેશો થઓ કે ઘેરથી દેવલ શુધી
જવાનો રશતો હેવોછે કે ગાડીમા આચકા આવીઆ વીના
રેહેશે નહી જેથી મારીશને ઘણુ દુખ થશે  પણ એની ચાલ
તથા કામથી એના ગામડાના શઘા લોગ એટલાતો ફીદા હ
તા કે રવીવારની પરભાતમા તેઓએ શઘે રશતે પેડો પાથરી
ઓ હતો  મારીશને ગાડામા બેશાડી જીનીવીવ બાહેર ની
કલે તેની આગમચ ગામડાના શઘા લોકો વાટની બઘે બાં
જુ ઘેરી ઉભા રહેઆ હતા  તેઓ તે બાઈ તરફ જોઈને
આફરીન કરતા  ઘણા જણાએ તેની ખાતર તેના ભા
ઈની ગાડી ઘશડી લઈ જવા માગીઉ  પણ તેઓને અન
ઘટતી તશદી આપવી દરૂશત નહી તથા પોતાની માફક શં
ભાલથી ગાડી કોઈ બીજુ ઘગડશે નહી હેવો વીચાર કરી તે
ણે ઘણી નમનતાઈથી શઉને નાપાડીઉં  દેવલમાં પોતા પ
છી તાહાના લાએકીવાલા ઘરમોપદેશકે વાએજ કરતી વે
લા પોતાના ટોલાને શઉથી શારો ઉપદેશ એ કીધો કે જી
નીવીવ તરફ હાથ કરી બતાવીઉ કે તેનુ હેત ભરેલુ કામ
ઈશવરને ગમતુ ને અતી મોહટા પુન ભરેલુ હતુ  [1] જારે
શભા આવે તારે હેવી તહરાનુ પુન કરવાને શરવે, કોઈને
ભલામન કીધી તે જોડીઆપર દુવા કરી એ પાદરી બોલીઓ
કે "મારીવાલી દીકરી તુ હીમત પકડ કેમકે ઈશવર તા
રૂ કામ પશદ રાખી તુને આશરો આપેછે"

એ પરમાણે શઘા લોકો તેનુ કામ પશદ રાખતા તે
થી જીનીવીવને અવબતા પોતાના ભાઈ શબથી વધારે મેહ
ર આવી તે ભાઈબી રાત ને દીન ઈશવર પાશે પરારથના ક
રી હેવુ માગતો કે કોઈબી પરકારથી તે શાહેબ તેનીપર હેવી
બખશેશ કરે કે પોતાની બેહનના પેઆરનો થોડોબી બદલો
વાલવાને તે શકતીવાન થાએ  ઘણા દીવશ એ મીશારે ગુજ
રી ગીઆ તેના શરીરને કશો તફાવત પડેઓ નહી  અ તે
આશાછોડી જનમ શુધી દલદરી રેહેવાની ધાશતી, તેને લા
ગી  તેની બેહન તેને શાજને વખત પેલી ગાડીમા બેશાડી
ઘરની બાહેર ગમતને શારૂ લઈ જતી તાહા એક દીને એક બુઢો
શીપાઈ મલીઓ  મારીશનો શઘો હેવાલ જાણી લેવા પછી તે
બોલીઓ કે ચીલાની લડાઈમા એક "ચેલ ફુટવાથી મને
બી લકવાનુ દરદ થઈઉ હતુ જેથી બે વરશ શુધી મારા ગ
ઘા શાઘા નીરઉપીઓગ થઈ પડેઆતા મારા માથી
મા તારીજ માફક દરદ થતુ હતુ જેથી મારી ખુશી શઘી જ

તી રેહેવા જેવું લાગતું તું અને તહરેવાર દવા કરવાને ભલા મન થઇતી. પણ કોઇબી કશી પરકારે કારગત થઇ નહી શધા ઇલાજ ધરેઆ તારે શમુદરમાં જાહુક નાહવાનો ઇલાત અને બજાવવામા આવીઓ. મારાંથી ખમાએ તાહાસુધી દરદી ભાગપર મોજા હલુવે હલુવે હુ લાગવા દેતો. એ પર 'મારૂ ઉનાલાની આખી મોશમ શુધી કીધું' એટલે હું શાજો થઓ વાશતે તું જો તેમ કરશે તો તુબી શાજો થશે." હેવી વાતે કહીને બીમારા અનજાણા મારીશના પુછવાપરથી તેણે જણાવીઉ કે હેવી નાહવાની જગો આ ગામની અડીશો માઇલની વેગલાઇપર શ્રી બોરોન બંદરમાછે. મારીશે કહી ઉઠે ઓ તેટલુ શુધી મારાથી જવાએ કેમ ? તેમ બનણુજ સુશકેલછે. વાશતે મારેતો જનમ શુધી દુખીજ રેહવુ પડશે પણ તેની મેહરબાન બેહન જે શારી પઠે ધેઆન રાખી શધી વાત શાભલતી હતી તેણે પેલા શોલજરને એક કોરે ટેડી શધી વીગત પુછી લીધી. ઘેર આવીને પોતાના ભાઇને શ્રી બોલન લઇ જવાનો ઠેડાવ કીધો થોડા દીવશમા શધી તઇઆરી કીધા પછી તે વીશે તેણે મારીશને જણાવીઉ. તેની વાત શાભલી મારીશ બોલીઓ કે બેહન તુ એ કામ કધી કરી શકવાની નથી, જવા આવવાના પઇશા કાહથી લાવશે ? જીનીવીવે જવાબ દીધો કે દુનીઆમા હેવુ કાઇ નથી કે જે મારાભાઇને વાશતે હુ કરી નહી શકુ તારી ગાડીમા બેશાડી હું તુને ઘશડી લઇ જવશ જતીવખતના વાટ ખરચ શારૂ મારી પાશે શુતાની પાચ અશરફીછે ને આવતી વેલાતો તુ શાજો થઇ મારી શાથે ચાલી શકશે. મારીશ ફરીને બોલીઓ કે વાટ ઘની લાબીછે આપણુને કોઇનો આશરો છે નહીં નદીઓ તથા પાહડ ઓરંગવાને તારી તાકાત પોહશે નહી જીનીવીવે જવાબ દીધો કે ઇશવર જો મેહરબાનછેતો એવી શધી મુશકેલાતો તે શાહેબ શેહલી કરશે ને આપણુને શધી પાર્તીએ આશરો આપશે તુને શાજો થવાની બાબદમા ગને ગમે હેવી થાક લાગેતો શું ચીંતાછે ? ટેકડીઓ ને નદી ઓરંગતા વલી એટલા દાહડા વધારે તાગશે વાશતે તુ હીમત પકડને આપણે કુચ કરી જઇએ.

એ પરમાણે હેતથી ભાઇને શમજાવવા પછી તેણે પોતાની તથા ભાઇની વરશાદુને દાહડે એટલે તારીખ ૩ જી જુનને દીને રવાને થવાની ગોઠવણ કીધી પોતાની શમજન મુજબ તેણે ઘણી ગાડીતો રાખીતી પેટી આરુ પઇડાની નીચી ગાડીને છતર કીધુ ને તેપર બેશાઇ તથા ઓગેશાઇ શકાએ હેવી રીત બાંધકામ કીધુ ને ગાડી હાથે ઘશડતા થાક ચહડે તારે ખભા અથવા કમરના જોરે તે કામ કરવા શારૂ ચામડાનો એક પટો તેણે મેલવીઓ. પોતાના પગમા હલકા જોડા તથા માથે શાદશની ટોપી પેહરી મારીશને તેહવારના દાહડા પેહરવાનો પોશાક પેહેરાવીઓ ને પોતાનો તેવો પોશાક કોઇ વખતે કામનો જાણી તેની બીંદરી કરી મારીશને તકીઓ કરી આપીઓ.

બાહેર નીશરીઆ પછી જીનીવીવ હરખની ભરી ઘણી ઉતાવરે ચાલી પણ પોતાના ભાઇની ચેતવણી પરથી તેણે આશતે આશતે પગલા ભરેઆ કે દુર રાહ કાપવાની હતી વાશતે થાક જલદી લાગે નહીં પેહલા તેઓ એક દેવલમા ગીઆ તાહા બગતી કરવા પછી આગલ ચાલીઆ. શ્રી ફરાનશ દેશના ગમીઅ ભાગમાથી તે દેશના એક નાકા શુધીની શફર એ જોડીઆએ કેમ કીધી તેની વીગત જોકે જાણવા જોગછે તોબી આ નાધલા ગરથમા લખી શકાતી નથી મેદાન તથા શપાટ જગોએ જીનીવીવે આશતે આશતે પણ જાહુક રાહ કાપી. બપોરને વખત ટડકાણી ઉપદરવથી કોઇ જાહડોનો છાએડો લેતા ને રાતને વખત જે કાઇ આબરૂદાર મકાન મલી આવે તાહા વાશો કરતા ને પોતાની ગુજાશ માફકનુ ખાનુ ખાતા ફરશબદીના મોહોટા ગામડા તથા ભર વશતીમાથી પોતાના ભાઇને નહી લઇ જવાને એ અબલાને અતીશે વીચારથી તદબીર કરવી પડતી એકજ વેલા લાચારીના શબબથી પોતાનાભાઇને હાથથી ખેંચવાની ભાડુતી ગાડીમા બેશાડી એક કશબાને એક નાકેથી બીજે નાકે લઇ જવો પડીઓ હતો કેમકે તેમ નહી કરતેતો તેને બે નદીઓ ઓરંગીને જવુ પડતે જે તેનીથી બનતુતુ નહી. હીઆથી એ બાઇનો મારગ વધારે ડીકટ થઓ લોહડાની શડકપર દોડનારી ગાડીઓ કાઇ તે વખત એ પરાતમા હતી નહી, ને હતેતો તેનો ખરચ આપવાની શકતી તે ધરાવતીતી નહીં. વાશતે મજકુર પોડાબી શમેતાની મનાજગ કરતા જાહીં ઘાટી અને તેવી ઉનચી ટેકડીઓને વાકા ટુકા રશતાપરથી તેને પગે જવુ પડીઉ એ મેહનતથી જીનીવીવ ઘણી થાકી ગઇ તેને શથે પગે છાગશ ઉઠીઆ ને જોડા પડતા મેલી ચાલવાની ફરજ પડી. હાથ તથા કમર ગાડી ખેચવાથી કમકમાટ થવા જેગ રીતે ઘશાઇ ગીઆ થાકને લીધે વારેવાર વીશાનો લેવાની જરૂર પડી હેવા શબબથી રાહ કાપતા ઘણા દીવશ લાગા બાર દીવશ શુધી શખત મજલ કાપ્યા પછી તે પેરીનાનટ રોટ નામના ગામડામા આવીઆં તા

હાં એક શીપાઈની વીધવાએ તેઓને ઉતારો આપી શારી બરદાશ કીધી જીનીવીવ બાઈને મારે શું રંનજ ખેંચતી હતી તે જાણીને એ ગરીબ વીધવાની આખમા આશુ આવી ગીઆં. તેણે જીનીવીવને દીકરીની માફક પોતાંની આગલ કેટલાક દીવશ બોહશ કરીને રાખી. તેઓના ઉતારાનો કશો ખરચ લીધો નહી ને પાછલથી કેટલીએક અગતની વશતુઓ આપી પોતાના પુરા હેતથી દીલ શાથે જીનીવવને ધરી દુવા દઈ રવાને કીધી. પણ થોડા દીવશ પછી એક બીજે ઠેકાણે એ વાખાના મારેલાં ભાઈ બેહન શાથે ને મુખીઅ કરી જીનીવીવ શાથે કેટલાએક કમજાત મુશાફરોએ ધરમશાલામાં હેવી નીલાજરી ચાલ ચલાવવા માંડી કે પોતાની શોભાની ખાતર તે બીચારી પોતાના દરદી ભાઈને લઈ બાહેર નીકલી ઉગાડી જગોએ શારી રાત રહી. એ પછી એઓને બીજું દુખ ગગરાટ તથા વીજલી શાથનાં તોફાનથી થઉં. તે તોફાને મારીશના દરદને ઉભરાવીઉ ને ઘણી પીડા ખેંચાવી. એ તોફાન થઉં તારે તેઓ લેકઆઈલ આડમ નામના જંગલમા હતા. એ વખતે જીનીવીવે પોતાની છાતી તરે ભાઈનું માંથુ રાખી તેની આંખોપર હાથ દઈ જેમ અને તેમ વીજલી તથા વરશાદની અશરથી તેને બચાવીઓ ને પોતે તે શઉ ખમીઉં તેણે એવી ધાશતી લાગી કે રખેને વીજલી ઘણો વાર ચાલું રેહે ને લકવાનો મરજ પેહલાની માફક મારીશને મારે પાછુ દરદ ઉપજાવે પણ દએઆલુ ઈશવરે તેના ભાઈ શંબંધી ધાશતી દુર કીધી પણ ફીકર તથા થાક ને શરદીથી તેને પોતાને તરણ દીવશ શુધી તાપે પડવું થઉ. બાવીશ દાહડા ગુજરતે તેઓ આરશી મનજલ કાપી રહ્યા. બોવેશ આગલ આવતાં જીનીવીવની પાશની પાંચ અશરફીમાંની તરણનો ખરચાઈ ચુકી હતી. ભીખ માગવાનો તે પુરો ધીકાર કરતી. વાશતે વધારે કર કશર કરવાની જરૂર પડી. હીંઆથી રાહ પણ વધારે ડીકટ હતી. ઘણીએક દુગરો વટાવવા પડેઆને તેમ કરતા તે બાઈ ઘણીજ થાકી ગઈ. અંતે બોલોન તરફની છેલ્લી ટેકડી ચડવા પછી દુરથી શમુદર તેને દેખાયો. તેજ વેલા શંપી રનજ તે ભુલી ગઈ. ખુશીથી પોતાના ભાઈને કેહવા લાગી કે શમુદર તુંને જોવા શારૂ તારી ગાડીનુ છતર હુ ખોલું તેમ કરી તેણે તેને શમુદર તથા બોલોનની ઈમારતોની નીશાન ઈતીઆદી બતાવીઆં., મારીશ ઘણો મગન થયો પોતાની બેહનને વીશામીલેવાને તેણે ભલામન કીધી. પણ પોતેજ તે કશું શાંભલીઉં નહી. તે બોલી કે રેહવેશુ મકાન નજદીક આવીઉ એટલે તાંહા પોતા શુધી હું થાક લેનાર નથી. આગલ વધી પુછતાં પુછતાં તે ભાઈ બેહન શમુદરને કાઠે થઈ હમામ ખાનાંઓની જગોએ ગીઆં. એ કાંઠે શમુદરના મોજા એક બીજાની પર ધીમે ધીમે વલતા હતા તે જોઈ એ લોકોને પોતાના ગામડાંના દાનાના ખેતર ઈઆદ આવીઆં એક પાહડને હેઠા કેટલીએક ઓરતો નાહવાને શારૂ શમો જોતી બેઠી હતી. તેઓને એ ભાઈ બેનને વીશે કશી ખબર હતી નહી તેથી જીનીવીવને પુછીઉં કે તમો એ મરદને પાશેના કીઆ ગામમાંથી લાવીઆ છેઓ ? તેના જવાબમા જીનીવીવે પોતાના ભાઈનો હાથ પેઆરથી જાહલી શંધી બીના હરશીને કહી એ બીના શાભલી શઉ કોઈ જીનીવીવને ફરેશતો કેહવા લાગા ને આફરીન કરતા શંધા જણ હમામ ખાનાવાલાની પાશે તેને લઈ ગીઆં. તે ધણીએ શંધો હેવાલ શાભલી તેઓને ઘણી મોહબતથી પોતાની પાશે રાખીઆ. તે ઈશવરનો ઉપકાર માનવા લાગો કે જીનીવીવ શરખી પુનવતી અબલાના પગલા તેને તાંહાં આવીઆં હતાં. તે ભાઈ બેહનને વાશતે તેણે એક મકાન તુરત તઈઆર કરાવીઉં ને મારીશ જાણે કોઈ પાદશાહ જાદો હોએ તેમ પોતાના બે માણશોને શારી ખબરદારીથી તેની ચાકરી હમામખાનામાં કરવાને હુકમ આપીઓ તે જગોએ શઉ કોઈ નાહવા આવનારા જીનીવીવપર મગન થઆં ને તહરેવાર વશતુઓ તેને પોહચાડી મારીશે આઠ દશ વખત નાહવા પછી તેના પગમા કાંઈ જોડતુ તેને માલુમ પડીઉ. એ શગણથી જીનીવીવને કેવી ખુશાઉપજી હશે તે શઉકોઈ પોતાની મેલજ વીચારી શકશે થોડે દીવશે બે લાકડી લઈ મારીશ ચાલવા લાગો ને ઈશવરનો ઉપકાર માની પોતાંની મેહરબાન બેહનને દુવાદેવા લાગો. જેમ એક માએ પોતાના પેહલી વેતના બાલકને ચાલતા જોઈને ખુશી થાએચ તેમ જીનીવીવ પોતાના ભાઈને આશતે આશતે વગર લાકડીએ ચાલતો જોઈને ખુશી થઈ. હરખના આશુ વરશાવી ઈશવરની આગલ શર નમાવી તે શાહેબની મેહરબાની ભલ ધી પોતાની ફરજ તેણે અદા કીધી. મારીશ ખુબ તનદુરસ્ત પુરો શાજો થયો ને કેટલાએક ગાઉ શુધી ફરતો ફરતો તેને ટઉન્ન પણ શારૂં આવીઉ. પોતાને ગામ પાછાં ફરવાની આગમચ શ્રી બોલોનના કેટલાએક આબરૂદાર લોકોએ જીનીવીવને મેજમાની આપી. ને તે, મેજમાની એવી થપની હતી કે જે ઉંનમી પદ્વીના નામીશા લોકોનેજ આપવામા આવેચ તે લોકોની નજરમા

છવ આશુદે ને આરાંમ તથા ખુશીમાં રેહ તથા તેવા
ન, બીજા ઘણા ફાએદા થાએ. હવે કોઇ કેહશે કે એ ઇલા
જતો શારોછે પણ તેમ કીધાથી કોઇ કોઇને તાંહાં જાએ આ
વે નહી ને જે પેહલાં હેવી ચીઠીઓ મોકલે તે લગનને દાહ
ડે અથવા બીજાં તેવાં ટાકણાં શર વાત જોતું રહી જાએ. પ
ણ હેવું નહી બનવા દેવાનો ઇલાજ શેહલછે. એ શુધારો
પેહલ વેહલાં મોહટે વાપેના આબરૂદાર ઘેરોની શેઆની ત
થા મોભાવાલી બાઇઓએ કરવો જોઇએચ. કેમકે જે શુધારા
વીશે હું શુચના કરૂંચ તેપર અમલ કીધાથી તેઓને વધારે
ફાએદો થશે. એટલુંજ નહી, પણ હેવા શુધારાની ગરીબો પેહ
લ કાહડે તે કરતા પઇશા તથા મોભાવાલી પરખીઆત બાઇ
ઓ કાહડેતો તેથી તે શુધારાનો રેવાજ ઘણો ઉતાવળે લોકોમા
પડે. મોહટે વાપેના લોકોના શારા કામની નકલ કરવાને
બીજા શંધાં કશી અડચણ જોશે નહી. એ કારણ શારૂં
આઠ દશ આબરૂવાલાં ને મોહટા ખાનદાનની ઘરવાલી બા
ઇઓએ પોત પોતામાં હેવો ઠેહાવ કરવો કે હવે પછી તેઓ
માથી જેનેબી પેર શારૂ રૂડું હોએ તારે તેઓમાંનાં બીજી
ઓને તેરાં કરવા પડેતો ખાતરે એ ખીશાલની ચીઠીઓથીજ
તેરાં કરવા ને શખી જણીઓએ તે ચીઠીને હાલની ચાલુ રી
તના તેરા શરખુંજ બલકે તેથી વધારે માન આપી હેડવેલે વ
ખતે તે ચીઠીમા જણાવેલા કારણ શારૂં તેમા જણાવેલી જ
ગોએ હાજર થવુ ને કોઇએ તેમ કરવાથી ફરવું નહી. એ પ
રમાણે થોડી બાઇઓએ અરશપરશ બનદોબશત કરી
તે ખીશાલે પોતે ચાલી તથા પોતાનો દાખલો આપી પોતા
નાં લાગતા વલગતાઓને તેમ કરવાને ભલામન કરવી એ
શું કરવું શઉ કોઇને ફાએદા ભરેલુછે ને એકનો રાહ તે શ
ઉનો રાહ થવાનો. એ પરમાણે શુરૂઆત થવા પછી એ
વી રશમ ગામમા થોડાજ દીવશમાં ફેલાઇ જશે. આપણી બે
હનીઓ પરથી ઘનુએક દુખ ટલી જશે જે ખાટેની શાબાશી
એ બાબેની પેહલ કાહડનારી બાઇઓને મલશે વાશતે હું મા
રી ઉનચે વાપેની શ ધી જાતીલી બેહનીઓને ભલામન કરૂચ કે
આએ બીનાપર ખુબ વીચાર કરી પોતાની વાહલી શાહેલી
ઓને હવે પછી જારેબી અરશપરશ મને તારે એ બાબેનીગો
ઠવણ કરવાની તેઓએ પેરવી કરવી ને આએ વરશના લ
ગનના ઇથ્યોમમા એ ગુણગારો શુધારો લોકોમા રેવાજ પા
મેલો કરવા પોતાથી બની આવતી શ ધી કોશેશ કરવી
ખરેખર હેવું કામ કરવાનુ પુનકી ઘનુછે. વાશતે જેઓના
બાએગ મોહટાં હોશે તેઓજ એ વાખવાખીના કામમાં પેહ
લ કાહડવાની કોશેશ કરશે. હેવી કોશેશ કરવાને પરવરદી
ગાર શઉને તોફીઅત આપે હેવી મારી દુવાછે. મને ઉમેદછે કે
મારી શંઘલે વાપેની બેહનીઓના બરથારો તથા ભાઇઓ દીલ
બરીથી તેઓને તેમ કરવાની ઉલટ તથા મશલત આપશે. ખુ
દા તેઓને તેમ કરવાને બુધી આપે.

---

## ગણીત કરવાની અચરત શરખી શકતી.

આ નીચે લખેલી બીનાં ઘણી તાજુબ શરખી ને તે
શાથે ખરેખરી હોવાથી નીચે પરગટ કીધીછે. જે ગર થ કર
તાના ગયેઆ આગશટના આકમાથી એ તાલવી કાહડીછે
તે કેહેછે કે હેવી અચરત શરખી ગણુતરી કરનારની ચમટ
કારીક શકતીના નમુના જોવા શારૂં મને નોતરવામાં આવી
ઓતો. મને ફરમાશખી થઇતી કે તેને પુછવાને એક બે
હશાબ મેં તઇઆર રાખવા. મોહેથી હશાબ કરવાની એ
પણી વીશે ઘણી તાજુબ શરખી વાતો મેં શાભલી હતી તે
થી એક બે મોટા હશાબ તઇઆર કરી મારાં મન શાથે મ
લકાવા લાગો કે લોકો જેમ બોલેછે તેમ એ પણી એ હશા
બ એકદમ મોહડેથી કરી આપી શકનાર નથી. પછી જાં
જને વખત હુ ઠેડવેલે મકાને ગીઓ તાહાં ઘણાક તમા
શગીરો આવીઆ હતા. ગણીત કરનાર આપલા આદમી
ઓની ખાફક એકાત બેઆંન રાખી ઉભેલો હતો. તેણે અ
રજ કીધી કે મને ગણીત કરતા ભુલ નહી પડે તેટલા શારૂ
શઉ કોઇએ ચુપ રેહેવુ. તે મુજબ શંઘ જણ ચુપા રહે
આ. તેણે ઓરડામાં હલુવે હલુવે ચાલવા માંડીઉં. પછી
શરવાલાથી તેની તપાશ કરવા માંડી. જુદા જુદા લોકોએ
એક દશ ચોથી તે કરોડ, દશ કરોડ સુધીની શંખીઆઓ
આપી એ જુદી જુદી શંખીઆ એ શભાના મુનશીનુ કાં
મ કરનારે લખી લીધી દશ બાર શંખીઆ થઇ એટલે
મોહડેથી શરવાલો કરવાને પેલા ગણીત કરનારે શુરૂ કીધું, ને
પેલા મુનશી કાગજપર બેરીજ લીએ તેની આગમચ એ ગણીત ક
રનારે મોહડેથી ખરી બેરીજ કહી શમજાવી ! ને પછી બાદબા
કીનો એક દાખલો મોહડે કરવા આપીઓ. પરાધની શં
ખીઆ પરાધમાથી એક આખના પલકારામા તેણે ભુ
લ કીધા વગર બાદ કરી આપી જાણે આપણે કોઇને પુછીએ
કે કેટલા વાગાને તે ટાંગેલા ઘડીઆલતરફ જોઇને જેટલાં
વારમા જવાબ આપે તેટલાવારમાં એ બાદબાકીનો જવાબ તે
ઘણીએ આપીઓ.

હવે મામલો જોઇ મેં મારા મન શાથે વીચાર કીધો કે મારા હીશાબથી એ ઘબરાવાનો નથી. મેં તેને પુછીઉંકે તું મોહડેથી ઘનમુલ કાહડી શકશે? તેણે જવાબ દીધોકે, "હા એક દાખલો આપો." મેં પુછીઉં કે નવ હજાર છશો ને તેઆશીનું ઘનમુલ શું! "શતાવીશ" એમ તુરત જવાબ દઇ તે બોલીઓકે એતો ઘનુજ શેહલુછે. પછી તેણે ચાર શંખીઆનું ઘનમુલ કાહાડીઉં તે જગોએ હાજર રેહનાર નીશાલીઆઓ એ પણીની હેવી શકતી જોઇ ખુશીમાં આવી શાબાશીનો આવાજ કરવા લાગા. પછી મેં તે પણીને કહીઉં કે હું થોડાએક હીશાબ પુછુછું જેમા ગુણાકાર ઘણો વાપરવો પડશે તે એછેકે મછી મારોની તોતેર બોટોનો એક કાફલો તા૦ ૧ લી એપરેલને દીને શ્રી હકરક બદરથી રવાને થઓ. તેઓ નારથ શી નામના દરીઆવમા માછલી પકડવાને ગીઆ તાંહાંથી તા૦ ૩૧ મી જુલાઇએ પાછા આવીઆ. એટલે ચાર મહીના તેઓએ શફર કીધી (હું એમ બોલુચ લેટલામાં મારી ભુલ બાજી તે ગણીત કરનાર બોલીઓકે તેઓ એકશો બાવીશ દાહડા શફરપર હતા. એ ભુલ મેં કબુલ કરી હું આગલ બોલીઓકે) દરએક બોટમા ઓગનીશ આદમી હતાં તારે શંધા કાફલામાં કેટલાં આદમી હશે? તેણે તુરત જવાબ દીધોકે એક હજાર તરણશો ને શીતીઆશી.

શવાલ—દરએક આદમી દર રોજ ચાર રતલની રોટલી ખાએતો શધી બોટના માણશો દર રોજ કેટલા રતલ રોટલી ખાતાં હશે. ?

જવાબ—ચાલબતા પાચ હજાર પાંચશોને ઉડતાલીશ રતલ

શવાલ— તારે ચાર મહીના શુધી તેઓને કેટલી રોટલી લેવાની જરૂર હતી ?

ગણતરી કરનાર જે ઉપલા જવાબો દેતા થંભ ઉભો હતો, તે એ શવાલ શાંભલી આશતે આશતે ચાલી જરાક વીચારી પાછો ઉભો રહી જવાબ દેવા લાગો તે લોકોએ પોતાની શાથે ૭ લાખ છોતેર હજાર આઠશોને છપન રતલ રોટલી રાખવી જોઇએ! મેં કહીઉં બરોબરછે શાબાશ! શઘા છોકરાઓ ફરીને હરેખા આવી શાબાશીનો આવાજ કરવા લાગા મેં શવાલ જારી કીધો ને બોલીઓ કે એ મછીમારોને રોટલી શાથે જીન દારૂ... જોઇએ દર આદમી દરરોજ એક ગલાશ જીન પીતો તારે ... ...ીનામા શધા જણાઓએ કેટલા ડરામ દારૂ પીધો હશે. ?

જવાબ દેનાર થોડો વાર ફેરી ખાધા પછી બોલીઓ કે એક લાખ અગણોતેર હજાર બશો ને ચઉદ ડરામ.

શવાલ—પણ તે જીન બાટલીઓમા રાખીઓતો ને દર એક બાટલીમાં શાડતીશ ડરામ પરમાણે શંઘો રાખવાને કેટલી બાટલી જોઇએ. ?

જવાબ—ચાર હજાર પાંચશો તોતેર ને તેર ડરામનો અધુરનાક—

એ પરમાંણે મારી પરીખશામા તેને પાર ઉતરતાં જોઈ હું તાજુબ રહેઓ. શંધી શભા અચરત થવા લાગી. તે ગણીત કરનારને હાક આપવાને જરા વાર થોબી પીઆનોનો એકાદ રાગ શાંભલવા પછી મેં તેને પુછીઉં કે તમો થાકી ગીઆચ? જવાબ દીધો કે નહી! વલી પુછીઉંકે તમુને વધારે મોહટી શંખીઆના હીશાબ પુછીએ. ?

જવાબ—હા પુછોની.

શવાલ—એક બાટલી ભરી ઘટરનું પાંણીછે. તેમાં શીતીઆશી હજાર પાંચશો બાશઠ ટીપાંછે. શુખશમ દરશક ઇઅતરથી જોતાં દરએક ટીપામા મોહટાં વચલાં કદના ને નાઘલાં હેવાં તરણ જાતનાં જાણવરોછે. તેમાં શાત નાઘલાં ઓગનચાલીશ વચલાં કદનાં ને બશો બાશઠ નાઘલાં. વાશતે પેહલાં કેહેવો કે તે બાટલીમાં મોહટા જાણવરો કેટલાછે. ?

જવાબ દેનારે થોડા દગલા ભરી ખરો જવાબ દીધોકે ચઉદ લાખ ઇઠીઆશી હજાર પાચશોને ચોપન.

શવાલ—વચલા કદના કેટલા. ?

જવાબ—ચોતરીશલાખ ચઉદ હજાર નવશોને અઢાર

શવાલ—હવે તેમાં નાઘલા જણાવરો કેટલાછે. ?

જવાબ—બે કરોડ એકતીશલાખ છવીશ હજાર

એ છેલજો જવાબ કાઇક ભુલ ભરેલો હતો તેથી મેં ગણતરી કરનારને કહીઉં જે તમો કાઇક ચુકોચ. તેવોજ તેણે જરા વીચાર કરીને કહીઉંકે ખરો જવાબ બે કરોડ એકતીશલાખ શોલ હજાર તરણશો અડશઠછે.

શવાલ—વારૂ તારે એ બાટલીમાં શંધા નાઘલા મોહટાને વચલાં કદના જાણવરોની શંખીઆ કેટલીછે. ?

જવાબ—બે કરોડ હેંશી લાખ ઓગનીશ હજાર આઠશો ચાલીશ

શવાલ—પણ ધીઆંન રાખી જોતા હેવુ માલુમ પડેએ કે એમાનું દરએક મોહટું જાણવર વચલા કદનું એક અને નાઘલ કદના તરણ જાણવરો એ પરમાણે ખાએતા તારે દહાડાજ તે બાટલીમાં કેટલાં જાણવરો બાકી રેહશે. ?

એ પરમાંણે શરવાલા બાદબાકી, ગુણાકાર, ભાગાકારના ગુ
ચવણ ભરેલા તથા ડીકટ હશાબો મોહડે તરોતર કરવાની
એ ગણીત કરનારની શક્તી શેં શારી પઠે કરી જોઇ. તે
શક્તી વીશે શઉ કોઇ અચરત થતાંતા એટલાં તેણે એક હવી
એલતેમાશ કરી કે તેથી શરવે જણાની અચરતીમા વધારો
થએો. એ અચરત શરખી એલતેમાશ તેણે એમ કરીકે એ
ક લખેલાં કાગળ ઉપરથી મને એકશો પચાશ હારેહાર અંક
કહેવો એટલે હુ તે કાગળમાં જોવા વગર મોહડે બોલી જાશ.
એ કોડશો અંકમાથી છ છ એકેક વારે બોલો.

શબાના એક શરશે તુરત કાગળ તથા પેનશીલ લઈ
ને પોતાના મનમા આવીઉં તેમ કોડશો અંક હારેહાર લખી કા
હાડેઆ પછી ગણીત કરનારને તે કહી શંભલાવેઆ. જેમ
કે શાત, શુનય, નવ, પાચ, તરણ, એક જે શાભલી લઈ આ
ગલ બોલવાને કહીઉં. તે તેને શંભલાવીઆ જેમકે શુનય, પા
ચ, શાત, છ બે તરણ. એ પરમાણે કોડશો અક થઈ રહે
આ તારે એ ગણીત કરનાર બોલીઓ કે તમારે ગમેતો હ
જુર બીજા પચાશ વધારી બશો પુરા કરો. પણ શબાના લો
કોએ તેના મગજને એટલી બધી શખતી આપવા ચાહયું
નહી ને એટલાંમાંજ બશ કીધું. તારે એને કહીઉં કે મેહેરબા
ની કરીકરીને એ શંધા અંક એકદમ શાથે બોલી જાવો. પેલો શ
રશખ તે બોલી ગીઓ. તે શાંભલી ગણીત કરનારે કહીઉ "કે હવે
એ અંક હુ બોલુમ તે શાભલો ને જહાં મને ભુલ પડે તાંહાં તે
ભુલ શુધારશોના, પણ ભુલછે કરીને આતરે બોલજો, એટલે હુ
પોતે તે શુધારશ. હવે શબાના લોકો કહેતો પેહલેથી ને કેહેતો
છેડેથી એ અંક હું બોલી જાઉં." શઉ કોઇએ પેહલાથી બોલ
વા કહીઉં

એ તાજુબ શરખા આદમીએ આશપાશ પગલા ભ
રી આંખો અરધી બંધ કરી પોતાની આંગલી કપાલની બા
જુએ ફેરવી બોલવા માંડીઉ. શાત, શુનય, નવ, પાચ, તરણ,
એક, શુનય, પાંચ, શાત, છ, બે, તરણ, ઈતીઆદી એ
પરમાણે દોહડશો અક પુરા કીધા. એ શંધામા આતરે એ
ક કે બે ચુક પડી હતી તે એ ધણીની બલામન મુજબ તેને
જાહેર કરતાંજ વીચાર કરીને પાછો ખરો અક કહી બોલ
તો કે શુનયથી મને કોઇવાર ગુંચવણ પડેછે. એ પરમાણે પેહેલા
થી છેડે શુધીજ નહીં પણ પાછો છેડેથી તે પેહેલા શુધીની એ આક
ડા એ ધણી બોલી ગીઓ પછી કહીઉં કે એ અકમાનો હરેક
અંક શુ છે તે મને પુછશોતો હુ તેનો જવાબ દેવશ!

તેજ વખત શવાલ થઓ કે એ શંખીઆમાં છેડેથી
ગણતા પીશતાલીશમો અંક શુ છે?

જવાબ—શાત; તેની જમની બાજુએ એક ને ડાબી
બાજુએ નવ એ પરમાંણેછે!

શવાલ—પેહલાંથી ગણતા એ શંખીઆમા એકવીશમો
અંક શુ છે?

જવાબ—પાચ, તેની ડાબી બાજુએ શુનીઅ ને જમ
ની બાજુએ તરણ એ પરમાણેછે.

હેવો મામલો જોઇ શઉ કોઇ તાજુબીથી હેરાન રહે
આ એ ગણીત કરનાર મોહટી શબાશીનો અવાજ શાં
ભલતો ને પોતાના મોહડાંપરનો પશીંનો લુછતો થોડોવાર બે
ઠો. પછી પાછો ઉભો થાઇને એ રીતે પોતે કીધેલા શંધા હ
શાબ શખીઆમા પાછા કહી શંભલાવીઆ!

હેવી શક્તી ધરાવનારે આદમીનુ નામ જીઅન જેકબ
વીકલર કરીનેછે. તે શ્રી શુવીતજરલંડ દેશમાં ઝુરીક શેહેર
મા ઇશવી શને અઢારશો એકતીશના વરશમા જણમીઓ
હતો. તેના માબાપના શંધા મલી આઠ છોકરાં હતાં તેમાં
ચાર છોકરા ને ચાર છોકરી. એનો બાપ આગલ હુંડીની
દલાલી કરતો હતો પણ હવડાં એકાંત બેશી પોતાની પુછ પ
ર પોતાનુ ગુજરાણ કરેછે. એ બાપની ઘણીખી મરજછે કે
તેનો એ પુતર જે દેશે દેશ લટકતો ફરેછે તેને પોતાના ઘર
મા રાખે. જીઅન જેકબ વીકલર નાંધપણથીજ શાલ ને દાહ
ડા શ ભી પરકારની વીદીઆનો અભીઆશ કરતો. શઉમાં
ગણીત શાશતર પર એને ઘણો શવાદ હતો ને શમરણ શ
ક્તી અતી શારી હોવાથી એ શોખને ટેકો થતો. તેણે જુ
દા જુદાં શેહેરોમા જુદા શીખશગુરૂઓ પાશે કેલવણી લીધી
છે. તેના શીખશકોમા નામીચો ફરેનચ વીદીઆરથી ત
થા ફીલશુફ માટ આરાગો પણ હતો. એ ભારી અભીઆ
શથી તેની આંખો નબલી થવા લાગી. અતે તેને તદન
અંધાપો આવીઓ. હેવી માઠી હાલતમા આડી વરશ શુ
ધી એટલે અઢારશો તેપણથી અઢારશો પંચાવન શુધી તે ર
હેઓ. તે વેલા તેની ઉમર બાવીશથી પચીશ વરશની હ
તી. હાલથી એ ધણી કેહેય કે એ અંધાપો માઠું અથવા
આખ દુખીઆ વગર આવીઓતો. ટુકામા કહીએતો એ ધ
ણીપોતાંની આખી જીંદગીમા કોઇ વારવી શખત કામેલી
પડેઓ નથી. તે આંધલો રહેઓ તાહાં શુધી પોતાંના મન
ઓને મનમાં હશાબ કરી વખત કાહડતો. આંખનુ તેજ
જેમ હલવે હલવે ગીઉં તેમ પોતાની મેલે પાછુ આવવા
લાગું. મજકુર તેજ હજીર શુધી પુરુ આવીઉં નથી. વઇ
ષ લે [illegible] કે એ ધણી જે પોતાની રીત મુજબ મનમાં

હશાબ કરવાની મેહનત છોડી દીએતો એની આખો પુરી શાજી થશે. પણ એ ધણી હેવી શલાહ પરમાંણે ચાલતો નથી. ગણીત, લુમીતી, બીજગણીત, ત્રીકોન મેતરી ઈતીઆદીના ડીકટ હશાબો એ શદા પોતાના મનમા કરતો રેહેછે એ હશાબોમા એને મનશે ગણેથી મુશકેલ કામ લાબા અકની શખીઆના ગુણાકાર કરવાનુછે જેમકે વીશ આંકની શંખીઆનેપદર આંકની શખીઆએ મનમા ગુણતા એને દશ બાર મીનીટ લાગેછે. શધા હશાબ મનમા કીધા શવાએ એ બીચારાને હાલમા છુટકોખીં નથી કારણ કે તેની આંખનુ તેજ હજુર એટલુ થોડુ છે કે તેનો હાથ ધરી બતાવવા વગર પોતાની શઈ તે કરી શકતો નથી

ગણીત કરવાની મોહટી શકતી ધરાવનારા બીજા ધણીઓની માફક વીકલર કાંઈ એમ નથી કેહતો કે તે કરવાની કોઈ રીત નથી એતો કબુલ કરેચ કે શધી જાતના હશાબ કરવાની તેણે કેટલીએક રીત ગોઠવેલીછે એ રીતોથી ઘણા ડીકટ હશાબો તે શેહેલમા ને ખરે ખરા જવાબ શાથે કરેછે. જેમકે તીશ આકની શખીઆનુ ઘનમુલ કાહડતા તેને માતરે ૪ થી પાચ મીનીટ લાગેછે એ કામ કેહવુ તાજુબ શરખુંછે તે આમે બીનાપરથી શમજ પડશેકે હુશીઆર ને મથલ મેહતાને શલેટપર ગણતરી કરી એવુ ઘનમુલ કાહડતા ઓછામા ઓછો પોણો કલાક થાએ ગણીત શાશતરના ડીકટ હશાબો શેહેલથી કરવાને બની આવે એટલા શારૂ એક ગરથ બનાવવાનો એનો વીચારછે પણ આખની કુરબલતાને લીધે તે લખી શકતો નથી માટે એ કામ આજ શુધી અટકીઉંછે.

એ ધણી વચલા કદ, કાલા બાલ, ટુકી દાહાડી, ફીકા ચેહેરાવાળો આદમીછે. અંધાપાથી કોઈબી તહરે દુખી થતો જણાંતો નથી. દાહાડામા એકવાર ખાએ છે રોટલી અને પરેશ પશંદ કરતો નથી પુશકલ શાકર નાખી દુધ વગરની જલદ ચાએ પીવાનો તેને શોખછે. શાએન ઘનુ પશ છે. તેની શાભલવાની શકતીપણ ઘની શારીછે. જેની શાથે વેહવાર હોએ તેના અવાજ તથા બોલવાની રીત પરથી તેની ખશલત તથા દેખાવ વીશે એ મત બાંધેછે. હેવુ મત બાધવામા ઘનુ કરી એ છેતરાતો નથી એમ પોતે કેહેછે. એ ધણીની જાતી ભાત્રા નરમનછે. ભાંગી તુટી ફરેનચ તથા ઈંગરેજી તે જાણેછે. એક દેશથી બીજે દેશ ભટકવાનો એને ઘણો શોખછે જેથી તે એકુ ઠેકાણે કાને લાગવાને પશંદ કરતો નથી પોતાની શકતી મુજબ કોઈ પેહડીપર એ મોહટા કામનો થાએ પણ કેથેબી ચાકરી રેહેવાને તે ના પાડેછે. એ પરમાણે ના પાડવાનું એક કારણતો એકે તે એક જગોએ ઠરી થામ રહી શકે નહી બીજું એક તેની આખે દેખાતુ નથી વાશતે તેણે કરેલા હશાબના જવાબમા કોઈ ટરકટ કરેતો તેનો અટકાવ અંધાપાને લીધે તેનીથી થઈ શકે નહી જેથી તેને બાહને હુશ્છાએ પોતાનો શવારથ શાધી જાએ એ ધણીની અચરત શરખી શકતીનો કોઈ શારો ઉપીઓગ કરવાની વેતરણ કરવાને કેટલાએક પરોપકારી આદમીઓની ધારનાછે. ખરેખર એની આખો જો શાજી થાએતો એ તાજુબ શરખુ આદમી દુનીઆમા ઘનીશે ઉપીઓગી થશે

---

## શીશવાટ.

શીશાવાર, એ નામ ઘણા જણાઓએ શાભલીઉં હશે એ નામ ધરાવનાર પરાણીઓ વીશે અગત કરી જાણવાજોગ બીના હીઆ લખીછે. આપણ જેને શીશવાટ કરીને કહીછીએચ તે પાણીમા તેમજ ખુશ્કીપર રહી શકેચ. એનુ મુખીઅ રેહઠાન નદીમા એકાત જગો હોએચ. તાહા તેઓ ઘણી વેલા કીનારે આવી પડી રેહચ એ જાણવરની લબાઈ તીશ ફુટ શુધીની થાએચ ને શરીરનો ઘેરાવો ૮ ફુટ શુધીનો હોએચ. કોરડી જમીન કરતા તે પાણીમા વધારે રેહેચ એ તનવપર તે ઘણ કવત પરાવેચ ને તેના પગ તથા નીમલી તરફથી ચપટુ પુછડુ તરવાના કામમા મુખીઅ તેના હથીઆરછે. શીશવાટ તરણ જાતના હોએચ એ જાત ઘણુ કરીને તેમના માથાના ઠેલપરથી ઓલખાએચ. આપણા દેશની નદીઓ ઈતીઆદીમા જે શીશવાટોછે તેમના મુડા અતીઘણા લાબા તથા શાંકરા હોએચ આફરીકા દેશની નદીઓ વીગરેના શીશવાટોના મુડા વધારે પોહલા હોએચ ને બાખ આગલથી મપટા શરીખા દેખાએચ અમેરીકા ખડની નદીઓ ઈતીઆદીના શીશવાટોના મુડા લબાઈના પરમાણથી વધારે પોહલા હોએચ તેમના નાશકોરા ગોલ હોએચ. ઉપલી બે જાતના જેટલા એ તીજ પાણીમા રહી શકતા નથી કેમકે એઓના પગ તે બે જાતના શીશવાટોના પગના જેટલા જોડાએલા નથી તથા બરડાના કાંટાએ કરી પાછલા પગનુ કદ વધારે થઈ પડેચ, જેથી તરવાને ઘણુ શેહલ પડતુ નથી કે



ટલા ફરક થીવાએ બીજી રીતે બાબદમા ગધા શોશવાટો એ ક બીજાને મલતાંછે. તેમનુ શરીર જાણે શખત ભીંગરાના બખતરમા ઘંકાએલુછે જેથી દુશમનોનો હુમલો તેમનીપર એકાએક કારી ફાવતો નથી. તેમના પગ ટુકા હોએચ ને જડબા એટલા મોહટા કે મોહડુ વડું કરેતો આખુ માણશ ગલી જાએ એ જડબામા ઉપર નીચે દાંત એવા ફુટાછે કે મોહડું બંધ કરતાં તે દાંત ભીંગરાંની માફક એક બીજા શાથે મલી જાએચ તરતી વખત તેઓ પોતાની પુછડી આજુબાજુ મારી આગલ વધેચ ને જેમ જેમ આગલ વધેચ તેમ પાછલ ફીતનો શરેરો તેનો મારગ બતાવેચ. એ જાનવરના ઈંડા હાથના ઈંડા કરતાં મોહટા હોએચ. તે ઈંડાંની આશપાશ શુમારી થામડીનુપર હોએચ શોશવાટની માદા પોતાના ઈંડા નદી કીનારે કોરડી રેતીમા અથવા કાદવમા શંતાડેચ. તાહા શુરજનાં ટકાથી પાકી તે ઈંડાંમાથી બચા નીકલેચ તે બચા નીકલવા પછી તેમની મા એ આવી તેમને પાણીમાં લઈ જાએચ તે પેહલાંતો પોતાંના પેટમાંનુ અરધુ જરેલુ ખાનુ કાહડી તેમને ખવાડેચ એ બચા જનમતાંવાર આશરે ૭ ઈંચ લાંબા હોએચ ઉપર કેહવા મુજબ એ જનાવરો દાહડાને વખત ઘણુંખરો સુશત હાલતમાં પડી રેહેચ જેમકે શીગું નદીના કીનારા ઉપર જાહા તેઓ ફતરે મારેઆબી હીલતા નથી. તેઓ રાતના ઘણુ કરી પોતાનાં ખોરાક માટે માછલા તથા બીજા જનાવરોનો શેકાર કરેચ એ વખતે તેઓ પોતાનો ડરામનો પોકાર એવા જોરથી કરેચ કે તે દુર શુધી શંભલાએચ તેમના મોહડા હેવાછે કે જડબામા શેકારને પકડી તેને ગુગરાવે ને પોતે નશકોરૂં ઉંચકુ રાખીને શેરાથી હવા લેઈ શકે નદીમા નાહતા આદમી જારે વગર ધાશ તીએ દાવમા આવી જાએચ તે વખત તથા પોતાના બચાઓને કોઈ આદમીથી કશી ધાશતીમા જોએચ તે વખત શીવાએ શોશવાટો આદમીપર હુમલો કરતા નથી તેઓ જો કોઈ હેવો શેકાર પકડે કે તે એક વેરની ભુખ કરતાં વધારે હોએ તો ખવાએ તેટલુ ખાઈ બાકીનુ નદીના કાદવમા દાટી મેલેચ ને જેમ જેમ ખપ પડેચ તેમ તેમ ખાએચ.

કેટલાએક શોશવાટ કીનારે ફરતા જાનવરો તથા આદમી પર હુમલો કરવાની હીમત ચલાવેચ. કોઈ કોઈ વખતે તો વાઘનેબી એ રાખશના હુમલાથી પોતાનો બચાવ કરતા શકત લડાઈ કરવી પડેચ. આદમીઓ જો ઘોડાપર શવાર હોએચ ને ઘોડા તે કામમાં વપરાએલા હોએચ તો શોશવાટનો શેકાર કરવો કોઈ કોઈ વાર શારી રમુજ થાએચ આદમી ભારી શોટાથી એ જાણવરને મારેચ એ જાણવરથી કોઈ વાર પોતાનો શેકાર પકડતી વખતે રમુજ થમજેચ જેમ કે કુતરો અથવા તેવું બીજુ જનાવર નદીમા તરતું હોએચ



ટલા ફરક શીવાએ બીજી શુધી બામદમા ગધા શેશવારો એક બીજાને મલતાછે  તેમનુ શરીર જાણે બખત બીગરાના બખતરમા ઢકાએલુછે જેથી દુશમનોનો હુમલો તેમનીપર એકાએક કારી થતો નથી  તેમના પગ ટુકા હોએય ને જડબા એટલા મોહટા કે મોહડુ વકુ કરેતો આખુ માણશ ગલી જાએ  એ જડબામા ઉપર નીચે દાત એવા પુરાછે કે મોહડુ બધ કરતા તે દાત ઓજારાની માફક એક બીજ શાથે મલી જાએય  તરતી વખત તેઓ પોતાની પુછડી આજુબાજુ મારી આગલ વધેય ને જેમ જેમ આગલ વધેય તેમ પાછલ ફીનનો શરેરો તેનો મારગ બતાવેય  એ જાનવરના ઈડા હાશના ઈડા કરતા મોહટા હોએય તે ઈડાની આશપાશ શુમારી ચામડીનુપર હોએય શેશવારની માદા પોતાના ઈડા નદી કીનારે કોરડી રેતીમા અથવા કાદવમા શતાડેય  તાહા શુરુજના ટકાથી પાકી તે ઈડામાથી બચા નીકલેય  તે બચા નીકલવા પછી તેમની માએ આવી તેમને પાણીમા લઈ જાએય  તે પેહલાતો પોતાના પેટમાનુ અરધુ જરેલુ ખાનુ કાહડી તેમને ખવાડેય  એ બચા જનમતાવાર આશરે ૭ ઈનચ લાબા હોએય  ઉપર કેહવા મુજબ એ જનાવરો દાહડાને વખત ઘણાખરા સુશત હાલતમા પડી રેહેય જેમકે ઘીધુ નદીના કીનારા ઉપર જાહા તેઓ ફરતે ત્યારેઆવી હી કુતર નથી?  તેઓ રાતના ઘણુ ફરી પોતાના ખોરાક માટે માછલા તથા બીજા જનાવરોનો શેકાર કરેય  તે વખતે તેઓ પોતાનો ડરામણો પોકાર એવા જોરથી કરેય કે તે દુર શુધી શાભલાએય  તેમના મોહડા હોવાછે કે જડબામા શેકારને પકડી તેને ગુગરાવે ને પોતે નશકોરુ ઉચલુ રાખીશ્વાસથી હવા લેઈ શકે,  નદીમા નાહતા આદમી જારે વગર ધારાતીએ દાવમા આવી જાએય તે વખત તથા પોતાના બચાઓને કોઈ અદમીથી કશી,ધાશતીમા જોએય તે વખત શીવાએ શેશવારો આદમીપર હુમલો કરતા નથી  તેઓ જો કોઈ હેવો શેકાર પકડે કે તે એક વેરની ભુખ કરતા વધારે હોએ તો ખવાએ તેટલુ ખાઈ બાકીનુ નદીના કાદવમા દાટી મેલેય ને જેમ જેમ ખપ પડેય તેમ તેમ ખાએય

કેટલાએક શેશવાર કીનારે ફરતા જાનવરો તથા આદમી પર હુમલો કરવાની હીમત ચલાવેય  કોઈ કોઈ વખતે તો વાઘનેબી એ રાખશના હુમલાથી પોતાનો બચાવ કરતા શકત લડાઈ કરવી પડેય  આદમીઓ જો ઘોડાપર શવાર હોએય ને ઘોડો તે કામમા વપરાએલા હોએય તો શેશવારનો શેકાર કરવો કોઈ કોઈ વાર શારી રમુજ થાએય  આદમી ભારી શોટાથી એ જાનવરને મારેય  એ જાનવરબી કોઈ વાર પોતાનો શેકાર પકડતી વખતે રમુજ શમજેય  જેમ કે કુતરો અથવા તેવુ બીજુ જનાવર નદીમા તરતુ હોએય

તો ગોશવાટ પાણીમાં નીચેથી આશતે રહીને આવી તેનો એકાદ પગ પકડી ઉંડા પાંણીમાં ઘશડી લઈ જાએય ને તાણં ડોબી દીએય. તે જાણવર પોતાને છુટુ શમજી કોનારા તરફ આવવા માડેય. પણ જમીનપર આવી લાગે તેની આગમચ તેનો જમ તેને પાછું પગમાંથી પકડી ઉંડા પાણીમાં ઘશડી લઈ જાએય. એ પરમાણે ઘણોવાર રીબાવીને તેબીચારાનો જાંન એ રાખશ લીએય.

આદમી ગોશવાટની શામને કેટલી હીમત ચલાવી તેને જેર કરી શકે તે વીશે એક બીશાલ નીચે આપીછે. એક ઈંગરેજી વીદીઆરથી નાને ચારલશ વાટરટંન થોડી મુદત પર શ્રી દખન અમેરીકામાં વીદીઆ શબંધી ખોલ કરવા શારૂં ગીઓ હતો. તે વેળા તેને તે તરફના એક ગોશવાટ શાથે ઓરીનોકો નદીપર દરામની લડાઈ થઈતી. તેણે એક લાકડાંના ગલ શાથે એક નાધણુ જાણવર વલગાવી પાણીમાં નેલીઉં. એક ગોશવાટ જેવું તે ખાવા આવીઉં તેવોજ મલને આંચકો મારી તેને પકડી પાણીની શપાટી પર ખેંચી કાહાડીઉ. અચરત શરખું એછે કે એ રાખશ જેવું બાહર આવીઉં તેવોજ તે કુદીને તેની પીઠપર ચહડી બેઠો. પછી તેના આગલા બે પગ જરફથી પકડી તેમને મરડીને ઉપર વાલીઈ લગામની માફક પકડીઆ. એ વખત એ જાણવરે પોતાના છુટકારાને શારૂ પોતાની પુછડીથી તહરેવાર એતન કીધો ને કાદવ તથા રેતી ઘણીથી ઉરાડી. પણ તોબી મી૦ વાટરટન તેની પીઠપર મજબુત બેશી રેહીઓ. કોરડી જમીનપર શારીપઠે તે ગોશવાટને લઈ ગીઓ પછી તેનુ જડબુ રીછની માફક બાંધી લીધું. જેથી તેનુ પુછડુ નીચે દબાવી રાખી તેને પુરતુ કેદમાં લઈ છૂરાથી મારીઉં ને ખુદરતી વશતુઓના પોતાના શંઘરને વાશતે ધીરજથી શમારી તઈઆર કીધું!

---

## વીદીઆથી ઈનશાફને થતી મદદ.

થોડા દીવશપર હેશ્રી બરીટન દેશમાં એક ખુન થઈ ... એકાંત એક ... પર ગીઆથી તેની ... શાધારન વાપશીઓ એ ... લોકો હોએ નહી તાંહાં ... શામેલ થને ન એક દેશથી બીજે ... વીદીઆ બલ તે એકુ ઠેકાણે કામે લાગવાને પશંદ કરતેત ... ની મદલ પાર પડી. એ બીનાનો શારાંશ નીચે લખાએલા પરમાણેછે.

એ ખુન કરનાર બંધવાની એક છરી તપાશની વખતે હાજર કરી. તે છરીનાં પાના તથા હાથાપર લોહીના ડાગ હતા. હેવું વીચારવામાં આવીઉં કે તેણે જેનો પ્રાણ લીધો હતો તેના એ લોહીના એ ડાગ હશે. પણ ખુની ભારી હુશીઆરીથી બોલીઓ કે બજારમાં મેં ગાએનુ કાચુ માશ કાપીઉં હતું તેના લોહીના એ ડાગ છે. એવુ કેહેવું વીદીઆના બલે ખોટું પાડીઉં વીદવાન લોકોએ કરેલી શોધથી માલુંમ પડીઉંચ કે જુદાં જુદાં પરાંણીઓ જેમકે આદમી, ગાએ, બકરૂં, મુરગી, ઈતીઆદી એઓના લોહીની અંદર જે એક જાતના પદારથની કણીઓ આવેછે તે કણીઓનું કદ એ જુદાં જુદાં પરાંણીઓ પરમાણે જુદું જુદું હોએછે. વીદીઆએ કરેલાં એ અજવાલાંની રોશનીથી એક નામીચા ડાકટર નામે હીરાપથે ઉપલા બંધવાના બોલવાની તપાશ કરવા માંડી તેણે એક હેવું શારૂં ખુબશુરત કરચક ઈતર પોતાની મદદે લીધું કે તેના કાચમાંથી એક વશતુના કદની વશતુ દશ વાર જેટલી મોહટી દેખાએ. એ ઇતરથી પેલી છરીપરના લોહીની કણીની શખીઆ, કદ તથા આકાર શેહલથી અને ખાતરી થવા જોગ રીતે બરોબર માલુંમ પડે આ વીના રેહા નહી. શારી પઠે જોતાં ડાકટર હીરાપથની ખાતરી થઈ ને તેણે જણાવીઉં કે એ લોહી ગાએ, બલદ, મેઢા અથવા કુકરનું નહી હતું. કેમકે એ લોઈની કણીઓ કરતાં એ જાણવરના લોહીની કણીઓ ઘણી મોહટી હોએછે. બીજી શાબેતી એ આપી કે એ છરીનાં ઉપર લોઈ લાગ્યા પછી તેપર તે ઘશીઉં હતું. વાશતે તેપર છેવટું કોઈ લાગ હશે, અને ... જાણવરના માથનું હોએ નહી. વલી ... ઓહની કણીઓની શાથે કાંઇ દોરાની કણીઓ મલી, શુખશમ નદરશક બતાવીઉં કે તે કણીઓ શુતરના દોરાની હતી. હેવુ શુતર કે જેથી તે મરનારનો જબો તથા નાડીબંદ બનાવેલ હતો! પણ એ આદમીના લોહી તથા એ કપરાંની કણીઓ નીનીશાનજ માતરે વીદીઆએ બતાવીતી નહી. વીદીઆએ હેવુબી બતાવીઉંચ કે જે મલ અથવા રશ આદમીના શરીરની આશપાશ રેહેછે તે તથા તે મલવાલુ જળ કે જેમાથી એ રશ નીકરેય, તેઓમાંથી ભીંગરાં જેવી નાહલી કણીઓ બાહેર નીકરેય. એ કણીઓ શરીર નીભાવવા કામમાં આવતી નથી એ ભીંગરાંજેવી કણીઓ હેંચી નાખથી હોએય, કે મોશલી આખે તે દેખાઈ શકતી નથી. પણ ઉ

અ જેની ખુબ શુરતી શંપુરણછે તથા જે ઈંગરેજી ખુબશુરત
ઉમરા જાદીઓમાં શઉથી પેહલીછે. લેડી જલેશીંગટને પણ
તાજુબ શરખી ખુબશુરતી ધરાવવાને લીધે પાદશાહો ને ઉમરા
વો તેના ખાકશાર હતા. શ્રી ઈટલી દેશમાંતો લોકો તેને "લા ડી
વા" (રૂપારી) માતા કરી કેહતા. તે નાજનીના ખભાપર તેની
ડોકી જાણે ઇઉનાની લોકોના મનમોહન આકાર મુજબ ગો
ઠવેલી હતી. તેના હાથ તાજુબ શરખા ખુબ શુરત હતા.
નેનો હેવા કે જારેબી હશે તારે શઉકોઈ લલચાઈ જાએ. ખુ
બ શુરતીનાં શ મપુરનપણામાં ડચેશ આવ શધરલંડનાં કરતા
બી તે શરશ હતી. હાલના ડીઉક આવ. વેલીંગટનની બા
નુ જારે માર્શીઅનેશ આવ ડોરો કેહવાતી તારે લોલાએ તે
ને જોઈતી. તે ઘણી તારીફ લાએક શોશાન ધરાવતી. મ
ગર તેનો મીજાજ ઘણોજ થડો હોવાથી તે જાણે ઠંડું પણ
ખુબશુરત પુતળું હોએ તેમ દીશતી. ઈંગલંડમાં શઉથી ખુબ
શુરત કબીલો નામીચા શેરીડનનોછે. એ કબીલાના બે છોક
રાછે. તે બ ધેન લોલા પીછાનતી હતી ને તેઓ પોતાના જમા
નાના શઉથી ખુબશુરત પુરૂષો કેહવાઆછે એ કબીલાની
તરૂણ દીકરીઓ નામે પેલી નામીચી પણ દુખીઆરી નામદાર
મીશટરીશ નારટન તથા લેડી જલાકઉડ અને લેડી શેમોર ક
રીનછે એ તરહેને ઈંગલંડની તરણ ગરેશીશ, એટલે ખુબ
શુરત ઓરતોનો ખેતાબ મલીઓચ. શ્રી ફરાંનશના લોકની
ખુબશુરતી વીશે બોલતાં લોલાએ પેહલી વખાન " મારકુઇ
શ ડી લા ગરેજ"ની કીધા પછી હાલના શેહનશાની બાનુ ઈ
ઉજીની વીશે કેટલીએક બીના કહી. લોલાએ છેલણા એ રાં
ણીને જોઈ તારે તે ઘણી રમુજી, હાજર જવાબી વાલી તથા
ચંચલ શવભાવની અને નાધલાં કદ તથા અછા શોશાનવા
લી ઓરત દીશતી.

જુદાં જુદા દેશની ખુબશુરત ઓરતોનુ વરણ કરી રહે
આ પછી લોલા બોલી કે ખાધાપીધામા અંદાજો તથા શરીરે
શકાઈને શુધરાઈ રાખવાથી તથા કશરત દીધાથી ખુબશુર
તીનો જેમ નીભાવ થાએચ તેમ બીજા કશાથી થતો નથી.
બલકે તે નીભાવ કરનારા ઇલાજ એજછે. લોલા બોલી કે
શરીરની ખુબ શુરતીની શાથે જો મગજને કેલવની મલી હો
એતો તેથી ઓરતના શબરોનાં મીઠાશ, નેનોનાં તેજ, રૂખ
શારોના બાહર અને શંખા દીલની શોબામા વધારો થઈને
ઓરત વધારે રહીઆમની લાગેચ.

એ પરમાણે નાજુકપંથનીઓમાથી જેણે દુનીઆ ઘણી,
જોઈચ તે પોતાના અનુભવ પરથી કેહેછે કે ઓરતના હકમાં
શરીરની કશરત તથા શુધડાઈ તથા ખાધા પીધાની બાબદ
અંદાજો ને મગજને કેલવની ઘણી ફાએદેમંદછે. વાંચનારી
બાઈઓ જો પોતાના પંથનીનાં એ ઘણા મોતેબેરને ફાએદેમંદ
વીચારપર ધેઆન આપેતા કેહવું શારૂ! એ વીચારપર અ
મલ કરવાને કશું મુશકેલ જેવું નથી. પણ તેમ અમલ કર
વાના ફાએદા કેટલા બધાછે તે વીશે શમજુ બાઈઓને અલ
રે શીખવવાની કશી જરૂર નથી. આટલુંજ કેહવુ બશછે કે
ઓરત થઈને તનમનની ખુબશુરતી જાલવવાને જે મરજી ધ
રાવે નહી તે બાઈ ઇશવરે નાજુક પંથનીઓને કરેલી મોહ
ટી બખશેશને લાએક થવામા ઘણી પછાત પડેલી કેહવાએ

---

## ઈંગરેજોની મોહટાઈનુ એક કારણ.

પારકા દેશના લોકો ઈંગરેજોના હાલના ભારી બલ ત
થા મોહટાઈ વીશે તરહેવાર કારણો બતાવેછે. ખરેખર ઈંગ
રેજો જે મોહટી બુજરગી તથા કીરતીએ પોહચીઆચ તેથી
કોઈબી સુધરાઈનો ફાકો રાખનાર દેશના લોકો અનજાણા
નથી. શઉકોઈએ એ બુજરગી તથા કીરતીના કારણો વીશે
પોતાના મત બાંધીઆછે. શીઆમ દેશ જેની. શાથે ઈં
ગરેજ શરકારને કેટલી મુદત થઈ મીતરાઈનુ નાતુ ચાલેછે તે.
દેશના ગનેઆંની લોકો ઈંગરેજોની મોહટાઈના પેંડાં ઘણા
કારણો શમજવાને પછાત રહેઆ નથી શર જાન બાઉરી
જે એ દેશનો હેવાલ લખતા તાહાના રાજાના વડા પરધાંન
નુ મત પોતાના હેવાલમાં ટાકીઉછે. કે હરેક દેશના શરવે
કોઈ લોકોએ જાણવા લાએક શમજી અતરે ઉતારીઉછે.

તે પરધાંન બોલીઓ કે " ઈંગરેજોના દેશ હેવી રીતે
આવેલોછે કે તેથી તેઓને કાઇક ફાએદોછે. તે શાથે તે દે
શના લોકો શીંહ શરખા બાહદુરછે. પણ એ કારણોએ ક
રીને તેઓ હાલની બુજરગીએ પોહચીઆચ એમ શમજવું
નહી. બીજા મુલકના લોકોનેબી દેશના શથાને શબબથી હે
વો ફાએદો મલીઓછે. તેઓ પાશેબી બાહદુર શીપાઈ તથા
શરદારો હતા. પણ તેઓ ઈંગરેજોના શરખા મોહટા થઈ શ
કીઆતા નહી તેઓની મોહટાઈનુ કારણ તેઓની શરકારછે
તે શરકાર ઘણીજ તારીફ કરવા લાએકછે. તે શરકારનો વહી
વટ હેવી રીતે ચાલેચકે તેથી પાદશાહ (અથવા રાંણી) તથા
ઉમરાવો તથા પરજાના લોકો એકબીજાના કામપર અંકોશ
રાખી શકેછે. પરંતુ દર એક આદમી શમજેછે જે

રાજનો કારભાર ચલાવવામા તેને થોહો ઘણો હેડવેલો અખતીઆરછે. દર એક આદમી જાણેછે જે તે દેશમા તેના લાભ તથા ઇલાકાની પરવા થાએછે. આદમીને લડાઇ કરવાને શકતીવાન કરનારા એ કારણોછે. છુટ ભોગવનાર આદમીની હીમત હેવા હેવાકામ કરવાને તાકાત રાખેછે કે સેવા કામથી ગુલામો ધયરી રીહે આપણે (એટલે શીઆમના લોકોએ) હવડા શુધી શંધો અખતીઆર ઉમરાવ લોકોનેજ આપીઓછે. અને તેમ કીધાથી આપણી હાલત કેહેવીછે ? (ઘની ખરાબ). વાશતે હવે આપણે થોડો અખતીઆર ( અથવા હક અને છુટ ) પરજાના લોકોને આપીએ ને પછી આપણે જોઇએ કે આપણુ (લોકો તથા દેશ)ની અવશથામા શારો ફેરફાર થાએચ કે નહીં.”

જો એ શીઆમના પરધાન શરખા બીજાદેશના પરધાનો શમજુ હોએ ને તે શમજ મુજબ પોતાના દેશોમા અમલ કરતો ઘના દેશોની હાલત શુધરી તાહાના લોકો થોડી મુદતમા હવડા કરતા શો ઘણે વધારે શુખીઆરા તથા કીરતીવાન થાએ

પુરથવી.




જે પુરથવીપર આપણે વશીએચ તેનો આકાર ઇંડાને મલતો આવે હેવો ગોલછે વીદવાન લોકોએ તથા બીજાઓએ ગણતરીથી તથા પોતાની જાતે દુનીઆના જુદા જુદા ભાગો તરફ તહરેવાર અખતરા કરી શાબેત કીધુચ કે જમીનનો આકાર ગોલછે. એ વીશે શમજ પડવા શારૂ થોડી મીશાલો, અતરે આપીછે

જારે એક વાહન દુરથી કીનારા તરફ આવેછે તારે કીનારે ઉભેલું આદમીને પેહલા તેના શર પછી ઉપલુ તુતક ને તે પો_ભાગ દેખાએછે. જમીનનો આકાર ગો એ તર્ફે ઉભેલા આદમીને તે વાહન એક દ તી કે જાહા . પર કદાચ ધારો કુશ અથવા ચપટી નથી તે પુર્નીને અપરાધી થી પેહલાં વાહનના તી ઘણી મજબુત થી સેવાએચ. જેમ જે પણે જે શપાટીપર હોઇએ તે શપાટીપર વાહન આવી એ તાગે તે શઘુ દેખાએચ ( જુવો આ ચીતાર. )



એજ મીશાલે વાહન કીનારેથી દુર જાએચ તારે પેહલા તેતો હેઠલો ભાગ ને આશતે આશતે શઘુ ખોખુ જાણે ગરક થઇ જાએચ. શબબ એજ કે જમીનની શપાટી ગોલ હોવાથી તે અતે આપણી નજરે પડતું નથી

વલી પુરથવીપરના પાહડો આગલથી આપણે જેમ જેમ દુર જઇએચ તેમ તેમ તે પાહડોના તલીઆ પછી મધીઅ ભાગને છેલલા મથાલા આપણી નજરે પડતા નથી. તેમજ દુરથી આપણે પાહડો તરફ જઇએચ તારે પેહલા તેમના મથાલા, પછી મધીઅ ભાગ ને છેલલા તલીઆ દેખાએચ. જાવીન જો ચપટી હોતતો આપણને પાહાડો દુરથી જ

પલાં મુકશામ દરશક ઇઅંતરની મદદથી એ ભીંગેરા ડાકતટર હીરાપથને મોહટા પથરના કદજેવા દીશીઆં. શરીરના જુદા જુદા ભાગના એ ભીંગરાઓના આકાર હમેંશાં જુદા જુદા ડોલનો હોએછે. જેમકે ધાટામાંનાં એ ભીગરા ફરશ બંદી શરખા દીશેછે. છબના હેઠલા ભાગના ભીંગરા લાબી ઓવ શરખા હોએછે. આરટરડાંના બીંગરા બાલ શરખી હાલતમા હોએછે. હવે ઉપલી છરીપર જે ભીંગરાં હતાં તે ફરશંબદીની માફક હારમાં હતાં. તે ઉપરથી ડાકટર હીરાપથે કહીઉં કે એ ભીંગરા ધાટાંનાં ભાગના હતાં. પેલા મરનારને જખમથી એજ ભાગપર થએલો હતો ! એ પરમાણે વીદીઆની રોશનીએકરી વીદઆ બલે બનાવેલાં ઇંતરથી શાફ માલુંમ પડીઉં કે મુરખ અપરાધીએ પોતાનો અપરાધ છુપાવવા શારૂં હેડું બાહનુ કાહડીઉં હતું કે તેની છરીપર ગાએનુ માશ કાપવાથી લોહીના ડાગ પડેઆ હતા તે ખોટું હતું. તે છરીપર આદમીનુ લોહી ને આદમીનાં શરીરમાથી નીશરતાં ભીંગરાંજ હતા એમ શરવે કોઇની ખાતરી થઇ. અપરાધીના અનેઆએ વીશે કશી પરકારનો શક રહેઓ નહી. ધારાએ પોતાનુ વેર લીધું. ઇનશાફની મતલબ હાશલ થઇ લુડા લોકોએ જોઇઉં કે ઉપર શરખાં બાહના કાહડી છુટી જવાનો વખત હવે ગુજરી ગીઓછે.

ઇનશાફના કામને વીદીઆરૂપી બીજી મદદ એમ મલે છે કે વીદીઆરથીઓના જાણવામાં આવીઉંય કે મરતી વેલા આદમી છેલવેલી જે ચીજ જોએ, તેની સુરતી તે મરનારની આખની કીકીની ઉપર આબેહુબ પડી રેહેછે. ડાક્ટર શાનડફોરડ તથા બીજાઓએ એ બાબેના અખતરા કરી ઠરાવીઉંછે કે જે આદમીનુ ખુન થઇઉં હોએ તેની નજરે તે ખુનીની જે છેલ વેલા પડેતો તે ખુની કધી પકડાએઆ વીના રેહે નહી, તે ખુનીની શુરત તથા તેના કપડા ઇતીઆદી વગરેનો ચીતાર મરનારની આંખની ઉપર પડી રેહેવાનો. તે આંખની જેમ બને તેમ ઉતાવલેથી આટરોફાઇનના પાણીમા થેટોવાર ભીંજવી છીની ચીજ મોહોટી રેખાએ હેવા શારા કામની મારફતે તપાશ દીધાથી મરનારે પોતાની છેલલી ઘડીએ જોએલી ચીજ અથવા આદમી ઇતીઆદીની સુરતી તેની કીકીપરથી દેખાઇ આવવાની. અલબતા ખુની લોકો જારે અપરાધ તાસુનકેર જાએ તારે તેઓને શપડાવવાનો એમણ એક અતી ઘણો કીમતી ઇલાજ દુનીઆમા હાથે કેહેલો થઇ પરવાનો.

## દુનીઆમાં શઊથી મોહટી આગબોટ.

"ગરેટ ઇશટરન" એવે નામની દુનીઆમાં શુઉથી મોહોટી આગબોટ જે મીશટર ઇશકાટ રશલ નામના નામીચા વાડીઆઓએ ઇંગલંડમા તઇઆર કરીય તે હાલ જમાનામા એક નવું કઉતુકછે એ વીદીઆનુ બલ શુ કરી શકે તે એ આગબોટની હગતીપરથી તાજુબ થતા મગજને શમજ પડેય. એ બારકશ આજશુધીમા પાણીમા ઉતરી ચુકુ હશે.

એ બારકશની લંબાઇ એક નાકાથી તે બીજા નાકા શુધી ૭૦૦) ફુટનીછે તેનાં ઉપલા તુતકની બરોબર લંબાઇ ૬૯૨) ફુટનીછે તલીઆથી ઉપલા તુતકની હેઠલી બાજુ શુધીની ઉનચાઇ ૫૮ ફુટનીછે. પોહલાઇ ૮૩) ફુટછે. પાછલ બાઠશની તરફથી પોહલાઇ ૧૨૦) ફુટછે. એ પરમાંણે તેનુ કદ છતાં દુનીઆની મોહટી આગબોટો તેની આગલ નાપલી બોટોના શરખી દીશેય. એ બારકશ નજદીક ૨૩૦૦૦) ટનનુછે.

એનો વીશતાર ૬૦૦૦૦) ફુટનોછે. તેની બાધનીમા હેઠલ ૩૦૦૦૦) લોહડાની તખતીઓ ખપીય તે દર એક તખતીનુ વજન એક તરતીઆઉશ ટનછે ને તે દર એક ૧૦૦) મેખથી જડી લીધામા આવીય. વાશતે તેના તલીઆંમા જડેલી તખતીઓને ૩૦૦૦૦૦૦) મેખ મારવામાં આવીય એ બારકશને વધારે મજબુતી આપવાને શારૂ એનો જેટલો ભાગ પાંણીમા ડુબેલો રેહે તે તથા તેથીબી તરણ ફુટના ઉનચાન શુધી બેવડી બાધની લીધામા આવીય. એ પરમાણે માંહેનુ તલીઉં બાહેરના તલીઆથી બે ફુટ દશ ઇંનચ છુટુંછે એ બાધની હેવીરીતે લીધામાં આવીય કે જારેબી મરામતને વાશતે કોરડી જગોએ એ બારકશને લીધામા આવે તારે તેનો ભાર પકાનથી ઉપર શુધી શારી પડે ગમતોલ રેહે માહેલી બાજુએથી એ બારકગના ૭ ભાગ કીધાછે. એ ગાલા હેવી રીતે કીધાય કે તેના મથાલા શુધી પાણી ભરવામા આવે તોબી એક ગાલાનુ પાંણી બીજામા જઇ શકે નહી વાશતે જારે ખરાબાપર અઠડે અથવા ધામટ થાએ તારે એ બારકશનો નાશ જલદી થાએ નહી, એ બારકશના મધીઅ ભાગ આગલના પાંચ ગાલા ઉતારૂઓને પાંચ હાટેલની માફક કામ આવી શકે હેવુંછે. દરએક ગાલામા માલા કીધાય તે માલાપર દીવાનખાના, શુવાના ઓરડા, પેહડી ને તેવી બીજી

જોડવણુછે એ પાંચ માલામાંના નીચલાં તુતકપરના માલાની ઉનચાઇ તેર ફુટ આઠ ઇનચ ને ઉપલાં તુતકપરના માલાની ઉનચાઇ ૧૨ ફુટછે. ઉપલા દીવાનખાના ૭૦) ફુટને નીચલાં ૬૦) ફુટ લાંબાછે. એ માલાઓના ઓરડા હેવી રીતે કીધાચ કે તેમાં પેહલા વરગના ૮૦૦) બીજા વરગના ૨૦૦૦)ને તીંજા વરગના ૧૨૦૦) મલી ચાર હજાર ઉતારૂઓ એઠીવેલારહી શકે. અગતને વખતે એ બારકશમાં ૧૦૦૦૦) દશ હજાર આદમીનુ લશકર એકેજ ખેપે લઇ જવાઇ શકશે ! એ બારકશના ખલાશી તથા ઇંજનરો મલી, ૪૦૦) આદમીઓ થશે, તેઓના મકાન એ બારકશના બે ડછો તરફ કીધામા આવીઆંચ. ફોર કાશલની લંબાઇ ૧૪૦) ફુટ ને પોહલાઇ ૮ ફુટનીછે. એ બારકશપર જાંહ કેકાઇ લાઇટ તથા હવાને શારૂં બગારાછે તે શવાએ બાકીની નજદીક શાતશો ફુટની જગો પશારને વાશતેછે. એટલી જગોપર આરવાર ફરી વલીએ તો એક માઇલનો પશાર થાએ એ બારકશના ઉપલા બાગની બાંધની પણ હેઠવાઇની માફક બમનીછે. પધાનમાં જે લોહડાના તખતા લીધા મા આવીઆચ તે એક ઇનચ જારડા ને ઉપલી તરફના અરધો ઇનચ જારડાછે. એ બારકશ સફરૂ તથા પાડલ હુઇલ તેમેજ શરથી ચાલી શકશે. તેમા ૧૦) બાઇલરને ૧૦૦) બળીછે. દરએક શાધાના શીલીનડરની મધીમ રેશા ૭ ફુટ નીછે. એ બારકશના શંધા શાંચાઓનુ વજન ૧૨૦૦૦)ટનનુંછે. શાધરણ બાફથી ચાલેતો એ શંધા શાંચાઓનુ એકંદર બલ ૩૩૦૦) ઘોડાનુછે. પણ અગતને વખત એ શાંચાથી ૫૦૦૦) ઘોડાંના જેટલું બલ વાપરી શકાએ એના ૭ ડોલ ને દશ લાંગરછે. એ ચલાવતા ચારશો ખલાશી તથા ઇંજનરોને લાગર ઉંચકવા, શર ચહડાવવા તથા પાણી કાહડી નાખવાના કામમા મદદ દરવા શારૂં કેટલાંએક બાફનાં ઈંતરો તઇઆરછે. બીજા શામન શાપે ૮૦૦) વામ શાકલ તેના લાગરને વલગેલીછે. તેની શાપે વીશ મોહટી બોટો તુતકપર રેહશે તથા બાજુએ શો ફુટ લાંબી ને આશરે ૭૦) ટનની બેબે ઇશટીમર ટંગાએલી રેહશે. તે ગફરને વખત ૧૩૭૮ ટંન કોએલો બાઇલરની આશપાશ ભરી લઇ જઇ શકશે એ કોએલા મારે ગોઠવણુ હેવી કીધીચ કે તે શંધો આગવાલાઓની નજદીક રેહેવા શાપે ગરમીના ઉપદરવથી ઉતારૂઓનો બંચાવ કરે. કપતાંનનો હુકુમ માલમો, ઇજનરો, શુકાની ચોકીદાર તથા બીજાં માણશોને ઉતાવલેથી પોહચાડવા શારૂં એ બારકશપર ઇલિક્ટરીક રેલીગરાફછે. એ પર રાતને વખત રોશની કરવા શારૂં જોઇતી ગાશ એ બારકશમાંજ બનાવવામાં આવશે. તે દર કલાકે શોલ નાટ અથવા વીશ માઇલ ચાલશે. ઇંગલડથી નીકલેલી કેપ આવ ગુડ હોપને મારગે એક માશની મુદતમાં શ્રી આશટરેલીઆ તથા હીનદુશથાંન શુધીની શફર કરી શકે હેવુંછે. એ બારકશ જારે ઉતારૂઓ તથા બીજા અગતના શામાનથી ભરેલું દરીઆમા ચાલતું હોએ તારે તેનુ એકંદર વજણ ૨૫૦૦૦) ટન કરતા ઓછુ થશે નહી. એ બારકશ ઇંગલડ તથા અમેરીકા વચે ઘણુ ખરૂ ફરશે.

---

## થોડીએક ખુબશુરત ઓરતો.

લોલા માનટીશ નામની નામીચી અને હાબેશ તથા માનપામેલી ગાનારી તથા શુભાખીત ખેલ કરનારી જે ડની આના મલુક શુધરેલા દેશોમાં ફરીવલીછે ને જેણે જુદી જુદી ગણેઆતની સ્ત્રીઓને જોઇછે તેણે ખુબશુરતી વીશે શ્રી કનેડા દેશમાં ભાશાન કરીઆછે. પેહલાતો ખુબશુરતીની બાબદ વીચાર કરનાર બીજા શંધાં લોકોની માફક એ ઓરતને પોતાના મન શાથે શવાલ થએોકે ખુબશુરતી શામાછે, એટલે, કીઆ ડોલ અથવા નાજુકીએ કરી ઓરત 'ખુબશુરત કેહેવાએ એ શવાલનો જવાબ પોતેજ વાલી તે બોલીકે ઘણી વેલા ફકત ખીલેલા રૂખશારાના ખાડાઓમાં, કોઇ વેલા કમાન શરખા ભવાના નરમ દેખાવમા, અથવા વરકદી જુલફના પેચમા ખુબ શુરતી નજર આવેચ. " અફશોશ !" એ ઓરત ઘણી અશર થવા જોગરીતે બોલીકે " અફશોશ મને બોલતા લાજ આવેચ કે કેટલીએક વેલા કેહવી નજીવી બીના પરથી જોરાવર મગજવાલા બાહદુર મરદોના દીલ પીગલી જાએચ. મારી જીંદગાનીમાં ઘણી વેલા પાદશાહો તથા ઉમરાવોની શંગતમા ઉમદા કવેશર મીલટનના શબરોપરે મને ઉદાશી શાથે વીચાર કરવો પડેઓચ તે બોલોમાં તે કવેશર ઓરતને વાશતે કેહચકે.—

ખુબ શુરતતો ખરીજ
ને તારી બરદાશ, તારૂ માન તથા મોહબત માહે લાએક,
પણ તારી તાબેદારી ઓછી

લોલાએ જુદીજુદી ગણાતની ઓરતો જોઇછે. તેમા ઇંગરેજ, ઇશકાચ તથા આઇરીશ ઓરતોને તે શરવેથી ઉતરતી ગણેછે. શરવેથી ખુબશુરત ડચેશ આવ શધરલંડને

નજદીકથી પુરેપુરા દેખાતે. પણ તે ગોલછે તેથી ઉપર જણા વવા જોગ દેખાવ નજરે પડેછે.

જમીનના ગોલ આકાર વીશે ચંદર ઘરણુ ઉપરથી શાબેતી થએય. હરેક ચીજનો જેવો આકાર તેવો તેનો ઓરો બીજી ચીજપર પડેય. જાહડનો, માણશનો, ઘોરનો જેવો આકાર તેવો તેનો ઓરો પડેય હવે ચંદર ઘરણુ થા એછે તેનુ કારણ એમકે શુરીઅ તથા ચદર વચે જમીન આવેય તારે જમીન આડે આવવાથી ચંદરપર શુરજની રોશની પડતી નથી. એ પરમાંણે જમીન આડે પડવાથી ચદ રના જેટલા ભાગપર રોશની પડતી નથી તેટલો ભાગ અંધા રો રેહેછે એ અંધારૂં કાંઈ નહી પણ જમીનનો ઓરોછે. તે ઓરો હમેશા ગોલ હોએય. જેવો ઓરો તેવો તે ઓરો નાખનાર વશતુનો આકાર એમ શઉ કોઈ જાણેય ને શમ જેય. વાશતે ચદરપર પડતા જમીનના ગોલ ઓરાપરથી શક વગરે આપણુને શમજ પડેય કે જમીનનો આકાર ગોલ શીવાએ બીજો કશો છે નહી.

જમીન ઉતરથી દખન શુધી ગોલછે ઢરૂનો તારો જેપર વાહનવાલાઓની મોહટી મદારતછે. તે તાગે હમે શા ઓતર તરફ નજર આવેય એ તારો જોનાર ઘણી જેમ જેમ દખન તરફ પાછો હટે તેમ તેમ એ તારો આ કાશ કંડમા ડુબતો દેખાએય ને અંતે પુરો અનદીઠ થાએ છે. એ પરમાણે જોનારને માપે જે તારા તે હલવે હલવે શામને આવી એજ પરમાંણે ગુમ થાએય. બીજા આગલ નહી દેખાતા તારા હવે દેખાએય ને તે પાછલથી માથે ને માથેથી શામા આવી એજ પરમાણે અનદીઠ થાએય તે મજ આપણે દખન તરફથી નીકલી શીધા ઓતર તરફ આ વીએતો જે તારા આપણી શામણે હોએ તે માથે આવેય ને પછી પાછલ જઈ પછવાડે ગુમ થઈ જાએય. જે તારા પેહલા નહી દેખાતા હોએ તે દેખાવા માડેય. આપણે તે મની તરફ જેમ જેમ આગલ વધીએ તેમ તેમ તેઓ પણ અંતે માથે આવી પાછલથી ગુમ થાએય. અંતે ઢરૂનો તા રો આકાશ કંડમા ડુબતો શરખો દીશેય ને જેમ આપણે તેની તરફ આગલ જઈએ તેમ તેમ વધારે ઉપર દીશેય. હ વે જમીન જો દખનથી ઓતર શુધી ચપટી હોતતો આપણ ને એ તારાઓ શઘી જગોએથી એક શરખા દીશતે પ ણ તે ચપટી નથી તેથી તારાપણ ઉપર જણાંવવા પરમાંણે દીશતા તથા નહી દીશતા થાએછે. તેનુ કારણ એટલુજ કે ઉ તરથી દખન શુધી પુરથવી ગોલછે.

પુરવથી પશ્ચમ શુધી જમીન ગોલછે તે વીશે શુખીઅ શાબેતી એછે કે વાહન વાલાઓ કેટલાએક બદરો થી નીકલી પાધરા પશ્ચમ તરફ વાહન હંકારી ગીઆય. તેઓ પશ્ચમના પશ્ચમ તરફ મોહડુ રાખવા છતાઃ અતે જે જગોએથી નીકલેલા તેજ જગોએ આવી લાગા. જાહાં કાંઈ જમીન નરે તાહા જરા વાકા ચાલી પાછા પોતાની અ શલ દશા લઈને તેઓ ચાલીઆય. હવે જારે તેઓ એ પ રમાણે પશ્ચમ તરફજ મારગ લઈ જાહાથી નીકલેલા તાહાં જ આવીઆ તારે પશ્ચમથી પુરવ શુધી જમીન ગોલછે હું ઉંજ દીશેય જમીન ચોખડ હોએતો કદી એહેવું બને ન હી તે ગોલછે તેથી એમ બનેય જેમકે આપણે એક દરો હાથમા લઈ તેપર એકજ દશાએ આગલી ફેરવીએતો અંતે જે જગોપરથી આપણે આગલી ફેરવવાને શુરૂ કીધુ હોએ તાહાજ આપણે પાછા આવીએ.

હેવી આપણી પુરૂથવીછે. એ પુરૂથવીનો ગોલો જેના આકારના બે અરધા ભાગો કરીને તેનો નકશો આ બીનાને મથાને મુકીઓછે તે પશ્ચમ શુધી જેવો શરખો ગોલછે તેવો દખનથી ઓતર શુધી નથી. તે દખન તથા ઓતર તરફ કાઈએક દબાએલો શરખોછે.

એ આપણી પુરૂથવીનો ઘેરાવો નજદીક ૨૫૦૦૦) મા ઇલનોછે તેની વચે વચમા એક દોરી પોઈ હોએતો તે દોરીની લંબાઈ આશરે આઠ હજાર માઇલની થાએ. શુર જથી એ જમીન આશરે ૯૫૦૦૦૦૦૦) માઇલ દુરછે ચદરથી તે આશરે ૨૩૭૦૦૦) માઇલ દુરછે. તે દરરોજ પોતાની ધરી પર પશ્ચથી પુરવ તરફ ફરેય તે ફરવાને આપણે દાહડો ક હીએય. જમીન ગોલ હોવાથી શુરજની રોશની શંઘા ભાગો પર એકજ વખતે પડતી નથી. પણ તેની ચાલથી વારા ફરતી જે જે ભાગ શુરજની શામને આવતો જાએય તેપર શુરજની રોશની પડેય. એ પરમાણે દુનીઆના કેટલાએક ભાગો પર જાહરે મધીઆન બપોર હોએ તારે બીજાપર શહ વારને બાકીનાપર મધરાત હોએ જેમકે આપણા મુમબઈ શેહરમા જારે બપોર તારે શ્રી લંડન શેહરમા શહવારનુ પોહ ર હોએ

જમીન જેમ દર રોજ પોતાની ધરીપર ફરેય તેમજ શુ રજની આશપાશની ફરેય. એ પરમાંણે શુરજની આશ પાશ ફરી વલતાં આશરે ૩૬૫) દાહાડા લાગેય. એ ફેરી ને આપણે વરશ કહીએય.

જમીનની શપાટીનો વીશતાર ૧૯૭૦૦૦૦૦૦) ચોરશ

માઇલનોછે એ શપાટીના આશરે બે ભાગ શમુદરથી થ ઢાંએલા ને એક ભાગ કોરડી જમીનનોછે.

## પરચુટન બીનાં.

**પ્રાએદેમંદ શીખાંમન**—જેટલુ નરે એટલુ ખાવુ, વાચવુ તે ઇઆદ રાખવુ, કમાઇને જાલવવુ, દુનીઆના લોકપર માયા રાખવી નેતેઓનુ હેત પોતાપર ખેચવાને થ ટતો ઇલાજ કરવો એટલુ કીધાથી તનદરોશતી, ડાહાપણ, દોલત ને આબરૂમા ઘનો વધારો થઇ શુખ પરાપત થશે

**શોનાની મોહટી લુંગડી**—શુનાના મુલુક આશટરેલીઆ ની એક ખાનમાથી થોડુની વાતપર શોનાની એક મોહટી લુ ગડી મલીચ તેનુ વજન ૩૧) રતલ ૬) આઉંશ થઇઉ તેની કીમત નજદીક રૂ ૨૦૦૦૦) નીછે એવી મોહટી લુગ ડી આગલ એકજ વાર મલી હુતી

**શારા તથા માઠાં કરતુક**—માઠા કરતુકથી દુર રે હવાની કેટલી જરૂરછે તે વીશે શઉ કોઇએ આએ વાતપરથી હુશીઆર થવુ જોઇએ કે આદમીના શધા શારા કરતુક જે ટલા દાહડા લોકો ઇઆદ રાખતા નથી તેટલા વરશ એકાદ માઠુ કરતુક પુઉ હોએ તો દુનીઆ ઇઆદ રાખેછે.

**દુશમન શાથેં કેમ ચાલવું**—દુશમેનને આજીજ ક રી જેર કરવા કરતા શમજાવીને મનાવી લેવામા વધારે શા રૂ છે આજીજ થાએલો દુશમન લાચારીએ તુરત કાઇ ક રી શકશે નહી ખરો, પણ તે મનમા કપટ રાખી આપણને હલાક કરવાની મરજી રાખશે પણ શમજાવટથી મેલવી લીધેલો દુશમન કેધો કપટ છોડી દઇ ઘણી વેલા આપણા જેવુ શારએ[illegible]

[illegible] એપત કરતાં વધ[illegible] આદમી આ એપત કરતાં વધતા ખરચ કરવાન[illegible] દતામા આએપત કરતા ખરચ કરો[illegible] ડી, શુ પરવાની [illegible] રેરજ, [illegible]

**લાંબી ઊમર**—મીશ આન કુક નામની એક કુમારી બાએડી ચાલતા વરશમા ઇંગલડ મધે મરણ પામી તેની ઉ મર ૧૦૪ વરશની હતી

**વીજલીનો ઊપીઓગ**—વીદવાન લોકો વીજલીનો ઉપીઓગ દનપરદન વધારે કરવાની ઇકતીઓ કરતા રેહેછે આગલા ઉપીઓગોમા હવડા આ એક વધારો કરવામા આ વીઓચ કે વીજલોથી ખાનુ પકાવવુ મોંનશીઆર ભુલારે શ્રી પારીશ મધે એક ઇંતર બનાવીઉચ તેમા વીજલીએ ક રી ખાનુ પકાવી શકાએચ એ ઇંતરમા એક શકત માચ નો કટકો પાચ મીનીટ દશ શેકડમા રધાઇ તઇઆર થઓ હતો એ ખાનાનો શવાદ જેવો જોઇએ તેવો શારો હતો

**ઘોડા વીશે એક ચેતવણી**—અનુભવ વાલા લોકો કેહે છે કે ગરમીની રૂતમા કોરડી જગોએ ઘોડાઓને લાંબે ટપે દોડાવીઆ પછી તેમને એકાએક ઠંડા પાણીમા ચલાવીઆ હોએ અથવા પગને અથવા શરીરને ઠડુ પાણી લાગવા દીધુ હોએતો ઘોડાને મોહોટો જોખમ પોહચેછે

**ઊજાગરો**—ઘણુ ખાવુ તથા પીવુ જેમ ગેરફાએદ કેહવાએચ તેમ ઉજાગરેથી બદ પહુરેછેછે આદમી આ જેથી વધારે ખાધા પીધાથી જેમ દુખી થાએચ તેમજ આ જેથી વધારે ઉજાગરો કરવાથી પણ આદમીને દુખ પોહચેશ બલકે ઉજાગરાથી નીપજતી ખરાબી બેઅદાજે ખાધા પીધા કરતાથી વધારે બદતર જાણવામા આવીચ. વેહેલુ શુઉ ને વેહલુ ઉઠવુ એ જેવુ શુણગારૂ બીજુ કશુ નથી

**એક દોલત**—શકલ ગુણીને શુદર રૂપી બાએડી જે નીજરાએ તે ભરથારે હેવુ શમજવુ કે તેની પાશે એક મોહ ટી દોલતછે

**જબાસ**—જબાલ તોફાની બચાઓની માફકછે બ ચાઓની મશતીખોરી ટેવ તુરતેથી અટકાવીએ નહીતો દન પરદન વધી જાએ તેમજ હરેક જબાલનો ઇલાજ પેહલાથી ન હી કરીએતો તે એટલી ખધી વધી જાએ કે પાછલથી તે શુ ધારવી બીલકુલ મુશકેલ થઇ પડે

**ભેદ**—પોતાનો ભેદ જે આદમી પોતાના પેટમા નહી

રાખે તે કધી દુનીઆથી છુપો રેહેવાનો નથી. આપણા લોકોની એક શાધારન કેહવાતછે કે " હોઠબાહર તે કોટબાહર " તે ઘણીજ કીમતીછે. હરેક બાઈ પોતાના ભેદની વાત બીજીને કહી તેને હેવી અરજ કરે કે કોઈને કેહતાંનો તો તે ફોકટ જવાનું કેમકે જે બાઈ પોતાનો ભેદ પોતાના પેટમાં નહી રાખી શકે તેનો ભેદ બીજી છુપો રાખશે હેવી આશા રાખવી મુરખાઈ માતરછે.

---

**માઓની ચાલની અશર**—જેમ હરેક પશતુનો ઓરો આરશામા આબેહુબ પડેછે તેમજ માઓની ચાલચલગતનો ઓરો બચાના મગજપર પુરેપુરો પડેછે. તે ઓરાની અશર ઘણી વખત જનમ શુધી ફીટતી નથી. વાશતે જે માતાઓએ પોતાના બચાને શુખી કરવા હોએ તેઓએ બ માઓની ખાતર ખુબ શાભાલથી ચાલવું કે તેઓમા બચ. કશા દુરગુણ જોએ નહી ને તેઓના શદગુણોની નકલ બચાઓ કરે કે તેથી તે બચાઓનો નશીબ શારો થાએ

---

**જેવાં શાથે તેવાં એટલે શું ?** એક આદમી એક દીને એક નાથલી બાબદ શારૂ પોતાના ઓલખીતા લાએરનુ મત લેવા ગીઓ. તે મત આપી લાએરે પોતાની ફીના રૂપીઆ ૩૦) માગીઆ મેનાએ ઘણુંબી કહીઉં કે ઓલખાનની જગોએ હેવી નાથલી બાબદ પઈશા માગવા દરશત નથી પણ લાએર તે શમજીઓ નહી ને કહીઉ કે " મારી ફી થાએ તે આપો. ધનધાની બાબદમા ઓલખાનનુ બાહનુ કાહડવું જોઈએ નહી " મેનાએ તે રૂપીઆ આપીઆ પછી થોડા દીવશ રહી તે ધણી એક દુકાનમા ગીઓ તાહાંથી પેલો લાએર મોહટી કીમતનુ જહવેરાત લઈને નીકલતો હતો. એ આદમીને જોતા વેતજ લાએરે પેલુ જવાહીર તેને બતાવી તે વીશે કીમત પુછી. તે કીમત કહી તેણે પોતાની ફીના રૂ૩૦) માગીઆ લાએર અચરત થએો. તેણે તકરાર કીધી તે વેરથ ગઈ. એ આદમીએ જણાવીઉં કે જવેરની કીમત કરવાની મારી એટલીજ ફી થાએછે તે તમે આપો. હું જવેરી છેઉં ને મનધાની બાબદમા કોઈની ઓલખાનનુ બાહનુ ચાલતો નથી લાએરે શરમાઈને તે નાણુ તુરત આપીઆ

---

**એક રમુજ**—એક દવાખાનામા કેટલાએક આદમીઓ વર્ણા કામેલી હતા. એક દીને ડાકટરે પોતાના હાથ તલેના ઉપરીને પુછીઉં કે કેમ કેટલા મરણ આજે થયાં ? તેણે જવાબ દીધો કે નવ. ડાકટર બોલીઓ કે વારૂ દશને મેં દવા આપાવીતી તારે એક જીવીઓ ખરો. પેલો ઉપરી તુરત બોલી ઉઠીઓ કે " અરે શાહેબ તે દશમો દરદી જે જીવતોછે તેણેતો દવા લીધીજ નહી ! "

---

## ગરબી.

આ શદગુન નારી તે કોણને કહીએ,
અવગુન કધી ના કરે શહીએ,
શગુન શદા જેહને હઈએ,—બેહન,
લાજ રાખે તે કુલની.

દપાતરથી શદા જે નાહશે,
વેશાની જે ના જાએ પાશે,
શદા કરે તેહનો તહરાશો,—બેહન,
લાજ રાખે તે કુલની

નીચુ જોઈને શદા જે ચાલે,
માત પીતાનો કોલ જે પાલે,
પુછીઓ ઉતર જે આલે,—બેહન,
લાજ રાખે તે કુલની.

વીરનાં વચંનને માન આપે,
વડીલ બેશને લેખે ખાપે,
એક એક હરફથી કાપે,—બેહન;
લાજ રાખે તે કુલની.

ના કરે કદી ઠઠા મશકરી,
જશ મેલવે જે કશ કરી,
શવભાવ રાખે વશ કરી,—બેહન,
લાજ રાખે તે કુલની.

પીતતો હંમેશાં રાખે ઘેડો,
કધી કરે નાં ફરેબ ફંદો,
ઘરનો કરે દાહરી ધંધો,—બેહન,
લાજ રાખે તે કુલની

કલેશવંતી ને કજીઆખોરી,
તેહવી શાથે મલે જે પોરી,
હેવા ગુનની હોમે ગોરી,—બેહન,
લાજ રાખે તે કુલની.

દુર નાહશે જે વહડકનીથી,
વેગલી રેહે જે કડકનીથી,
ખશતી રહે તડકનીથી,—બેહન,

લાજ રાખે તે કુલની.

વહડવું જે જાને શપનાંમા,
મલી ભેટી ચાલે અપનામા,
શદાજેને સુખે રામા,—બેહન,

લાજ રાખે તે કુલની.

જે નારીનો શવભાવ નરંમ,
તે નારી જાલવેછે ભરંમ,
એજછે નારીનો પરંમ,—બેહન;

લાજ રાખે તે કુલની.

જે નારી હોએ શતીઅ વાદી,
જે ના ચાલે અનીતીઅ આડી,
તાતના કરે પરભાડી,—બેહન.

લાજ રાખે તે કુલની.

નારીએ ના કરવો શતનો બોગીઅ,
શતીઅ વચંન નારીને ઇઓગીઅ,
હોએ હેવી દઇવજોગીઅ,—બેહન,

લાજ રાખે તે કુલની

શેતાશને જે રાખે શાહે,
ના કરે જે હાએ અને વાએ,
રાખે ખુશીમા જે પતીરાએ,—બેહન,

લાજ રાખે તે કુલની.

પરણુ તોલે લેખે પતી,
શદા ચાહે તેહના મતી,
એઆદ એ રાખે ખતી ખતી,—બેહન,

લાજ રાખે તે કુલની

જોવી પનીની તે શંમપતી,
કેટલીછે તેહનામા ગતી,
તેથી વધુ ના થાએ છતી—બેહન,

લાજ રાખે તે કુલની.

પતીનો હોએ પંદર દરમાએઓ,
તેહમા રચે જે ઘર પાએઓ,
વલી પઇશો કાહડે ધરમાએઓ,—બેહન;

લાજ રાખે તે કુલની.

ખાએ પીએ ને રંગ મચાવે,
તે છતાં વલી કેઇ બચાવે,
કંઇક પુછ રચાવે,—બેહન,

લાજ રાખે તે કુલની

પરથવીમા છે ભલા ભનેક,
કોઇ ચીગડીન કોઇ છે ગલેક,
તે જોઇ ના બને પલએક,—બેહન,

લાજ રાખે તે કુલની

કોઇ કાઇ લાવી વધુ ખરચે,
હેવું જે નારી ના પરછે,
દુનીઆદી તેહનીને શરછે,—બેહન;

લાજ રાખે તે કુલની.

ઘરેણા ગાઠામા કાચનો ચુરો,
તેહને જે નારી લેખે રૂરો,
તણીનો પીતાબી કોઇ શુરો,—બેહન;

લાજ રાખે તે કુલની.

શાશુ શશરાની જે થાઇ રેહે પુતરી,
જેહવી તે પેટથી ના હોએ અવતરી,
ગરીબ જેહવી હોએ ગઉતરી,—બેહન;

લાજ રાખે તે કુલની

નંનદુથી મલી ચાલે બેની શમાણે,
એક તમોલ ચાવે સુખે પાણે,
વહડે કભી નાં કઇ બાહાને,—બેહન,

લાજ રાખે તે કુલની

ભર કરંમમા ભલ ભલ થાએ,
શઉ જે પરથી તલમલ થાએ,
કહે, ભલી આ મલી વહુઆએ,—બેહન,

લાજ રાખે તે કુલની.

ગરીબ શુરબા જે કેહવાએ બેશ,
તેમની ઉમેદ જે લાવે પેશ,
તેણીને કેહવાએ બેશ બેશ,—બેહન,

લાજ રાખે તે કુલની

એટલા ગુંણુ શાચે આબી જોઇએ,
શુકી કે લુખી જે હોએ રશોઇએ,
તે વીશે ના જાને કોઇએ,—બેહન;

લાજ રાખે તે કુલની

જે નારીને મોહડે હરી,
ખોદા શીકુવ ના વીશરે ઘરી,
શરવ શંકટથી તે તરી,—બેહન,

લાજ રાખે તે કુલની.

જાએ ગરબી ને આપે જશ,
દાદી, નાંહનું, કહે એટલુંજ બશ,
" બંદે ખોદા " એ લીધો રશ,—બેહન,

લાજ રાખે હરી કુલની.

---

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧ લું　　　　અકટોબર ૧૮૫૭　　　　આંક ૧૦ મો

## લાઑર્લીંવાલી ઓરત.

### જોઆન આવ આરક.

---

આશરે ઇશવી શને ૧૪૨૮ ના વરશ શુધીમાં ઈંગરેજોએ શ્રી ફરાનશ દેશની મુલકગીરી એટલી બધી કીધીતી કે તે મુલક થોડાવારમા ઇગરેજી શલતનતનો એકભાગ થઇ પડવાની ધાશતી તે દેશનુ હીત ઇછનારાઓને ઉતપંત થઇતી. હવે જોમે ફરાંનશ દેશની એક બાહાદુર અબલાએ પોતાની મરદાનગીથી પોતાના દેશનો ઉગારો કરીઓ. એ અબલાનુ નામ જોઆન કરીને હતું. તેના બાપનુ નામ જેકશ તથા માએનુ નામ ઇશાબેલા હતું એ મારી બઇઅરના તરણ દીકરા તથા બે દીકરી હતી તેમા આપણી બાહાદુર અબલા જોઆન જારે અઠ્ઠર વરશની ઉમરની હતી તારપીન પોતાનો જનમ દેશ બેગાનાંઓના હાથ તલે પડવાનુ દુખ પરતરતી હતી એ દુખે તેના મનપર એટલી બધી અશર કીધી હતી કે બીજો કશો વીચાર તેને આવતો હતો નહી. એજ બાબદના વીચારમાં અતે તેને હેવો ખેઆલ ઉપજ્યો કે પારકા લોકોના દશતથી પોતાના દેશને છુટો કરવાને ઇશવરથી તેને ફરમાન ઉતરીઉ છ. તેના માબાપ જેઓ ગામડાંમા બલો ઉદમ કરી પોતાનુ ગુજરાંણ કરતા તેઓએ પોતાની દીકરીની હેવી વાતો શાભલી નહી પણ તેનો એક મામો નામે ડુરાનડ લાકશટરે તેની વાતો કાંઇક શાંભલી. જારે શ્રી આરલીઅનશ શેહરપર ઈંગરેજોએ મજબુત ઘેરો નાખીઓ ને તે શેહરની તેઓના જ હાથમાં જાએ હેવી ધાશતી શઉ કોઇના દીલમાં બેઠી, તે વેલા એ અબલાએ વીચારીઉ કે હવે મારે લડાઇનાં મેદાનમા જઇ કાઇ કરવુ જોઇએ. તેણે પોતાના કાકાંની મારફતે પાશેના ગામના હાકમની મુલાકાત ઘણીક કોશેશથી કીધી. તેની મારફતે પાદશાહે તેને પોતાની આગલ બોલાવી. મુલુકમા શઘે ઠેકાણે, તેમજ પાદશાહ તથા બીજા શઘા કાબુવાલા રાજ અધીકારીઓની હજુરમા તેણે પોતાની વાત જાહેર કરી જણાવીઉં કે, શ્રી આરલીઅનશ શેહેરનો ઇંગરેજ લોકોથી છુટકારો કરી શ્રી રીમશામા પાદશાહને તાજ પેહરાવવાની કીરીઆ કરવાનુ કામ મારી મારફતે બજાવવાને ઇશવરે ઠેડાવીઉંછે ને તે વીશે મને ગેબી આવાજ થઆછે. એ બોલી અબલાના હેવા વીચારમા ભુલ હતી તેમા કશો શક નથી. પણ ઉપર જણાંવવા પરમાણે પોતાના દેશપર પડતા દુખથી થતાં શંતાપે તથા તે દેશનો છુટકારો કરવાંની હોશે તથા વીચારે તેના મનપર એટલી બધી અશર કીધી હતી કે તેવી અશરથી હરેક આદમીને ઓર તહરાના વીચાર ઘણી વેલા આવેછે. જોઆનની શલાહ મુજબ તેની મદદ લેવી કે નહીં તે વીશે પાદશાહના રાજ અધીકારીઓએ તથા ધરમનાં ઉપાધીઆઓએ વીચાર કરવા માડીઓ. તેટલા આરલીઅનશ શેહેર જેના બંચાવ માટે તેમાના લશકર તથા રેહેવાશીઓએ પોતાથી બની આવતી શધી કોશેશ કીધી હતી તે શેહેર ઇગરેજોને હાથ પડવાની ધાશતી ચાલવા લાગી. તે શેહર જો ઈંગરેજો જીતતે તો શ્રી ફરાનશના હકદાર પાદશાહ ચારલશને નાહશી જવું પડતે ને તેનો હક બીલકુલ બરબાદ થતે. હવે શંકટને શમે, કોઇબી ઇલાજ કરવાને એ પાદશાહને દરૂશત લાગુ. તેણે તથા તેના મશતીઆઓએ જોઆનની મદદ લીધી. એ હીમતવાંન ઓરતના માગવા મુજબ પાદશાહે તેને એક ઘોડો તથા બખતર તથા હથીઆર અને કેટલાએક માણશો આપીઆ એ પરમાણે તઇઆર થઇ જોઆન લડાઇના મેદાન તરફ ચાલી તે વખતના લોકોની ઘણા વેહમી, ને ભોલા હતા. તેઓએ જોઆનના ભુલાવા ભરેલા વીચારની વાત શાંભલી ભુલથી હેવુંજ માનીઉં કે શ્રી ફરાન દેશ

નો છુટકારો ઈંગરેજોના હાથથી કરવાને પરમેશવરે જોઆં
નને મોકલી હતી. હેવા ખેઆલથી તેઓની દબી ગએલી
હીમત પાછી જાગી. થી આરલીઅનશના લશકર તથા રે
હવાશીઓ વધારે મકમ થઈ લડાઈ કરવા લાગા. જોઆંન
તેઓની મદદે આવેછે હેવું શાભલી તેઓને નવેશરથી શુર
'આવીઉં. ઇંગરેજોએ ઘણી હુશીઆરી રાખી શકત નાકા
બંદી કરવા છતા તેણે હીમતથી ધશારો કરી પેહલાતો તે શે
હેરના લોકોને વાશતે ખોરાકી અંદર દાખલ કરાવી. મા
હેલા લોકોને ભુખમરાથી આજેજ કરીને તાબે કરવાની પ
ણ ઈંગરેજોની તદબીર હતી, માટે તેઓએ એ ખોરાક તે શેહર
મા પોંહચવાની વાત શાંભલી તારે ઘણા ઉદાશ થઆ ફ
રેનચોની માફકજ એ વખતે ઈંગરેજોખી અગનાની ને વેહ
મી હતા. વાશતે હવડાં જોઆનની દેલાવરીની એ વાત તે
ઓએ જાણી તારે તેઓ બીહીવા લાગા કે એ કોઈ બરી જાદુ
ગરછે. એ બીહીકની ખરાબ અશર તેઓની ઉપર થઈ. ફ
રેનચ લોકો, નાકા બાહર આવી ઇંગરેજોને શીકશતે આપ
વા લાગા. તા૦ ૨૯ મી એપરેલ ૧૪૨૯ ને દીને એ અ
બલા બાહદુરીથી લડાઈ કરી પોતાના લશકર શાથે તે શેહરના
લોકોની મદદ શારૂ અંદર દાખલ થઈ. બે તરણ દીવશ
મા ફરેનચોએ ઈંગરેજો શાથે રાત તથા દીશના લડાઈ કી
ધી. એ લડાઈમાં જોઆને જુનડો લઈ આગલ પડી ને
પોતાના લશકરને ઉલટ આપી. અંતે ઈંગરેજો શંધી પાંતી
એ આજેજ થઆ. દરએક ફતેહથી ફરેનચ લોકોને જેટલી
હીમત આવતી તેટલી ઈંગરેજોને નવી ધાશતી પેદા થતી.
અંતે આરલીઅનશ શેહરનો એક કીલલો જે ઈંગરેજોના
હાથમાં બાકી રહેલો હતા તેના કોટપરથી ચહડી અંદ
ર હીલ્લાં કરવાને કોશેશ કરનારાં લશકરમા જોઆન શઉથી
આગલ હતી, એક વાર એવા કામમા તેને ગરદંન તરફ
શકત જખમ થવાથી તેના લોકો તેને ઉંચકીને છાવનીમા
લઈ ગીઆ. પણ તે જખમ બંધાવી તે તુરત પાછી આ
વી આગલની માફકજ બાહદુરી કરવા લાગી. તેને મરત
તોલ થવા જોગ જખમી કરવાથી ઈંગરેજોતો હેવુ માનતા હ
તા કે જોઆન ફરીથી લડાઈના મેદાનમાં મોહડું બતાવશે
નહી. પણ તેઓએ તેને તુરત પાછી કોટની દેવાલ પર ચ
હડતી જોઈ તારે તેઓના હોશ કોતા થઓ. ફરેનચોના
મારથી તેઓ માહેલી તરફથી નાહશવા લાગા તેવામાં તેઓ
ના કેટલાએક બાહદુર શરદારો તથા શીપાઈઓ નદીમાં પડી
બી મુવા. એ પરમાણે તા૦ ૭ મી મેએ ૧૪૨૯ ને દી
ને આરલીઅનશનો છુટકારો થઓ. જોઆનને શઉ કોઈ
એ ઈશવરની તરફથી કુમક લાવનારી કબુલ રાખી. તે
જાહા જતી તાહા તેની પર આફરીન તથા દુવાના અવાજ
નીકલતા. શઉ કોઈએ ઈઆદગારીને વાશતે તેણે "શ્રી આ
લીઅનશની અબલા" નો ખેતાબ આપીઓ. એ ખેતાબ
થી તે શાધી પુરૂથવીમાં પંકાઈછે. એ પરમાંણે આપણે જો
ઈએ કે એક ઉલટમંદ તથા હીમતવાન આદમી ભારી શં
કટના વખતમાંભી કેટલું બધુ કરી શકેછે.

જોઆનનુ એ પેહલું કામ, એટલે આરલીઅનશનો છુ
ટકારો થઈ ચુકો એટલે બાકી રહેલું બીજુ કામ કરવા, એટ
લે શ્રી રીમશમા પાદશાહને તાજ પેહરાવવાની કીરીઆ કર
વાનુ બજાવવાને તે વીચાર તથા કોશેશ કરવા લાગી. તેણે
પોતાના કરાર મુજબ આરલીઅનશનો છુટકારો કરી આપ
વા છતાં રીમશપર એકદમ શવારી કરવાની તેની બલામન
મારલશ પાદશાહે શાંભલી નહી. તેણે જે મારગે જવાને
દરખાશ કીધી તેથી મારલશના અમલદારોએ જુદુજ મુતા
વીઉ. તેઓએ પોતે ટાઈટ ફતે મેલવી નામીચા થવાને આ
રજુમંદ હોવાના શબબથી કદાચ એમ કીધું હોએ. પણ
જોઆને જાહજો વાધો લીધો નહી. હરેક પરકારે રીમશ ત
રફ જવું હેવો તેનો વીચાર હતો વાશતે પાદશાહના શર
દારો જે મારગે આગલ વધીઆ તે મારગમા તેઓની શાથે
રહી તેઓના લશકરને એ ઉલટ આપતી રહી. ઈંગરેજો
એટલા ખધા બીધા હતા તથા તેઓની ઉલટ એટલી બધી તુ
ટી ગઈતી કે ફરેનચ લોકો શંધે ઠેકાણે ફતેમંદ થતા. મા
રગમા પેહલાં કેટલાએક કીલાના લશકરે શામને થવાનુ ડોલ
બતાવીઉ. તેવા એક કીલા પર ધશારો કરનાર લશકર શા
થે કોટની દેવાલપર ચહડવાની કોશેશ કરતાં એક મોહોટે
ફતર ગબડી આવવાથી જોઆનની કોહલાને જોરથી ધકો લા
ગવાથી તે નીચે ટુટી પડી. પણ તુરત પાછી ઉઠી ઉભી થ
ઈ. પોતાનાં લોકોને ઉશકેરીઆ ને તે કીલો અંતે હાથ
કીધો. એ પરમાંણે થવાથી ઈંગરેજોની ધાશતીમાં વધારો
થઓ. તેઓ શંધી જગોએ પાછા હટવા લાગા ફરેનચો
તેઓને કુબાલે રહી તેઓને નુકશાનતા રહેઆ. અંતે તા
રીખ ૧૬ મી જુલાઈ ૧૪૨૯ ને દીને જોઆનની મદદથી
પાદશાહ શ્રી રીમશ શેહરમાં દાખલ થઓ. તેને તાજ પેહરાવ
વાનુ કામ બીજે દીને થઈઉં. તે વેલા ઘણાએક લોકોએ ઉ
લીઆરબંદ થઈ તેની ચાકરીમાં દાખલ થવાને એલતેમાશ કી
ધી. શઉ કોઈએ એ પાદશાહની તાબેદારી અખતીઆર કીધી.

ધારા મુજબ તાજ પેહરવાની કીરીઆ પુરી થવા મછી એ અબલાએ શુકાણુ મંડીએ બેશી પોતે પાદશાહની પરજા હોવાનો એકરાર કીધો ને ઘણી પરકારના ઉદ્દાર વીચારોથી આવતાં આશુથી બરેલી આંખો તે પાદશાહ તરફ કરી દુવા દઇ ને બોલી કે "ઓ લાએકીવાલા પાદશાહ જે પરવરદીગારે હેવું ફરમાવીઉ હતુ કે હું આરલીઅશની નાકાબદી છોડાવી તુને તાજ પેહરવાને શારૂ હીઆં લાવી તે શાહેબની તારા હકની પાશબાની કરવાની મરજીની શાબેતી આપું, તે તેનુ ફરમાન મેં બજાવીઉછે." એ પરમાણે બોલી તે પાદશાહની રજા લઇ પોતાને ગામ પાછી જવાની મરજી કરવા લાગી. પણ તેની હજુરથી પોતાના અમલદારો તથા લશકર પર કેટલી બધી અશર થતી હતી તેપર વીચાર કરી ચારલશ પાદશાહે તેને જવા દીધી નહી. પાદશાહની મરજીની વીરૂધ થવાને તેને પશંદ આવીઉ નહી વાશતે તેણે તેનો શકુન રાખીઓ એ વખતે તેણે દુશમનોની તરફના શરદાર ડીઉક આવ બરગંડીને એક પતર લખીઓ તેમા ઘણીએક તદબીરથી તેને શમજાવીઓ કે ફરાંનશ શાથે લડાઇ કરવામા કશો ફાએદો નથી. તે કરતા તેણે જો લડાઇ કરવાંની મરજી રાખી હોએતો મુશલમાન લોકોના મુલક તરફ જઇ તેઓ શાથે લડી કીરતી મેલવવી. એ કાગંજ ફરેનચ લોકોએ હજુર શુધી જાલવી રાખીઓછે. રીમશમા જોઆન પોતાના બાપ તથા મામાને મલી તેને દુનીઆથી ઘનુબી માન મલીઉતું ને તેની કીરતી શમપુરણ હતી, પણ તે કોઇબી પરકારે મગરૂબી અથવા દમામ દેખાડતીતી નહી.

જોઆન પાદશાહની મરજીથી તેના લશકર શાથે રહી ખરી અને પોતાની આગલી હીમત તથા હોશમા કશો ઘટાડો થએલો બતાવતીબી નહી. પણ તે હેવુ ધારતી હતી કે ઇશવરે તેને ફરમાવેલુ કામ પુરૂ થાઇઉ હતુ. હેવી ધારણાથી તેને એમબી બરૂશો હતો નહી કે ઇશવર હવે પછી તેનો બોમીઓ અથવા નેઘેબાન હોએ. એવા ખેઆલ તથા બરૂશાની કોતાઇ શાથે એ અબલા પોતાને ઘેર જવાની દનપર દન વધારે આરજુ બતાવવા લાગી. અફશોશછે કે એ દેશહીતકારી બાહદુર ઓરતની એ ઉમેદ અતની ઘડી શુધી બર આવી નહી । વધારે અફશોશ એમછે કે એ બલી ઇછછારૂ તે એ જમાનાના ઘાતકી વેહમનો ભોગ થવાથી નાશીપાશ થઇ હતી ।

જુન દીવશ શ્રી રીમશમા રેહવા પછી મારસલ પાદશાહ પોતાએક શાઉ ઉપર એક જબો જાતરા જવા નીકલેઓ. તેના મારગમા જોઆનના પરતાપે કરી શાઉ કોઇ કશબાના રેહવાશી તથા કીલાઓના પાશબાનો પોતાની રાજી ખુશીથી અથવા જુધમાં શીકશતે ખાઇને તાબે થઆ. શારોથીએરીના ઇંગરેજી લશકરે લડાઇ કરવાનુ ડોલ શઉથી વધારે કીધુ હતું પણ પાછલથી તેઓબી નાહશી ગીઆ એ જગોએ ચારલશ પાદશાહે જોઆનને મોહટી બખશીશ આપવા ચાહી પણ જોઆને તે શધુ નાપાડી આટલીજ અરજ કીધી કે તેની જનમ ભુમી જે શ્રી ડામરમીનો કશબો તેને શંધી પરકારના કરથી જાવેદાન શુધી છુટો કરવો.'

એ પરમાણે ફતેહ કરતાં કરતાં પાદશાહનુ લશકર શ્રી ફરાનશની રાજધાની શ્રી પારીશ શેહર શુધી આવી લાગું. તે શેહરની પાશબાનીને શારૂ ઇંગરેજોએ પુરતું લશકર રાખી ઘની શારી ગોઠવણ કરી રાખી હતી તે છતા ફરેનચોએ તે પર હીલા કીધાં. જોઆને હરોલમા રહી પેહલી દેવાલ પાર કીધી પણ આગલ વધતા તેણે જોઇઉ કે બીજી દેવાલ આગલની ચર પાણીથી ભરપુર હતી. તેને તાજુબ લાગુ કે એ વીશે તેની તરફ વાલા કોઇબી આદમીએ તેને આગલથી ચેતાવીતી નહી. હેવી અકશમાત હરકત થવા છતા તેણે હીમત છોડી નહી. પોતાના ભાલાથી ચરના પાંણી માપી જોવા લાગી ને કાંહાંથી પાર ઉતરી શકાએ તે વીશે તપાશતી જતી ને પોતાની શાથના લશકરને ઉશકેરાપતી હતી. એ વખતે કોણ જાણે શું બનાવ બનીઓ તેથી ફરેનચ લશકર આગલના જેવી હીમત બતાવતુંતું નહી પાદશાહની પોતાની ઉલટબી કાંઇક ઠંડી પડી ગએલી લાગતી હતી. આતરે આપણી બાહદુર અબલાજ આગલની માફક ઉત્શાહ ને હીમતવાન દીશની. તેણે ઇંગરેજી લશકરને પોકાર મારીને કહીઉં કે ફરેનચોના પાદશાહની શામનેથી તેઓએ પીઠ ફેરવી જતા રેહેવુ. પણ એ અવાજના જવાબમા તેઓએ ધીકારથી તેની તરફ તીરનો વરશાદ વરશાવીઓ જેથી જોઆનનો જુનડો ધરનાર તુરત મરણ પામીઓ ને જોઆન પોતે જખમી થઇ. એવા બનાવથી ફરેનચ લોકો પાછા હઠીઆ. જોઆન પોતાના મન શાથે વમાશવા લાગી કે ઇશવરે તેને શોંપેલું કામ પુરૂ થઇઉં વાશતે હવે ઘેર જઇ એકાંત બેશવુ શજાવારછે. તેણે પોતાનુ બખતર એક દેવલમાં મેલી અથીઆર છોડી પોતાને ગામ જવાની મરજી જોરથી જણાવી પણ પાદશાહના શરદારોએ તેને [illegible] રવા દીધું નહી. તેઓ શારી પડે શમજતા

હતા કે એ અબલાની હાજરી ફરેનચ લશકરને ફતે આપ વામાં ધણા કામનીછે. જોઆનથી પોતાની મરજી માફક થઈ શકીઉ નહી શીઆલો પુરો થાતા શુધી આશાએશ લેવાને પાદશાહ જોઆન શાથે દખન પરાંત તરફ પાછો ફ રીઓ. એ વખતે તેણે જોઆનના ભાઈઓને અમીરી દર જજે પોહચાડીઆ જોઆનબી જેમ એક ઉમરાજાદી હો એ તેમ તેની ખીદમતમા ઘણુએક આદમીઓ રાખીઆં ને ઘટતો દબદબો રાખવાને તેને બની આવે એવો બંદોબશત કીધો. એ નામદાર ઓરતના કબીલાને હેવી ખાબરૂ આ પતા ચારલર્શ પાદશાહે એકરાર કીધો કે તેની મારફતે પર વરદીગારે જે ફતે એ પાદશાહને બખશી હતી તે વીશે ઉપ કાર માનવા શારૂં તેણે એ કબીલાનો દરજજો વધારીઓ હ તો. હેવા માન છતાં જોઆને પોતાની શાદાઈ તથા શલુ કાઈ છોડી દઈ મગરૂરી આથવા દમામ અખતીઆર કીધો તો નહી

ઞનમ —. નાંકા ની મોશમ શુરૂ થતાં ફરેનચ લશકર પાછું શ્રી વા લાગા તા૦ ૨૯૭. એ વખતે ચારલશ પાદશાહ પોતે શાથે બવા બાહદુરીથી લડાઈ કરાહી, પણ પોતાના કોઈ નામીચા અને લોકોની મદદ શારૂ અંદર ારદારોનેબી મોકલીઆ નહી. બી મા ફેરેનચોએ ઈંગરેજો શાથે રા તથા અનુભવ અને કા ધી. એ લડાઈમા જોઆને જુનડો ાગલ વધવુ પડીઉં. હવ પોતાના લશકરને ઉલટ આપી. અંતે ઈ જે ફતે મલી હતી તે એ ઔર્લેજ થઆ દરએક ફતેહથી ફરેનચાના કશબાની પર ઈં હીમત આવતી તેટલી ઈંગરેજોને નવી ધાશતી ખીઓ હતો તાંહા અંતે આરલીઆનશં શેહરનો એક કીલલો જે હેના આવી પોહ હાથમા બાદી રહેલો હતો તેના કોટપરથી ચહ. તથા લોકને ર હીદલાં કરવાને કોશેશ કરનારાં લશકરમાં જોઆન દુશમનો પર આગલ હતી. એક વાર એવા કામમાં તેને ગરદન તરફ સાર શકત જખમ થવાથી તેના લોકો તેને ઉંચકીને છાવનીમા લઈ ગીઆ. પણ તે જખમ બધાવી તે તુરત પાછી આ વી આગલની માફકજ બાહદુરી કરવા લાગી. તેને મરત તોલ થવા જોગ જખમી કરવાથી ઈંગરેજોતો હેવુ માનતા હ તા કે જોઆન ફરીથી લડાઈના મેદાનમાં મોહડું બતાવશે નહી. પણ તેઓએ તેને તુરત પાછી કોટની દેવાલ પર ચ હડતી જોઈ તારે તેઓના હોશ કોતા થઓ ફરેનચોના મારથી તેઓ મારકી તરફથી નાહશવા લાગા તેવામા તેઓ ના કેટલાક બાહદુર શરદારો તથા શીપાઈઓ નદીમા પડી ડુબી મુવા. એ પરમાણે તા૦ ૭ મી મેએ ૧૪૨૯ ને દી

લી હતી કે તેથી લખનાર તથા વાચનારને બેવે ઘણું ર લાગીઆ વીના રેહે નહી. વાશતે તે વીશે આતરે વીગ ર લખવાને દરૂશ લાગતુ નથી એટલુંજ જણાવવુ કે એ શવદેશ હીતકારી બાહદુર ને નેક અબલાની ઉ કરવાનો તથા પોતાની પંથનો પોશાક છોડી મરદનો પેહરવાનો ગુનાહ કરવાનો વાક મેલવામા આવીઓ તે ક તેની પર લાગુ પાડવાને તહરેવાર ફન ફરેબ કરી શાખશી ગોવાઈએ ઈનશાફ તેના દુશમનોએ કીધો. ઈનશાફ કરનારાઓએ તેને જીવતી બાલી નાખવાની શી કરવાનો હુકુમ દીધો. પણ તે હુકુમપર અમલ કરવાને ઓને પેહલા દુનીઆનો કાઈક ડર લાગો તેથી બરજોરી રી જોઆન પાશે તે વીશેનો પશતાવો કરાવીઓ ને તેને ફું ફરમાવીઉં કે મરદનો પોશાક પેહરવો નહી. કેટલુએક શુધી તેને કેદ રાખી. એ કેદખાનામાં એ કીવાલી અબલાપર તેના દુશમનોએ તહરેવાર જુલમ રીઓ. અંતે તેની પર જાશતી કરી તેને એક વાર ફરીથી દનો જામો તેના ચોકીદારોની મારફતે પેહરાવીઓ. તે કબુલાત તોરી પાછું પાપ કરવાનો વાક તેની પર મેલી તેને લી નાખવાનો હુકમ દીધો. એ વખતે તેનાં દુશમનોએ શાથે ચલાવેલી ચાલ પુરી બે ઈનશાફી ભરેલી, નીતીથી અને આદમીઅતપણાને મોહટી એબ લગાડે હેવી હતી બીની રાહે દેહવું જોઈએ કે એવી જાલમીને એ ઈનશાફી જારવામા જોઆનના દેશીઓ ઈંગરેજોની પછાત હતા હી તેના દેશના એટલે શ્રી ફરાનશના ઘણુએક વીદી થીઓ તથા ધરમના ઉપાધીઆઓ ભાકુતી ધંધેડાં કરતા દતર હાલ લઈ એ ઓરતનો ઘાત કરવામા શામેલ હ પણ એ નામદાર અબલા જેની મરદાનગી, હીમત, તા, નેકી, પહરેજગારી અને શંધી પરકારની લાએકીથી ગવા શતરી પથને મગરૂબ રેહવાને ઘટતુ કારણછે ઈ. પોતાની છેલલી ગડી શુધી શબુરીથી શંધુ ખમીઉં કીધો. રખતે કોઈને કશી બદ દુવા દીધી નહી. પોતાના થઓ. ધીપણા વીશે માતરે થોડા શકુન બોલી ઈશવરની તેઓને કરી તેણે હેવી અરજ કીધી કે તેના દુશમનો વડીકનો વુ રીખ નાહ તે શાહેબ મેહેર કરી તેઓનુ ભલું કરે. એ પછી પાદશા પોતાનો કીમતી જાન શરવે શીજનો જે પારાબાન શાહેબ વાનુ દને શવાધીન કીધો. તે જેવી બાહદુરી તથા હીમતથી લીઆ તેવીજ હીમતથી બલી મુઈ. તેના આનરાએજ શંત ધી રાજાની શાથે જીવતા જેવી બદ ચાલ ચલાવી હતી તેવી

પછીથી ચલાવી હતી. તે ગતરૂઓ તેની કોએ થએલી લાશને અપમાન પોંહચાડતે રાજી થયા નહી તેથી તેઓએ તેની ખાકને પણ લુમીદ કરવા દીધો નહી

એ પરમાણે એ લાએકીવાલી ઓરત પોતાના દેશનો બ
નચાવ કરવા પછી મરણ પામી હમો કહીએછકે દેશનો બ
નચાવ કરવા પછી મરણ પાંમી. કારણકે તેણે પોતાની મેહનત તથા મરદાનગીએ કરી પોતાના પાદશાહ તથા દેશીઓના હક વીશેનુ કામ એટલુ બધું શુધારીઠ હતુ કે તેના મરણ પછીથી ચારલશ પાદશાહે દુશમનોને હટાવી કાહડીઆ હતા ને ઈંગરેજો તે પછી શ્રી કાલેશના શેહર વગર ફરાનશમા બીજો કશો મુલુક પોતાની હકુમત તલે રાખી શકીઆ ના નહી.

આ બીના પુરી કરતી વખતે આટલી બીના જણાવવી દરૂશતછે કે જે તોહમત ઉપરથી જોઆનને ઇંગરેજો તથા ફ્રેનચોએ મારી નાખી હતી તે વીશે ૧૪૫૬ ના વરશમા ફરીને તપાશ કરવામાં આવી હતી એ તપાશ કરનારા ધરમના ઉપાધીઆઓની પનચ જે શરકારે ઠેઠવી હતી તે પએ શાબેત કીધું કે તે નીરદોશ હતી. એ શાબેતીતે મરનારના કબીલાને જાહેરો દીલાશો આપે હેવુ નથી. તોબી આદમી જાતને આ વાતથી શંતોશ થાએછે કે જો આન આવ આરક જે "આરલીઅનશની અબલા" તેની કીરતીના ગીતો ને ગરબા શાથે ઠેકાણે માનથી ગવાએછે ને પોતાના દેશનુ હીત ઇછનાર શરવે કોઇ લોકો શું ઇંગરેજ કે ફરેનચ કે બીજાઓ એ લાએકીવાલી બાંનુનુ અમર નામ શરવદા માન શાથે ઇઆદ કરેછે.

---

## ઓરત દાકટરો.

શ્રી અમેરીકા દેશ જાહા ઓરતો હાલ જમાનામા કેવાં હેવા કામો કરવા માગેછ કે તેવાં આગલા વખતમા તેઓના પધનીઓએ કોઇજવાર કીધા હશે તાહા કેટલીએક ઓરતો હવડા વઇદનુ કામ શારી પઠે, કરેછે. શ્રી ફીલાડેલફીઆમા શ્રીઓને વઇદુ શીખવવાની મદરેશાછે. તે મદરેશાની હાલત શારી આબાદીમાછે શીખનારીઓની શંખીઆમા દેનપર દન વધારો થતો ચાલીઓછ ચાલતા વરશમા છેલ્લી ગણતરી કરવામા આવી તે વેલા તે મદરેશામા ૨૦૦) શીખનારીઓ હતી જેમ આપણા લોકોમો ડાકટર કુવરબાઇ ને ડાકટર માણેકબાઇ તથા ડાકટર ધનબાઈજી કરીને બોલીશું તારે પેહલા કેટલાએક લોકોને એ શવાજ જેમ કટંગો લાગશે તેમજ એ ઓરતોના નામ તેઓના ડાકટરોના ખેતાબ શાથે લીધામાં આવેછ તારે કેટલાએક યુરોપીઆનોને હાલમા કટંગુ લાગેછ. તેઓને ગમે તે લાગે પણ અમેરીકાની ઓરતનુ નામ ધરાવનારી ડાકટરો તે ધનધાનુ કામ ઘની અછી રીતે ચલાવેછ. વાહડકાપ અને બીજા હુનરમા તેઓની માહીતકારી જેવી તેવી નથી તેઓ કબીલદારોના ઘરમા અને મુખીઅ કરી ઓરતોને દવા કરવામા ઘણી ઉપીઓગીછે. ઘણીએક વખત ઓરતુના જે દરદો વીશે દરદીવી મરદ ડાકટરોની આગલ છુટથી બોલાશો થતો નથી તે એ ઓરત ડાકટરોની આગલ થઇ શકેછ. તે દરશ તેઓ જાતે ઓરત હોવાથી ઘણા ઉતાવલે પીછાની લઇ વધારે શેતાબીથી ઇલાજ પણ કરેછ. ટુકામા કહીએતો શુવાવડ તથા બીજી જાહેરવાર અગતની વખતે ઓરતોને વાગને જેવી જોઇએ તેવી તહરાના વઇધ એ ઓરત ડાકટરોછે એઓ વઇદુ કરેછ એટલુંજ નહી પણ વઇદુ શીખવવામાબી કેટલી જણીઓ રોકાએલીછે. વઇદક શાશતરની જુદી જુદી બાબરો શીખવવાને શીખશાગુરૂઓનુ કામ ચલાવનારી કેટલીએક ઓરતોછે. હાઃ! નાજનીઓને મીઠે મોહડે વઇદક શાશતરના કીમતી ભાશનો કરતા શાભલીને તથા તે ભાશનોની બીનાના ખોલાશા શારૂ તેમના નાજુક હાથે અખાડા બતાવતા જોઇને કોણ ખુશી થાએ નહી! એવુ શાભલવા તથા જોવામાં જે હરખછે તે ઉપરાંત ઓરતોની હુવી શકતીથી શ્રી કેલવનીને કેટલો ટેકો થાએ વારૂ? જેઓએ શ્રી કેલવનીના કામ શબંધી અનુભવ મેલવીઓછે તેઓ શ્રી શીખશકોની મોહટી કીમત શારી પઠે શમજેછે. વાશતે હમારી ઇશવર પાશે એજ અરજછે કે અમેરીકાની લાએકીવાલી ઓરતોનુ બીનુ હમારી દેશી બેહનોને જલદી થી થાએ.

---

## તવંગરોએ ગરીબને આશરો આપયો.

આપણી માઆલુ રાણી વીકટોરીઆનો રોઆનો લશ્કર પરીનશ આલબરટે શ્રી ઇંગલંડ દેશ મધે ઘણા મોહટા તથા દરજ્જ ને કાબુવાલા લોકોની એક અગતના રાકનાશ

રથોડા માંચપર મલેલી જાહેર સભાની હજુર ભાશાન કરતી વેલા સઉ કોઇના મનપર અશર થાએ તેમ જોરથી એમ બોલીસોતો કે,

" અગનાનપણુ દુર કરવાને તથા સુધરેલી દુનીઆની સુખવણ ભરેલી હાલત છતા સથા આદમીઓ એક બીજાને ઉપીઓગના કેમ થાએ તે તેઓને શીખવવાની સરવે પરોપકારી લોકોએ નેમ રાખવી ઘટેછે. પણ પરવરદીગારની બખશેશથી જેઓ **દરજાજો, દોલત** તથા **કેલવણી પાંમેલાંછે** તેઓની મુખઅકરી **એવી નેમ રાખવાની ખાશ ફરજછે.** "

એ પરમાણે એ શમજુ તથા વીચારમંદ શાહજાદે બોલીઆ હતો. એ બોલો કાઇ ખાલી બકબકારો નહી હતા. એપે નામદાર પોતે તથા તેની કીરતીવાન બાનુ એ વીચારપર શદા અમલ કરતાં આવીઆચ જે રાણી દુનીઆના શઉથી મોહટા રાજની વડી છે, જે સી પ થની શરદારછે, જે દોલતે ભરપુરછે, જે શંનશારના સુખથી આબાદછે, તે માતરે પોતાનાં અગતનો ફાએદો અને પોતાના કુટબનો લાભ વધારવાનુ કામ કરવાથીજ રાજી થતી નથી પોતાનો દરજજો પોતાના મનની મગરૂબીને તુરૂપત કરવામા વાપરતી નથી. કાંઇ માતરે પોતાના શગાં વાહલાઓનુ ભરતીઉં કરવામાજ ચલાવતી નથી દોલતને એખલી પોતાની મોજમજા મારફેજ વાપરતી નથી. ટુકામા કહીએતો એખલપેટી આપણુ તે ધીકારેછે પોતાથી ઉતરતે વાથેના થોડી દોલતવાલા તથા મુરખ લોકોને ગનાની તથા શુખી કરવાને તે ચાહેછે. પોતાની રૈઅતના સધા લોકોની શંનશારી તથા નીતી સબંધી હાલત સુધારી તેઓની આબાદીમાં હમેશ કરવાને પોતાથી બની આવતી મેહનત તે શદા કરેછે. એવા મેહનત કરવાને તે પોતાની ફરજ શમજેછે. તેવી શમજન તેનો લાએકીવાનો ભરથારબી ધરાવેછે એ બપે ભાણા પોતાના બચાઓને પોતાની નકલ કરવા શીખવેછે. ઇંગલંડનુ પાદશાહી કુટુંબ જેની વડી આપણી બખતાવર શરદારછે તે કુટુબના નાખલા મોહટા આદમીઓ ગરીબ ખેડુતની ઝુપડી ને હલકા દરજજાવાલા કારીગરની દુકાનમા વારેવાર જાએછે. મોહટાં કારખાના ને કેલવની ખાતાઓમા ઘટતે વખતે હાજર થાએછે. પરજાને ઉપીઓગી શભાઓમા બીરાજેછે. ગરીબોનાઇલાજના કામમા પઇશા તથા જાતીમેહનતની મદદ આપેછે. કેલવનીના ને શધી પરકારની સુધરાઇના વધારો ને ફેલાવો કરવામાટે એનામોટર રાણી તથા તેનો લાએકીવાઓ ભરથાર પોતાનુ દીલ જેવું ઉદાર રાખેછે તેવોજ હાથબી છુટો રાખેછે. ટુકામાં કહીએતો પરીનશ આંલબરટના બોલવા મુજબ લોકોનુ અગનાનપણુ દુર કરવું ને શઉ કોઇને એક બીજાનુ ભલું કરનારા થવાને શીખવવું એ નામદાર ધણી ધણીઆંની પોતાની ખાશ ફરજ શમજેછે. એ ફરજ તેઓ અદા કરેછે તેથી તેઓના મનને જે જાતી શંતોશ થાએછે તે ઉપરાત લોકોનો પેઆર તેઓ પર વધેછે. તેઓનુ નામ શઉ કોઇ દનંપર દન વધારે માન શાથે લીએછે ને તેઓની ઉમરદરાજી ચાહેછે એ પરમાણે એઓ પોતાની પદવીથી જે દરજો ધરાવેછે તે દરજજાને તેઓના કામથી જેબ મલેછે ને તે દરજજાનો નીભાવ તેઓના શકત દશતથી નહી પણ લાએકી મારે સધા લોકો તેઓપર ફીદા રેહેછે તેથી થાએછે.

હવે આપણી નામદાર રાણી તથા તેનો ભરથાર ગરીબોનુ કલાણ કરવું પોતાની ખાશ ફરજ શમજેછે ને તે ફરજ જાહેરમા કબુલ કરી તે બજાવેછે તો પછી દુનીઆમા બીજા હેવાં કોણ લોકોછે કે જેઓ એ ફરજથી બાતેલ હોએ ! કોઇ નહી. પરવરદીગારે જે કોઇને દોલત તથા દરજજો તથા કેલવનીનો ફાએદો બખશીઓછે તેઓએ પોતાના કુટુંબની શાથે પોતાના દેશીઓ તથા જાતીલાઓનો ફાએદો વધારવો જોઇએચ. એ કામ મારે પઇશા તથા મેહનતથી ઘરતી મદદ કરવાને જે કોઇ કશુર કરે અથવા પછાત રેહે તે પોતાની ફરજ અદા કરવાને મારે જગત કરતાની નજરમા તકશીવાર ઠડે. એવી કશુર તથા ગફલત કરનારૂં આદમી, ખુદાની નજરમાં તકશીરવાર થાએ એટલુંજ નહી પણ આદમી જાતને મનશેખી તે અકારૂં થાએ. શું એક આદમીકે શું શંપી દુનીઆના શરવે કોઇનો જાતી ખવારા હેવોછે કે જેનાથી ભલુ થાએચ તેની પર તેઓનો પેઆર રેહેચ. બખીર તથા શુચતી ને એખલપેટીઉં આદમી ગમે હેવું તવગર હોએ પણ લોકો તેની પર કશો પેઆર કરે નહી જેનીપર લોકોનો પેઆર નહી તેને લોકો દીલથી માનબી આપે નહી. વાશતે જો કોઇબી એખલપેટીઉં આદમી ફકત પોતાની દોલત પર મુશતાક રહી પોતાના મનશે હેવું શમજે કે હું દોલતમંદછેઉં, મારી હવેલી મોહટીછે, મારી પાશે રાચ રચીલા ઘણાછે અને હું મારી દબદબાવથી ફરૂંછુ તેટલા વાશતેજ લોકોએ મને માન આપવું જોઇએ તો તેમ કશી બનતુ નથી. ઉલટુ હેવો વીચાર રાખનાર આદમી ધીકારમા પડેછે. વાશતે શરવે કોઇ શમજુ ખાઇઓ તેઓ મો,

તાની ફરજ અદા નહી કરવા માટે ઇશવરનો ખોફ પોતાપર પેંહચવા નહી માંગતીઓ હોએ તથા જેઓ આદમી જાતના ધીકારથી દુર રહી તેમનો પેઆર તથા માન મેલવવા ચાહતીઓ હોએ તેઓને લાજમછે કે પરોપકારી બુધી રાખવી. શઉ કોઇ મોહટા લોકોએ પોતાના પઇશા તથા અકલ તથા મેહનતથી ગરીબોને ગનાની કરવા, તેઓને ધંનધો કરવા શીખવવાં, શતીઅવાદીથી ચાલીને આદમી તથા ઇશવર તરફ પોતાની ફરંજ અદા કરવાને શમજાવવા જોઇએ જે કોઇ મોહટા દરજજા તથા દોલત વાલી બાઇઓ પોતાંનાં કરતા ઓછા બાએગવાલાંઓ પરથી દુખ દુર કરવાને તથા તેઓનાં શુખ શપતીમાં વધારો કરવાને દીલથી ઇછછા રાખશે તેઓની મોહટાઇમાં આદમી જાતની દુવા તથા પાક પેદા કરનારની મેહરબાનીથી એટલો બધો વધારો થશે કે તેના મીઠાં ફલ હેવું પુન કરનારી બાઇઓ તથા તેઓના બચા ઘણું શુધી ખાશે. વાશતે જે કોઇ ખરી મોહટાઇ તથા માન મેલવવા ચાહતાં હોએ તેઓએ આ બીનાંની શુરૂઆતમાં લખેલો નામદાર શાહજાદા આલબરટે આપેલો કીમતી વીચાર શદા ધેઆનમાં રાખી તે પર અમલ કરવો.

---

## ઈંગલંડ તથા ફરાંનશની દોશતી.



ઈંગલંડ તથા ફરાંનશ દેશો શ્રી ઇરોપખંડની પશચમ દશાએ આવેલાછે એ દેશો વીશતારમા જાહજા મોહટાં નથી પણ તાહાના લોકોની કલા કઉશલ અને બાહાદુરીએ કરી એ બન્ને આખી દુનીઆપર શરદારી ભોગવેછે એ બંને દેશ એક બીજાની પડોશમા આવેલાછે માતરે એક નાનથીજ દરીઆ જુદા પડેઆય તાહાનાં લોકોએ એક બીજાની પડોશમા આવેઆથી મીતરાઇ અને મમતા એક બીજા શાથે રાખવી ઘટે તેને બદલે તાહાનાં રેહવાશીઓ શેંકડો વરશો શુધી એક બીજા શાથે અંતરા, અદાવત રાખતા હતાં એથી પેહલા એ દેશોને મોહટુ નુકશાન થઇઉં. બને તરફ વાલાઓના લાખો માણશો લડાઇમા મારીઆં ગીઆં. બને તરફ કરોડો રૂપીઆનો ખરચ થઓ. બને બાજુ વાલાઓના વેહવાર વેપારને અતી મોહટો જોખમ પોહતો બને તરફના બલનો વેરથ બીગાડો થતો રહેઓ. એક બીજા શાથે લડાઇ કરી નબલા પડવાથી ઘણી વેલા હલકા રાજવાલાઓનીબી નહી ઘટે હેવી ખુશામત તેઓને કરવી પડી. એ પરમાણે બને બાજુવાલાઓએ શેંકડો વરશ શુધી એક બીજાની અદાવત કરી એક બીજાપર ચહડાઇ કરવાની કોશેશ કરતા પોત પોતાને નુકશાન કીધું. શારા ભાગેગે એ ખરાબીની શમજ બને દેશ વાલાઓને થોડા વરશ થઆ પડેછે. ફરાનશનો હાલનો શેહનશા તેઓશમજન ઘણે દરજે વધારે બતાવતો ગીઓચ આપણી માઆલુ રાણી અને ફરેનચ શેહનશા લુઇ નેપોલીઅનની શરકાર વચે હવડાં હેવી નીશાબતછે કે તેવી આગલ એ બે દેશની શરકાર વચે કધી હતી નહી. તેનુ એક મુખીઅ કારણ એકે અંગરેજ તથા ફરેનચો પોતાના મન શાથે હવડાં શારી પઠે શમજેછે કે તેઓ એક બીજાની શાથે લડાઇ કરેતો તેઓને કશોબી લાભ થાય નહી ને નુકશાની માતરે ખમવી પડે પણ તેઓ એક બીજા શાથે શમજીને ચાલેતો ખચીત શંધી દુનીઆના રાજેપર કાબુ ચલા

વી શરવેથી નોહટા થઈ રેહે એ શમજનપર અમ
લ કરવાથી રૂશીઆન શરખા માહા બલવલ રાજની મગ
રૂબી શેહજમા તેઓ ટોડી શકીઆ, ઇરાનની શરકાર શાથે
ઇંગરેજને થએલી લડાઇનુ શેવટ થોડા વારમા આવીઉ, ચી
નની લડાઇબી વધારે શેતાબીથી નરમ પડે હેવુ લાગેય ઈ
રાપખડના રાજ વાલાઓ ઇંગરેજ તથા ફરેનચનુ મત લઈ
આગલ કામ કરવાની જરૂર જોએય શધી દુનીઆ તેઓ
ની એક મતથી મલતી શલાહ અથવા હુકુમપર ધેઆન આ
પવાની જરૂર જાણેય શઉ કોઇ તેઓનો ડર પોતાના મ
નમા રાખેય. તેઓ વચે હવે લડાઈ નહી હોવાથી તેઓનુ
લશકર પારકા દેશોમા તેઓના વેપારના જાલવણી અને શા
હેબીનો વધારો કરવામા રોકાઇ શકેય ફાજલ પડતી પેદા
શ દેશના માહેલા શુધારા અને પરજાની આબાદાની કરવા
ના કામ શારૂ વપરાઇ શકેય એક બીજાની કારીગરીમા
અરશ પરશની મદદ મલેય ને દુનીઆની આબાદાની તથા
શુધરાઇનો તેઓની મારફતે ઘણો વધારો થાએય

એ પરમાણે એ બે રાજ એક બીજાના શતરૂ હોવાથી
પોતાની ખરાબી માતરે કરતા હતા. તે બંધે દોશતીની ની
શબત રાખવાથી પોતાનુ તથા શધી દુનીઆનુ ભલુ કરવા
ને શકતીવાન થઆછે હેવી દોશતી શુરૂ થવા પછી આ
પણી રાણી તથા ફરેનચ શેહનશાહની મુલાકાત થતી વેલા
જે ઇશ્વર દેગારીનો માન પાડવામા આવીઓ હતો તે આ
મીનાને નથાજે નેલીઓય જે હેત તથા દોશતીને શમે ત
થા શનજોગે એ માન પાડીઓ હતો તેવો શમો ને શનજો
ગ ઇશવર કરે ને શદા કાએમ રેહતો શાઉ કેમકે તેમા
દુનીઆનુ ભલુ છે.

---

## શાફ હવા તથા કશરતના ફાએદા.

આપણી તનદરોશતીના શંભાલ તથા જીદગીની જા
લવની માટે જે મુખીઅ અગતની ચીજો, તેમા કશરત અ
ને શાફ હવાછે હર પલ હવાનો । એ જીદગીનો આધા
રછે દમ લેવાથી એટલે હવા લેવેથી આદમી અટકીઉ ને
તેનુ મોત આઇઉ બરોબરછે. હવા લેવાથી આદમી અટ
કે એટલે તે ગુગરાઇને તુરત મરણ પામે તેમજ ખરાબ હ
વા લેવાથી ગુગરાવાના જેવી અશર આશતે આશતે થઇને
આદમીની જીદગી ટુકી થાએછે એ વીશે મુખતેશર બોલા,
શો નીચે લખીઓછે

જે હવા આપણે હર પલ ફેફશામા લઇએય તે મુખી
અ કરી બે તતવની બનેછે તે તતવને રશાન શાશતરી
ઓ આકશીજન તથા નાઇટરોજન કરી કેહેછે હવામા
આશરે વીશ ડોકડા જેટલુ આકશીજન તથા આશરે હેશી
ડોકડા જેટલુ નાઇટરોજન હોએછે એઓની શાથે એ
બીજુ પદારથ નામે કારબાનીક આશીડ ઘણુજ થોડુ હોય
છે જેને આપણ શાફ હવા કહીએય તે એ પરમાણે હો-
એછે આપણી તનદરોશતીના બચાવને માટે એ પરમા
ણેની હવા જોઇએય પણ કેટલાક કારણોને લીધે તેની શા
થે બીજા પદારથો અથવા ખરાબ હવા ભેલાઈ જાએય પ
છી આપણ તે બીગડેલી હવા શવાશની વાટે આપણા ફેફ
શામા લઇજીએતો તેથી આપણા શરીર પર ઘણી માઠી અ
શર થાએછે મોટા બાએગે શાંધા શેહરો તથા કશબાઓ
ની હવામા હેવી ખરાબ અશર કરનારા પદારથ થોડા ઘણા
ભેલાએલા રેહેછે. ગટરનુ અને બીજુ ખરાબ પાણી, ઘડા
શનો કચરો, તરકારી તથા ફુલ ઇતીઆદીની કોહતી છાલ
તથા મુલીઆ જે ઉકરડે પડે તે, શાધી ભીંગી જમીન,
આદમી તથા જાનવરને લગતી મુરદાલ વશતુ, ફેફ
શામાથી પાછી નીકલતી વરાર, બલતુ અને બીજા તહરે
વાર કારણોથી ઘણીજાતની ખરાબ હવા અથવા દુરગધ પદારથો
નો ઉતપતી થાએછે એ પદારથ જેહર શેરખા ખરાબ ગુ
ણ ધરાવેછે તે જેમ શાફ હવા શાથે થોડા અથવા ઘણા
મલીને આદમીના માહામા પેશ થાએય તેમ થોડી અથ
વા ઘણી ખરાબ અશર આશતે આશતે આદમીપર કરેય
તહરેવાર તાવ, રથવીકાર, હાફન, મોરમી અને શરીરને નુ
કશાન પોહચાડનારા તરજો હવામા ભેલાએલા એવા જેહરી
પદારથથી ઉતપત પામેછે એ જેહર આદમીને મોડે વેહ
લે દુખી કરી અંતે જીદગીનો ભોગ લેછે હેવા જેહરની
જેમ બને તેમ થોડી અશર લોકોપર થવા શારૂ શુધરેલા મુ
લકોમા ગટરો બંધ કરવામા આવેય મોરીઓ તથા શડકો
ધોઇને હર વખત શાફ કરેય રશતાઓ મોકલાને વાડેના શ
ખેય ઘેરોમા બારના બારી એટલા બધાને હેવી રીતે શધી
બાજુએ મોય કે આદમીના મોહડાની તથા બીજી વરાળ
થી ખરાબ થએલી હવા જલદીથી પવનપર નીકલી જઇ બી
જી શાફ હવા ઘરમા આવેય એકજ ઓરડામા જેમ બને,
તેમ થોડા આદમી શુએય મુરદાનો વારા શેહરમા નહી રે

સાથે હેવો બંદોબસ્ત કરેય અને એજ પરમાંણેની બીજી ચોકશી રાખેય. એવી ચોકશી જેટલી વધારે તેટલી આદમીને ઉપર જણાવેલી ખરાબ હવાથી ઓછી પીડા થાએછે એ પરમાંણેની ચોકશી રાખવા છતાંબી ઘણી નહી તે થોડીબી પીડા મોહલા ને ગલીમાં રેહનારા લોકોને હલવે હલવે થયા વીનાં રેહેતી નથી. આપણા દેશના શેહરો તથા કશબાઓમાં થોડુ થાઇઉં એ બીશાલની ખબરદારી કરવા માંડીછે. તોબી એ શેહરો તથા કશબા હજુર હેવી ખરાબ હાલતમાછે કે હજારો બલકે લાખો લોકો ખરાબ હવાના ભોગ આશતે આશતે થાએછે. ઉપર જણાવેલાં તહરેવાર કારણોથી એ હવા શંપે ઠેકાંણે ઉતપંન થઇ ને આદમીની તનદરોશતી તથા જાનની ખરાબી જે કરેછે તે ખરાબી શુધરાઇના ઇલાજો કરવાથી આશતે આશતે કમતર થશે ખરી. પણ શેહર અને કશબામાં રેહનાર દરએક આદમીને એ ખરાબ જેહરી હવાની અશરથી જેમ બને તેમ દુર રેહવાનો ઇલાજ એજછે કે ખાલી જગો જેવી કે મોહટું મેદાન તથા બાગ તથા શમુદરનો કાંઠો ઇતીઆદી તરફ ફુરશતને વખત જઇ તાંહાની હવા લેવી. એ જગાની હવા મોહલા તથા ગલીની હવા કરતાં ઘણી શાફ રેહેછે. તે હવા લીધાથી લોહી શાફ થઇને તનદરોશતીમાં વધારો થાએ છે જેઓની અવશર હોએ તેઓને હેવી જગોએ રેહેવાથી ઘણો ફાએદોછે જેઓની અવશર નહી હોએ તેઓને હેવી જગા પર દર રોજ જઇ થોડોવાર બેશવા તથા ફરવાથી મોહટો લાભ થયા વીના રેહશે નહી.

શાફ હવા શાથે તનદરોશતીને માટે બીજી એક અગતની ચીજ કશરતછે. આપણાં શરીર તથા મનનો બાંધો હેવી તહરનોછે કે તે બાંધો કશરત વીના મજબુત થઇ શકે નહી તથા ઘણી મુદત કાએમ રહે નહી. તન મનની કશરત આપણે કરીએ નહીતો માંદગી તથા મોતને આપણે પોતાંની મેળે નજદીક તેડવા શરખું થાએ આપણે ગમે હેવું ઘતરું ને ઉનશું ભોજન જમીએ, ગમે હેવું શાફ પાંણી અને બીજી વશતુ પીજીએ, ગમે હેવી શાફ હવામાં રહીજીએ તોબી કશરત વીના શારૂ ખાનુ પીનુ તથા શારી હવા આપણને મન માનતો ફાએદો કરી શકતાં નથી. એવું ખાનુ પીનુ અને હવા શરીરપર તથા મનપર ફાએદા ભરેલી અશર કશરતની ચહેજ કરી શકે ખાનુ પીનુ માંતરે એક કામનો શામનછે. તે શામન તે કામ લાએક કરવાને કશરતનાં હુશીઆરની જરૂરછે. તે હુશીઆર જાંહાં નહી હોએ તાહા તે શામને મન માનતી રીતે ગોઠવી શકાએ નહી. આપણે જે ખોરાક ખાઇએય તથા પાંણી પીજીએય તે જરપત થવા તથા તેનો કશ લોઇ તથા બીજા રશોના આકારમાં બની શરીરના જુદા જુદા ભાગોમાં ફરી વલવો જોઇએ તથા જે ભાગમા જેટલું લોઇ અથવા રશ જોઇએ તેટલો પોહચતો પડવો જોઇએ. વલી કેટલાએક બીજા રશ અથવા પદારથ શરીરના જુદા જુદા ભાગમાં નકામા થાએછે તે પાછા બાહેર નીકલવા જોઇએ તે નહી નીકલેતો ઘણી પરકારે શરીરને નુકશાન કરી માદગી અને દરદ ઉતપન કરે. હેવાં બે કામ શરીરમા થવાથી આપણી તંનદરોશતી જલવાએછે. તે કામ કશરતથી થાએ. આપણું શઘલુ શરીર જે ગોએ આ જીહીની જીહીની નલીઓ તથા ફુકાનું બનેલુંછે—તે નલીતથા ફુકા કશરતથી તેજી થાએછે. ખોરાક જરવવાને જાંણે તે હુશીઆર થાએછે. તે ફુકા તથા નલીઓ નીચવાંઇને તેમાનો રશ આશપાશ દોરેછે. નકામો કચરો બાહર નીકલેછે. જોર આપનાર રશ જાહા જેટલો જોઇએ તેટલો પેવશ થાએછે. એ પરમાણે કશરતથી બદન શંગીન મજબુત થાએછે. તે મજબુતી મગજનાં ઉપર શારી અશર કરેછે. મગજના બાંધામાં જો કાઇ ખોર ખાપણ હોએ નહીતો પછો શરીરની તનદરોશતી મનની તનદરોશતીમાં વધારો કરેછે. જે શરીરે દાએલી તથા મુરદાલ હોએતે આદમીનુ મન બાહાજુ કામ કરી શકતુ નથી. માદો તથા શદાના દુબલાં આદમીઓની હાલત જોવાથી એ વીશેનો ખોલાશો ઘણો શારી પઠે થશે. હેવાં આદમી કશો ઓતમ વીચાર આપી શકનાં નથી અથવા કોઇબી ઉપીઓગી કલા કે હુશ્યલ, તેઓથી બનતી નથી એ પરમાણે મનની તનદરોશતીપર ઘણે દરેજે આધાર રાખેછે. ને એ બનેનો આધાર કશરત પરછે ઉપર કહીઉં તેમ કશરત વીના ખાનુ પીનુ તથા શાફ હવા આપણને મન માનતો ફાએદો કરી શકે નહી - જેમ એક શુથાર ગમે હેવાં ઉતમાં લાકડા, પાટીઆ લઇને એક શામન બનાવવા બેશે પણ તે બનાવવા શારૂ જે અગતનાં હથીઆર તે તેની પાશે હોએ નહીતો તે શામન બનાવવાને [illegible]ણે લાકડાં પાટીઆં માતરે બીગાડે ને જો બનાવેતો હેવો બેડોલને કદરૂપો થાએ કે તે ધારેલા ઉપીઓગમાં આવી શકે નહી. તેમજ કશરત વગર શારૂ ખાનુ પીનુ આદમીને તનદરોશત તથા મજબુત કરવાને બદલે ખોર તવાએલુ અથવાતો પોપચા શરખુ ચરબદાર કરે! તેવું આદમી કુમશું પાઇને ખોરાક માતરે બીગાડે. તેમજ [illegible]રબદાર થઇ માદ,

આદમી કરતા બદતર હાલે પોહચે. દુબળું આદમી ખોટુ તેમજ ચરબદાર ખોટું જેમ ચરબીનો વધારો તેમ આદમીના શરીરની શોભા તથા ચપલપણાં અને ઉદીઓગનો ગટારો થાએછે. દમ, શાહેચ બરોબર ચાલતો, નથી દવા દારૂ જલદી લાગુ પડતો નથી. જરા કાએલી થાએતો તેને ઘણી તારા વીશ થાએ ને ઘણુ દુખીઉ શરખુ દીશે, ઉપલાં આણુશ ને ઘણી મેહનત આપે તે કદાચ જલદી મરણુ પામે.

એ પરમાણે કશરત શરીરને અગતનીછે. તે કેટલી અગતનીછે તે વીશે પેહલથી શમજ પડવા શારૂં વાચનારી બાઈઓને મેહનતુ લોકોના બદન તરફ જોવાની હમો બલામન કરીએય. શુ મેહનતુ ઓરત કે શુ મરદ જેવા જોરાવર હોએય તેવા વગર મેહનતવાના હોતા નથી. કશરત એ મેહનતનું બીજું નામછે ગરીબ લોકોને મેહનતછે તે તેઓની અવશથામા પરવરદીગારની એક બખશીશછે. તે બખશીશ હેવી છે કે તેથી તેઓ ઘણા દરદ તથા શરીરની નબલાઇની પીડાથી નોકલા રેહેછે તથા જો તેઓને પુરતો ખોરાક મરેચ તો લાંબી ઉમર શુધી જીવેછે.

એ પરમાણે શાફ હવા તથા કશરત આપણી તનદરોશતીને માટે અતી ઘણી અગતનીછે. આપણા લોકોની મોહટે વાયેની તથા વચ્ચે વાયેની બાનુએ એ અગતથી તદન બે ખબરીનો હોશે નહી. પણ એ અગત મુજબ ચાલનારી થોડીજ બાઇઓ જાણવામા અથવા જોવામા આવીચ. તેઓ જો પોતાનો ફાએદો શમજી પોત પોતાના ઘેરોમા પોતાને લાએકના હેવા ઉદમ કરેકે જેથી તેવણના શરીરને પુરતી કશરત મલેતો તેમા હીનુ લાગવા જેવુ કશુ નથી પણુ ઓર ફાએદોછે. વલી કશરત નહી હોવાથી તથા મોહલાઓની ગંદગી અને ખરાબ હવાથી થતી અશરને દુર રાખવાને તેઓ શહવાર અથવા શાનને છેડે પોતાની રથોમા બેશીને અથવા પગે ચાલીને મેદાનમા અથવા શમુદરને કા[illegible] બાગ બગીચે ફરવાને જાએ તો ઘોઈ શાફ થાએ. [illegible] ભરપુર થયા વીના [illegible] શમુદરને કાંઠે ફર[illegible] લવની મોટ[illegible] [illegible]આનનો રંગ ને શાફ હવાછે. હર[illegible] [illegible]ના અ[illegible]રછે. દમ લેવાથી એટલે હદ[illegible] [illegible] દરદ રૂપ [illegible] તેનુ મોત આઇઉ બરોબરછે [illegible] તેની ખુબીની શમજ પ[illegible] કે એટલે તે ગુંગરાઇને તુરત મરણ પા[illegible] [illegible]વ તથા નીરમલ હવા લેવાંથી ગુંગરાવાના જેવી અશર આ[illegible] [illegible]કો શાજાં થાએ તથા તનદરોશત આદમીઓને કવત આવી, જીંદગી લાંબી થયા વીના રેહે નહી. વાશતે હમો વાચનારી બાઇઓને બલામન કરીએય કે શઉ કોઇએ ફુરશતને વખત ને સુખીઅ ફરી શાજ શવારને વખત આપણા મેદાન તથા શમુદરને કાંઠે તથા બાગ બગીચે અને જુદા જુદા ડુંગરોની શપાટી અને તેવી બીજી જગોએ પશાર કરવા તથા હવા ખાવા જવાની ટેવ રાખવી. તે ટેવ એટલે ફુરશતને વખત એવે ઠેકાણે ફરી ફરી જાણવરનો તથા બીજો મધુર શંરોદ શાબલી ખુશનુમા હવા ખાઇ ભાત ભાતના રલીઆમના દેખાવથી જીવને આનંદ આપનાર બાઇઓને તન મનનું મોટું શુખ થશે. એ પરમાણે ફરવાની તથા ઘેરબાર તથા પોતાનુ શરીર શાફને શુધડ રાખવાની તથા શાફ શોજાં કપડા પેહેરવાની ટેવ રાખનારી બાઇઓને દશતાનથી વારિવાર અથવા લાબો વખત હેરાન થવુ પડશે નહી, માથાંનુ દરદ દુર રેહેશે, શુરા અને બીજા ભાગની નબલાઇ દુર થશે. મોહડાનુ તેજ વધશે. હોશાનમા શારો ફેરફાર થશે ને ખુશી શાથે લાંબી મુદત શુધી જીવવાને બની આવશે. હમારી હેવી દુવાછે કે શંધી શેઆની બાઇઓ એ બીનાપર જલદીથી ધેઆન આપે હેવી ઇશવર તેઓને તોફીઅત આપે.

---

## મગરમછ.



વીદીઆરથીઓના જાણવા પરમાણે મગરમછ શમુદરનુ-શઉથી મોહટું જાણવરછે. એની જુદી જુદી જાતછે. તેઓની લંબાઇ શાહકો તે રેશી ફુટ શુધીની હોએય શરીરનો ઘેરાવો તીશથીતે ચાલીશ ફુટ શુધી હોએય. તેનુ ડોકુ તેના શરીરના એક તરતીઆંઉશ ભાગ જેટલુ હોએય. તેના માથાનો તથા બીજા ઉપલા ભાગનો આકાર હેવોછે કે તેથી તેની ડોકી બરોબર દીશતી નથી ને તેનુ શઘલુ શરીર બેડોલ લાગેય એ જાનવરને પીઠ અથવા પાછલી બાજુએ પાખ હોતી નથી. બે બાજુએ જે પાખછે તે બે હાથની આફક કામ આવેય. તે નાનદીક પાચ ફુટ પોહળી ને નવ ફુટ લાંબી હોએય પુછડીનો આકાર અધુરા ચંદરના બેટરાય શરખો કાઇક દીશેય તેની વચમા ખારોછે. એ પુ

ળડી મગરમંછને પોતાના શતરૂઓની શાથે લડવા તથા પોતાનો બંનચાવ કરવાનુ મુખીઅર હથીઆરછે. તેની લંબાઈ આશરે પચીશ ફુટ હોએય. એ પુછડીનુ બલ એટલું મધું છે કે તેના એક જપાટાથી મોહટામાં મોહટા મછવા ટુકડે ટુકડા થઇ હવામાં ઉડી જાએછે. મગરના ઘણા ખરા શરીરનો રંગ કારી મખમલ શરખો હોએય પણ માથા તથા પેટ અને પુડાં આગલનો નીચલો ભાગ શફેદ અથવા કાબરચીતરો હોએય તેની આખો બલદની આખો જેટલી મોહટી હોએય ડોલા શફેદ રંગના ને આખોની આશપાશ આખના પર તથા પાપન હોએય પે નશકોરા હોએય પણ શાંભલવાની ઇંદરી કશી જોવામા આવી નથી. એ જાણવર શાહીપેઠે શાંભલી શકેય કે નહી તે વીશે કશુ ચોકશ કહી શકાઇઉ નથી પણ તેના શરીરની શપાટી એટલી નાજુકછે કે પાણીમા કાંઇબી હીલચાલ થાએતો તે તેને લાગેય, જેથી ઘણુ દુરથી તે પીછાંની શકેય કે કાઇ ગરબર થાએય ધારવા મેલે એ લાગવાની શક્તી શાંભેવાની ઇંદરીનુ કામ ઘણે દરજજે કરેય. તેનુ મોહડુ ઘોર તંહરાની બનાવટનુછે જારે તે પુરૂ ઉગાડેય તારે આશરે ૭ ફુટ લાબુ થાએય પણ તેની ઘાટી એટલી શાંકરીછે કે બલદ જેટલો ચુક ગલે તેટલું તેનીથી ગલી શકાતું નથી. મોહટામા મોહટા મગરની ઘાટી આતરે દોહડ ઇંનચની કેહવામાં આવીય એ કારણને લીધે તે મોહટાં માછલાપર નહી પણ નાધલાપર પોતાનું ગુજરાણ કરેય એ માછલાં પકડવાને તેના મોહડામાં દાંત નહી પણ જેને આપણે મગરનુ હાડકુ કહીએય તે કમાનથી હાડકા અને પતલી નેશ શરખા ચામડાથી એક જાલીદાર કોથલી જાણે બનાવેલીછે. તે મોહડુ જાહરે ઉગાડી પાણીમા હોડેય તારે પોતાના ગુજરાણ લાએકના જીના માછલાં જથા ખુબ પકડેય. શાથે આવતા પાણીને પાછુ હેવીરીને કાહેડી શકેય કે ખોરાક માટે પકડાએલી એક કરચલી પાછી નાહશી અથવા નીકલી જાએ નહી

મગરની ઝાંલને પેર અથવા છાતી આગલ બે થાન હોએય. તે આશરે દશ મહીના ઘરભાલી રહીને જણેય પોતાના બચાને બીજાં દુધીઆર જાણવરોની માફક ધવારેય. તેનુ દુધ ગરમ તથા ચીકાશદાર ને ઘાટુ હોએય ધવારતી વેલા તે બાજુએ ફરીને રેહય કે બચાને શેહલથી ધાવવાને બની આવે તે બચાં જનમતી વેલા દશથી પંદર ફુટ શુંધીનાં હોએય. તે આશતે આશતે મોહટાં થાએય, તે ટવા તેની માએ તેની પર એટલી બધી બરદાશ રાખેય કે તેથી જેઆરે કોઇ બીજુ જાણવર લેતુ હશે નહી. હરેક બીજા જાણવરની માફક પોતાનાં બચાને વાશતે મગરની માદા પોતાના જાનપર આવી શતરૂ શાથે લડેય.

મગરના શરીરમા ઘણું તેલ રેહય. એ તેલ માહેલા ચાંમરાઆંના કુકામા ભરેલું હોએય. મોહટી જાતના દરએક મગરના શરીરમાથી આશરે તીશ ટન તેલ નીકલેય. એ તેલને વાશતે જુદા જુદા દેશનાં લોકો મગરનો શેકાર કરેય. તે કાંમ શારૂ વાહનો તથા મછવાઓ કામે લાગેય. મગર પકડવાની જગોએ વાહાન કેટલુએક દુર ઉભુ રહેય. તાહાથી મછવાઓમા માણશો બેશી મગરનો દુબાલો પકડેય. છ છ મછવા એક એક મગર પછવાડે બાજી વખતે લાગેય. તેઓ જેવા નજદીક આવેયકે દોરડા શાથે બાંધેલા ભાલા તેની પર ફેકેય તેનો જખમ મગરને જેવો થાએય તેવુંજ તે ચીમારી મારી પાંણીમાં નીચે નાહશેય. પણ પેલો દોરી શાથનો ભાલો તેને વલગેલોજ હોએય: થોહોવાર રહીને તે પાછુ દમ લેવા ઉપર આવેય, એટલે ફરીને બીજો ભાલો તેહેના શરીરમા એજ મીશાલે ભોકવામાં આવેય. એવા જખમથી મગર ઘણુ ગુશામાં આવી તથા દુખી થઇ તોફાન કરેય. તે વેલાનો દેખાવ ઘણો ડરામણો થઇ પડેય. ગંધો દરીઓ તેના લોહીથી લાલ ફીનનો લાગેય એ વખતે તે પોતાની પુછડી આશપાશ ઘણાં જોરથી મારેય. કોઇ વખતે પુછડીના જપાટાથી તેના શતરૂના મછવાના ટુકડે ટુકડા થઇ હવામાં ઉડેય પણ ઘણું ખરૂં તે જેર થાએય. જખમી થાઇ પોતાનો બનચાવ કરવાને અતી ઘણા ફાંફા મારવા પછી અંતે તેનો જીવ જાએય આદમી તેની પર પુરતી રીતે ફાવેય. તે મતુ પાટ થઇ મરણ પામેય ને તેને પકડનારાઓ ઘશડીને વાહાનપર અથવા કીનારે લાવેય.

મગરો શંધે ઠેકાણે મલેય. પણ અમેરીકામાં ગરીનલડ શમુદરના શઉથી મોહટા હોએય. તાંહા તથા બીજે ઠેકાણે કોઇ વેલા તેઓનાં ટોલાંને ટોલાં ફરેય. તેઓ જાણે રમતાં હોએ તેમ પાણીમાંથી કુદી ઉંનચે ઉછલી પાછા પડેય તારે એક જોવા લાએક દેખાવ થઇ પડેય. તે દેખાવ જો શલામતી ભરેલે છેટે રહીને જોએઓ હોએતો કે હવો લાગતો હશે વારૂ! ખરેખર હેવા મોહટા જાણવરને હવામા ઉછલતાં જોવું એ કાંઇ જેવું તેવું નથી.

એ જાણવરોનો તેલ માટે દર વરશ એટલો બધો શેકાર થાએયકે કેટલાએક ધણીઓના કેહવા મુજબ તેમની શંખ્યા તથા કદનો આશતે આશતે ઘટાડો થતો જાએય

ઘણા મોહટા મગરો આશતે આશતે ઓછા થાએચ. કેમ કે તેમને મોહટાં થવાને જે લાંબી મુદત જોઈએ તે એ શે કારીઓના કામને લીધે મલતી નથી.

મગરમછનો એક નમુનો આ બીનાને મથાલે મેલી ઓછે.

---

## બચાં શબંધી માતાઓને અગતની ચેતવણી.

———o———

બચાઓમાં ઘણી વેલા ઘણે ઠેકાણે કેટલીએક ખોર ખાપણો જોવામાં આવેછે. એ ખાપણોમાથી થોડીજ ખુદરતી અને જનમતી વેલા થએલી હોએચ. બાકી ઘણી ખરી તો કોઈ કજાથી અથવા માબાપથી ઉતરતાં દરદથી તથા માબાપની ગફલતથી અથવા બચાની તબીએત શબધી શારી ખબરદારી નહી રાખવાથી નીપજેછે. વાશતે માતાઓ પોતાનાં બચાઓપર જેવું શારૂં હેત રાખેચ તેવીજ શારી ખબરદારી રાખેતો કેટલાએક બચાઓ જે પોતાના વાલીઓની ગફલત તથા બે ફીકરાઈને લીધે દેખાવમાં ખોર ખાપણ ભરેલા તથા દુખી થાએચ તેથી તેઓનો બનચાવ થાએ.

બચાઓમા એક મોહટી એબતો એ હોએચ કે તેઓના બરડાનો કોરો હેવો વાકો થાએચ કે તેથી કેટલાએક થોડાં ઘણા ખુંધા ને કેટલાએક નાંધપણથી ઘરડાં ડોશાના જેવા વાકા વલેલા રેહેછે. એ પરમાણે થવાનુ કારણ ઘણી ખરી વેલા બચુ નાધપણમા પડી જવાથી અથવા તેને કોઈ બીજી રીતે વાગવાથી થાએચ. તેને જાંહ વાગુ હોએ તાહા ઘટતી દવા તુરત કરવાની મા બાપ ગફલત કરે એટલે મોહટ થતા બચાં ખોર ખાપણવાલુ નીકલે. એવાંજ કારણથી વાકા અથ ખવાનં ત ' અને તેવી બીજી દુરબવતા ઉપજાવનારી એબ બેશીને અથવા ? અથવા બ ગ શરીરને શખ મ ખાપણ. લવની માટે જે ગ તુ ને શાફ હવાછે. રછે દમ લેવાથી એટલે હવ તેનુ મોત આઈઉ બરોબરછે. કે એટલે તે ગુગરાઈને તુરત મરેલુ પા વા લેવાંથી ગુગરાવાના જેવી અશર આ

માપની પુરતી હુશીઆરી શાફ થાએ. નંદથી ભરપુર થઆ વીનાં મેદાન, તથા શમુદરને કાઠે ફરવા ને લીલોતરી, આશમાનનો રંગ ગારો દેખાવ, ડુગરોની રચના આ દર રૂપ જોવાથી સેવો મોહટો તેની ખુબીની શમજ પ વ તથા નીરમલ હ ગેકો શાજો થાએ

હલથી હીલી તથા વલીને બરોબર વાકા શીધાં થઈ શકેછેકે નહી. જો થઈ શકતા હોએતો ભલું. પણ જો કોઈ ભાગ બચાંને શખતી આપતો દેખાએ અથવા બચાની ગતીને વખતે તે કશો ખોર ખાપણ ભરેલો લાગેતો, તેનો ઘટતો ઈલાજ વાધની પાશે તુરત કરાવવો ને હુશીઆર ડાકટર ગમે તે ઈલાજ કરવા ફરમાવે તે વગર આચકો ખાવે કરવો.

કેટલીએક વખત બચાઓની જીભ મોહડાના નીચલા ભાગ શાથે હદથી જેઆરે વલગેલી હોએચ, એ પરમાણે જીભ બધાનમા હોવાથી મોહડુ થતે તે બચું શાફ બોલી શકતુ નહી ને તેના બોલવામાં તહરેવાર ખાપણ રહી જાએચ પણ એનો ઈલાજ નાધપણમા ઘણો શેહલથી થઈ શકેચ. એવી જીભવાલુ બાલક શેહલથી ધાવી શકતું નથી, ધાવતાં તેની માએ અથવા ધવાડનારી ઓરતને તુરત ખબર પડેચકે બચાને દુધ ખેંચતા જીભથી ઘતીઘણી મેહનત કરવી પડેચ. તેવી ખબર પડતા વઈધની મદદ માગેતો તેનો ઉપાએ થાએ વઈધ તે બધાન કાતરથી જરા કાપીને અથવા કોઈ તેવો બીજો શેહલો ઈલાજ કરીને એ ખાપણને દુર કરી શકશે.

કોઈ કોઈ વેલા બચાંના છ આગલા અથવા નીચલો હોટ બે ભાગમા વેહચાએલો શરખો નીકલેચ. તેનોભી નાધપણમા ઈલાજ થઈ શકે ડાકટર જાહરે ગમે તાહરે તે આગલું કાપીને તથા ઘટતો ઈલાજ કરીને એ ખાપણ મટાડી શકે હેવુછે. એવી ખાપણનો જેમ ઉતાવલેથી ઈલાજ કરીએ તેમ વધારે શારૂં.

તોતરૂ બોલવુ તથા બોલતાં જીભ લાગવાની એબ ઘણાં બચાઓમા રહી જાએચ. એ વીશે પણ નાધપણથીજ ઈલાજ કરેવો ઘટેછે. બચાને લાડથી અથવા કોઈભી કારણથી તોતરા અથવા અશુધ શબદો બોલાવવા જોઈએ નહી, ઓની લંબાઈ થાહ માટે તેઓ માબાપે અથવા દાઈએ ખુબનો ઘેરાવો તીશથીતેરની પાશે શંધા શબદો હલુવે હલુવે ને શુના શરીરના એક ગાથેશ કરવી એટલે મોહટું થતા ઉપર નાખવે ના માથાનો તથા બચાંમાં કશુ રેહશે નહી તેથી તેની હોડી બરોબર નાધપણમા નબલી હોવાથી અથવા તે બેહોલ લાગેચ એ જાનવર એકજ બાજુની રેશાની પેટવાશી એ પાખ હોતી નથી. બે બાજુ હમેશ જુલતા રેહવાથી ની આફક કામ આવેચ. તે જોવાને શારૂ કોકીઓ નવ ફુટ લાંબી હોએચ પુછડી જેમ કોશાથી બચું બારૂં મેહરાપ શરખો કાઈક દીશેચ તેની જોઈએ ટેતલીન રેશાની.

ને તેથી બંને આંખોપર શરખી પડે તથા હરેક વગતુ તે બધે આંખે શરખી જોઈ શકે હેવું કરવું જોઈએ. બચ્ચાંનાં માથાનાં બાલ આંખપર પડેલા રાખવા ઘટે નહી ને તે શદા શંધી વશતુઓ શીધી નજરે જોઈ શકે હેવું કરવું. બચ્ચા ખુદરેતથી કોઈ કદાએજ બારાં હોએછે. બાકી માતાની અને દાઈની ગફલત તથા બે પરવાઈથી એ ખાપણ ઘણી ખરી વેલા બચ્ચાંમા નજર આવેછ

શીતલાના દાહગ, આખમા મોતીઆ તથા ફુલા અને બીજી બદશુરતીઓ માતાઓની ગફલતથી થાએછે. તે ગફલત એ કે બચ્ચાઓને નાધપણમા ગઉ શીતલા મેલાવવામાં આવતા નથી. એ ગફલતથી ઘણાએક બચ્ચા જે મોહટા થતે ઘણા ખુબશુરત થવા લાએક તે અતી ઘણા બદશુરત થાએછે અને ઘણાનોતો ઠેવ ખતે જાણ પણ જતો રેહેછે. બચ્ચાઓને હેવાં દુખથી છુટા રાખવાને શઘલી માતાઓને ફરજછે. એ ફરજ અદા કરવામા તેઓને કશી મેહનતતો છેજ નહી. બલકે માતાઓ, જે બીજી અતી ઘણી મેહનત બચ્ચા પછવાડે કરેછ તે શાથે એટલી ચોકશી રાખેતો માએ તથા બચાને ઘણો ફાએદા થશે. તે માતરે એટલુંજ કે બચું આશરે બે તરણ મહીનાનુ થાએ એટલે કોઈ કશાએલ શીતલા કાહડનારની પાશે બચાને ગઉ શીતલા મેલાવવા ને તે વીશે પાચ દશ દાહડા વઈધનો ફરમાવવા મુજબ બચાંની ઘટતી ખબરદારી રાખવી

એ પરમાણે માતાઓએ નાધપણમાં થોડી ખબરદારી રાખવાથી મોહટપણમા બચાને મોહટુ શુખ થાએછે. વાશતે ઉમેદછે કે શઘલી શેઆની માતાઓ એવી ખબરદારી રાખવાની કોશેશ કરશે એ કોશેશ કીધાથી માતાઓ પોતાનાં બચા તથા ખુદા તરફ પોતાની ફરજ અદા કરવાનુ પુન મેલવશે

---

## ચીના લોકોની ઈમારતો.

ચીના લોકોના તહરેવાર હુનર તથા તેઓની તહરેવાર રીતભાત કેટલી પુરાણીછે તે વીશે આપણને કશી ખબર નથી, તેમજ તેઓની ઈમારત બાધવાની રીતના પુરાતમ પણા વીશે આપણને કશું માલુમ પડીઉ નથી. આટલીજ બીનાં ઓલખાએછે કે પુરાતમ તારતાર લોકોનાં તંબુઆવાની રીત મુજબ હાલના ચીનાઓના ઘરની ઢપછે. એ તંબુની ઘપને ચીનાઓના ઘરની ઢપ એટલી મલતી આવેછકે મુશાફરોના કેહેવા મુજબ ચીનાઓના ઘરવાલા મોહલા તંબુની છાવની શરખા દીશેછે. ચીનાઓના ઘરોના છાપરાની કોર ઉપલી તરફથી વાલેલી હોએછ. તેમના પોરટીકા પરદામાં વેલી દુકાન શરખા દીશેછ. ઓટલાબી કોઈ કોઈ ઠેકાણે એજ મુાફકના હોએછ. તેમના દેવળો તથા મેહલોના છાપરાબી ઘેરોના છાપરાની માફક જાણે કનતાનના બનાવી વાલી લીધેલા હોએ તેવા દીશેછ. પણ એ છાપરાં ખરેખર તો લાકડાના બનાવેલા હોએછ એ ઈમારતનો એક નમુનો આએ આતરે આપીએછ



એ ઈમારતો લાકડા અથવા ઈટરહીથી બાંધવામા આવેછ. ફતર કદાએજ વાપરવામા આવેછ. ચીનાઓના ઘર ઘણાખરા લાકડાના બાધેલા હોએછ તેથી તથા આશપાશ તહરેવાર વારનીશ તથા રંગ લગાડેલો હોએછ તેથી તે ઘણા જણાને પશંદ પડતા હોએછ. બીજી ઘણી બાબદોની માફક ચીનાઓના ઘર બાધવા શબંધી પણ કાએદાછે, જુદે જુદે વાપેના લોકોથી ઠેરવેલી રીતનાજ ઘેર બધાએછે, જેમ કે પાદશાહના તથા તેના નજીકના ઓશના મેહલ, ઉમરાવોનાં મંદીરો, ને વેપારીઓ તથા શરાફના ઘરો જુદી તહરે તથા લબાઈ પોહલાઈના હોએછ. તેમજ વલી ઉતરતા દરજાવાલાઓના ઘર જુદા હોએછ એ ધારો અમલમા લાવવાને ચીના લોકો ઘણા તેહકીક રાખેછ તે ધારો તોડનાર શીક્ષાએ પોહચેછ. એ પરમાણે ઘણાએક ઠેકાણે મોહલાના મોહલા એકશરખા વીશતાર, ડોલ, તથા મારના ઘેરોથી બનેલા મુશાફરોને નજરે આવેછ.

શેહરોની બાહર ઉનચા મીનારા શરખી ઈમારતો અથવા મેહલો બાધેલા હોએછ. તે ઈમારતો પાચ, છ, શાત, આઠ અથવા નવ માલાની હોએછ. એવી ઈમારતોમાની મોટી નામીચી શ્રી નાંનકીનના શેહરમાંછે. તેને નાંનકીનનો

કોરીના મેહલ કરીને કહેછે. જેનો આએ ચીતારં આપેલોછે. એ ઈમારતને કોરીના મેહલ કરીને કેહ



વાનુ કારણ એમકે તેના જુદા જુદા માલાના છાપરાં ઓપર શોભતા રંગથી રંગેલી કોરીના શારા નલીઆ ગોઠવેલાછે એ ઈમારતની આઠ બાજુછે. તેના નવ માર છે. તેની ઉનચાઈ આશરે ૨૦૦) બશો ફુટછે. તે ઈતરડી નો મજબુત પાઆપર ઉઠાવેલીછે. તોએ તલીએની દેવાલ ઓછામા ઓછી બાર ફુટ જાડીછે. એ ઈમારત જેમ ઉંચી ગઈય તેમ શાંકરી કીધામા આવીય. તેનો દેખાવ ઘણો શારો લાગેય. તેની આશપાશ શંગેમરમરની પગતી એછે. બાર શીરી ચહડવા પછી પેહલો માલ આવેય. તે પછી ઘણા શાકરા દાદરાપર થઈને નવ માલ શુધી જઈ શકા એય. દરએક માલપર બાહેરની બાજુએ ઉભુ રેહવાને ગાલેરી શરખુ મકાન હોએય. તેને માથે છાપરાની કોર વાલેલીછે. તે કોરેથી ઘંટરડી લટકાવીય જેમ જેમ ઉપર જઈએ તેમ એ ઘંટડીનુ કદ નાપનુ હોએય ને તે પવનથી હીલીને વાગેય. દરએક માર મજબુત બારવટીઆપર બાધેલો છે. તે બારવટીઆપર જારડા પાટીઆ ગોઠવીઆંય ઓરડાની ચીર્ગીગો ચીતારોથી શીનગારેલીછે. ઓરડામાં રેશની તારની જાલીની રાહે આવેય. દેવાલોમાના ગોખલાઓમા મુરતીઓ ગોઠવેલીછે. એ ઈમારતના શીનગારને વાશતે જે ભાત ભાંતની ગોઠવણ કરીછે તેથી તે દુનીઆમાની નવાઈ શરખી ઈમારતોમાની એની એક ઈમારત ગણાઈછે.

## ખરા હેતની અશર.

ગાવતા વરશમા આપણી રાંણી વીકટોરીઆએ દરબાર. ભરો મોટે વાગેની બાનુઓની મુલાકાત લીધી હતી. તે બાનુઓમા એક જુવાન બાઈ જે તુરત પરણેલી હતી તેની બી ભેટ લીધામાં આવી. એ બાઈના લગન શબંધી એક બીના જાણવા લાએક તથા રમુજ આપનારીછે એ બીના લખનાર જણાવેય કે એ બાઈનો બાપ બારોનેટનો ખેતાબ ધરાવેય તથા તે ઉંનચી પડવીના ઓધાવાલોછે. એ બાઈ જે ખુબશુરત તથા ખુબ ગનાન વાલીછે તેની શાથે લગન કરવાની ઉમેદ રાખનારાઓમાં એક લાંબી ઉમરવાલો પુરશ હતો એ પુરશ ઘણો તવગર હતો પણ તે બાઈ કરતાં વરશે ઘણો વધારે હોવાથી તેને તે બાઈએ પશંદ કીધો નહી. તેની શઘલી અરજ વેરથ ગઈ. તેના પેઆર તથા પઈશાની વાતપર તે બાઈએ કશું ધેઆંન આપીઉં નહી. એ આદમી શાથે લગન કરવાને તેણે શાફ ના પાડીઉં. એ ઉમેદવારને એ પરમાણે એ બાઈએ નાપશંદ કીધો તેમાં કશું નવાઈ શરખું નથી. નવાઈ માતરે આએ વાતમાછે કે એ પરમાણે નાપશંદ થવા પછી નાં ઉમેદ થએલાઓની માફક એ આદમીએ પોતે કશી અદેખાઈ અથવા કપટ પોતાના મનમાં રાખીઓ નહી. પેલી જુવાન બાનુપર તે હમેશની માફક હેત કરતો રેહઓ. એ ધણીએ પેલીને ખાતરીથી જણાવીઉં કે તે જો બીજા કોઈબી પુરૂશને વધારે લાએક ધારી તેને પોતાનો ભરથાર કરશેતો કોઈ ચીતા નહી. શુખેથી તેમ કરવું પણ એ આદમી તે બાઈપર જે મેહરબાંની રાખતા હતા તેમાં કશો ઘટારો થવાનો નહી તે એટલા શુધી કે તેણે એ બાઈને જણાવીઉં કે એક વાર તમે હેવો ભરથાર પશંદ કરશો કે તેની પાશે જોઈએ જેટલા પઈશા નહી હોએતો તમારાં શુખને માટે હું તમારે વાશતે દશ લાખ રૂપીઆ શુધીની રકમ જુદી કાહડશ કે તેની ઉપજમાથી તમે શુખમાં રેહવો ને કોઈને આશરે પડવાને મરજ રેહે નહી. એ પરમાણેની વાત પેલા આદમીએ અંતકરણથી કરતો જોઈ એ બાઈના મનપર હેવી અશર થઈ કે તેની શંઘી પોતે કરેલા ઠેડાવપર ફરી વીચાર કીધો. પરીનામ એહવું થઈઉ કે તે ઠેડાવ તેણે ફરવીઓ ને તેના હેતથી ખીજાઈ જઈ તેની બાએડી થવાનો ઠેડાવ કીધો. એ ઠેડાવ જલદીથી અમલમાં આવીઓ. એ ખરૂ હેત કરનાર તથા મોટા વીચાર કરનાર ધણી ધણીઆણીની મામલાર રાંણી શાથે ભેટ થઈ તારે તેઓના લગન શબંધી એ જાણવાજોગ બીનાની દરબારે વાચેના લોકોમાં વાત ચાલી. એ બંને જોડું હવડાં એક બીજાના ખરા પેઆરમાં વખત કાહડેછે. એ ભરથારની હેત વીચે લોકોનો તહેરવાર મોહટી મોહટી વાતો કરેછે.

ખરા ખોટા વીશે કશુ ચોકશ કેહવાઇ શકાતું નથી. પણ આટલી વાતતો શરવે કોઇને જાણીતીછે કે એ ધણીની એ ખલી રેલવે ખાતાની પુજીની રકમ પંદર લાખ રૂપીઆ શુ ધીનીછે જેમાની અરધી કરતા વધારે રકમની યે કડે ૭ ટકા પરમાંણે ઉપજ થાએછે. વાશતે એ પરમાણે બીજી દૌલત ઘણી હશે.

---

## કાપડ વણવાનો હુનર.

કપડા વણવાનો હુનર ઘણો પુરાતમ જમાનાથી ઉતપંત થએલોછે. એ હુનર આદમી જાતના શનશારમા એટલોતો અગતનો તથા ઉપીઓગીછે કે તે વીશે કેટલીએક બીના આ ગરંથની વાચનારી બાઈઓને શારૂં નીચે લખવી દરૂરા લાગીછે.

કપુડા વણવાનો હુનર આ દેશમાં પુરાતમ જમાનાથી ચાલીઓ હતો. આપણા દેશના વણકરોની તારીફ આખી દુનીઆમાં ઘનુ શુધી ફેલાએલી હતી. આપણા દેશી કાપુડના કુમાશની શફાઈ, બારીકી અને ભાત ભાતની તહરે તથા રંગની વખાન શધા દેશોમા એટલી ચાલી હતી કે હીનદુશથાંનનુ કાપડ શંધા દેશના હાકમો અને અમીરો શોધતા ફરતા. એ પરમાંણે આપણાં દેશી કાપડનો ખપ તથા તારીફ હતી. પણ પાછલથી યુરોપીઅનોના નેક બીજા હુનરોમા તેમજ કાપડ વણવાના કામમાં આપણ લોકોથી શરશ થઇ પડીઆછે. તેઓની હીકમત તથા કંતરોની આગલ આપણા દેશના હાથે વણનારા કારીગરો ટકી શકીઆ નથી. જોકે કાશમીરી શાલ, બનારશી દુપટા અને ઢાકાની મલમલીન હજીર શંધે ઠેકાંણે તારીફ વાએક કાપડ ગણાએય તોબી શંધી પરકારના કાપડ શુતરાંને શશતા વણવામા શોધારણ રીત યુરોપીઆનોની બરોબરી કોઈ કરી શકતુ નથી.

કાપડ વણવાની શાધારણ ગોઠવણ એનજકે શુતર શન અથવાં રેશમના વધારે ઓછા જાડા જીના ડોરા કરી એક બીજામા ગુંથી લેવા. કાપડની લંબાઇ માટે જે દોરો વપરાએય તેને તાનો અને પોહલાઇ માટે જે દોરો વપરાએય તેહે વાણો કરી કેહય એ વાણો તાનો બનાવવા તથા તેને કપડાંના આકારમા વણવાના શાંચાના અગતના ભાગ જુદા કરી મુખતેશર ખોલાશો નીચે લખીઓછે.

પેહલા કાપડના તાનાના દોરાને વણી કાટલાઓ પર વીટાએય જુદી જુદી જાતના દોરાના જુદા જુદા કાટલા હોએય તે વણવા તથા વીટાલવાનુ કામ ઓરતો કરેય, તે આએ પરમાંણેછે.



રેશમી કાપડ માટે પચાશ પચાશ કાટલાના ચોકટા થાએય. તે ચોકટામાં અરધો અરધ ઉપર નીચે હારમા ગોઠવેલા હોએય. તેમાના થોડાંકનો નમુનો આએ પરમાણેછે



એ ચોકટા પરના કાટલાનો ડોરો તે ચોકટાના કડા પરથી થઇને તેના દાવા હાથપરની બે ઉપરે નીચેની કપીઓમા જાએય તાહાંથી ફરીને વણવાની ચકીની ખુટીમાં આ નીચે દેખાડેઆ પરમાંણે ભેરવાએય.



એટલુ થતા સુધી એ કામ કરનાર ઓરત આ ચીતારમાં બતાવવા મુજબ પોતાનો હાથ વચમાં લઈ તે દોરાને પકડેય ને તે ખુંટી પરથી ઉચકીને હલુવેથી આ ચીતારમાં જણાવવા મુજબ મેલેય. તે દોરા જુદા રેહે. એટલા શારૂ





ચકીપરથી ઉતારવા આગમચ વચમા એક ખુંટી આવેય એ પછી એ દોરીને આખાછલનાં ચીતારમાં બતાવવા પરમાંણેના દેહેડીઆપર વીટાલેય. એ દેહડીઆની વચ્ચે વંચમાના ખુ



દૃા સાથે લાંબુ કરેલો દોરો વીંટાલીઆથી તથા ઉખેડવાથી તે રેહટીઓ આમન સામન ફરેય એટલે કાટલાના દોરા તે રેહટીઆ પર વીંટલાઇ જાણે ઉપલી તરફ એકઠા થાએય. એ રેહટીઆમા જડેલો ઉપર નીચેની ખુંટીઓ હુવીછે કે દોરો જેવો ઉપર ચહડેય તેવોજ તાહાની ખુટીમાં ભેરવાઇ નીચે ઉતરેય ને તેમજ નીચેની ખુટીમા ભેરવાઇ ઉપર જાએય. કાટલાનો દોરો એ પરમાણે શંધા રેહટીઆ પર વીંટલાઆ પછી તેમને શંભાલથી ઉતારી મોહટા ચાલના વેલણપર તે એ પરમાંણે ગોઠવેય, જેવો આએ ચીતાર. એના છેલ



લા વેલણથી બારી વજન તંગાએલું હોય કે દોરો તનાએલો રેહપી કપડુ બરોબર વણાએ. દાવી બાજુએ બે લાકડીઓ. આગલ કાટલાંપરથી જતા દોરા કાહડતાં તેં ભેલાઇ નહી જવા સારૂ તેમને ઉતારતાં જે જગોએ ખુંટીઓ આપેલી હતી તે કાહડીને એ લાકડીઓ તેજ જગોએ મુકવામાં આવેય. શાલપેર તાનો મેલીઆ પછી સાંચાએ પગનુ જોર દઇને વણવાનુ કામ ચલાવેય. અરધા અરધ દોરા વારા ફરતી ઉચકેય અને આએ ચીતારમા જણાવેલો



શરખો કાટલો ફંકીઓ જાએય એ કાટલામા એક અનોદાર ચાતરીપર વાંનાનો દોરો વીંટાલેલો હોએય તે તીનામાં ગુંથાતો જાએય એ ગુથાવા પછી હાવો આકાર પકડેય



વણાએલા કપડાનો આકાર હુવો સાફ નજરે દીશતો નથી પણ જે કાચમાથી છની વશતુ મોહટી દેખાએ તે કાચમાંથી જોઇએ હોએતો એ પરમાને દીશેય. એ પરમાણે સાદુ કપડુ વણાએય. વલી જેને ઇંગરેજી ટુઇલ કરીને કહેય તેમાં વાણો તાનો અવાર નવાર નહી પણ આએનીચે દેખાડેલા



પરમાંણે ઘણે આંતરે આવેય. વલી વાણા તાનાનો દોરો જુદા જુદા રંગનો લીએય તેથી કાપડપર જાણે કાઇ ભાત ભરી હોએ તેમ તે વણાએય. તેના વાણા તાનાનો આકાર આએ



પરમાણે હોએય. નેટનુ કપડુ વણાએય તેનો આકાર



એ ઉપર પરમાણેછે અને ભાતભાતની ગાન્તુ કપડ આગ્યે નીચે



પરમાણે વણુએય એ કપડાંના વાણા તાના જેવા ઉપર નીચે
આવે તેવાજ તેમને બાંધી લેવા ગાઠ વલાએય તે ગાંઠ વા
લવાની બારીક ગોઠવણ ઘણી અછી કારીગીરથી શાંચામાં
લાગુ કીધેલી હોએય. ગાલીચાઓનો તાનાનો બેવડો દોરો
લીધામા આવેય ને જે જુદા જુદા રંગની ભાત તે પર લા
વવી હોએ તે રંગનો દોરો તાનાના દોરાપર છેરે છેરે ગોઠ
વવામા આવેય. નાધલી ભરત અથવા ભાતના ગાલીચા
નો એ છેલલા દોરા વધારે નજદીક હોએય તેથી તે વધારે
મજબુત થાએય. ફુમાશ અને તેવુ બીજુ કપડ વણવું ઠીક
રછે. તેની ગોઠવણ કરતા અલબતા ઘણો વખત લાગેય.

શુતરના કાપડના વાના તાણાને ઘઉંની કાંજી એક જા
તની પીછીથી લગાડેય. એ કાંજી અથવા ખલ જુદા જુદા
કારખાનાઓમાં વધારે ઓછો વાપરવામા આવેય. એ પર
માણે શુતર ભીજવેય. પણ રેશમી કાપડમાં એવો ખલ ચા
લે નહી તે મારે હલવાનના ચામડાનો પતલો પાણી જે
વો રોગાન બનાવી તેના ગોટ ભરી વણકર હલવે હલવે તે
ની પીચકારી રેશમી કાપડના તાનાપર મારતો જાએય.

એ પરમાણે કાપડ વણવાના હુનર શબંધી મુખતેશર
જાણવા જોગ બીનાછે, પણ તે વણવાનાં શાંચા હેવા મોહ
ટા તથા આદમીના હાથ પગનુ તહરેવાર કામ શાંચાનીજ
મારફતે કરવાને હેવા શુમવણ ભરેલા કીધેલા હોએય કે તે
ની શમજન માતરે તે જોવાથીજ પડી શકેય.

## ફલ તથા બીજની છાલ કાહાડીને તે ખાવા વીશે.

શઘા ફલ તથા બીજની છાલ હજમ થઇ શકતી નથી.
ફલ તથા બીજનો ખાવાજોગ જે ભાગ તે ઘણો નાજુકછે ને
ખોલવી હવામાં રેહ તો જલદી ખરાબ થાએ. વાશતે રેચના
ના જગત કરતાએ એ માહેલા ખાવાનો બચાવ કરવાને વાશે
તે ફલ તથા બીજનો બાહેરનો ભાગ હેવો મજબુત કીધાથ
કે તેપર હવા તથા ગરમીની નાશ કારક અશર એકાએક
થાએ નહી. જુદાં જુદાં ફલ તથા બીજની છાલ જુદુ જુદુ
કવત ધરાવેય. કેટલીએક તો હેવી શકતછે કે નબલાં તેજા
બથી પણ પીગલતી નથી. એવી શંધી છાલ શાથે જો ફલ અ
થવા બીજ ખાઇએતો તે પેટમાં જરે નહી કેટલીએકતો
ભરી મુશકેલાતથી જાહાડાને રશતે નીકલેય ને બાકીની છી
ની છીની કરચો બીજાં કાગજની માફક પેટમા મજબુદ વ
લગી બેશેય. એથી કરીને બદ હજમીએત તથા તહરેવાર
આદમી પેદા થાએય. કેટલોએક મેવો જેમકે કીશમીશ અ
વા કરનટ દરાખ ખુદી અથવા પદ્દવાનમા જાંછુઆ અથવા
ચાવીઆ વગર આખી ગલી ગીઆમા આવેતો, તે પેટમાં
ઘણીખરી જરતી નથી. એજ પરમાંણે મોહટાં ફલ અથવા
બીજ જેવી કે બદામ પશતાં ફતીઆદી વીશે શમજવું. તે
મની છાલ કાહડીને ખાધામાં ફાએદોછે તેમ છાલ શાથે ખા
ધામાં નથી. વાશતે હરેક ફલ તથા બીજને જેમ બને તે
મ છોલીને ખાવું કે તે જલદી જરી જાએ. ને બદ હજમી
અત અથવા કોઇ પરકારની માદગી થાએ નહી.

## સુઠીમાં શાંતેલી વશતુ પારખવાની રીત.

હરેક બે જુદી જુદી વશતુ કોઇ ધણી પોતાના હાથમાં
લઇને આવેતો તે કેમ પારખવુ? જેમકે કોઇ તમારી શાહે
લી પોતાના એક હાથમાં રૂપીઓ અને બીજા હાથમા કોડી
ઉ તમે નહી જાણો તેમ શંતારી પકડે ને તમુને પુછેકે કો
ડીઉ કીઆ હાથછે ને રૂપીઓ કીઆ હાથમાછે તો તમે તે
કેમ પારખશો વારૂ?

જુવો તે પારખવાની આએ રીતીછે. તમારી શાહેલી
ને કેહવો કે રૂપીઆને કાઇ બેકીની કીમત આપો ને કોડી

ડીઆંને એકીની કીમત આપો. પછી જમના હાથમાંની જે શંખીઆ થાએ તેને કોઇ એકી શંખીઆએ ગુણે ને ડાંવા હાથની શંખીઆને એકી શંખીઆએ ગુણે.' પછી બએ ગુણાકારોનો શરવાલો કરીને મને કેહવો.

એ પરમાણે તમારી શાહેલીએ કીધા પછી તમુને જે શરવાલો કેહે તેની શંખીઆ એકી થાએતો જાણવુંકે રૂપીઓ જમના હાથમા ને રોહડીઉં ડાબા હાથમાછે ને તે શરવાલાની શંખીઆ બેકી થાએતો જાણવુંકે રૂપીઓ ડાબા હાથમાં ને રોડીઉં જમના હાથમાંછે. જેમકે એક દાખલો.

જમના હાથમાં રોડીઉં.

| | |
|---|---|
| રોડીઆને એકીની કીમત .................. | ૧૯ |
| જમના હાથની શંખીઆને બેકીએ ગુણો.... | ૧૨ |
| | ૨૨૮ |

ડાબા હાથમા રૂપીઓ.

| | |
|---|---|
| રૂપીઆને બેકીની કીમત ............ | ૧૪ |
| ડાબા હાથની શંખીઆને એકીએ ગુણો .... | ૩ |
| ગુણાકાર...... | ૪૨ |
| બે ગુણાકાર મેલવો .............. | ૨૨૮ |
| | ૪૨ |
| શરવાલો ...... | ૨૭૦ |

જે શરવાલો બેકીછે એટલે તેનો ૨) થી કરીને ભાગ બરોબર જાએય તેથી રોડીઉં ડાબા હાથમાછે કેહુ પરખાએય.

---

# પરચુટન બીનાં.

**ઘર ધણીઆની**—શેઆની અને ઊદીઓગી ઘર ધણીઆંની પરકાશતા શુરજની માફકછે. શુરજનુ અજવાલું બંધ થઈશે એટલે શંઘી દુનીઆ જેમ ડરામની લાગે તેમજ હવી ઘર ધણીઆની ગુમ થઈ એટલે શંધું ઘર અકારૂ થઈ પડે.

**એક દાહપણ**—જે વાતની તમુને ખબર નહી તે વીશે ચુપકીદી બેશવું તથા જે તમે શારી પરેજાણતાં હોવ તે તકરારને વખત જાહેર કરવું એ એક ખરૂં ડાહાપણછે.

**ચીનાવોની એક કેહવાત**—ખુશામતીઆ આદમીનો ભરૂશો કરતાં નહી કારણકે, જાહાં શુધી તમારી અવશથા આબાદ હશે તાંહા શુધી તેઓ તમુને શેર શેર દુધ પાશે પણ જારે તમારી દુરદશા થશે તારે તે ખુશામત ખોરા શુકી રોટલીનો ટુકડોબી તમુને પુછનાર નથી.

**ફરજ વીશે ગફલત**—આપણી ફરજ બજાવવામાં ગફલત કરવાથી બીજાંઓ કરતાં ગફલત કરનારને પોતાને ઘણી વેલા વધારે નુકશાન થાએછે હવી ગફલત કરનારના એતેકાદ તથા શચાઈ તથા હુશીઆરી વીશે લોકોને હવો બુરો શક આવતે આવતે ઊતપંત થાએય કે તેથી અંતે મોહટી હાનીપોહચીઆ વીના રેહતી નથી.

---

**પોતાને પીછાંનવું**—એક ઘણો કાબેલ ઈરાના ની હકીમ ઘણો વીચાર કરવા પછી હવું કહી ગીઓ ચ કે પોતાને પીછાનવા શીખવું એ દુનીઆને ઓલખવા શીખવાનો એક ઓતમ મારગછે.

---

**આલશ**—આલશ બધાં પાપનું એક મુલછે. જે કોઈ પાપથી દુર રેહવા માગે તેણે પેહલાં આલશથી દુર રેહવું જોઈએ. આલશુ આદમીના મનમાં તહરેવાર બદ વીચારને ભુંડી ઈછીકતીની ઊતપંતી થાએછે વાશતે આલશ દુર કરી તનમનને ભલા ઊદમમાં રોકાએલું રાખવું તે પાપથી છુટુ રેહવાનુ મુખી અ હથીઆરછે.

**કરકશર**—જેમ આદમી જે ખાએય તેથી નહી પણ ખાધેલું જે તેને જરેય તેથી પુશટ થાએય તેમજ આદમી કમાએય તેથી નહી પણ જે કમાઈ કરકશરથી જાલવેય તેથી તવંગર થાએય વાશતે ઊદીઓગી આદમી ગમે હવી કમાઈ કરે ને કરકશર રાખે નહી તો તે કદી તવંગર થઈ શકનાર નથી.

**ગરમ પાંણી**—પાંણી ગરમ કરવું હોએતો તે કેટલેએક દરજજે ગરમ થાએય. તે હદ પછી પાંણીનો બાફ થઈ હવામાં ઊડી જાએય વાશતે પાંણી ઝાંપી ગરમ વરાલ નીકલવા માંડી એટલે તે વધારે ઊનુ કરવાની કોશેશ કરવી નહી. કેમકે તેજો ...

શથી લાકડાં માતરે નકાંમાં બાલવામાં આવશે ને પાંણી વધારે ગરમ થવાનુ નથી

---

**અમેરીકાન લોકોની દોલત**—શ્રી અમેરીકાનાં ઈઉનાઈટેડ ઈશટેટશના લોકો જેઓ "અમેરીકાનો" ને શાધારન નામે જણાએલાછે તેઓની દોલત અથવા શંપતીનુ એક ગરંથ કરતાએ વરતાંન કીધું છે. તેની કીમત ૧૮૫૬ માં ૧૧૩૧૭૬૧૧૯૭૨ ડાલર અથવા નજીક રૂ ૩૦૦૦૦૦૦૦૦૦૦ રૂપીઆ થઈ હતી.

---

**કવરી બદાંમ**—કેટલાંએક લોકોને ટેવછે કે બચાંને તેઓ કવડી બદામ ખાસુખા ખવાડેચ તે એવી મતલબથી કે બાદી થાએ નહી. પણ એવું કરવાને મોહટી ભુલ કરેચ. બદામનો કવડાટ એક જાતનુ ઘણું બુરૂ જેહરછે. તે જેહરને લીધે આદમી અથવાં હરેક પરાણી મરણ પાંમેચ અથવા દુખી થાએચ. વાશતે બચાંને કદી થઈને કડવી બદામ ખવાડવી નહી

---

**જરમન શીલવર**—જરમન શીલવર કરીને મીશર ધાતુ થાએચ તેમા તરણ ભાગ શીશું, વીશ ભાગ નીકેલ, વીશ ભાગ જશદ અને શાહઠ ભાગ તરાંબુ હોએચ પેહેલા તાંબુ પીગલાવીઆ પછી નીકેલ તથા શીશું ને તાર પછી જશદ તાવી મેલવવામા આવેચ

---

**બચાંને ચલાવવું**—બચાંને ઘણીવાર હાથમાં અથવા ગાડીમા અથવા બીજી જગોએ બેશાડી રાખવાથી તેને મોહટી હાની પોહચેચ વાશતે તેને ગાલીચા પર ફેશરીઓ મારવા દેવાં તથા ચાલવા દેવાની ઘણી જરૂરછે તેએ જરૂર મુજબ કામ કરવાપર બચાંની જીદગાનીનો આધાર ઘણી વેલા રેહછે.

---

**બે ચીજ કદી કીટાતી નથી તે**—ઘરમાનુ આદમીએ શખાવત કરેલો પઈશો અને ગીલાખોર આદમીની જબાનપર કદી કીટ ચહડતો નથી

---

**રગવાના હુનરમાં એક શુધારો**—ઘરબાર અને બીજી વસ્તુ રંગવા શબંધી હવડા એક હેવુ ઈઅંતર બનાવવોમાં આવીઊંચ કે તેથી હરેક વશતુપેર ખુબશુરત લાકડાઓનો દાનાદાર દેખાવ લાવી શકાએચ એ ઈઅંતર શોધી કાહાડનારને તેનો ફાએદો કેટલાંએક વરશ શુધી ભોગવવાને ઈંગલંડની શરકારથી શનદ મલીછે.

---

**મશખરી**—અનાડી લોકો શાથે મશખરીનો વેહવાર રાખશો નહી કેમકે તેઓ ખુશ મશખરી ને પાજી પણામાં ફરક શમજનાર નથી જેથી તેઓની મશખરીથી તમુને કોઈ વાર અતીશે લજવાઈ મોહટો પશતાવો ખેંચવો પડશે. વલી મશખરીનો વેહવાર તમારી બરોબરીઆં શીવાએ કોઈ બીજા આદમી શાથે રાખશો નહી

---

**ઘધેડાં**—બે ઘધેડા એક ઘોડાના જેટલો બોજો ઊંચકી શકેચ. એક ઘોડો પાંચ પુરૂશના જેટલો બોજો ઊપાડી શકેચ. એ પરમાંણે એક ઘધેડુ આદમીના કરતાં અડી ઘણો બોજો ખમી શકેચ. બાજી વખતે કેટલાંએક ઘધેડાં કેટલાંએક આદમી કરતાં અડી ઘણી અકલ પણ ધરાવેચ।

---

## શાદીની શીખાંમણ.

બાવી જો પડે ટંનટો તો બરાબી તું ધીર ધર<br>
કે ટાંકી રેચે તે ધીરજ તુંજ ટંટાનુ ઘર<br>
ભલીછે નરમાઈ જોકે થાતી હોએ મારામાર<br>
નરમ રેશમને ના કાપે વેહતી તલવાર<br>
મીઠી બોલી, નરમાઈ, નમનતાઈને ધીરજી<br>
એક બાલ વતે તું બાંધી લાવે મશતાનો હાથી.

---

બેએ વીદીઆવાનો વચે ના હોએ બખડોને જંગ<br>
કધી નવ લડે વીદીઆવાંન કોઈ મુરખ શંગ<br>
માટુ કદાપી કોઈ મુરખ તપી કાબેલને બોલે<br>
કાબેલ તેને ધીરજ ને દેલાશો દેવા મુખ બોલે<br>
તુટતા એક બાલને બે દાનાવ મલી બચાવે<br>
પતાવટ કરવાને વચમાં કોને નાહી બોલાવે<br>
હોએ લડનારા નાદાન તો આમણ શામણ બવે<br>
નીચએ લોહાંની શાકલ તોડાવે તેમો શાનો શંધે

કોઇ એક શમે શાંમ શેહેરમાં થઇઉ હુલડ
લોક બધુ નાહશી ગઇઉ દેશ થઇઉ ઉનડ
કોઇ ગામડીઆનાં દીકરા હતા તે વીદેઆવાન
તે પાદશાહનાં વજીર થાઇ પામેઆ મોહું માન
અશલ વજીરના દીકરા હતા મુરખ અપાર
લીખશુત પેરે ભીખવા લાગા ગામડીઆને દાર

---

આડાં ભાએગથી કડવું મોહો લઇ નો જા દોશત પાશે
કે કડવું મોહ દીઠાથી જીવ તેહનો પણ ખાટો થાશે
જે હશતું મોહ લઇ પોતાંની હાજત શાહાવાને જાએ
તે ખુલા કપાલે ગીઆથી તેહનાં કામની પણ શીધી થાએ.

---

દાનાવ પુરશ વચંન પોતાનુ બોલે તારે
અથવા લુકમો લેવા હાથ લંબાવે કારે
કે તેનાં નવ બોલાથી હોએ ઉપજતી હાણ
અથવા ન ખાધાથી જાતો હોએ તેનો પરાણ
તે કારણે બોલવું તેનુછે મોટી હેકમત
ખાવું તેનુ આપેછે શુખાકારીને નમીઅત.

---

કોણ આવેછે ઘરમો તને એટલી પણ નથી ખબર
તારે તું કેમ જાણેછે કે શું વીતેચ ઉમા આકાશપર.

---

શવભાવ માહારો નવ ભાવે તજને ને દીશે ખોડ
તું પોતાના ભલા શવભાવને હાથથી કધી ના છોડ.

(ર૦ મરજબાનજીની શુનેશતાન.)

---

# ગરબી.

શમજુક ધણીઓ ઘણીવાર શુધીતો પોતાની બઇરીઓની આડી ચાલ ચલણ જોવી ગહન કરેછે. પણ આખરે જારે તેઓને માલમ પડેછે કે શીખામણ આપતાં છતે તેઓ શુધરે તેવી નથી તીઆરે તે ધણીઓ અકલામણથી ગુશામાં આવીને પોતાના ઉભરા કાહાડી નાખેછે.

---

મેં ના જાણીઉં આગલ આવું, બાકી ન પરણુત તુનેરે ॥
જાણીને કો કુવામા પડે નહીં, નહીં કહીં ઝંપજ મુને ॥
શમજ હીણ નારી તું ॥ ૧॥

ડુંગરાતો કુરથી રટીઆતા, તેહવુંજ તાહરું રૂપરે ॥
ચોંડમાં નીકળતો ફુએડ ભારી, કેમ રહેઓ જાઉં ચુપ ॥
શમજ હીણ નારી તું ॥ ૨॥

ધપ ધપ ચાલે મદથી કુલી, પાવઇઓ દેખાએરે ॥
ટપ ટપ વલગે કામે જોઇ વર, ખરી લુચાઇ જણાએ ॥
શમજ હીણ નારી તુ ॥ ૩॥

ખરાબ ચશકા દેખું તાહરા, કા લજવાવે કુલરે ॥
પટ પટ બોલે શાશું આહરી, જાણે નહીં નીજ ભુલ ॥
શમજ હીણ નારી તુ ॥ ૪॥

ઘર ધધો વણ શાડે નારી, નથી થીર કંઇ ચીત ચાલરે ॥
ભાગે ફોડે તે શહુ શહુ હુ, થાઅ ખરાબ ઘર ગાલ ॥
શમજ હીણ નારી તુ ॥ ૫॥

ઘણી મેહનતથી કરૂ હુ પઇશો, તેમ તેમ તુ બહુ ખોખરે ॥
કરવા આગલ ટાણે ખરચ શહુ, પેલી તું કેમ ન જોઅ ॥
શમજ હીણ નારી તું ॥ ૬॥

ચાકરી મેં બીઇ વાકે તાહરે, રેટીઆલી તું ન શારીરે ॥
બઇરી આણી લછમી પણ તુ, નેથ પગી વહુ ભારી ॥
શમજ હીણ નારી તું ॥ ૭॥

ગુણ ચતુરાઇએ નહીં કંઇ ગાએર, લાએર કરવે નખરારે ॥
બાઇ બાઇ બોલલે ધાણી કરવે, પેર પેર બહુ તું ફરા ॥
શમજ હીણ નારી તુ ॥ ૮॥

વરના ઉપરથી પરીત ઉડાડે, કારણ શુછે તેનુ રે ॥
શઘલી મરજી રાખું તોપણ, પર પર કા પાડે નેનુ ॥
શમજ હીણ નારી તુ ॥ ૯॥

નઠારી થઇને કરે બીજાને, કાં તું ચટાવે આલરે ॥
ઉલરો ચોર કુટવાલને દડે, નહી શમજીશ થઇ નેઆલ ॥
શમજ હીણ નારી તું ॥ ૧૦॥

વહુ અબલાને શીખવવાને, કાલ ઘણો મેં ખોઓરે ॥
કુશંગતથી શબલી થઇ બહુ, ખોટો મારગ જોઓ ॥
શમજ હીણ નારી તુ ॥ ૧૧॥

હું નથી મુરખ જાણું છું નીતી, શમજાવીને કહુંછુંરે ॥
જો નહી માને છેલી શીખશ, કારગતી હું દઉંછુ ॥
શમજ હીણ નારી તુ ॥ ૧૨॥

ઘણી ઘણી હાથો મારે હુતી, બનીને તારો પરીતમરે ॥
આખર તેં પશતાવ કરાવીઓ, તું ઉધત નહીં કંમ ॥
શમજ હીણ નારી તું ॥ ૧૩॥

છતી બઇરીએ ખાવે હેરાન, શુખતો કાહાથી હોઅરે ॥
થીક થીક બાએડી લેજવા કંઇ તું, હવા શા ચારૂં ગેઅ ॥
શમજ હીણ નારી તુ ॥ ૧૪॥

આ શહુ ભુડી ટેવ જે તાહરી, છોડી દેની વેહેવરે ॥
નરમ પરીત શંપથી રહીએતો, ઘર નીભીઉં જાઅ શેહેલ ॥
શમજ હીણ નારી તુ ॥ ૧૫॥

સ્ત્રીબોધ.

પુશતક ૧ લું. નવેમબર ૧૮૫૭ આંક ૧૧ મો.

# લાએકીવાલી ઓરત.

## મીનાબાઈ.

---

હીંદુસથાનના મુલુકમા ધાર પરાતના રાજા આનંદરાવે ઈ૦ શ૦ ૧૭૯૭ ના વરશમા હકુમત કરવા માંડી એ રાજા શતર વરેશની વએનો થઓ તારે કાંઈક મુશકેલાતથી તેણે ગાદી મેલવી ખરી પણ તે આરામથી રાખી શકીઓ નહી શીંધીઆ તથા હોલકરે તે મુલુક વેહચી લેવાની પેરવી કીધી આનંદરાવ પોતાનુ રાજ જાલવવાને વેરથ મેહનત કરવા પછી મરણ પામીઓ તેના અખતીઆરપર તેની લાએકીવાલી વીધવા રાણી મીનાબાઈનો ઈલાકો હતો.

મીનાબાઈ મોહટી આબરૂના માબાપની દીકરી હતી તેના ભરથારના મરણ વખતે તે હમેલદાર હતી તે જાણતી હતી કે તેની શાશરી તરફવાલા કેટલાએક લોકો તેના ભરથારના તથા તેના દુશમન હતાં મુરારીરાવ પુઆર નામનો એક હલકા જનમે જનમેલો શરદાર પોતાના કેટલાએક મલતીઆઓ શાથે હમેશા કાવતરૂં કરતો હતો એ ધણીથી મીનાબાઈ ધાસતી રાખતી હતી વાશતે ધાર છોડી તે મંડુ ગઈ તાંહાં તેને પેટે એક પુતર અવતરીઓ તે પુતરનુ નામ રામચંદર રાઓ પુઆર કરીને રાખીઉં એ કુંવરના જનમથી મીનાબાઈને હીંમત આવી કે તેના ભરથારની હકુમતપર તેનો ઈલાકો છે તે હવે મજબુત થશે. ધારના કીલાની પાંસબાની કરનાર શરદાર જે પોતાના મરનાર રાજા આનંદરાવની વીધવા શાથે વફાદારીથી ચાલતો હતો તેથી ધારની ગાદીનો પુરૂશવારેશ અવતરેલો શાભલી પેલા મુરારીની શામેને બલતવારીથી થઓ મુરારી રાવે બરજોરીમા કયુ શારૂ પરીના મળીઉં નહી તારે હંગાઈ અખતીઆર કીધી. તેણે મીનાબાઈનો તાબેદાર થવાનો એકરાર કીધો. પછી તે બાઈને ધાર આવવાને કાલાવાલાથી કેહવાડીઉં. તે મુજબ વીશવાશ રાખી તે બાઈ આવવા લાગી તારે એ દગા બાજે તેને રસતામાં અટકાવી એક ઘરમા તેણે વાશો કીધો હતો તેની આશપાશ એ દગલબાજનાં લશકરે ફરી વલી તેને કેદ કીધી તે લશકરે એ ઘરને આગ લગાડી બાઈ તથા તેના બાલકનો નાશ કરવાની કોશેશ કીધી એ વખતે મીનાબાઈ કશી પરકારે ઘબરાઈ નહી તથા પોતાની અશલી હીંમત છોડી દીધી નહીં. હડે મગજે વીચાર કરી પોતાના કુંવરને એક ગામડાંની ઓરતના દીકરા શાથે અદલ બદલ કીધો તે પછી તે ઓરતની પાશેજ તે બાલરાજાને એ રાણીએ રાતને વખત કેટલીએક તદબીરથી ધારના કીલામા શહી શલામત મોકલાવીઓ એ તદબીરની ખબર જારે મુરારીરાવને પડી તારે તે ના શીપાશ થઈ બરાડવા લાગો ને તે મુજબ વેર લેવાની ધમકી આપવા લાગો પણ મીનાબાઈએ તેને શાફ એમ કહીઉં કે " મારા ભરથારનો કુંવર શહી શલામતછે એટલે બસ હું મારા જાનની દરકાર કરતી નથી ને તારીથી કોઈ પરકારે બીહીની નથી મારીપર તુને ગમે તેવો શેતમ ગુજાર " એ બીશાલે મુરારીરાવને કહી તેણે ધારના કીલેદારને અરજ મોકલી કે તે કીલાનો તથા કુંવરનો બનચાવ અંત શુધી કરવો એ બાઈએ કેહવાડીઉં એ બાઈની પોતાનીજ હાલત શાએચ તે વીશે તે કીલેદારે કશી ખીનતા કરવી નહી ને પોતાનુ કામ એશાતવારીથી કરવું. થોડાવારમા મુરારીરાવને તે [illegible] લશકરે શીકશતે આપી તેટલા મીનાબાઈ કાંઈ પોતાના [illegible] રાજનો બનચાવ કરવાની તદબીર કરવામા કશુર રાખતી હતી નહી પોતાની જેમ જેમ વધારે દુર દશા થતી તેને લાગી તેમ નાહીંમત થઈ ઘબરાવાને બદલે હીંમત પકડી ચીત ઠેકાણે રાખી પોતાની આશપાશના રાજવાલાઓ પાશે તેણે મદદ માંગી શીંધીઆ (જેકે એ બાઈના ભરથારનો વેરી હતો તોબી તેની) પાશે એ રાણીએ મદદ માગી કેહવાડીઉં કે આગલ ગમે

તે થઇઉ ત્યુએ તે વીશરી જઇ અનંદરાવના વારશના હકનો નીભાવ કરવો એજ મોથાસે એ બાહદુર ઓરતે બરીટીશ શરકારનીબી મદદ માંગી હતી. એ બધે હાકમોને એ વખતે એ રાણીને આશરો આપવાને દરૂશત લાગુ નહી પણ ગુજરાતવાલા ગાએકુવાડની દરબારમા એ રાણીના શગા હતાં તેઓએ તેની દરખાશપર ધેઆન આપી શકારામ ચીમનાજી નામના શરદાર શાથે એક લશકરની મદદ મોકલી એ લશકરને આવવાની ખબર શાબલતા વેલજ મુરારીરાવ ધાર આગલથી પોતાનો અશબાબ ઉઠાવી નાહઠો

એ મદદ ગુજરાતથી આવી તે મોકલનાર વરોદરાની શરકાર જેવા મેબે ધારમા પોતાનો કાબુ ચાલુ કરવાનેબી મરજી રાખતી હતી પણ તેથી કશો ફાએદો એ શરકારને થાએ એવુ હતુ નહી મીનાબાઇની મતલબતો તુરત બર આવી પેહલા શકારામ ચીમનાજીએ ને તેના મરણ પછી તેના હાથ હેઠલના એક શરદાર નામે બાપુ રઘુનાથે ધારના રાજનો ઉગારો કીધો.

મીનાબાઇએ પોતાના ગુજરાતવાલા મીતરોની મદદથી પોતાંનો મુલુખ જાલવીઓ એટલુજ નહી પણ આશપાશના પરાતોમા કેટલીએક શવારીઓ કીધી જેથી તેના લશકરનો ખરચ કેટલેએક દરજજે નીકલો ધારના દુશમનોના હુમલા અને લુટથી એ પરાતની આવક શંધી દુબી જવા શરખી થઇતી ને શંધી તીજોરી તે દુશમનોના જુલમથી ખાલી થઇતી વાશતે મીનાબાઇને પોતાનો નીભાવ કરવાને એ પરમાણે બીજા પરાતોમા ચડાઇ કરવાની અગત થઇ હતી

મીનાબાઇએ પોતાના ધણીના વારશને માટે ગાદીતો બચાવી ખરી પણ તે વારેશ જાહજોવખત જીવીઓ નહી એટલે એ કુવર રામચંદર રાવ પુઆર જલદીથી મરણ પામો પણ હીનદુઓના કાએદા મુજબ મીનાબાઇએ પોતાની બેહનના એક દીકરાને પાલક લીધો ને રામચંદર પુઆરનુ નામ તેને આપી ગાદીનો વારશ ઠેરવીઓ. મીનાબાઇનો વેરી મુરારી રાવ ઘણુ શુધીનુ એ રાણીશાથે વેરથ લડાઇ કરી અને લાચાર થઇ તે મુલકીરી જતો રહીઓ તે પછી થોરેવારે તે મરણ પામો

એ પાછી ફરીને આગપાશના કેટલા એક શરદારોએ ધારની ગાદીને પારાતી બેહમી. કુકશીનુ પરગણુ ધારના રાજા પાશેથી એક મુશલમાન શરદારે આગલ છીનવી લીધુ હતું તે તથા કેટલાએક પીનડારી શરદારો અને શીંધીઆ પોતે ધારપર દબાન કરતા રહેઆ પણ મીનાબાઇ જે ઉમરે નાહની પણ અકલે મુજરગ અને જાતે ઓરત પણ અનુભવ અને મરદાનગીમા પુરી હતી તેણે પોતાના હકનો બનચાવ જુધ તથા તદબીરથી અછી તહરે કીધો આશરે ૧૮૧૭ ના વરશમા બરીટીશ લશકર માલવામા દાખલ થઇઉ મીનાબાઇ જે શદા હુશીઆરી રાખતી હતી તેહેવા શનેમાં ફાએદો લેવાને ચુકી નહી તેણે પોલલી રીતે દોલતરાવ શીંધીઆને કેહવાડીઉં કે જે નાણાંની જામીનગીરીમાં બદનાવરનુ પરગણુ ગીરવી આપવામા આવીઉ હતુ તે નાણા પાછા પગાર કરવાપછી તે પરગણુ શીંધીઆ રાખી બેઠો હતો તે કાંઇ શારૂ નહી વાશતે તે પરગણું તુરત ધારની દરબારને હવાલે કરવુ તેમજ પીનડારા શરદાર કરીમ પાશેથી બરશીઆનુ પરાત પાછુ લેવાને પણ એ શીંધીઆની મદદ માગવામાં આવી હતી એ પરમાણે કેહવાડતી વેલા મીનાબાઇએ શાફ જણાવીઉં હતુકે જો એ વાજબી એલતેમાશ શીંધીઆ કબુલ રાખશે નહીંતો બીરટીશ શરકારને વચે નાખવાની ફરજ પડશે એ વખતે ગાએકુવાડ શરકારની મરજી હેવી હતી કે એ બાબદમા ઈંગરેજને વચે નાખવો નહી એ શરકારે હેવી તદબીર કીધી કે તેથી બદનાવરનુ પરગણું ધારની ગાદીને પાછુ આપવામા આવીઉં અને બરશીઆનુ પરાત પાછુ અપાવવાને પોતાનો વગ ચલાવવાને શીંધીઆની શરકારે કબુલાત આપી પણ એ છેલવુ કહેલું પરાત જે પીનડારીઓના હાથમા હતું તે તેઓની શાથે લડાઇ કરી તેઓને તારાજ કરનાર ઈંગરેજોના હાથમાં જલદીથી આવીઉ ઈંગરેજ શરકારે તે ધારની ગાદીને બખશીશ કીધું. ત્યારપછી એ શરકારે ધારના પરાતને પોતાની બાહેંધરીમાં લીધું

લાએકી વાલી મીનાબાઇ પછી ઈંગરેજ શરકારની શાથે વફાદારીથી ચાલવા લાગી એ બાઇ જેવી બાહદુર તેવી જ લાએકી વાલી હોવાથી તેણે શચાઇ, શખાવત, નીતી, નમરતા અને પરોપકારી પણા માટે તેણે મેલવેલું નામ આ દેશના અને બીજા લોકોમા ઘણું શુધી વીશરાશે નહી.

---

## બીલાલ કઠીઆરો·

બગદાદ શેહરની અંદર બીલાલ નામનો કઠીઆરો રેહતો હતો તે પરોઢીઆમા ઉઠીને જંગલોમા જતો અને મોટા દરખતો ઉપર પોતાની કોહાડી ચલાવતો હતો. બીલાલ એક મારગી હતો અને જે મશજીદમા મરોબર નમાજ અ

ને અફીમની એક નાહાની ગોલી, ચહડાવી કે પછી બીજી ખાબદની તેને દરકાર નહી હતી. તે પોતાની કોહાડીને શાફ અને ધારદાર રાખતો હતો કાએકે શઘો આધાર તે ઉપર જ હતો. તેને ફકત રોટી તથા વશતર લાકડા વેચીઆથી મલતા હતા

બીલાલને એક દાહાડે ખલીફના બાવરચીએ હોકમ કીધો કે કાલે સંકારામા ચાર ભારા લાકડાના શરકારી રાધણીમા નાખી જાએ, બીલાલનુ મોહોડું એ હોકમથી શફેદ થાએઉ. તેને જોએઉં કે આતો ઉલટી રોજી મલી લાકડાં પશ દ પડે તેવાં લેઈ જવા પડશે, કાંઈ કશુર થાએતો માર ખાતો મરી જવશ અને વલી શરકારનુ કામછે તે એક દામ નથી મલવાનો બીલાલના હાતમા કશો ઉપાએ નહી કે છટકી જાએ ' ના કેહુતો માથુ ધરથી જુદું પડે બામદાદની અગાઉ ઉઠીને બીલાલ જંગલ તરફ ચાલીઓ શુદા લાકડા જેમ બને તેમ એખટા કીધા અને વખતશર બાવરચીખાનામાં લાવી નાંખીઆં '

ખલીફનુ બાવરચીખાનુ બીલાલને એક નવી દુનીઆ માલુમ પડી તેની નજર આગલ તરેહવાર વાશણો અને તરેહવાર શામાન નજર આવીઆ જે કદી તેને સપનામા જોએઆ ન હતા ખલીફ તથા તેના ખટલાને શારૂ પલાવ, કોફતા અને શેકારોને રાધવાની તઇઆરી ચાલતી હતી અને તેની અંદરના મશાલાના વાશથી બીલાલનુ નાખ તાજું થાઈ ગીઉં, "હા, વેઠે પકડાએઓ ખરો પણ મારો જીવ ખુશી થાએઓચ." તે જોરથી દમ લેવા લાગો અને આનદમા પડીઓ

"કેટલો વાર થાએઓ તું ઉભો રહેઓચ—નીકલ"એવો બાવરચીનો ગોશા ભરેલો આવાજ શાભલતા બીલાલના દીલમાં દુખ પરાપત થાઈ આવીઉ તેને એવુ લાગુ કે પેલી નાહાની છુરી તીતરના આરપારને નથી લાગી પણ મને જ લાગીય તે ધુજીઓ અને જલદીથી શલામ કરી બાવરચીખાના માહેથી બાહેર નીકલી પડીઓ પેલા ઠીગણા અને માતેલા બાવરચીએ પાતલા અને ભુખા કઠીઆરાની કદર નહી ખાધી પોતે તરફદના અને શીશતાન ખાણાથી ધરાએલો અને પોતાની ચરબ, એટલીતો વધારેલી કે આખો અદર પેશી ગએલી, તે મેહનતુ ગરીબની ભુખ શું જાણે ? જો એક નાહાનો કલેજી ઇઆ તલલીનો કકડો ઇઆ મરઘીની પાખનુ એકે હાડકુ બીચારા કઠીઆરાને આપતેતો તે ઉપર કેટલુ હેશાન થતે ?

બીલાલ જેવો બાવરચીખાનામાંથી બાહેર ચોકમા નીકલીઓ કે દાદર ઉપરથી શપાટ ઘશાવાનો આવાજ તેને શાભલીઓ તેના મગજમા જે કોફતાઓના ખેઆલ હતા તે ઉડી ગીઆ. મોત પોતે શામણે આવીઉ "ખલીફના જનાનાની ઓરતો મારી શામણે ઓવેચ ! નજરે પડીતો ખાજેશરાની તલવારથી મારૂં ડોકુ ઉડી ગીઉ, હુટારા તાતારનુ લશકર મલતેતો બેહતર " એકાએક તેને એક ઉપાએ શુજ પડીઓ ચોકની શગે મરમરની ફરશબંદી ઉપર તે ઉધે મશતકે પડીઓ, જેમ કોઈ હીનદુ પોતાના દેવ આગલ શાશતાગ નમશકાર કરે તેમ. અને પોતાની આખ વીચી તેના મેલા કપડા અને ગરીબ હાલત તથા તેનુ શરીર બીકથી કાપતુ હતુ તેથી ખલીફની ઓરતોએ તેની મશકરી કરવા માડી અને શારી પખે પોત પોતામા હશીને ચાલવા માડીઉ, બીલાલ ચું અથવા ચા કરીઆ વગર મુગો પડી રહેઓ હતો. તેને વીચારીઉકે અવે શંધા ગીઆ તેથી આશતે ઉઠીને પાછવાડે જોએઉ કે કોઈબી રહી ગીઉચ. તે જોએચ શુ કે તેની નજરે એક પરી ચેહર પડી જેને પોતાનો બુરખો ખીશાડી કઠીઆરાની જરા મશકરી કરી જતી રહી

ગરીબ, બીચારો બીલાલ! તે જલદીથી પોતાની જુફડીમા ગીઓ તેની આખી જીદગીમા આવું કદી જોએઉં ન હતું બામદાદની અગાઉ ઉઠીને હમેશાના કરતા વધારે મેહનત કીધી હતી તેના લાકડાથી ખલીફના આખા બાવરચીખાનામાના પકવાનો બનીઆ હતા પણ એક કકડો પણ તેને નહી મલીઓ અને છેલે જાદુઆ દેશની પરી ચેહરે તેના દીલને આજુરદા કરી નાખીઉં બીલાલનુ માથુ વા પકડવા લાગીઉ અને પોતાની ખાટલી ઉપર પડી નીચે જણાવી આ પરમાણે બકવા લાગીઓ

"અરે! હુ દરવીઅવાન કાએ નહી થાએઓ? અરે! હું ખલીફ હોતે, નહીતો સાદો કાજીબી હતે પછી પેલા ચડાલ બાવરચીને એવીતો લાત મારતે અને પેલી ચલકતા હોલાવાલી નાહાની શુંદર પરી ચેહરને મારે ગલે લગાડતે શું ચેહરો, અરે તેના હોટ, ખચીત પરવાલાનાજ હતા! અરે તેની આખનો ચમકાર, નરી વીજલી! ઇનશાલા ગો તાલા પેલા કમબખત માતેલા બાવરચીને મારા મેહલમાથી કાહાડુ અને તેને કઠીઆરો બનાઉં અને એટલુતો કામ કરાઉ કે શુકામા શુકી અને પતલામાં પતલી હીંખણ જેવો બની જાએ. હુ ખલીફ અને પછી—ગુલામોને તો એવા દોડાઉ કે મારી દરબાર હેરતમા રેહ શરબત બરાબર નામ—અરે કોફતા

ઓની રકાબીઓ શુકરાને છેદ વેર મુક અરે ગોલાબ ક્યાં છે પેરીગમ સુંઠો નેવો મુંઝ તીનરોને એક આખા ઝહી નાવેર ખાએઆય કરૂ અને પાણી પીઉ?—કદી નહી આ ગ્રું ઓલામો પાશે તરેહવાર ઝરખતો બનાઉ ઓ પરી ચેહરે, જેના દમ આગલ ખોતનની કશતુરી કુચ નથી, જેની આગલ શરવ વાકુ લાગેય અને ગોલાબ તથા નરગેઝના હાત ળગ થાઈ ગએઆય જેની આખથી મારા દલેજામા એ ટકોતો થા પડીઓય કે અગર પેના નાપાક બાવરચીએ કોફ તાની શીક ઓકી હતેતો તેટલુ નહી લાગતે અરે મને શીક ઉપરનો ગડથી નાહાનો કબાબ જે આગલજ હતો તે ઘડી નહી આપીઓ વાહ, કાલા દીલના બાવરચી અરે પરી ચેહરે! મારા પેટમા ભુખ લાગીય અને મારૂ દીલ પેઆરથી ગલેય પરી ચેહર અને બાવરચી બન્ને મારા જાન ઉપરજ બેઠાય એકતો પેઆરથીજ મારી નાખેય અને બીજો ચડાલ પુની, એના બોલથી મને કકલાવેય તોબી જો પરી ચેહર મલીતો બાવરચી શુ કે તેના બાપની અથવા કોઈનીબી દરકાર નહી કરૂ તે મને જોઈને હથીકે મારૂ રુખ આશમાન તરફ ધુમાડાના કરતા વધારે જલદીઉડી જવાતુ "

આવી રીતે તે બોલતો હતો એવામા જમીનમાથી ધુંઓ નીકલીઓ અને બીલાલ જોએયનો જે તેના મનમા હતી તેજ પરી ચેહર ઉભી થાઈ બીલાલની તાકાત નહી રેહી કે એક બોલબી બોલી શકે પેલી પરી ચેહર બોલી કે "બીલાલ, બીલાલ, મારા ખાવંદ, હુ તારી ઓરત, તારી પાશે આવીય!"

"મારી! મામમ—મારી પોતાની—મારી પણ ખરેખર મારીજ કેની—મારી મશકરીતો નથી કરતી " બીલાલ એમ બોલીઓ

"મશકરી! પોતાના ખાવંદની મશકરી થાએ, અરે મારા બીલાલ હુ કેટલી તારી ઉપર ફીદા છેઉ " એમ કહી તેને પોતાનો હાત બીલાલના ચેહરા ઉપર ફેરવીઓ અને તેની દાહાડી શાથે રમવા લાગી

બીલાલ બોલીઓ—"હુતો ખોઆબમા પડીઓય, મને આ, એમ નહી ગમે, આવો શુંદર હાત, વારૂ પેઆરી આ હાત મારા આખમા મારુ."

"હુ શાચી તારી પોતાનીજ છેઉ, મારા ખાવંદ મારી આખની તેજ તુજછે ",

બીલાલ પોતાની આખને ઠંડક આપેય એટલામા કોઈએ તેની જુકડીનુ બારણુ ઠોકીઉ બીલાલ બીધો કે રખેને કોઈ મારી ઓરતને જોએ તેની જુકડીમા જનાન ખાનુ નહી હઉ, એક કોકડી પણ નહી, એ પેટીથી નહી કે તે આ પોતાની ઓરતને સતાડે તેથી થોડાએક લાકડા પડેલા હતા તેને એકેક ઉપર જલદીથી મુકીને તેની પછવાડે સતાડી અને પછી બારણા આગલ જઈને શાબરેમતો પેલા મોતેલા બાવરચીનો આવાજ! કઠીઆરો બીધાગો અતીશે ગભરાટમા પડીઓ તે બાવરચીથી એટલોતો બીહતો હતો કે તેટગે એમ નીશ્ચી નહી જાણે કુગાએલો હોએ, તેમ તેને આખ ખોલતો અને અવાચી ખાતો બારણુ ઉઘાડીઉ

બાવરચી બોલીઓ, ઓ આલશુ કુતરા, હુ પોતે તારી જુકડી આગલ ઉભો રેહુ અને તુ શુઈ રેહે? શુ હુ તારો ગુરબી નહી, બોલ નીમખ હરામ ગોલામ? શુ હુ તુને વરતાવતો નથી? તારા બીજા ઘરાકો મારા પાઉની ખાક બરાબર નથી, શઘા કરતા વધારે લાકડા તારી પાશેથી કોણ લીએય?

બીલાને આજીજીથી કહેઉ કે "શાહેબ ગુલામને આ ગુનાહ માફ કરો અને અવે પછી શાહેબની ચાકરી કરતા ભુલુતો મારૂ શર તમારા પાઉની નીચે છેજ "બાવરચી બોલીઓ કે "અવે પછીની કબુલાત આપેય અને આજનો ગુનાહ," એમ કહી કઠીઆરાને એક લાત મારવા ગીઓ પણ કઠીઆરો ખીશી ગીઆથી લાત લાકડાની ચોરને લાગી અને ચોર શાથે માતેનો ટીમશ જમીન ઉપર ચીબડાની માફક ધીમ દેઈને પડી ગીઓ પેલી ઓરતતો ચીચોરી પાડી બાહેર નીકલી આવી અને બાવરચીતો જમીન ઉપરજ રહેઓ પોતાના ભારથી ઉઠવાની શકતી રેહી નહી

બાવરચીને ગોશોતો અતીશે આવીઓ હતો પણ પેલી ઓરતને જોઈ તેની આખ ફરી ગેઈ. તેને નરમાશ પકડીને કઠીઆરાને કહેઉ ભાઈ તારો હાત આપ હુ ઉભો થાઉ તેમ જેમ કરી ટીમશ ઉભો થાએઓ

બાવરચી બોલીઓ, "ઈઆર બીલાલ, તારૂતો નશીબ ઉઘડીઉ, તારા ઘરમાતો એક હીરોજછે "

"તેતો હુજ રાખવાનો "

"જો તુ શમજતો નથી શો નોહોર રોટી લાવી આપુ, આએ ઓરત મને આપ, લે, આપણે એમ શાટુ કરીએ, આજ પછી તુ મારો ચાકર નહી પણ મારો એક દોશત જો એમા તને ઘણુ શારૂછે "

કઠીઆરો જોરથી બોલીઓ, "હુ કદી એને વેચનાર નથી, એની કીમત દુનીઆમાં છેજ નહી "

"વારૂ બીલાલ, એઆદ રાખજે, આવતી કાલે શો

મોહોરને થારૂ કેહવો તુ કેકે કેકે રહ્યે તે દેખાડીશ " આ
વી ધાશતી આપી બાવરચી જતો રહેઓ

બીનાલ બોલીઓ " આ પીડામા કાહા આવી પડીઓ "
તે આખો દાહાડો દલગીર રહેઓ, જોકે પરી ચેહર પાશે હતી
તોબી શાહવારના ખલીફના શીપાહીઓ કડીઆરાની જુર
ડીની આશપાશ ફરી વલીઆ અને ઓરતને તથા કડીઆ
રાને પકડી ખલીફની આગલ લેઇ ગીઆ ત્યાહા ખલીફે હોક
મ કીત્રા કે ઓરતને મારા હારમમા લેઈ જાઓ અને મેહલ
ની અનદરના બદી ખાનામા બીનાલને નાખો

બીનાલ બદીખાનામા માથુ કુટવા લાગો અને દાહાડી
ના બાલ પીખવા લાગો તેને પોતાના નશીબને ખુબ બદના
મ કીધુ અને ખલીફ તથા તેના બાવરચીઓને ખુબ ગાલો દી
ધી " ખચીત મારી પછવાડે શેતાન લાગો હશે અને આ પ
રીને મારી પાશે મોકલી મારો જાન લેવડાવાની પેરવી કીધી હ
શે શા માટે મે એવી ઓરત ચાહી કે શેતાનને દાવતરૂ કર
વાનુ શુજ પડીઉ તવગર અને કાબુવાલાઓની આખ થાઈ અ
ને મારી ગરદન ઉપર તલવાર બેચી અરે મુરખ બીલાલ ! અ
રે કમબખત બીલાલ ! તુ કડીઆરો તારૂ બગેબર પુરૂ નહી
થાએ, ઘરમા કશુ વાશણ નહી, એક ઓરડો નહી, શુઆને
કાથાનો શવરીઓ આખો નહી અને તુને પરી શાની જોઇએ ?
એવી પરી શુ તારા ઘરમા શોભશે ? અરે તુ ઘધેડાને શુનેરી
લગામ અને તોફો જીનથી શીનગારવા ગીઓ અગે નથારૂ
કુકર ને ગદલીમા ફરેબ તેને ખ્વાબી જોગે પેહરાવા ગીઓ
અગે તુ ધારતો હતો કે તારા માથામા અખ્કલ છે પણ તા
રામતિ મુરખાઈ ભરેલી માલુમ પડી આવી અવે એ મા
થાનો શો હાલ થાશે

આવી રીતે બીલાલ પશતાવો કરતો હતો તેવામા તેની
આગલ એક બુજરગ મુરીદ આવી ઉભો બીલાલે તુરતજ તે
ના પગ ઉપર પોતાનુ માથુ ધરીઉ તે મુરીદ બોલીઓ, "તુ
એ આગુશ્તી અને પેલી મુરાદ ચાહી અને જારે તે મુરાદ
બર આવી તારે તુને શમજ પડી કે એવી મુરાદ ચાહવી ન
હી જોઇએ તારી આખ હવે ઉઘડી જે હાલતમા આપ
ણ હોઇએ તેમા શબુરી અખતીઆર કરવી જોઇએ જા,
હીઆથી અવે પછી તારા ધધામા ઇમાનદારીથી ચાલજે
અને ઉદીઓમા રેહજે તારો ધધો કાઇ નીચ નથી, ઉદીઓ
ગમા કાઇ એબ નથી એબ માઠા કરતુકોમાછે, તુ અવે છુ
ટો થાએઓ "

મુરીદ પાછો જતો રહેઓ અને બીલાલ આજ ઉઠાડીન
જોએચતો પોતાની ખાટલીની નીચે બોએ ઉપર પડેલો અ
ને પાશે કોઈ નહી

---

## જાદુગર અને તેનો ચાકર.

જાદુનો ખોટો વેહમ આદમીના મગજમા કેટલીએક
વખત એવી રીતે પેશેચ કે તે વીશે તે વેહમ રાખનાર આદ
મીને કશી ખબર રેહતીજ નથી જાદુની ઠગાઈ જો આપણે
પકડવા બેશીએચ તો ઘણી વેલા તે પકડાયા વીના રેહતી ન
થી એટલાજ કારણથી કોઈ હુશીઆર આદમીને જાદુ જા
ણવાની ઠગાઈ કરનાર આદમી પોતાનુ જાદુ બતાવતા નથી ને
વખત શાગે નથી, જગો બરોબર નથી, શનજોગ શધાતો ન
થી, એવા તહરેવાર બાહના કાઢીને તેઓ તેવા હુશીઆર
આદમીની આગનથી છટકી જાએછે પણ તેટલામા જો
કોઈ ગાફેલ અને વેહમી આદમીઓ તેઓને મલી આવીઆ
તો પછી શઓ વખત શારો, જગો બરોબર, શંજોગ ઘટતો અ
ને બીજા શઘા વાના મનમાનતા થઈ પહોચે ઠગારાઓ વેહ
મીઓની નજર ચુકાવી ગાફેલનુ ચીત ભમાવી હાથની ચલા
કી અને મલતીઆ આદમીની છુપી મદદથી વેહમીઓને ગને
ક પરકારના ચમતકાર બતાવેછે ને જાદુ જાણવાનો ઢોંગ લઈ
બેશેછે એ પરમાણે ઠગાનાર આદમીના મનપર ઠગાઈની
અશર થતા વાર લાગતી નથી તે ખચીત જાદુની હશતી
કબુલ કરેચ ને પેલા ઠગારા ઇઉકતી બાજને જાદુગર શમજે
ચ પણ એ પરમાણે ઠગારાઓથી ફરેબ ખાઈને જાદુનો વેહ
મ રાખવા ઉપરાત કેટલીએક વેના કોઈ તીજા ધણીએ ઠગાઈ
કીધા વગર કેટલાએક કારણોથી કેટલાએક આદમીના મનપર
એ ખોટો વેહમ અશર કરેચ તે વીશેની એક ર
મુજી વાત અતરે લખીછે એક મોહટા શેહરમા એ
ક પઈશાદાર આદમીને " જાદુ કરવા " તથા વીર શા
ધવા શીખવાનો ઘણો વેહમ હતો તે હમેશ એ કા
રણ શારૂ પોતાના ઘરમા તહરેવાર ફાફા મારતો હતો ને વેના
તેવા ફાફાની મતલબથી તેનો ચાકર કાઈ અનજાણ હતો ન
હી એક દીન એ વેહમી આદમીએ વીર શાધવાની કોશેશ
કીધી તે કારણ શારૂ પોતાના ઓરડામા અગરબની, લોબા
ન, શીંદુર, ભગ, લીંબુ, મેશ વીગરે લાવી રાખી તઇઆરી કી
ધી રાતનો વખત થઓ એટલે તે ઓરડામા પોતે આવીઓ
એ પણ તેની શરી ગડબડ અને તઇઆરી

કર પાંમી ગીઓ હતો કે આનં રોને શેઠ જાદુનો કોઈ અખતરો કરનારછે માટે તે જોવા શારૂ તે અગાઉથી તે ઓરડામાં ભરાઇ એક નાથલો બાક તળે શુઈ રહેઓ. તેના શેઠે તેને એ વખત ઘરમા જોએઓ નહી તેથી મનથી ખુશી થઓ કે આજ કોઈને કશુ ખબર પડવાનું નથી. તેણે ઓરડાને મા હેલી બાજુથી શાકલ પુરી પછી બતી ગુલ કરી નાખી શધું અધારૂ કીધું તારબાદ લીંબુ કાપી તેમા શીંદુર ભરી અગર બતી શલગાવી ને આગપર લોબાન મેલી ધુઈ દીધી એ પરમાણે તહરેવાર ગોઠવણ કીધા પછી તે પોતાને મોહડે ફીરેલુ કાંઈ મંતર ભૂનવા લાગો ને અરદ તથા લીંબુ આશપાશ ફેંકીઆ તેમાનું એકાદ લીંબુ તથા થોડા અરદ પેલા ચાકરને વાગા તેથી તથા ધુવાડાથી અને પેલા "મતર" ના હરામહા અવાજથી તે ચાકર ઘણો ઘભરાએઓ કે રખેને તેને કઈ દુખ થાએ. તેવાંમા તેની બોરકુએ એક આરશી મેલેલી હતી તેપર તેની નજર પડી તેમા તેણે પોતાનો ઓરો જોઓ પણ ઘભરાટથી તે એટલો બેફામ થઈ ગીઓ હતો કે પોતાની પડછાઆ ને ઠેકાણે કોઈ બલા શમજીઓ તેણે ધારીઉં કે તેના શેઠના મતરથી એ બલા જાગી હતી હેવા વેહમથી તે વધારે ઘભરાઈને ધુજવા લાગો. ઓરાની દેહશત તેના મનમા એટલીતો બેઠી કે પોતે શુનો હતો તાહાથી નાશવાનો તેણે ઇરારો કીરો. તે બાકની તલે શુનેલા હતો તેથી ઇઆદ રહીઉ નહી વાશતે જેવો જોરથી ઉઠવા ગીઓ તેવોજ પેલો બાક ઉડી ને પેલા આઇનાપર પડીઓ એટલે ભારી અવાજ થઈ તેના ટુકડે ટુકડા થઈ ગીઆ પેલો શેઠ શમજીઓ કે હા, વીર જાગીઓ ખરો ને તોફાન કરેછે તેથી પોતે બરબડતો હતો તે મતર બધ કરી તે વીરને કાબુમા લેવાનુ મનતર ભણવાલાગો પેલો ચાકર અકરાએલો ગભરાએલો દરવાજા આગલ જવાના ફાં ફાં મારતો મારતો પતીઆરાંપર જઈ પડીઓ. તાંહાના શંધા વાશનોની ચોર ટુટી પડી વાશનો આશપાશ ગબરવા લાગા ને પાણીના ધીત ચાલીઆ પેલો શેઠ ઘભરાએઓ કે વીર જાગીઓછે તે કેદમાં આવનો નથી તેથી જલદી માગે જાણ લેગો. વાશનેતે ધુપદાન ઉંધુ વાલી બારનુ ઉગાડી તાહાં તે પાધરો ઘરની બાહર નીગીઓ. તેનો ચાકર કાશને કુંઠી તેની પછવાડે નીકલી પોતાને મકાને જઈ સુનો બેઠો

એ પરમાંણે એ બધે જણા પોતાની મેલે ઠગાઆ તે ઠગાયાની અંગર તેઓના મગજ પર ઘણું શુધી રહી. ચાકર એવુંજ શમજતો રહેઓ કે તેના શેઠે મનતરથી કોઇ બલા જગાવી હતી ને તે ખરેખર જાદુગરછે પેલો શેઠ પેતાના મનમો હેવોજ વીચાર લઈ બેઠો કે હું વીરતો જગાવી શકીઓ ખરો પણ તેને કાબુમા રાખવાનો એલમ બરોબર નહી આવડીઓ તેથી તે કામ બધ કરવું પડીઉં

એ પરમાંણે તહરેવાર રીતે કેટલાએક આદમીઓ જાદુ શબધી કોઈના ઠગીઆ વગર માતરે ઘભરાટથી તથા અગનાન પણાને લીધે હેવાતો ઠગાએછે કે તે કરતા વધારે તેઓ કોઈ મતલબીઆ ઠગારાઓના હાથપર ઠગાએ નહી વાશતે જેઓ જાદુનો વેહમ રાખતાં હોએ તેઓએ એ વાત વાંચીને ખુબ હુશીઆર થવુ ને શમજવું કે તેઓએ કોઈ ચમતકાર જોએઓ હોએતો તે વીશે શારી પઠે ખોલ તથા તપાસ તથા પુછપરછ અને વીચાર કીધાથી હેવા મનપતીજ ખોલાશો મલશે કે તેથી જાદુનો વેહમ રેહશે નહી.

---

## એક મોહટો કુતરો.

કુતરાની જાત વીશે તહરેવાર બીનાઓ જણાઇછે તેમા હવડા એક વધારો થઓછે. તેની વીગત નીચે પરમાણેછે —

અમેરીકાની રાજધાણી નીઉ ઇઅંારકમા એક ધણી નામે ફરાનશીશ બટલર પાશે એક કુતરોછે એ કુતરાનુ નામ પરીનશ ફરીને રાખીઉંચ તે કુતરો લઈને મીઠ બટલર ઇગલંડ મધે આવીઓચ જો કોઈ એ કુતરો જોએચ તે અચરત થવા વીના રેહતું નથી તે હજુરતો એક વરશની ઉમરનો થઓ નથી તેટલા તેની ઉનચાઈ ગાડતીશ ઇનચ તથા લંબાઈ શાતફુત નવઇનચ તથા શરીરનો ઘેરાવો એકતાલીશ ઇનચ તથા આગલા પગનો ઘેરાવો તેરઇનચ તથા, ગરદનનો ઘેરાવો પચીશ ઇનચ તથા વજન બશો રતલનુછે. તેનુ જોર એટલું બધુછે કે બશો રતલના વજનવાલું આદમી તેની પીઠપર કુદીને બેશેતો તે બરાબી વાકો વલવા અથવા આચકો ખાધા વીના પીઠપર તેને ઉપાડી શકેછે. અલબતાં તે પુરી ઉમરનો થએથી ઘણો વધારે જોરાવર તથા મોટો થશે. એક છોકરાને પોતાની પીઠપર ઉપાડવાને તે હવડાં શીકેછે ને આગલ જતા આદમીને ઉપાડવા લાએક થશે

એ કુતરાના ઘનાએક ચીતારો. લીધામા આવીઆમ. તે મોહટા કદ શાથે બેહદ હીમત તથા અતીઘણી ખુબશુરતી ધરાવેચ તેઉપરાંત તે હેવો આધીનછે કે પોતાના ધણીના તાબામા એક બોકલીઆની માફક રેહેછે. એ કુતરો

મેરીકા મધે,જનમીઓ હતો. તેની કીમત તેના ધણી રૂ૨૫૫૦ ગુણીની કરેછે: થોડા દીવશપર એ જાનવર આપણી રાણી તથા તેના કબીલાને દેખાડવામાં આવીઉ હતુ. તે જોઈ તથા તેની હકીકત શાંભલી શકે કોઈ તાજુબ તથા ખુશી થયાં હતાં. શરવે ઠેકાણે લોકો એ કુતરાને જોવાની ખાએશ કરેછે: એવો બીજો કુતરો આગલ-કદાચ થઈ ગીઓ હશે અને હવડાંબી કોઈ હોએ હેતુ. શાંભલીઆમાં આવીઉ નથી.

---

## તાજ મેહેલ.



આ દેશમા ઘણે ઠેકાંણે જોવા લાએક ઈમારતોછે તે ઘણી ખરી દેહરા તથા મશજીદના રૂપેંનીછે આગલા વખતનાં હીનદુ તથા મુશલમાન હાકમોએ તે બનાવેલીછે. તે બનાવવાપર મેહનત તથા પઈશા અને હીકમતની કશી કશુર કીધામા આવી નથી એ ઈમારતો હેવી શોભઈતી તથા પકકી રીતે બાંધવામા આવીછે કે તે ઘણી મુદતં શુધી કાએમ રહી શકવી દુનીઆના મુશાફરોને પોતાના ભપકાદાર તથા ઉમદા દેખાવ અને મજબુતીથી અચરત કરેછે. હેવી ઈમારતોમાં એક મુખીઅ ઈમારત આગરા મધેછે. તેનુ નામ તાજ મેહલ કરીનેછે જેનો નકશો આગે બીનાને મથાલે મુકેલોછે. જે કોઈ આદમી એ ઈમારતની વાત શાંભલેછે તે તે જોવાની ખાએશ કરેછે ને જે કોઈ તે જોએછે તેને તે છોડી પાછું જવાં ગમતુ નથી એ ઈમારતનો હેવાલ એક નામીચા અંગરેજ અમલદાર નામે કરનલ શલીમન પોતાના ગરંથમા લખીઓછે તેમાથી મુખતેશર ગારાઉજ અંતરે શકીએછે.

આશરે છ માઈલની વેગલાઈપરથી મેં પેહલો એ ઈમારત જોઈ તારે તેના ગુમજ અને મીનારા મારી નજરે પડીઆ પચીશ પચીશ વરશ શુધી એ નામીચુ બાંધકામ જોવાને હું આરજુમન્દ હતો. કારણકે મેં એને વીશે એટલીતો તારીફ શાંભલી હતી કે તેટલી તારીફ દુનીઆમા બીજાં કોઈ બાંધકામ વીશે શાંભલી હતી નહી એ મગઝ્રબ જેમા દીલ્હીનો આગલો શેહનશાહ શાહજાહન તથા તેની રાણી નુરમેહલને દાટવામા આવીઆંચ જે મારી નજર પડતાં વાર બીજી શઘલી ઇછ્છા એક કોરે મેલી તે જોવાની મેં ખાએશ કીધી ને શઘલે ઠેકાણે ફરીવલીઓ તોહી શુંથી મેં કશી ચાકખી લીધી નહી પેહલાતો મને હેવું લાગુ કે શઘલી ઈમારત પરમાણે ગુમજ અતીઘણો મોહુજ હતો તથા મીનારા અતી ઘણા શાદા હતા. પણ નજદીકથી આ

છી રીતે જોતાં અને શઘલા ભાગોનુ પરમાન તપાશતાં મારી
ખાતરી થઈ કે એ ઈમારત શઘલી બાબદમાં શઅપુરણ અને
શોભાઈતી હતી તાજ મેહલ વીશે મેં તારીફ તો ઘણીબી
શાભલી હતી. પણ મુશાફર લોકો જે ચીજ જોએય તેનુ શ
દા થોડી ઘણી શહરે ભરેલુ વરણન કરેછે એવા વીચાર ઉપરથી
મેં ધારીઉતું કે કદાચ ને કોઈ કોઈ બાબદમા હુ નાઉમેદ થઈશ
પણ જોવા પછી તો વકી રાખવા કરતા મને વધારે હરખ ઉ
તપ ન થઓ જે ગુબચપર પેહલા આપણી નજર પડેય તે
ના મથાલાથી તે કબરની આગલના પરદાની નકશી આપણે
છેલલી જોઈએ તાહાશુધી હેર રીતે આપણને વધારે ખુ
શી ઉતપત થાએછે દર એક ભાગ આનંદથી તપાશવા પછી
આખા ઈમારતનો ખેઆલ જારે જોનાર કરે તારે તેને દલ
ગીરી ઉપજવા વીના રેહતી નથી કે હેવી ઈમારત શદા જોવા
ને તેને બનશે નહી ખરેખર જે ધણી તાજ મેહલ જોએ
તેના મનમાંથી તે વીશેની ઈઆદ કદી ખીશનાર નથી

પાદશાહ શાહજાહન તથા તેની રાણી નુર મેહલને એ
મશજીદના ભોએરામા એક બીજાની પાશે પાશે ભુમીદા કરેલા
છે. એક ઉમદા શીહડી ઉતરી એ ભોએરામા હુ ગીઓ
એ પાદશાહ રાણીની કબર પર શીંગેમરમરની બે તખતીઓ
છે. એ તખતીઓની બરોબર મથાલે અને ભોએરાંની ઉપલી તરફ
ની ભોએપર એટલે ગુંબચની તયેના વચલા ઓરડાની ભોએપર
તેવાજ શીંગે મરમરની બીજી બે ઉમદા નકશીવાલી તખતી
ઓછે. જે તખતી રાંણી નુર મેહલની કબરને મથાલેછે તે
પર કુરાનમાથી કેટલાએક કલામો લખેલાછે પણ પાદશાહ
ની કબરને માથેની તખતીપર કચુ લખેલું નથી ભોએરાના
તથા ઉપલી તરફના ઓરડાની વચેવચમા રાણીની કબરની ત
ખતીઓછે ને પાદશાહની કબર વાલી તખતીઓ દરવાજામા
દાખલ થનાર આદમીના ડાવા હાથ પરછે. ભોએરામાની
તખતીપર એક બાજુએ રાણીનુનામ આએ પરમાંણે શારી રી
તે કોતરેલુછે. 'મુનતાજઈ મેહલ, નુર બેગમ' (એટલે જે
મેહલનુ નુર બેગમ) એ નામની શાથે તેના મરણની તા
રીખબી લખીછે. એવુ માલુંમ પડેય કે એ રાણી ઈશવી શ
ને ૧૬૩૧ના વરશમા ને તેનો ભરથાર શાહજાહન ઈશવી
શને ૧૬૬૬ ના વરશમાં મરણ પામીઆં હતા. એ રાણી
ને હેનેસ હતા ને તે એક કરીઆને જનમ આપતાં મરણ
પામી લોકોમાં હેવી વાત ચાલીય કે એ કનેઆ જાહરે પે
ટમા હતી તારેજ એ રાંણીએ તથા તેની બીજી પુતરીઓએ
એને રડતી શાભલી હતી તેથી તેણે પાદશાહને બોલાવી મો
ગાવી હેવું કહીઉ કે 'જે બચુ જનમવાની અગાઉથી રડતુ
શાંભલાએ તે જનમવા પછી તેની મા એ કદી જીવે નહી મા
ટે હુ ધારુચ કે મારૂં મોત નજદીકછે. મારે બે અરજ કર
વાનીછે એક તો એકે મારા મરણ પછી તું કોઈ બીજી ઓ
રત શાથે પરણનો નહી કે મારા બચાઓને કોઈ બીજી રાણીને
પેટના બચા શાથે તારા હેત તથા રાજ માટે હરીફાઈ ને લ
ડાઈ કરવી પડે નહી બીજું એકે મારા નામની ઈઆદગા
રી રાખવાને જે કબુલાત આપીછે તે મુજબ મારી ગોરપર ક
બર બનાવજે' એ પરમાણે કેહવા પછી બેશી કનેઆને જ
નમ આપવા પછી એ રાણી મરણ પામી. પાદશાહે તેના
જાન બનચાવવા શારૂ શઘલી દાઈઓ તથા વઈદોને બોલાવી
આ હતા પણ કોઈ તેના જીવનો ઉગારો કરી શકીઆ નહી.
તેના મોતની વખતે કીનેલી બંને એલતેમાશ પાદશાહે કબુલ રા
ખી હતી તેની કબર જે પાછલથી તાજ મેહલને નામે ઓલખી
એય તે તુરત બાધવા માડી ને પાદશાહ તેની જગો કોઈ બી
જી રાણીને કદી પરણીઓ નહી જે ધણીએ એ ઈમારત શુ
રૂ થાએથી તે પુરી થતા શુધી જોઈતી તે કહીગીઓય કે બા
વીશ વરશ શુધી વીશ હજાર આદમી એ બાધવાના કામમા
ખપીઆ હતા તે ઉપર તરણ કરોડ શતર લાખ ઉડનાલી
શ હજાર છવીશ રૂપીઆનો ખરચ થઓ હતો જારે મરી
બાએટી શઘલે ઠેકાંણે ફરીને એ ઈમારત જોઈ રહી તારે મેં
તેનો વીચાર પુછીઓ કે 'કેમ એ ઈમારત કેહેવીછે?' તે
ણે જવાબ દીધો કે 'હુ શુ વીચારુચ તે મારીથી કહી શકાતુ
નથી કારણ કે હેવી ઈમારત વીશે મને અભીપરાએ આ
પતાં આવડતુ નથી પણ એ જોવાથી મને કેહેવુ લાગેય
તેતો હુ તમુને કહુચુ, તે એમકે મારે વાશતે તને હેવી ક
બર બંધાવાને કબુલ કરતો હું આવતી કાલેજ મરવાને તઈ
આર છેઉ' ખરેખર ઘણીએક ઓરતોને એવોજ હરખ
એ તાજ મેહેલ જોવાથી ઉપજીઓછે એ ઈમારત જમુના
નદીને કાંઠે આવેલીછે તેની તરણ બાજુએ લાલ પતરની
ઉનચી દેવાલ બાધી લીધેલીછે. એ ઈમારતની જગોમાં દા
ખલ થવાને કબરની દખન દશાએ એક આછી કારીગીરીનો
બાધેલો દરવાજોછે કબરની બીજી બે બાજુએ બે શોભદતી
મશીદોછે. તે બંને રેગ, કદ તથા કારીગોરીમા શઘી પરકારે
શરખીછે એ બંનેમાથી ડાવી બાજુનીજ માતરે બનગી કર
વાના કામમા આવી શકે કારણ કે મુશલમીન લોકો જારે
બનગી કરેય તારે તેઓએ પોતાનુ મોહડુ પશચમ તરફ કર
વું જોઈએ. વાશતે ઉગમન તરફની ઈમારત શદા ગીજલશ

બરવાના અથવા ગહારના બીજા કામ શારૂ વાપરવામા આવેછે શઘલી ખાલી જમીનપર ચોરશ ખાનાઓ કરી વચમા ખુશબોદાર ફુલ પાન રોપીઆય ને બાજુએ શરવના તથા બીજા શારા જાહડો ઉગાડીઆય તાહા જુદા જુદા ફતરની ફરશબદી કરી ફરવાની જગો કીધીયં ને વચેવચ હેવા ફુવારા કીધાય કે શાજને વખતે તે છોડવામા આવેય તારે શઊ કોઈ શેલ કરનારને મોહટો આનંદ ઉપજીઆ વીના રેહતો નથી એ જગોએ ઈરોપીઆન તથા શઘલી કીશમના દેશી લોકો દર રોજ શેલ કરવાને જાએછે

મશઝીદ તથા ચોતરો ને મીનારા ઉનચા શીંગેમરમરના બનાવીઆછે તેમા કેટલાએક કીમતી ફતરા અથવા જવેર જડીઆય આશપાશ ફરતી દેવાલ રાતા ફતરનીછે પણ તે વચે થાબલા તથા દેવરીઓ શીંગે મરમરનીછે મશીદના તથા બીજા ઓરડાની દેવાલની માહેલી બાજુ શીંગેમરમરની તથા બીજી વશતુને શીંગેમરમરનો આકાર આપીને બાપીછે ને બાહેરની શઘી બાજુએ રાતો ફતરછે જે ઈતરડીના શરખો દીશેય એ શઘો શીંગેમરમર તરણશો માઈલની વેગલાઈ પરથી એટલે જેપુરના મુલુકમાથી ગાડા ભરી લાવવામા આવતો હતો રાતો ફતર જે કરલના શરખોછે તે ધોલપુર તથા ફતેપુર શીકરીમાથી આણેઓ હતો એ ઈમારતનો નકશો પેહલ વેહલા તઈઆર કરનાર ધણીનુ નામ આશટીન ડી બોરડો કરીને હતું એ ધણી ફરાનશનો દેશી હતો તે ઘણો કાબેલ તથા કવી હતો તેનીપર પાદશાહનો ઘણો વીશવાશ રેહતો તે જે કાંઈ કરવાને ભલામન કરતો ત પાદગાહ ઘટતુ ધેઆન દઈને શાબલતો

---

## શાએલીઓ વીચાર કરો.

કુવરબાઈ આખો દાહડો ઘરમા રેહેય બીચારીનો ખાવદ મરી ગીઆ પછી તે કદે બાહેર નીકલતી નથી તો કેહેય કે એક વખત કોટમાથી મેહમ લોહોડાની શડક ઉપર હુ ગઈ તેથી મારૂ માથુ ફરી આવીઉ અને બાહેર ફરવાની તો મને તેવ નથી. તોબી કુવરબાઈ હજારો કોશની મુશાફરી એક કલાકમા કરેય શું એ અજબ જેવુ નથી ? એક કલાકમા જો બાફની ગાડી પદર કોશ ગઈતો આપણી આશપાશની ચીજો જેવાકે ઘરો, ખેતરો, જાહાડો, રેકડીઓ એટલાતો જલદીથી ચાલી જશે કે તેને જોતા આપણી આખમા તમર આવે તોબી જારે આપણે દર કલાકે વીશ હજાર કોશની મુશાફરી કરીએય તારે આપણને કાંઈ માલુમ પડતુ નથી થાક નથી લાગતી આખે તમર નથી આવતા છવફરી નથી આવતો એ કેમ ? એ શુ ખેલછે બાફની ગાડીમા એક નાકે બેઠા અને જોકે પવન નહી હશે તોબી ગાડીની જલદીથી આપણા મોહોડા ઉપર પવન મારશે અને તારે આપણુ તરીશ હજાર કોશની મુશાફરી કરીએય તારેતો ઘણી વખત પવન લાગતોબી નથી અને લોકો તો પખા પણ હાતમા પકડેય એ શુ અજાએબ ? બલદની ગાડીમા બેઠા તો ગાડીના આચકા, હાકનારની ગડબડ, ઘોડાની ગાડીમા પણ તેવુ રેલવેની ગાડીનો ભારી ખોખાટ પણ જે ગાડીમા આપણે દર કલાકે તરીશ હજાર કોશ મુશાફરી કરીએય તે ગાડીનો ખખરાટ નથી, કાઈ ગડબડ નથી, તેમા આપણુ આશાનીથી રહીએય અને જારે આપણુ કેટલાએક કરોડો બલકે અબજો કોશ ફરીઆ કે પછી તે ગાડી છોડી ગાડીના બનાવનાર આગલ જાઈ ઉભા રહીએય એ કેટલો ચમતકાર !

પણ કોઈ કેહશે કે એવી ગાડી હોએ ? અને આટલી જલદીથી ચાલે ? હા, એવી ગાડીછે તેનુ વરણન શાભલો. એ ગાડી ગોલ દડાના જેવીછે તેનો શઉથી મોહોટો ઘેરાવો ૨૫૦૦૦ માઈલછે તે ગાડીમા આશરે હૈગી કરોડ ઉતારૂઓ છે. દર પલે ઉતારૂઓ ગાડીમાથી ઉતરતા જાએય લાબી મુશાફરી તો જુન કરેય એ ગાડી ઘોડા ઈઆ હતી નથી બે ચતો, નથી બાફ ઈઆ વીજલી કામે લગાવેલી પણ એ ગાડીના બનાવનારે તેને એક આચકો શરૂઆતમા એવોતો આપીઓય કે ગાડી હમેશવેર ફરીઆ કરવાની.

ઉપલીહાલની વીનાટુકામા અને શાધારણ બોથામા જણાવા માગીએતો એછે કે જે દુનીઆ ઉપર આપણે વસીએય તે એક મોટો ગોલોછે તે ગોલાનો આકાર નારગીના જેવો છે ફેર એટલો કે નારગીની વચોવચથી ઘેરાવો માર ઈઆ પાચ તશુછે અને દુનીઆનો ઘેરાવો પચીશ હજાર માઈલછે જેમ નારગી રકાબીમા પડી રેહેય તેમ દુનીઆ પડી રેહતી નથી પણ શુરજની આશપાશ ફરેય દા જગા ઉપરથી દુનીઆ નીકલી પાછી તેજ જગો ઉપર આવેતા એક વરશ થાએય અને શુરજની આશપાશનો ઘેરાવો એટલો મોહોટોછે કે દુનીઆ દર કલાકે શાહાઠ હજાર માઈલ ઉપર ચાલે તારે વરશે તે ઘેરાવો પુરો કરી રેહ આતે દુનીઆ જારે એવી જલદીએ ચાલી તારે આપણુ બેઠા હોઇએ, ચાલતા હોઈએ, ઉભા હોઈએ, શુતા હોઈએ તોબી દર કલા

કે દુનીઆ શાથે ગાહાક હજાર માઈલ દુર ચાલીઆ જાઈએય.

## બાલકોની કેલવની શંબંધી માતાઓને ચેતવણી.

બાલકોને જરી શકે તેથી વધારે ખોરાક આપવાથી તેનો મારો બીગડી તે દુખી થાએય તેમજ તેની શકતી કરતાં વધારે શીખવાની કોશેશ કીધાથી તેની મન શકતી નબલી થઈ તેને દુખ પોહચેય વલી જે ખાણુ બચાંને લાએકનુ નહી તે તેને ખવાડીએતો જરતુ નથી તેમજ તેને લાએકનુ નહી હેતુ શીખવવાની કોશશ કરવી વેરથ જાએય જેમ ભારી ખોરાક બચાને નુકશાન કારકછે તેમજ અઘડી બીનાઓ તેનેથી શીખવી મુશકેલછે બચું જાંહા શુધી શારી પેઠે બોલી શકે તથા બીજાનુ બોલવાનુ શમજી શકે તથા શરીરે જોરાવર થાએ તાંહા શુધી તેને લખવા વાચવાનુ શીખવવાની કોશેશ કરવી જોઈતી નહી પણ બચાને લખવા વાંચવા શીખવાની આગાઉ બીજી ઘણી વશતુ શીખવી શકાએય બચાંની નીતીના નાધલા ગીતો તથા ગરબા ગવાડવા. તેઓ પોતાની આશપાશ જે જાનવરો તથા વશતુઓ જોએ તેમના ઉપીયોગ તથા ખાશીઅત વીશે ઝુખીઅ વીગતો તેઓને રહી શમજાવવી જે કપડા તેઓ પેહેરે તેમા કેઈ વશતુઓ વપરાએય ને તે કેહવી રીતે વપરાએય તે વીશે શાધારણ ગનાન તેઓને આપવુ જે ખાણુ તેઓ ખાએ તે કેમ બને છ તથા પકેચ તે વીશે તેઓને વાકેફ કરવા શારા ચીતારો તેમને દેખાડી તથા મધુર ગાએન શંભલાવી તથા શારા ફુલ અને જાહાડો બતાવી તથા તેમની શુગંધ આપી તે શઉરે પશંદ કરવાનો શોખ તેઓમાં હલવે હલવે ઉતપન કરવો ટુકામાં કહીએતો બચુ ચાર પાચ વરશનુ થાએ, તેની આગમચ તેને લખવા વાચવાં શીખવવાની કોશેશ કરવી જરૂર નથી પણ તેની આગમચ જુદી જુદી વશતુઓ અગવાં વગતુઓના નમુના તેઓને બતાવી તે જોઈ તે વીશે શાબલી તથા શમજીને ગનાન મેલવવાને બચાને શીખવી શકાએય. ટુંકો ખપો લખવા તથા વાંચવા શીખવાની આગાઉ જો બચાના આખ કાન અને નાધલાં મનને ગટતે મારગે લગાડવા શીખવીએ હોએતો બચાને નાહાનપણમા શારી કેલવની મળેલી કેહેવાએ. ખરેખર બાલકની માઓ જો શમજુ હોએતો ઢીંગલી અને રમકડાં તથા પપેરા અને નાધલા જાણવરોથી બચાને એટલુ બધુ શીખવી શકેયકે તે ચોપડીનો હરેક શીખવવા કરતા બચાના મનપર વધારે અશર કરેય ને તેથી બચાને વધારે ફાએદો થાએય અલબતા બચાને રમવાની જગો તે તેની નીશાલ અને રમકડાં તે તેની ચોપડીઓ કરવી એ કાંઈ જેવુ તેવુ કામ નથી જે કોઈ માતા એવી નીશાલ અને એવી ચોપડી પોતાના બચાને કરી આપે તેણે ભારી કામ કરેલું શમજવું ને તે બાઈને ઘણી ખુબીની તથા તેના બચાને ભાએગ શાલી કેહવા ઘટેછે.

## દયાલુ હાથી.

હાથી જે બીજા જાણવરો કરતા જેવુ શમજુ તેમજ ઘણો વેલા દએઆલુ પરાંણીછે. એ વીશેનો એક દાખલો નીચે લખીએછે.

લકનઓના નામીમા નવાબ શુજાઉદ દવલાને તાંહાં ઘણાએક હાથીઓ હતા તેમા એક તેના બાપના વખતનો પુરાણો હતો નવાબ જારેબી શેકાર કરવા નીકલતો તારે એ હાથીને પોતાની શાથે લેતો. તેના હાઉદાપર નવાબનો કોઈ મોહટી પદવીવાલો અમલદાર માતરે બેશતો હવે બશંતની મોશમમા એક વખત નવાબનો શેકાર કરવા જવાનો શોખ થયો. તેણે કેટલાએક હાથીઓ તઈઆર કરાવીઆ તેમાં આએ ઘરડો પણ હતો તેપર તેનો વજીર શવાર થયો નવાબની શઘી શવારી શેહર બાહેર નીકલી બે ડુંગરોની કરણે થઈ શેકારના મેદાન તરફ ચાલી તે ડુંગરની વચેની ખીણને નાકે કેટલાએક કાહેલી લોકો પાશેના ગામડામાથી આવી પડેલા હતા. તેમના શગા વાહલા તેઓને શવારૂ પડતા હવા ખાવાને તાંહા મુકી પોતાને કામે ગીઆં હતા તેઓએ નહીં ધારીઉં તુ કે નવાબની શવારી એ રશતે જશે હવે જગે શરાગે આવી તારે એ કાહેલી લોકો વાટમા પડેલા તેથી હાથી એઓથી આગલ વધી શકાઈઉ નહી શઘી શવારી ખોટી રહી શબબ શું તે શાભલી નવાબ ઘણો ગુશે થયો તેણે હુકુમ કીધો કે એ લોકોની ઉપરથી હાથી ચલાવવા અને એઓને કચરીને આગલ વધવુ. નવાબના હુકુમને કોઈથી ફેરવાએ નહી વાશતે વજીરે તે મુજબ અમલ કીધો પોતાનો હાથી હરોલમા હતો તેના માવતને હુકુમ કીધો કે ઘશારા બંધ આગલ વધવુ. માવતે હાથીને આગલ રેલવીઓ તે

ધશારાબથ આગલ ચાલીઓ તેની પછવાડે બીજા હાથીઓ બી ચાલીઆ. પણ એ ઘરડું જાણવર જેવું પેલા દુબલા અશક્ત થાહેલી આદમીઓની નજીક આવી લાગું તેવુંજ ઉભુ રહીઉ. માવતે ઘણીબી સંભાવીઓ પણ એક તશુ તે આગલ વધીઓ નહી નવાબ વધારે ગુશે થએઓ. વજીર માવતપર ધુમ ફરીઓને અને આ ક્રોધથી હાથીને જેમ બને તેમ મારવાનો હુકુમ કીધો. માવતે અંકોશ શારી પઠે વાપરીઓ. અને હાથી લાચાર થઓ. પણ તે તેના ધાતકી ધણી કરતા વધારે દઆલુ હતો તેથી પેલાં નાચાર આદમીઓને દુખ દીધુ નહી તે શમજી ગીઓ કે તેઓને પોતાની મેલે ખીશવાની શકતી નથી. વાગતે તેણે આશતે રહી પોતાની શુંનથી પેલા દુબલા આદમીઓને રશતામાથી એક પછી એક ઉચકીને બાજુએ ઉનચા મેલીઆ. એ પરમાણે મારગ મોકલો કરતો તે આગલ ચાલીઓ ને તેની પછવાડે બીજા હાથીઓ ચાલીઆં. શવારી આગલ વધી. જમાનો ગુજરી ગીઓ. હાકમની પદવી અને આદમીની શુરત ધરાવનાર ધાતકી પરાંણી અને હેવાનના રૂપના દએઆલુ જાણવરની એ વાત દુનીઆમા રહી ગઈય. દુનીઆના લોક તે આદમીપર ફીટકાર નાખી પેલા હેવાંનપર આફરીન કરેય

---

## ઈઊરપમાના કેટલાએક બખીલો.

ઈશવી શને ૧૭૯૦ મા પારીશ શેહેરમાં એક શશક નામે ઓશતરવાલદ મરણ પામીઓ મરણની થોડા દાહાડા અગાઉ તેનો ચાકરે ઘણી બોહોશ કીધી કે જરા શેરવો પીઓ અને તે વાશ્તે બજારમાથી થોડું ગોશ મગાવો. બખીલે જવાબ દીધો "હા મનેબી શેરવો ગમેય પણ, બોટી મારે ગળે ઉતરવાના નથી તારે તેનુ શું કરવુ? અમશાથા બોટી ખરાબ થાશે." એ બખીલ મરણ પામીઆ પછી તેની પુંજી ૧૨,૫૦,૦૦૦ રૂપીઆની નીકલી.

દેનીઅલ દાનશરની ટોપી અતીશે જુની થઈ હતી અને તેનો એક દોશત જારે ઘણોજ બજીદ થએઓ, તારે એક શીલીંગ (અરધે રૂપીએ) એક ટોપી થોડા દાહાડા વાપરેલી વેચાતી લીધી. બીજે દાહાડે કોઈ ઘરાક મલી ગીઉ તેને બારે આને પાછી વેચી એ ધણીના ઘરની પરોશમા પાણીનો એક ખબોચીઓ હતો તેની અંદર નાહાતો હતો અને ટીશનુંબાનો ખરચ કાહાડી નાખી પોતાનું બીનુ બદન સુકવતો હતો. જારે એ ભીખારી મરણ પામીઓ તારે તેની પુંજી એટલી નીકલી કે તેની વરશની ઉપજ તારીશ હજાર રૂપીઆ આવે.

તામસ પીટ નામના બખીલ વીશે કેહેય કે મરણની માંદગીની થોડા દાહાડા અગાઉ દુકાને ફરીઓ કે મુરદાની પેટી શશતામાં શશતી કાહાં મલેય તે ૨૪૭૫૦ રૂપીઆની પુંજી મુકી ગીઓ.

તામસ કુક જારે ઘણો બીમાર પડીઓ તારે તેના વઈદે કહેઉ કે ભાગ્યેજ તમો પાચ છ દાહાડા જીવો. તે ઉપરથી કુકે વઈદને ઠપકો આપીઓ અને કહેઉ કે તારે મને દવાઈના અમશાથા ખરચમા શુ કરવા નાખીઓ. અને અવે પછી તમારૂ મોહોડું દેખાડતાના. એ ધણીની પુંજી તેર લાખ રૂપીઆની નીકલી.

સર ઉલીઅમ સમીથ જારે સીતેર વરશનો થએઓ તારે તેની આખે મોતીઆ પાકા અને તે આધલો થઈ ગીઓ. નામીચા આખના વઈદ તેલરે તેની સાથે પકણ કીધી કે જો હું મોતીઆ કાહાડું અને તું જોતો થાએતો મને ૬૦ ગીની (૬૩૦ રૂપીઆ) આપજે બખીલે કબુલ કીધું મોતીઆ કાહાડીઆ અને આખતો એટલી સમરી કે વગર અસમે વાચવા અને લખવાનુ બની આવીઉ; જેવી પંછી નજર આવી કે બખીલ પશતાવો લાગો કે, મેં શું કરવા સાહાઠ ગીની પડી. તે કરશે કરવાની ફીકરમા પડીઓ. તેને એલાજ સોધી કાહાડીઓ કે જારે વઈદ આવે તારે જણાવે કે બરોબર દેખાતુ નથી. વઈદે હોકમ કીધો કે એક મહીનો પાટો આખે રાખ. બખીલ એક મહીના વેર આખે પાટો બાધીને ફરીઓ અને વઈદને જેમ તેમ કરી વીસ ગીની આપી પતાવીઉ. એ વખતે એ બખીલની મોટી ઓલકતો હતી, સરકારી લોનો હતી અને ઘરમા ૬૦,૦૦૦ રૂપીઆ રોકડા હતા.

ફોશકીઉ નામના બખીલે વેઆજ વટાવ તથા મંદામંદીથી પુશકલ નાણુ પેદા કીધુ. તેને તે શંતાડવા શારૂ એક ભોએરૂ ખોદીઉ અને તેમાં નીશરાણી મુકી ઉતરતો હતો. અને તેને એક કમાનનુ બારણું કીધુ કે જેને ચાકીઆથી પોતાની મેલે કલ બાહેર નીકલે અને પાછી કુંચી લગાડે તોજ ઉઘડે. ફોસકીઉ એકાએક ગેપ થઈ ગીઓ. લોકોએ પુછ પરછ ચાલી, તેના ઘરમા ખોધીઓ, આસપાસ જંગલોમા શોધ થાઈ કુઆ તથા તલાવમા ગલો નાખીઆ પણ કોશ કોઈ મલે નહી. તેનુ ઘર વેચાએઉ અને તેને સમારતા બી

ગોરીઓની નજર ભોંઅેરાના બારણા ઉપર પડી. તેમા કુંચી હતી તેથી બારણુ ઉઘાડીઉ અને જોઅેય તો. ફોગદીઉનુ સુરંગ અને તેની આસપાસ હેલીઓ અને ભારે પેટારાંઓ જેમા પુશકલ ધન પડેલું અેક સમેદાની ભોંઅે ઉપર પડેલીહતી. ખખીસ પોતાના ભોંઅેરામાં બતી લેઈને ઉતરેલો કે પોતાની આખને ઠંડક આપે તથા હેલીઓ ઉપર શુંઈને જીવ ખુશી કરે પણ તેવામાં બારણુ ધંકાઈ ગીઉં અને હેલીઓ મોહોતનુ બીછાનુ થઈ પડી.

---

## દુનીઆનાં જનાવરો.

આખી દુનીઆમા માણશની હેશીબીતે નેવુ કરોડની વશતી કેહવાઅેય પણ કુદરતી વીદીઆ જાણનારાઓ અે શધી વશતીને અેક જાત ગણેય—અેટલે શધા અેક શરૂઆતથી નીકલીઆ અવે જેમ માણશની અેક જાત ગણેય તેમ બીજા જનાવરોની પણ ગણેય પછી તેમા હજાર જનાવરો હોઅે ઇઆં કરોહો જે જનાવરોના બધાં ગાણગની માફક જોતાં આ દુનીઆમા આવેય જેવાંકે વાઘ, હાથી, ઘોડો, ઉંઠ, બકડા, મેહનડાં, ઉંદર, બીલાડા, ઇતીઆદી તેવી ૧૫૦૦ જાત માલુમ પડીય. અને બીજી ૫૦૦ વધારે હશે અેવો કેઆશ કીરાય. પખરીઓની જાત ૫૦૦૦ માલુમ પડીય અને બીજી ૧૦૦૦ વધારે હશે અેવો કેઆશ કીરાય. પેટે ચાલનારા જનાવરો જેવા કે શરપ, ઘલોડી અેવાઓની જાત ૧૫૦૦ માલુમ પડીય અને ૫૦૦ બીજી હશે માછલીઓની ૬૦૦૦ જાતતો ઇઉરોપના મીઉજીઅમોમાંછે અને ૪૦૦૦ બીજી વધારે જાતો ધારેય મોવશકા જેવાં કે ઓકલગાઅે, ડાલુ, ખુપરીવાલા જનાવરોની જાત ૧૫૦૦૦ની ધારીઆમાં આવીય જીના જનાવરોની ૭૦૦૦૦ જાતતો અેકડી કરેઆંમા આવીય અને આરતીકીઉલેતા જેવાકે કીડા, કરાડીઆ ઇતીઆદીની જાત અેક લાખ ધારીઆમા આવીય અે શીવાઅે શઉથી ઉતરતાં જનાવગે જેવાકે પરવારાં તથા વાદલાંમાં રેહેય તેની [illegible] હજાર જાત હશે અેમ ધારેય. શધી મલીને ૨૫૦ [illegible] જાત ઇશવરની ઉનપન કીવેલી હાલ માલુમ પડેય અે [illegible] અેક જાતમાં કેટલાં પરાણી હશે તેનો શુમાર કરી હાતમાં આવનાર નાગી અેક જાતમાં કરોડ ઉપર પરાંણી હોઅે તેમાં કાઇ અચેરતી નથી ઉપલા હીશાબમા હવામાંના જનાવરો જે ખોલ્લી આખે દેખાતાં નથી તેતો ગણેઆબી નથી, અેક ફીલશુફ નામે અેરનહ બરગે ચારશો જાત શુખશમ દરશેક કાચથી શોધી કાહાડીય અે શધલા, ગણતરી પોહોચી નહી શકે અેટલા જનાવરો અેક પરમેશવરે પેદા કીધાય અને તે શધાને શારૂં ખોરાક, તથા પોશાણ પણ તઇઆર રાખીઉંય. શુ તેની શકતી હશે! જેને આપણી દુનીઆમાં આટલું કીધુંય અને હજુર બીજી કરોહો દુનીઆંછે જે માણશ માતર દુરથી અેક બીંદુ માફક જોઈ શકેય.

---

## પરમેશવર કેવો દયેઆલુછે.

માણશને જે ચીજો શઉથી વધારે ઉપીઓગની અથવા ગરજનીછે તે પરમેશવરે અતીશે શશાતી અથવાં મફત કીધી છે. હવા જે વગર માણશને ચાલે નહી તે શઘાને અેકજ રીતે મલેય કોઇને કશી મેહનત કરવી પડતી નથી અને મોટુ માણશ તથા અેક દીવશનુ બાલક, બંનેને અેક રીતે મલેય. શઉથી શારી અને તંદરોશતીમા વધારો થાઅે તેવી કશરત ચાલવાનીછે ચાલવાની કશરત આગલ ઘોડા ઇઆ હાથી ઉપર બેશવાનુ, ઇઆ ગાડીમા ફરવાનુ કાઇજ નથી. તોબી ચાલવાનુ કોણુને મોઘું પડીઉંય? શઉથી શરશ અને તદરોશતી ઉપજાવનારૂ પીવાનુ પાંણીછે અને પરમેશવરે દુનીઆના દર અેક ભાગમાં અે અગતની ચીજની બખશેશ કીધીય વહેદો કેહેય કે નીરમલ પાણી જેવુ બદનને તંદરોશતી તથા કરાર આપેય તેવું દારૂ ઇઆ શરબત ઇઆ બીજુ શારો [illegible] કોઇબી પરવાહી પદારથ આપતુ નથી. શઉથી પુશતી આપતો અને અવગુણ વગરનો ખોરાક જોઇઅેતો શઉથી શારો. શાદી રોટલીને કોઇ પુગી શકનાર નથી. અને જેમ ખોરાક વધારે તરફદથી બનાવેલો, વધારે મશાલાદાર, વધારે ચીશતાન તેમ પાચન થના વીલમ લગાડેછે. અને આન મેલવવામા પણ અેમજછે. શઉથી વધારે ઉપીઓગી ગનેઆન, જે માણશને દરરોજ કામ લાગેય તે અતીશે શેહેલથી આપણુ શીખીઅેય. અરે! આપણો પરમેશવર કેવો દયેઆલુછે, કે જેની શરવેથી વધારે ગરજ તથા ઉપીઓગ તેશે હલથી અને શઘને મલી શકેય

### પીરામીદ.



એવી બાંધણી મીશર દેશમાછે. એ બાંધીઆને નજદીક ચાર હજાર વરશ થવા આવીઆય શઉથી મોટો પીરામીદ બાંધતાં વીશ વરશ લાગા અને તેની ઉપર એક લાખ આદમી લાગા હતા એમ હીરાદોતશ નામનો તવારીખ બનાવનાર કહેછે એ પીરામીદો કબરને શારૂ બનાવીઆ શઉથી મોટો પીરામીદ નજદીક ૫૦૦ ફુટછે અને તલીએથી જો આપણે જો એએો હોએ તો વાદલાને લાગે એવો માલુમ પડેય. એ પીરામીદમા ઓરડાઓ બાંધેલાછે અને તેની અંદરથી મુરદા માલુમ પડી આવીઆય. એ ઓરડાઓમા જવાના કેટ લાએક રશતા ખોલલાછે અને કેટલાએકને ચીની લીધાછે નીચેથી પીરામીદ ચોરશછે અને જેમ ઉપર ચહડીએય તેમ તે નાધનો થતો જાએય નીચે ઉભા રહી જોએઓ હોએતો પીરામીદનુ મથાલુ અનીદાર માલુમ પડેય પણ જો ઉપર ગી આ હોએતો તે આશરે તરીશ ફુટ ચોરસ માલુમ પડશે. મ થાલે જવુ જરા બીકટ પરેય પણ જો હીમત રાખી ચહડી આ હોએતો કશી થાશતી નથી - એક ઓરત પણ પીરામી દ ઉપર ચહડી ગઈ હતી ઉપર ચહડવાની શીડીની પગતી ચાર ફુટ ઉચીછે તેથી દરએક પગતી ઉપર ચહડતાં હાથ ત થા પગ બંને કામે લાગેય જે લેડી ઉપર ચહડી હતી તેને નાહાનુ ઇશતાન કામે લગાડીઉં હતુ. ઉપર ગીઆ પછી મીશરનો દેશ નીચે માલુમ પડેય અને ઘઉંના લીલા ખેતરો તથા શણના ખેતરો ઘણા ખુશનમા લાગેય. પીરામીદ ઉપર ચહડતા હમેશ આરબ લોકોઆની મદદ લેવી પડે છે, કાંએકે કોઇ ભાગેલી જગો ઉપરથી તેઓનો હાત પકડવો પડેય નબલા આદમીની આંખે તમર આવેય પણ જરા હીમત પકડીતો પછી શંધી અડચણ રફતે રફતે દુર થાએછે. એકદમે ઉપર ચેર ચહડાઈ શકાતું નથી તેથી મુશાફરો એકબે ઠેકાણે દમ લેવા તથા તાજા થવા ઉભા રેહેય એ પીરામી દ ઇસ્આદશારીને શારૂ બાંધીઆ હતા પણ બાંધનારા વીશે ખ ચીત કશશું કેહવાઈ શકાતુ નથી હાલ માતર એક નાતી ના વીદવાને તરફ કીયોય કે સુફીશ તથા તેના ભાઈ શેનસુફી શ નામના પાદશાહોએ મોટો પીરામીદ બાંધીઓછે એ બા બતીથી આપણને એટલુ માલુમ પડેય કે લખો આદમીને વ રશો વેર વેઠે પકડીને કામ કરાવીઉંય અને પીરામીદો પાદશાહોના જુલમ અને જબરદશતીઓની નીશાણી દાખલ રહેઆય એ પીરામીદોમાં બાંધકામની રોનક કશી નથી.

મી० તાઇતે ગણતરી કીધીય કે શઉથી મોટા પીરામીદમા આશરે નવ કરોડ કીઉબીક ફુટનુ પથરનુ બાંધકામછે અને હાલ શાચાની મદદથી એવો બીજો બાંધેતો તે ઉપર તરીશ ક રોડ રૂપીઆ ઉપર ખરચ લાગે

---

## ખોરાક હજમ થાએય તે ઉપર અવલોકન.

અમેરીકામા એક શખશ નામે શેંટ માારતીનછે તેને એ કાએક અણજાણપણામાં પોતાને હાતે બંદુકની ગોલી પેટમા વાગી તેનો તરત ઉપાએ કીધો પણ તેના બદનમા એક કંપા ની ફાટ રહી ગઇ એ ફાટ વાટે તેની હોજડી (જેમાં ખોરા ક પચેય તે) દેખાતી હતી અને તેની હોજડીમા કયો ખોરાક જલદી પચેય, કયાને વીલમ લાગેય, તે તપાશવા વઇદો એ કઠા થએઆ હતા તેઓએ તેને તરેહવાર ખોરાક ખવડા વીઓ, અને જોએઉં કે કેવો ખોરાક જલદીથી હજમ થાઈ શીઓ તેને ગાજર ખવડાવીઓ અને તે હજમ થતા પાંચ થીતે ૭ કલાક લાગા. ભુંજેલુ ગોધાનુ માશ દોઢેક કલાક મા હજમ થાઈ ગીઉ. માખણ તાવેલું (ઘી) તેની હોજડીમા તરીઆ કીધું અને હજમ થાએઉંય નહી. ઇંડું અધકચરૂ જલદીથી હજમ થાએઉં અને મુરગીબી તેમજ જલદીથી હજમ થાઈ તેના પેટમા પારાની શીશી મુકી તો પેટની ગરમી ૧૦૧ અંશ માલુમ પડી હોજડીમા ખોરાક પચાવાને શારૂં એક જાત નો રશ કુદરતી પથરી નીકળેય. એ રશની અંદર જાંબુરા રંગનુ કાગજ મુકીઉં તો તેનો રંગ ઉડી ગીઓ એ ઘણીને બદનની અંદર જે ફાટ પડી હતી તેથી જાહેર અડચણ ન હી પડતી હતી તેની ઉમર હાલ બાવન વરશનીછે અને તે પોતાની મેહનતથી પોતાના કુતંબનું પોશણ કરેય ફાટથી તેની તંદરોશતીમાં પણ ઘટારો નથી થાએઓ. તે ખાતી વ

ખત તથા પાણી પીતી વખત ફાટને આપીને ધરેચ અને જો તેમ નહી કરેતો શાકુ તે ફાટને મારગે નીકલી આવેચ વઇદોને એ શખશથી ભારે નફો થાએઓચ, તેઓને પોતાની નજરે જોવાનુ બની આવીઉ કે કેવો ખોરાક ભારી અને કેવો હલકોછે તથા તે પરમાણે નબલા કોઠા વાલાને શુ ખાવુ તે માલુમ પડી આવીઉચ

વઇદોને એક બીજો શખશ પણ મલી આવીઓ હતો જેથી તેઓને ખોરાક કેટનેવારે હજમ થાએચ તે જાણવાનુ બની આવીઉ તે શખશમા એવો ગુણ હતો કે જે વખતે તે ઉલટી કરવા માગે તે વખતે કરી શકે વઇદોએ જુદો જુદો ખોરાક જુદે જુદે વખતે તેની પાશે પાછો કહડાવી તપાશી જોએઓછે, કે આટલા વારમા આટલો ખોરાક હજમ થાએઓ અને આટલો બાકી રહેઓ એ બે શખશોએ વઇદક શાશતર વધારવામા શારી મદદ કીધીઉ

## મુરગી અને ઇડાં.

એક ઇગરેજી ચોપાનીઆ ઉપરથી માલુમ પડેચ કે ગરેટ બરીટનમા મુરગી અને ઇડાનો ધધો ઘણો અગતનો થાઇ પડીઓચ છેક મીશર અને અમેરીકાથી એ ખોરાકની વશતુઓ ચાલી જાએચ અને કદાચ એવો પણ દાહાડે આવશે કે ઇશટીમર તથા લોહોડાની શડકની મારફતે હીદુશથાનથી જશે ગરેટ બરીટન અને આએરલડમા વરશ દાહાડે બે અબજ અને પચાશ કરોડ ઇડાનો ખપછે ૧૮૫૫ ના વરશમા બાહેરના દેશોમાથી એક કરોડ ઇડા આવીઆ હતા લડનશેહેરમા એ ઇડાનો ધધો એટનો ચાલેચ કે શાહાડ ઇડાના વેપારીઓછે જેઓ જથાબધ ઇડાની ઉથલ પાથલ કરેચ અને બીજા દુકાનદાર અને ફેરીઆઓ વેચેચ તે જુદા ઇડા કારખાનાઓમાબી કામે આવેચ હાતમા પેહેરવાના ચામડાના મોજા તથા નરમ ચામડાના જોડા બનાવવામા ઇડા પુશકલ ખપેચ, અને તે શારૂ ઇડાની દાલ કામે લગાડેચ સફેદીને પણ શુકવીને ઘણુએક રોનરના કામે લગાડેચ શેરડીનો રશ શાફ કરી ખાડ બનાવેચ તે રશ સાફ કરવાને શારૂ શુકવેલી સફેદી ઇગલડથી વેશટ ઇનડીજના ટાપુઓ ખાતે જાએચ ચોપડી બાધનાર અને સુરમો બનાવનારા સફેદીમાથી એક જાતનુ વારનીશ બનાવેચ દરાખનો દારૂ અને શીરો નીતરો કરવામા સફેદી વાપરેચ શુરીઆની રોશનીથી શબી પાડનાર અને છીટ તથા બીજુ કપડ છાપવામા સફેદી કામ લાગેચ વરશ દાહાડે બાહેરના દેશોમાથી તરણ લાખ રૂપીઆ ઉપરના મરઘા, બતકા આવેચ તરણ લાખ તરીશ હજાર રૂપીઆની કીમતનાતો પીછ બાહેરથી આવેચ અને એક કરોડ ઉપર લખવાના કુઇલ, જેની કીમત લાખ રૂપીઆ ઉપરચાએછે ઇડા અને મરઘા, બતકા તથા પીછો વરશે બાહેરના દેશોમાથી આવેચ તેની કીમત ચાલીશ લાખ રૂપીઆ ગણીઆમા આવીછે અને તે કરતા વધારે માલ દેશમાઆવેચ તે જુદો

## ગઊ શીતલા.

ઇગલડમા એક વખતે મી० કોપરે જણાવીઉ હતુ કે ચાલીશ હજાર શખશોને શહાઆડ (ગઉ શીતલા) મુકીઆથી તેમાના એકને નુકશાન પુગીઉ નહી હતુ શહીઅડ પોતાની મેરે આવીઆથી આખને બારી નુકશાન થાએચ તે વીશે પણ ગણતરી કાહાડીચ દાકતર જેનરે ગઉ શીતળા મુકવાની ટેવ કાહાડી તેની અગાઉ શો આધલાઓમા ૫૫ ની આખ શહીઅડથી જાતી હતી ગઉ શીતલાથી અધાપો એટલોતો ઓછો થાએઓ કે આ શદીની શરૂઆતમા શેકડે ૩૫ શખશોએ સહીઅડથી આખ ખોઇ થોડા વરશ થાએ આ તારે ફરીથી હીશાબ કાહડતા માલુમ પડીઉ કે શેકડે માતર શાત જણે શહીઅડથી આખ ખોઇ એ પરમાણે જેમ ગઉ શીતલા કડાવાની તેવ ફેલાતી જાએચ તેમ અધાપણ ઓછુ થાએચ છેલા હીશાબમા એવુ માલુમ પડીઉચ કે બધા ઓતો શેકડે પાચ શહીઅડથી આધલા થાએઆ હતા ઉપલા હીશાબ ઉપર આપણા લોકોને શારી પેઠ વીચાર કરવો જોઇએ બચાને ગઉ શીતલાથી ઘણો કરાર મલેચ, તે જાઉ આપદામાં પડતુ નથી અને ગઉ શીતલાથી કોઇ વખતે માતર એક બે દાણા ફુટીને રેહેચ તોબી તેથી આપણી ધાશતી મટી જાએચ કે કદાચ અવે પછી બચાને શીતલા આવીઆ તો તેના જાનનો જોખમ રેહશે નહી આપણી શરકાર મુબઇની બાહેર લોકોને ગઉ શીતલાના ફાએદા શમજાવતી નથી પણ જુલમથી બચાને પકડી શીતના મુકેછે એથી લોકોને ભારે ફાએદો થાએચ

## અલકલી.

એ બોલ અવે સોઓએ જાણુવો જોઇએ તેઓ સાબુ વાપરેય, ઘરની બારીને કાચ જડાવેય, તેઓ દર રોજ ઘરની દેવાલ ઉપર ચુનો જોએય, તેઓ ખોરાકમા અલકલી વાપરેય અને દર રોજ એ ચીજ શાથે કામ પાડેય મુખી અ અલકલીઓ ચારછે જેવી કે સોડા, પોટાશ, ચુનો અને માગનીશીઆ એ વગરે બીજી ઘણીએકછે એ અલકલીઓ શાથે જો કાઇ ખાટી ચીજ ઇઆ તેજાબ મલીઓ કે બનો એકકને ખાઇ જાએય અને અદરથી નીમક અથવા ખાર નીકલી આવેય ઉપલી ચાર ચીજો પરમેશવરે આખી દુનીઆમા પાથરી નાખીય શઘલી વનશપતીઓમા એ ચારમાની એકુ ચીજ જોઇએ એક પાતરૂ અલકલી વગર ઉગી નહી શકે શારલી જાતના અનાજો, ચોખા, ઘઉ, દાલ, વરેણા, મણા, ઇતીઆદી, સઘલામા અલકલીછે અને આપણા બદનમા પણ અનાજ શાથે ચાલી આવેય ઘરના ચુલામા જે રાખ હોએય તેમા પુશકલ અલકલી——શઘી તાકડામાથી નીક્ષેલી અમેરીકા ખડમા કનેડા નામનો દેશ છે તાહા ભારે જગલો હોએય અને લોકો તે જગલોને આગ લગાડેય તેથી રૂખા દરખતો બલી નીચે રાખ થાઇ પડેય એ રાખ ગાંડામા ભરીને કીનારે લાવેય અને તેને વાહાણોમા ભરી ઇઉરપ મોકલેય અને તે રાખમાથી સાબુ તથા કાચ બનાવવા અલકલી કાહાડેય હરકોઇ જમીનની અદથી અલકલી ખુટી કે પછી તેમાથી કાઇબી ઉગાવાનુ નહી તેલ અથવા ચરબી શાથે અલકલી મેલવી કે સાબુ થાએઓ ચકમકતી રેતી શાથે અલકલી મેલવી કે કામ બનીઓ ચુનો કેટલો કામ લાગેય અને દાકટર કડવુ મીઠુ જોલાબને શારૂ આપેય તેબી અલકલી જેવો શાબુ નથી વાપરતા અને કનરોલ વાપરેય તેઓને શમજવુ કે ચીકણા હાથ જે શાફ કરેય તે કનરોલમાની અલકલી માખણ અને પાણી કદી મલતુ નથી પણ અલકલી જો શાથે મલીનો પછી તેનુ દુધ બનેય અલકલી આવી ઉપીઓગી ચીજછે અમારા વાચનારાઓ અવે પછી એ બોલ વીશરશે નહી એવી આશાછે

## રેલવેની જડપ.

અંગરેજો માણુશ જડપથી ચાલીઉંતો દર શેકંડે ૪ ફુટ ચાલશે. જો બગીમા ઘોડાને જોડી ચલાવીઓ અને શારો ઘોડો હોએતો દર શેકંડે ૧૨ ફુટ ચાલશે બરફની ઉપર ચંગર પઇડાની ગાડી રેનદીઅર (એક જાતનુ શાબર) ખેંચેય તે દર શેકડે ૨૬ ફુટ ચાલશે શરતનો ઘોડો જો શારો હોએ તો દર શેકંડે ૪૩ ફુટ આગલ જવાનો શશલો દર શેકંડે ૮૮ ફુટ દોડવાનો, પવન ૮૨ ફુટ, અવાજ ૧૦૩૮ ફુટ, અને ચોવીશ રતલી તોપનો ગોલો ૧૮૦૦ ફુટ આવી ગણતરી એક ફરેચે દીકીમ એ શઘલા શાથે રેલવેને શરકાવીએ રેલવેની શડક દર કલાકે તરીશ માઇલ ચાલેતો દર શેકંડે ૮૪ ફુટ થાએ એ પરમાણે માણશના કરતા રેલવેનુ લોહોડાનુ ઇઅતર અગીઆર ઘણુ વધારે જાએય, શારા ઘોડાના કરતા આશરે ચારઘણુ વધારે, રેનદીઅરના કરતા બેવડુ અને પવન કરતા અરધો અરધ પણ માણુશ, ઘોડો ઇઆ રેનદીઅર જલદીથી થાકી જાએય અને બાફનુ ઇઅતર તો જેવુંને તેવુ જેમ એક ડગલુ ભરવાને માણુશને શેહલ લાગેય તેમ બાફના ઇઅતરને કોશ ચાલવાનુ શેહલુ શરતનો ઘોડો અરધા માઇલ શુધી બાફના ઘોડાની બરોબરી કરી શકે પણ પછી તે શુશત ઘોડો અથવા શાબર કાઇ ઘણા આદમીને ઘશડી નહી શકે પણ આ ચોપાનીઆના શઘલા વાચનારાઓને તેઓના કુટુબ શાથે શો માઇલ લેઇ જાઇ પાછા લાવે અને તે શઘુ શાત કલાકમા બાફનો ઘોડો એટલી મજલથી થાકતો પણ નથી અને જેવો મજલની શરૂઆતે તાજો તેવો મજલની છેડે

## પપેટાની કીમત ૧૮૦૫ માં.

નીચે જણાવેલી બીના શાહનશાહ વડા નપોલીઅનના જનમારામાથી ટાકીય

અલમની નામીચી લડાઇ થાઇ તેની એક દાહાડો અગાઉ શાજના નપોલીઆન અને એક શરદાર એક શાધારણ આદમી હોએ તેવા વેશથી છાવણીમા ફરતા હતા તેઓએ એક શીપાહીને જોએઓ અને તેની આગલ ભેબટમા પપેટ ભુજવા મુકેલા હતા શાહનશાહે શરદારને કહેઉ કે શધા કરતા હાલ મને એક ભુંજેલો પટેટો ખાવા ઘણો ગમેય જાઓ, પુછો કે આમાનો એકુ વેચાતો આપશે.

"શરદારે આગલ જાઇ પુછીઉ કે આ પટેટા કોણુનાછે એક શીપાહી બોલીઓ, મારા

શરદારે પુછીઉ મને એક પરેરો વેચાતો આપશો ?

શીપાહીએ જવાબ દીધો મારી પાશે આતરે પાચછે, અને તેટલા મને ખાવાને બશ નથી

શરદારે કહેઉ હું તમુને એક પપેરાના બે શુનાના શીકા આપીશ

શીપાહીએ જવાબ દીધો મને તમારૂ શુનુ જોઈતુ નથી, કાલે કદાચ હુ મારીઓ ગીઓ અને દુશમન મને લુખે પેરે જોએ તે મને પશદ નથી

શરદારે આવીને જે બીના બની તે શાહનશાહને કહી શાહનશાહે કહેઉં વારૂ હુ તપાશી જોઉ તે શીપાહી આગલ ગીઓ અને પુછીઉ કે તમો પરેરો મને વેચશો ?

ના, મારૂં પોતાનુજ પુરૂં નથી થએઉં.

શાહાનશાહે કહેઉ, તારે જોઈએ તે કીમત કર, હુ ભુખો છેઉ અને આજે ખાધું નથી

શીપાહી બોલીઓ, હુ તમુને કહુંચ કે મારૂ પોતાનુ પુરૂ નથી બીજુ, શું તમો એમ શમજોચ કે હુ તમુને ઓલખતો નથી

નપોલીઅને પુછેઉ, તારે હું કોણ છેઉ ?

શીપાહીએ કહેઉ કે “ નાહાનો શીપાહી ” શપાઓએ તમુને એમ નામ આપીઉચ ? હુ ખરૂં કેહુચની ?

નપોલીઅને કહેઉ, વારૂ તમો મને ઓલખોચ તારે મને એક પરેરો વેચાતો આપશોજ

શીપાહીએ કહીઉ, ના, પણ જો જારે આપણુ પાછા પારીસ જાઈએ તારે મને શાતે જમાડશો તો હાલ તમુને મારી શાથે ખવડાવુ

નપોલીઅને કહીઉ, કબુલ, નાહાના શીપાહીના બોલથી કબુલ, શાહનશાહના બોલથી કબુલ.

શીપાહી બોલીઓ, ઠીક, પપેરા શએઆ હોશે, આ બે બોરા તમે લેઓ, બાકીના હું ખાઇશ

શાહાનશાહે તાહા બેશીને પપેરા ખાધા અને જારે પોતાના શરદાર શાથે પાછો પોતાના તંબુમા આવીઓ તારે બોલીઓ કે, હું ખચીત છેઉ કે બુઢો હોશીઆર શીપાહીછે

બે મહીના નીકલી ગીઆ અને શાહનશાહ નપોલીઅન તુઈલરીના મેહલની દબદબા ભરેલી દરબારમાં હતો અને જમવાનો વખત પાએઓ તેવામા તેને કહેઉ કે બાહેરથી એક શીપાહી અંદર આવવા માંગેચ અને કેહેચ કે મને શાહનશાહે બોલાવીઓચ નપોલીઅને, કહેઉ અદર આવવા દે.

શીપાહી અંદર આવીઓ, પોતાના હથીઆરથી પરરી શલામ દીધી અને કહેઉ તમુને એઆદછે, એક દહાડે મારી શાથે ભુંજેલા પપેરા ખાધા હતા

અરે, તે તમો, હાં, હા, મને એઆદ આવીં, અને તમો મારી શાથે જમવા આવીઆચ, નહી વારૂ ખીદમતગાર, આ બાહાદુર શીપાહીને શારૂ તારી ટેબલ ઉપર એક વધારે રકાબી માંડ

શીપાહીએ ફરીથી હથીઆરે શલામ દીવી અને કહેઉ કે, ગારડનો શીપાહી ખીદમતગારો શાથે જમતો નથી, તમો શાહેબે કહેઉ હતુ કે મારી શાથે જમજો, એવી કબુલાત હતી અને તમારા બોલ ઉપર વીશવાશ રાખી હીંઆ આવીઓછેઉ

શાહાનશાહે કહેઉ, ખરી વાત, મારી નજદીક રકાબી માંડ, મારા પેઆરા, હથીઆર બાજુએ મુક અને તેબલ આગલ આવ.

જમી રહેઆ પછી શીપાહી પાછો ઉઠીઓ, પોતાનુ હથીઆર હાથમા પકડીઉ, શાહાનશાહને શલામ કીધી અને કહેઉ કે અમશધા શીપાહીને શાહાનશાહના શાથે બેશી ખાવુ નહી જોઈએ.

નેપોલીઅન બોલીઓ, અરે, હુ શમજીઓ, હુ તમુને મારી ગારદની રીજમીતની એક ટુકડીનો લફતનેનત બનાઉચ તથા લીજન આવ આનરનો અમલદાર કરૂચ.

શીપાહી બોલીઓ, હું મારા આ તકરાણથી તમારો ઉપકાર કબુલ કરૂંચ “ ઘણુ શુધી શાહનશાહ જીવજો ” એવો પોકાર કરીને રખશુદ લીધી

---

## હવા—દરીઆની હવા.

માણસ કેટલાએક દાહાડાવેર વગર ખોરાકે રહી શકેચ પણ જો થોડી મીનીટથી તે તાજી હવા પોતાના ફેફશામે નંહી લીએ તો તેની ઝંદગીની આખેરી આવેચ. હાલના રશાએણ શાશતરીઓ કેહેછે કે જે હવા આપણને જરૂરની છે તે એક નથી પણ તેની આરે ચાર જાતની હવાઓછે, જેમાં થોડી પરાણીઓને શુખ આપેછ અને થોડી દુખ દીએચ ચઉથી શાફ હવા જે છે તેમાં બે જાતની હવા હોએછે અને તેનો જંથો મુશદલછે. બાકીના બીજાં શાફ અથવા વશલ એવાછે કે માણસને જેહર થાઇ પડેચ.' એ બે

હવા ખાલેશ હોએ તે હવા તદરોગોતીને ઘણીજ શારી શમજવી, અને બીજી હવાઓ શાથે મલીનો બગડેલી શમજવી

હવા જે બગડેય તે ઘણા શબબથી, જે વખતે દીવો બલેય, લાંકડુ અથવા કોએલો બલેય, ઘાશ અને મુરદાં બલેય તે વખતે ધુમાડો જે હવામા ફેલાએય તેથી હવા બીગડેય બીજુ કારણ હવા બગાડવાનુ એછે કે હરએક ચીજ કોહતી હોએ તરીજુ કારણ એછે કે માણશ તથા બીજા પરાણીઓ દમ લીએય. એ તરણ કારણોના શબબથી ઘણીકએ હવાઓ અથવા વરાલ હમેશ હવા બગાડતા જાએય. એ નઠારી વરાલોના આપણે બે બાગ કરીએ, હલકી વરાલો અને ભારી વરાલો જે હલકી વરાલોછે તે હવાની ઉપર જતી રેહેય અને જેમ તેલ પાણીની નીચે ટકતુ નથી તેમ હલકી વરાલો નીચે રેહતી નથી પણ ઉપર ઉડી જાએય એ હલકી વરાલો જલદીથી શલગી ઉઠે એવીછે અને ખરતા તારા આપણ કહીએય તેનુ કારણ એછે કે એ હલકી વરાલો શલગી ઉઠેય.

જે વરાલો શાધારણ હવાના કરતા ભારીછે તે નીચે રેહેછે એમાંની શઉથી પુશકલ જેછે તેનુ નામ " કારબાનીક આશીડ " વીદવાનોએ આપીઉય. તાડી ઉભાએય અને જે ફીણ નીકલેય, અથવા ચોડાવાટરમાથી જે ધુમાડો નીકલેય, ચાક (શરેતો) અને શરકાને મેલવી આથી જે વરાલ નીકલેય તે " કારબાનીક આશીડ " છે એ વરાલ આપણે આપણા મોહોડામાથી બાહેર કાહાડીએય શાધારણ હવા કરતા એ વરાલ દોહડ ઘણી ભારીછે તેથી તે નીચે જમીનની શપાટી આગલ વધારે રેહેય ઇતાલી દેશમાં એક ગોફોછે જેમા માણશ ગીઈ તો કાઈ ફીકર નહી પણ શાતે નાહનુ કુતરૂ લેઈ ગીઆ હોએતો તે બેશુધ થાઈ જમીન ઉપર પડેય એનુ કારણ એ છે કે એ ગોફામા તલીએ " કારબાનીક આશીદ "છે તેથી કુતરૂં બે શુધ થાએય પણ માણશ ઉચો તેથીતેને કશીઅડચણ પડતી નથી એ ગોફામાં જેવું કુતરૂ બે શુધ થાઇ પડીઉં કે પછી તેને માણશો ઉપકેય, તે શાફ હવામાં આવીઉં કે પાછુ શજીવણ થાએય એ ગોફામા જો માણશ ઉભો રહેવાને બદલે નીચે જમીન ઉપર શુએ તો તેનો હાલ પણ કુતરા જેવો થાએ.

એ નઠારી વરાલ માણશોને તથા બીજા પરાણીઓને દુખ નહી દીએ તેને વાસ્તે પરમેશવરે એવી ગોઠવણ કરીછે ના દરખતોને એ વરાલ ઘણી ગુનકારીછે જાહાડના પાતરા એ વરાલ શુશી લીએય અને તેને બદલે પરાણીઓને ફાએદો થાએ તેવી હવા બાહેર કાહાડેય જાહાડના પાતરા માણશના ફેફશા જેવાંછે માણશના બદનમાની નીકલેલી ખરાબ હવા પાતરાં ઘણી ખુશીથી પોતાની અંદર લીએય અને તેને બદલે શાફ હવા જેથી માણશ જીવી શકેય તે બાહેર કાહાડેય અગર જાહાડ પાન નહી હતે તો હવા દીનપર દીન બગડતી જાતે અને છેલેશરવાલે એવી દશા થતે કે માણશ અથવા કોઈબી પરાણી જીવી શકતે નહી એ શબબ ઉપરથી શેહરોમા દર મોહોલે જો જાહાડોની હાર હો એ તો રેહનારાઓને શાફ હવા મલે અને તેઓની તદરોશતીમા શુધારો થાએ આજારી આદમી વશતીમાથી નીકલી તદરોશતી શુધારવા બાગ તથા વાડીમાં જાએય, તેને ફાએદો એછે કે તેને શાફ, વગર બગડેલી હવા મલે

પાણી પણ એ નઠારી વરાલ ને શુશેય એક વાશણમા પાણી અને નઠારી વરાલ એકઠી કરી શારી પેઠે પેલુ વાશણ હીલાવીઉ હોએતો પાણી નઠારી વરાલને શુશી લેશે. જાંહાં તલાવ હશે અથવા નદી વેહતી હશે તાહા એજ પરમાણે હવા શાફ થાએય અને હવા શાફ રહેવાથી તલાવ અને નદીને કાઠે આપણને ફરવા ગમેછે. દરીઓ પણ એજ પરમાણે હવા શાફ કરેય. અને જેઓને છાતીનુ દરદ હોએય તેઓને એજ કારણશર દરીઆનીશફર કરવાવઇદો ભલામણ કરેય

તોફાણથી પણ હવા શાફ થાએય નઠારી વરાલો જે એકઠી થાઇ હોએ તેને તોફાન પરાગંદે કરી નાખેય. દરીઆના ઉછલતા મોજાઓ શાથે નઠારી વરાલો જાઇ અડેય અને તાહા પાણીમાં જતી રેહેય અથવા હવાની અંદર ફેલાઇ જાએય કે તેથી તેઓનુ જેહેર અતીશે કમ થાઇ જાએય વેશત ઇનડીશમાં તોફાનો ઘણા થાએય અને તાહાના રેહવાશીઓ જણાવેય કે એ ટાપુઓની હવા તોફાન થાએઆ પછી ભારે શુખ કારક લાગેય પરમેશવર કેવો દાહાપણ ધરાવનારછે કે તોફાન જેવી ભયંકાર ચીજ પાશે આપણા શુખનો ઉમેરો કરાવેય

હવા જેમ વધારે અને ઘટ હોએ તેમ તેની અંદર દમ લેવાનુ વધારે શારૂ પાહાડો ઉપર અથવા ઉંચાણની જગોએ હવા પાતલી હોએય તેથી જે ઘણીને છાતીનુ દરદ હો એ તેને વઇદો ઉંચી જગો ઉપર પાણી ફેરફાર કરવા મોકલતા નથી છાતીના દરદીને જેમ બને તેમ દરીઆ કાંઠા આગલ રેહવુ વધારે શારૂછે જેઓને દરીઆનો, પવન'મ

લતા હોએ તેઓને તે પવન ચોખો ખાવો ઘણો શારોછે અને મુમબઈમાં દરીએ કીનારે કબરશતાનો, શમશાન તથા બીજી હવા બગાડનારી ફુરગંધીછે. તેથી મુમબઈની કેટલીએક વશતીને શાફ ખારી હવા મલતી નથી એટલુંજ નહીં પણ દરીઆનો પવન કેટલીએક નઠારી અને ઝેહરી વરાલો વશતીના ફેફરા આગલ લેઈ આવેચ.

દરીઆ ઉપરની હવા શાફ ચોખીછે એટલુંજ નહી પણ ખારીછે દરીઆનો પવન મોજાઓનુ ફીણુ તથા નીમક શાથે લેઈ આવેચ. એ નીમકથી જાહાજ પાનને ઘણુ નુકશાન પુજેચ પણ માણશને તેથી ફાએદો થાએચ.

જેઓને સલેખમા (સરકમ) તથા બલગમની ટેવછે તેઓને વઈદો દરીઆ કીનારાની હવા લેવા ભલામણ કરેચ જોગે અથવા કફ ઉપર પણ દરીઆની હવા માફક આવેચ જેઓ આટલાનતીક અથવા પાશીફીક માહાશાગર ઉપર શફર કરેચ તેઓ કેહેચ કે જાર દરીએ ખલાશીને કદી સલેખમાં ઠંડી થોશો થતો નથી પણ જેવા એ દરદો થવા લાગા કે અમો શમજીએચ કે કીનારો નજદીક આવીઓ. એ શેરો અથવા શલેખમાં જમીન તથા દરીઆ ઉપરની હવા-ભેલાએ આથી થાએચ - મુમબઈમાં લોકો શાંજના પવનમકી અથવા દરીએ કીનારે બેશેચ તેઓને ખારીક હવાથી ભારે ફાએદો થાએચ અને જો એ ચાલ છોડી દીએતો તેઓને છાતીના દરદો તથા તાવ આવીઆ વગર રેહ નહી.

વઈદોને એવુ માલુમ પડીઉંચ કે જેઓનો દરીઆ કીનારા આગલ માછલી પકડવાનો ધંધોછે અથવા જેઓ નીમકના આગરમા કાંજ કરેચ તેઓને કફ, સલેખમાં તથા છાતીના દરદો થતાં નથી. તેઓ દર રોજ નીતરી ખારી હવામા દમ લીએચ અને તેઓના ફેફરા મજબુત થાએચ. દરીઆમા કોઈ વખત શેહેલ કરવી પણ શારીછે કેટલાએક જેઓ તાવદાન જેવા હતા, જેઓને ખાણું પાચન નહી થતુ હતુ તેઓને વાંહાણમા ચહડાવીઆથી ભુખ લાગી અને દીલ ઉપર મારા પણ આવીઉં. તેઓને પેહેલે ઉલટી શારી પેઠે આવેચ અને પછી ભુખ એટલી ફુરેચ કે જમીન ઉપરના કરતાં બેવડુ ઘણી રૂચીથી ખાઈ જાએચ

બરફ્મીની શફર.



ઉતર અથવા દખણીન દર તરફ જેઓ શોધને મારેજ એછે તેઓને ભારે અડચણ ખમેચ હડીનો તેઓને એટલી લાગેચ કે નબળો આદમીનો શીજી ગેહ બરફનું ટપણું શનાઓ બારી ખમેચ કોઈતો મોટો ટાપુ જેવા, કોઈ ઉંચે

નાહુંના પાહાડ જેટલો. જે વાહાણ જઈને બરફને અઠડી પડે તો કોઈ વખત વાહાણના કકડે કકડા થઈ જમ્એચ. ઘણી વખત વાહાણમાના આદમીઓને બરફ ઉપર ઉતરવું પડેય અને તેને બાજી રશતો કરવો પડેય. કોઈ વખત વાહાણની આશપાશ ચોમેરથી બરફ ફરી વલેય અને તેથી વાહાણના આદમીઓને ગોએચા બંદીખાનામાં રેહવુ પડેય. ઠંડી એટલી પડેય કે તેલનો દીવો શલગતો નથી તેલ પથર જેવું થઈ જમ્એય તેથી દારૂના દીવાએ ચાહે તથા પાણી ગરમ કરેચ. એ બરફની જગો ઉપર પાણીની બારે તાણ પડેય અને મુંબઈ ટાપુ જેટલા બરફના કકડા વાહાણ શાથે ઘશડાતા આવેચ. એ વખતે બચાવ કરવાને ભારી મેહનત તથા કલાની ગરજ પડેય. જારે વાહાણ ભાગી જમ્એચ અથવા અટકી બેશેય તારે ખલાશીઓને બરફ ઉપર ઉતરવુ પડેય અને તેની ઉપર તંબુ મારવાની તથા મુશાફરી કરવાની ફરજ પડેય. બરફની ઉપર રેહવું તથા શુ શુ કાઈ હલકુ કામ નથી અને જો તેવામા તોફાન થઈ આવીઉં તો બરફના ટાપુના કકડે કકડા થઈ જમ્એચ અને ઉપર જે માણશ હોએછે તે પાણીમા પડી ડુબી જમ્એછે કોઈ વખત બરફનો ટાપુ પીગલતો જમ્એછે તારે જો તરત પાશે હોડીઓ નહી હોએતો પરાણની ઘાત થામ્એછે એવું પણ બનેછે કે વાહાણ એક વખતે બરફમા ખુંટી બેઠું કે પછી એક આખું વરશ નીકલી જમ્એ પણ છુટકો થાતો નથી. આટલાનતીક માહાશાગરમાથી પાશીફીક માહાશાગરમા જવાનો રશતો દરીઆ ગલથી ગોધી કાહાડવા બારે મેહનત થઈ હતી અને તેમાં શર જાન ફરાનકલીન તથા તેની શાથના નાવીકોનુ કોણ જાણે શુ થામ્એઉ, તેની હજુર શુધી બરોબર ખબર પડી નથી ધારીઆ પરમાણે તેઓના વાહાણ ભાગી ગમ્એલાં અને તેઓ ભુખમરાના શબબથી મરણ પામેલાં એ રશતો કપતાન માકલુરે ઓખેર શોધી કાહાડીઓ પણ વેપાર શબબે ઇઆ બીજી બાબદ કરવા ઉપીઓગનો માલુમ પડીઓ નહી. ઉપલા ભીતરમા બરફની અદરથી વાહાણ પોતાનો રશતો કરેછે.

## પરચુટન બીનાઓ.

**હાથીદાંત ઊપર શુનાનો ઘોર ચહડાવવો**—પેહલીં હાથીદાતને હીરાકશીના પાણીમા થોડોવાર રાખો અને પછી તેને અરકમાં પીગલેલા શુનાના પાણીમાં નાખો અને થોડાવારમા હાથીદાંત ઊપર શુનુ ચહડી આવશે. શુનાનું પાણી કરવા શારૂ તેને નીમક અને શુરાના તેજાબમાં પીગલાવવું

**રોશનીની જડપ**—ચંદર ઊપરથી રોશનીને આ દુનીઆમાં આવતા શવા પલ લાગેચ, શુરીઅથી આવતાં આઠ મીનીટ. બરેશપતીથી આવતા ૫૨ મીનીટ. હરશલ નામના ઘરેહથી આવતા ૨ કલાક. શણીથી મોટા શીતારાથી આવતાં તરણ થીતે બારે વરશ અને નાહાના તારાથી આવતાં ૪૦૦૦ વરશ. રોશની દર પલે ૨,૦૦,૦૦૦ (બે લાખ) માઈલ દોડેચ. જોઈએ, કોણ શાહેલી શાથી કાહાડશે કે ચંદર, શુરજ ઘરેહ તથા શીતારા આપણી ધરતીથી આટલા દુર રછે?

**લંડનમાં માછલીનો ખપ**—લંડનમાં બીલીંશગેટ નામનુ મોટું મછી બજારછે તેમા ૧૮૫૦ ના વરશમાં નાહાની તથા મોટી મલીને ૭,૭૭,૫૦,૦૦૦ તાજી ખપી. એ વગરે શુકવેલી, નીમક દીધેલી અને ધુમાડો આપેલી માછલી જુદી

**એક ઈંચ વરશાદ**—લપ્ટનેનત મારી જણાવેચ કે આટલાનટીક શમુદરના પાચમાં ભાગ ઊપર જો એક ઈંચ વરશાદ વરશીઓનો તે, વરશાદનુ વજન ૩૬૦,૦૦,૦૦,૦૦,૦૦૦ ટન થામ્એ એક ટન તેહેશી મણનો.

**માથકોનો મોટો ઘાંટ**—એ ઘાંટ કેરેમલીન નામના મેહલમાંછે તેનુ વજન ૪૦,૦૦,૦૦૦ રતલછે. તેની ઊંચાઈ ૨૧ ફુટ ૬ ઈંચછે. તેની શણીથી વધતી પોહોલાઈ ૨૨ ફુટ ૫ ઈંચછે અને તેની જાડાઈ ૨ થીતે ૬ ઈંચનીછે એ ઘાંટને ઇ૦ શ૦ ૧૭૩૦માં ઓતીઓ હતો.

**માછલીઓ માલા બાંધેચ**—પરોફેશર આગાસીજ કેહેચ કે મેં એક વખત એક શેરોવરમાં બે માછલીને જોઈ કે તેઓ કીનારો છોડી એકદમ પાણીમાં ડુબી પડી. જે જગોથી માછલી ગઈ તે તપાશતા મને માલુમ પડીઊ કે પાણીમાં ઊગતાં જાહાડોમા એક માલો બાંધેલો અને તેની અંદર નાહાના બે ડકા હતા. એ માછલીઓ પાછી બાહેર નીકલી અ

ને જાંહાં પેલો શીખશગુરૂ હતો તેનાંથી છ શાત ફુટ કુ ર ઊંળી કે જોઈએ અમારા માલાને શું કરેચ.

શશરો અને જમાઈ—એક શખશ પોતાના શ શરા આગલ પોતાની વહુની દર રોજ ફરીઆદ કરે તો હતો કે મારી વહુનો શવભાવ ઘણોજ નઠારોછે શ શરાએ કેટલું એક શુધી શાંભલીઆ કીધું પછી એક દા હાડે પોતાના જમાઈને કહેઊં કે તમોએ આટલી ખ ધી ફરીઆદ કીધી તેથી હું મારી દીકરી ઊપર ગોશ શે થાઓઓચ અને અવે પછી જો કાંઈ વધારે ફરીઆ દ મારે કાંને પડીતો મારી દીકરીને કશો વારશો આ પીશ નહી. તારપછી જમાઈએ ફરીથી શશરાને ફ રીઆદનો એક બોલ પણ નહી કહેઓ

પવનની દોડ—ફીલશુફે કહેચ કે અગર પવન એક કલાકમાં એક માઈલ ચાલીઓનો આપણને મા લુમ પડવાંનો નથી. જો એક કલાકમા શો માઈલ ચાલીઓ તો જાહાઝો ઊખડી જાએ અને દુનીઆની પેદાશને ખરાબ કરે

તોપના ગોલાની જડપ—દર શેંકડે ગોલો ૬૦૦ ફુટ દુર જાએચ.

ઊતમ રીત—એક ઈઊનાની ઓરતને પુછીઊં કે તમો પરણશો તારે તમારા ઘણીને શારૂં શુ રીત લે ઈ જશો. ઓરતે જવાબ દીધો કે હું એવી રીત લે ઈ જઈશ કે તે પઈશ અરચતાં મળતી નથી. હું મારા ઘણીને શારૂં પાક દામાન, દાઘ વગરનું દીલ, અ ને નેકી લેઈ જવશ કાએકે મારા વડાવાઓથી ઓ ચીજો વગરે બીજું કાંઈ મને મલીઊં નથી

ગ્યાન મેલવવાની રીત—એક ઈરાની ફીલશુફ ને પુછીઊં કે તમોએ આટલું બધું ગ્યાન કેમ એક ઠું કીધું. જવાબ મલીઓ કે જે ચીજ વીશે હું અ ણજાણો હતો તે પુછવાને હું શરમાઓઓ નહી

અચરતી ભરેલો ફેર—નીઊ જીલાંદમાં અગલ રેવાજ હતો કે લગન પરૂઓની આગમચ વર અને કનીઆ એકેક શાથે માથા અફાડે હીઆનો પરણી આ પછી માથાં એકેક શાથે અફડેચ

ઊંચ—ઊંચનો ખપ ઈ જ્યલંડમાં એટલોકે કે લં ડનમાંજ માતરે એક દાહાડામાં દશ લાખ ખપેચ અ ને એક પેહડીને વરશે બોંતેર લાખ ઊંચની ગરજ પડેચ

## ગરબી.

અલબેલીરે શારદમાત પુજવાને જઈએ,
વરદાલીરે વિદ્યામાત પુજવાને જઈએ.
બલહારીરે શકતીસાર પુજવાને જઈએ

પુજવા જઈએ દુરગુણ હણિયે,
સદગુણ સણગાર સજીયેરે ॥
તજી દઈ નરસી રમત ગમત સહુ,
નીતી બાવે ભજીયે ॥ પુજ૦ ॥ ૧ ॥
ઘણી કરી મેનત ભણીયે ગણીયે,
જાણીયે સાર વિચારરે ॥
ગ્યાન ચતુરાઈ ડાહાપણ લહિયે,
ભગતી આનંદકાર ॥ પુજ૦ ॥ ૨ ॥
પિઉ સસરા ઘરના જન જોડે,
સંપ સલુકે રહીયેરે ॥
સહુની સાથે વાહાલ વધારી,
ઘરની બાર ન કહીયે ॥ પુજ૦ ॥ ૩ ॥
આલશ કાઠી ઉદ્યોગ આદી,
કાળખણ ન ખોઈયેરે ॥
બાલક હઈએ નીતી ભરીયે,
જગમા સારા સોહિયે ॥ પુજ૦ ॥ ૪ ॥
સજ્જન સંગતિ કરિયે રોજ,
વીવેકવાણી વદીયેરે ॥
અશલના ચેરી વહેલ વેહેમો,
ગ્યાન ધરીને તજીયે ॥ પુજ૦ ॥ ૫ ॥
અનેક અંટપટી અડચણ આરી,
સત્યની રાહે રમીયેરે ॥
માયો ભાતને મૈત્રી અગર,
સુખ્યદા જાત્રો જમીયે ॥ પુજ૦ ॥ ૬ ॥
દમેંયતી દ્રોપદી રૂકમણી સીતા,
શીરાં અલ્પાને તારરે ॥
સુખ સંસારનાં સારદ મેને,
પામી બહુ સીધો સારા ॥ પુજ૦ ॥ ૭ ॥
જગના નીમો નિરખી ન્યારા,
ગોવીંદ ગુણો ગાઈયેરે ॥
સંકટ વિઘન ભય હણણા સારૂં,
સારદ શરણે જઈયે ॥ પુજ૦ ॥ ૮ ॥
અબલાજાતી સુઘરે વેલી,
અનતપુરણા વરલઈયેરે ॥
ધરમ કુલના અમદા જાણી,
નરમદ ધનને ભજીયે ॥ પુજ૦ ॥ ૯ ॥

# સ્ત્રીબોધ.

પુશતક ૧ લુ ડીશેમબર ૧૮૫૭ આંક ૧૨ મો.


## લાએડીવાલી ઓરત.

### રાંણી ફીલીપા.

———o———

ચઉદમી શદીમા ઈંગલંડનો રાજા તરીકે એદવરદ ફરાનસ દેશ ફતેહ કરવા ગીઓ હતો એ રાજાએ પોતાનો દાવો એવો ઉઠાવીઓ હતો કે મારી માની તરફથી ફરાનસની ગાદી ઉપર બેશવાનો હક મારો છે. રાજા જારે ફરાનસમા લશકર લેઈ ગીઓ તારે પોતાની ઈંગલંડમાની ગાદી પોતાની રાણી ફીલીપાને શોપી ગીઓ એ રાણી જારે ગાદી ચલાવતી હતી તારે સકાટલંડના રાજાએ ધારીઉ કે હવે ઈંગલંડ ઉપર ચહડવાનો વખત શારોછે. એદવરદ ફરાનસમા લશકર શાથે રોકાએઓછે અને એક ઓરત હાલ કારભાર ચલાવેછે વાશતે જલદીથી ફાવી જઈશ તેને ઈંગલંડ ઉપર ચહડાઈ કીધી. રાણી કશી વાતે બીધી નહી, તેને પોતાના ખાવંદ પાશેથી કશી મદદ માગી નહી અને જે લશકર મળીઉ તથા જે સરદારો ઈંગલંડમા રહેઆ હતા તેઓને લેઈ સકાતના લશકરની શામણે લડવા ચાલી નેવીલ કરાસની જગો આગલ એક લડાઈ થાઈ અને તાહા ઈંગરેજી લશકરને ફીલીપાના હીમત આપીઆથી એટલુતો શુર છુટુ કે દુશમનનુ લશકર પેરાગરે કરી નાખીઉ, સકાટલંડના રાજા બરૂશને કેદ પકડીઓ સકાટના લશકર ઉપર મારો પડીઓ અને તેઓનો પાદશાહ બધવો થાએઓ હતો તેથી એકજ લડાઈમા શંધું નીવારણ આવીઉ. લડાએક રાજાની લડાએક ઓરતનો તરાશ બેશી ગીઓ અને ઈંગલંડને કોઈ દુશમનની ધાશતી રહી નહી.

પણ એ લડાઈ કરતા બીજી ફતેહ એ રાણીએ મેલવીછે તેથી તેનું નામ હજી શુધી માન શાથે લેવામા આવેચ એ ફતેહ આગલ નેવીલ કરાસની ફતેહ કાંઈ નથી ફરાનશ દેશમા એદવરદને કાલેશનુ શેહેર ફતેહ કરતા ભારે અડચણ પડી કોઈ લડાઈમા તેને એટલી મેહનત પડી નહી હતી તેને કાલેશના લોકો ઉપર ભારે ગોશો હતો એ શેહેરના લોકો ઘણી હીમતથી લડીઆ હતા તેઓએ ઘણી આશા રાખી હતી કે અમારો છુટકો થાશે પણ જારે દરેક આશા રદ ગઈ તારે તે શેહેરના શરદારે એદવરદને અરજ કીધી કે હવે તમો અમારી ઉપર દએઆ કરો, અમો અમારી ફરજ પરમાણે લડીઆછે પણ હવે અમારી પાશે ખોરાક નથી, તેથી અમોને ભુખે મરવુ પડશે ઈઆતો જીવ ઉપર આવી લડવુ પડશે, વાશતે અમારી ઉપર મેહેરબાન થાઈને અમુને હીઆથી જવા દેવો અને શેહેર તથા કીલો તથા તેનીઅંદર અમારી દોલત અને માલછે તે તમો લેઓ રાજા એદવરદે પેહલાતો એવો જવાબ દીધો કે બધ એકદમ તાબે થાઓ, મારી મરજીમા આવશે તેમ કરશ પણ તેના ઉમરાવો તથા શરદારોએ શમજાવીઆથી તેને કહેઉ કે "એ શેહેરના છ મુખીઅ શેઠીઆઓ શેહેરની બાહેર ઉઘાડે માથે, ઉઘાડે પગે, માતર ખમીશ ઉપર અને ગલામા દોરડુ નાખીને, હાતમા શેહેરની તથા કીલાની કુચીઓ લેઈ મારી આગલ આવે અને તેઓના જાન મારા હાતમા જો એમ થાએ તો શેહેરના શઘલા આદમીઓ ઉપર હું દએઆ લાવીને તેઓને માફ કરીશ." શેહરમા જારે એદવરદની આવી શરત શાભલી તારે ભારે દલગીરી ઉપજી નાહાના, મોહોટાઓની અનજુમણ એકઠી થાઈ અને તાહા શઉથી મોટા વેપારી અને દરવીઅવાન શખશ નામે ઈઉશટેશ દી શેન પીઅરે પોતાનો જાન પોતાના ભાઈબનોને બચાવવાને શારૂ આપવા તઈઆર થાએઓ તે બોલીઓ કે "મોટા નોહાના શાહેબો, આ શેહરના લોકો ભુખમરાથી અથવા લડાઈથી મરણ પામે અને તે છતે ઉપાએ, એ ઘણુ દુખ ભરેલુછે એવા દુખથી જે ઘણી લોકોને બચાવશે તેને પરમેશ્વરથી ઘણી

દીરતી મલશે. મને પોતાને પરમેશવર ઉપર એટલો ભરોશો છે કે જો આ લડાઇમાં મરણ પામુ અને બાકીનાઓને બચાઉ તો તે મને મારો ગુનાહ માફ કરશે. એ કારણશર હુ મારો જીવ જોખમમા નાખવાને પેહલાં હાજર છેઉ." એ ધણીની શાથે બીજાં પાચ એકઠા થએઆ અને તેઓ એડવર્દ પાશે ગીઆ. તેઓએ પોતાના જાનને શારૂ અરજ કીધી પણ રાજાએ તે શાભલી નહી આખી દરબારના આખમાથી પાણી પડીઆ અને તેઓએ પણ રાજાને દએઆલુ થવા શમજાવીઉ પણ રાજા પગલીઓ નહી. તેને હોકમ દીધો કે જલાદને બોલાવ. એ વખતે રાણી ફીલીપા હાજર હતી તે ધરવાર હતી અને તે રડતી રડતી, ગોઠણ પડીએ બેશીને બોલી "અરે મેહરબાન, મેં ઘણી જોખમારી રીતે દરીઓ પાર કરી હીઆ આવીઆ પછી તમારી પાશે કશુ માગીઉ નથી તેટલા શારૂ આશીરવાદ પામેલી મેરીના નામથી અને જે પેઆર તમારો મારી ઉપરછે તેથી હુ માગી લેઉ છુઉ આ છ શેઠીઆઓ ઉપર દએઆ લાવ" † રાજાએ ફીલીપાનો ચેહરો જોએઓ અને થોડોવાર મુગો રહી બોલીઓ. "અરે તમો આ વખતે હીઆના કરતા બીજી જગો ઉપર હતેતો શારૂ તમોએ એવી અરજ કીધીચ કે મારેથી ના પાડી શકાતુ નથી. તેથી એ છ જણને મેં તમોને શોપીઆચ, જાઓ અને એઓને ગમે તેમ કરો" † રાણીએ તેઓને પોતાના દીવાનખાનામા બોલાવીઆ, તેઓના ગલાં આગલથી દોરડુ કહડાવી નાખીઉ, તેઓને કપડા તથા જમણ આપીઉં અને થોડી બખશેશ કરી, શહી શલામત મોકલી દીધા રાણી ફીલીપા જે વખતે નવીલ કરાસ આગલ ઘોડા ઉપર બેશી, હાતમા હથીઆર લેઇ લડતી હતી તારે મોટી હતી. જારે બરૂશ રાજાને કેદ પકડી પાછી ફરી દબદબા શાથે લંડનમા દાખેલ થાઇ તારે પણ મોટી હતી પણ જારે કાલેસ આગળ ભર દરબારમાં ગોઠણમડીએ પડેલી, પોતાના ધણીનો એક હાથ પકડેલો, અને આખમાથી આશું વેહતા હતા તે વખતની મોહોટાઇ જેવી ઉચી અને ખરીઉ તેવી બીજી મોહોટાઇ નહી હતી. રાણી ફીલીપા બાહદુરીમા મોટી પણ દએઆમા તે કરતાં મોટી હતી

## મોહત આવવાની આગમચેતી.

મોહોત નજદીક આવી પુગુ છે એની નીશાન મરનાર ધણીને કુદરતી એવી રીતે લાગેછે કે હવે તેનો વખત પુરો ભરાઇ ચુકોછે. " ઉજનામ " નામે એક ગણીત શાશતરી જો કે પોતે પોતાની દેખઇતી પુર તંદરોશતીમા હતો તોએપણ તેણે પોતાના નીશાળીઆઓને કેહું કે તમે જાઓ, હવે મારો મરવાનો વેલ નજદીક આવેલોછે. એવું કહા પછી થોડા વખતમા તેને ફેફર આવીઉં અને મરણ પામેઓ.

" ફ્લેચર " નામનાં એક પવીતર દીલના પાદરીએ એક ખોઆબ જોઓ તેમાં પોતાની આખેરનો દેખાવ જોઓ. એ દેખાવને તે પોતાના માઆલુ પરમેશવર તરફથી એક ચેતવણી શમજેઓ, તેથી તરત ઘોર બાધનારને બોલાવી ઘોર કરવાનો હોકમ આપેઓ. જતી વખતે તેણે તાકીદ કરીને કેહુ કે જો જલદીથી કામ પુરૂ કરજે કાએકે વખત રેહો નથી તે પરમાંણે જો ઘોર બાધનારે ઘોર કરવાની ઉતાવલ નહી કીધી હતેતો મોહોત જલદીથી આવેલુ કેહેવાતે

" મોજારટ " નામનો એક ઘણોજ ઉતમ ગાનારાએ પોતાના મોહતની વેલા જાણી એક રાગ પોતે જોડેઓ તે એવી મતલબથી કે તેના મરણની વખતે તે તરત કાંમ લાગે, અને જેથી તેની ઇઆદગારી કાએમ રેહી જાએ. જારે આખેરી નજદીક આવી તારે " મોજારટ " બોલેઓ કે ", કેમ મેં નહી કેહુ હતુ કે એ રાગ મહને પોતાનેજ દફનાવા શારૂ મેં હમણા જોડેઓછે "

એક ચીતારાએ એક દીવશ પોતાના ચીતરોને કેહુ કે તેના હાતમા જે કલાછે તે હવે મવાની, માટે તે જલદીથી એક છેલો ચીતાર પાડી લેવા ધારેછે. તેઓએ પુછીઉ કે શાનો ચીતાર તું પાડવા ધારેછે. જવાબ દીધો કે " શઘલી ચીજની આખેરીનો. " એક શેશલાએ પાછો ઉતર દીધો કે " તમારીબી આખેરી આવાનીછે," જે મશકેરીમા બોલાઇઉં હતું તેના જવાબમા પેલા ચીતારાએ ખરા દીલથી, ગંભીર મનથી, અને છાતી ભરીને કેહુ કે " એ ખરી વાતછે—જેમ જલદીથી એ ચીતાર પાડી લેઉ તેમ શારૂ " બીજે દીવશે તરત તેણે પોતાનું કામ શુરૂ કીધું, અને જેમ બને તેમ પુશકલ ઉદીઓગ અને મેહનત કરી તે પુરૂં કીધુ, અને જારે છેલી પીછી લગાડી અને કામ, શંપુરણ થઇઉ, એટલે પોતાની રંગની કુડી લઇ બાજુ કકડે કકડા કરી નાંખી, અને બોલેઓ કે " હવે મારૂં પુરૂ થઇઉ. " બારમ મહીનામા ત ચીતાર " આખેરી " ને નામે કરી જાહેર પડેઓ, અને અકટોબર મહીનામાં જે ધણી આણુના ચેહરામા ગુશો જોતો હતો તેની આખ બંધ થઇ.

* † ફ્રોઇશારત (તવારીખ લખનાર)

આગલા લોકે એવી અગમચેતીને કોઇ જાતની જાદુઇ અથવા કોઇ જાતની દેવ દેવીઓની મદદ શમજતા હતા. પણ જાન હંટરે આ છુપા ભેદનો ખોલાશો થોડા શબદોમા કરેઓછે. તે કેહેછે કે "આપણો મરવાનો વખત નજદીક આવેઓછે, અને હવે હું વધારે વખત નથી જીવવાનો એ અશર આપણને આપણા શરીરમાં લાગેછે. તે એવી રીતે કે જીવ ફરીને જે કુઉઅત આપણા બદનમા આપણને જીવતા જીવત લાગેછે, તે કુઉઅત જીવ જવાની વખતે ઘણીજ નબલી પડી જાએછે, અને એ નબલાઇની અશર આપણી ઇંદ્રીઓની મદદથી આપણા ભેજા ઉપર થાએછે જેથી આપણને ખબર પડેછે કે જીવ જવાનો વેલ હવે છેક નજદીક આવી પોહોચ્યોછે"

હંટરે પોતાને વીશે અગમચેતી કરી હતી, તે એજ વીચાર ઉપરથી તેને લાબી મુદતનું દીલનું દરદ હતું, અને તે આહેશતે આહેશતે એટલું તો વધી પડીઉ હતું કે તેની ખાતરી થઇ હતી કે કોઇબી બીના એવી બની કે જેથી તેનાં દીલમા અતીશે માંઠુ લાગે, તો તેથી તેજ વખતે તેની આખેરી આવી જવાની એક દીવશે ઘેરમાથી બાહેર નીકલતી વેલા તે બોલેઓ કે જો ઇશપીતાલમા આજે જે તકરાર થવાનીછે તેમા ગોધો ઉપજાવા જેગ કોઇ બીના બનીતો મારી તુરત આખેરી આવાની. વાત કરતા શાંભેના ઘણીથી હંટરને સોના મોહોડા ઉપર જુઠો કેહો. એ શબદે અગમચેતી પુરી પાડી. હંટર પાશેના ઓરડામા હજુર ગીઓ નહી તેટલા વારમા તેનો પરાંણ નીકલી ગીઓ હતો. એમાં અજાબ થવાનું કંઇ નથી માતરે એટલુંજ કે હંટર જેવો પુરવીણ-શખશ એક કલાક જીવેઆથી તમામ માણસ જાતને જેટલો ઉપીઓગી અને ભલું કરનારો થઇ પડતો હતો તેવા હજાર માણશો ૧૦૦ વરશ જીવી કઇ નહી કરી શકતા હતા, તેવા માણશને આવી ગેર શકુખાઇ તેની સાથે વાત કરનારે દેખડાવી એ પાચીત દલગીરી ભરેલુંછે.

કુટ નાંમનો એક ગરથકાર બાહેર દેશ જવા નીકલેઓ તે વેલાએ તેણે પોતાની શંકુનાં એક ચુતરેલા ચીતરની શબી જોઇ તેથી તેનું હઇઉ ભરાઇ આવીઉ અને બોલેઓ કે "અરે બીચારા વેશટન" એટલું બોલી તરત તેજ દલગીરી ભરેલા અવાજે કુટ એમ બોલીઓ કે "જલદી બીજા લોક હવે એમ બોલશે કે, અરે બીચારા કુટ". એ ગબંદો બોલેઆ પછી ખરેખર થોડા દીવશમા મોહોતે તેની આખેરી કીધી હતી, અને તે થવાનું કારણ માતરે એટલુંજ વીચારેઆમાં આવેછે કે જે વખતે એ પેલા શબદો બોલેઓ હતો તે વખતે તેના દીલમાં દલગીરીનો ઘણોજ જબરદશત જખમ લાગો હશે, જે જખમ તેની તંદરોશતીની હાલત પણી નાતવાન હોએઆથી મરણ ઉપજાવા જોગ થઇ પડેઓ હતો

વખાણેઓલો "તુલસી" જે દીવશે મરણ પાંમેઓ, તેની એક દીવશ અગાઉ પોતાનાં ચાકર કાવેનડીશને બોલાવીને પુછીઉં કે "કેટલા વાગાછે"? જવાબ મલેઓ કે "આઠ વાગી ગીઆ." તુલસીએ ફરીને કેહુ કે "હેં! એમ કધી નહી હોએ,—આઠ હજુર નહી વાગા હશે; કાંએ કે આઠ વાગેતો તુ તારા ધણીને જીવતો નથી જોઇ શકવાનો" તે દીવશે તો કઇ થઇઉં નહી માતરે એક દીવશની ચુક થઇ હતી, વખતતો બરોબર કેહો હતો, બીજે દીવશે બરોબર આઠ વાગે તેનો પરાણ જતો રેહો હતો

પુર તંદરોશત માણશોએ મોહોત આવવાની ઉમેદ રાખેઆથી મરણ પામેલાછે. વેહમી તથા નબલી છાતીવાલા અને નાકુઉઅત માણશોને અમશાધું મશકેરીમા કેહાથી તેઓના મરણ થઆછે એક ઓરત અને મરદ મલી એક બીચારી વેરાગણને મલવા ગએઆ, અને તેને મશકેરીમાં કેહુ કે તું આજે મરવાનીછે તે નજરે નજર જોવાં આવેઆછે. એમ બોલી પેલો મરદ બોલવા લાગો કે જો, બીચારી બેશુધ થાએછે, તેને બાએડીએ ઉતર આપેઓ કે હા ખરીજ તે શફેદ અને મુરદા જેવી દેખાએછે, એવી મશકેરી કરતા હતા, પણ થોડાં ભાએજે પછવાડેથી માલંમ પડીઉ કે તેઓની મશકેરી ખરેખર મુરદાંની શાએજ હતી. તે વેરાગણ ખરીજ મુરદ થઇ પડેલી હતી, તેનો પરાંણ પેહલાજ શબદોથી નીકલી ગએઓ હતો.

---

## પેટમાં કરમ થાએછે તે શું ચીજછે

—o—

એ કરંમ એક જાતનો જીવ અથવા કીડોછે જે જાનવરના પેટમા વશેછે અને અતીશએ દુખ કરેછે તેઓ આપણા પેટમાં એક ઘણીજ અજાએબ તરેથી ઉતપન થાએછે એ વીશે જો તમે શાભલશોતો ખચીત તમને ઘણીજ અચરતી ઉતપન થશે.

કરમ બારીક ઇંડામાથી નીકલેછે. જે જાનવરના પેટમાં કરમના ઇંડા પેદા થએછે તેજ જાનવરના પેટમાં કરમ નથી

પેદા થતા તે ઈંડા કોઈ બીજા જાનવરના પેટમા જવા જો ઈએછ, તાહા તેમા જીવ પડેછે જેમકે, ઉંદરના પેટમાં કરમના ઈંડાં પેદા થયા, તો તે ઉંદરના પેટમા કરમ નથી પેદા થવાના. તે ઉંદરને જો બીલાડીએ ખાધો તો પેલા ઈંડા બીલાડીના પેટમા ગયા પછી તાહા કરમો પેદા થઈ શકેછે આપણા પેટમા જે કરમ પેદા થાએછે તેના ઈંડા પણ આપણા ખોરાક શાથે આપણા પેટમા જવા જોઈએછ તેઆર પછી કરમનું પેદા થવુ થાએછે એ ઈંડા એટલાતો બારીકછે કે એકાએક ખોલી નજરે દેખાઈ નથી શકાતા, અને જેકે એટલા બારીકછે તોબી તેઓ એવોતો ગુણ ધરાવેછે કે ગરમીથી, અથવા તેજાબથી, અથવા કોઈબી બીજી ચીજની અશર તેઓ ઉપર એકદમ લાગુ નથી પડી શકતી એમ શમજોકે કોઈ બલદ અથવા બકરૂ ખેતરમા ચરેછે તેના પેટમા કરમના ઈંડાછે, અને તે એટલાતોછે કે તેના આખા શરીરના ભાગોમા લોહી શાથે ફરી વળેઆછે, કોઈ કલેજામા જઈ બેઠુંછ, કોઈ ભેજામા પેવશ થઆછ, કોઈ આખ આગલ, અને કેટલાએક આશમા જમાવ થાઆછ એ ઈંડા જાંહા શુધી એ બલદ અથવા બકરાના બદનમાછે તાહા શુધી તેમા જીવ નથી પડવાનો. એ બકરૂ ખેતરમા ચરતા એણોગમ પેલીશમ પોતાની લીંડી નાખેછે જેમાં કેટલાએક ઈંડા બાહેર પડેછે. એ લીંડી જાહાડના મુલ અથવા થડ આગલ પડી તો તેમાંથી તે ઈંડા જાહાડના ખોરાક શાથે મલી જઈ જાહાડમા ચહડવા માંડેછે, અને તેને કઈબી ઈજા પોહોચેઆ વગરે તે ઈંડા પાતરા, અથવા છાલ, ફુલ અથવા ફલમા એકઠા થાએછે, જે આપણા ખાધામા આવેઆથી આખેરે તે ઈંડા આપણા પેટમા જાએછે. તાહાં તેઓને પુરતી ગરમી લાગાથી તેમાં જીવ પડેછે, અને તેમાથી કરમ ઉતપન થાએછે.

ઉપર એવુ જણાવીઉં કે ભાજી પાલાઆથી કરમના ઈંડાં આપણા શરીરમા દાખલ થાએછે પણ વલી એક બીજી પણ અજાએબ જેવી બીનાછે. પેલા બકરાનું માશ આપણે ધોઈ, શાફ કરી, અને ભુંજીને, અથવા ઘી નાખી કડકડાવીને અથવા તેનો શેરવો બનાવીને ખાઈએછ તો તેમા પણ એ ઈંડા શાથે ખાધામા આવેછે, અને જેકે ખાધેલુ માશ જરી જાએછે તોએપણ આ જીણા ઈંડા નથી જરી શકતાં, તેઓમાંથી પાછો જીવ પેદા થાએછે. એ જીવ પેદા થએ કે પોતાની મુશી પડે તાંહાં શરીરમા ફરવા માંડેછે તેના મોહોડા આગલ એક અણીદાર હુક હોએછે જેની મારફતથી તે શરીરના ભાગોને કોરી કોરી આગલ વધેછે અને તે પુરતો મોટો થએ કે હજારો બીજા ઈંડા મુકવાને શકતીવાન થાએછે.

અતીશએ નાહાના બચાના પેટમા કરમ થાએછે તે પણ બચાના પેટમાં તેની માઆના દુધ શાથે ગયાથી થાએછે.

---

## ઝેહેરમાંથી નીકળતો શાધારણ ખોરાક.

આલુના પાતરા—ટાપીઓકાની કાછ—પરેટો

ઝેહરી અને પોશાણ કરનારી ચીજો એક બીજાથી જુદી હોએ તો તેથી આદમને કેટલો ફાએદો થાએ કે તરત ઓલખી કાહાડે કે ફલાણી ચીજ ઝેહરીછે તો તેની પાશે તે જાએ નહી. પણ એ અમશથુ બોલવાનુ છે. ઝેહર કરીને કોઈ ચીજ જુદી નથી, પોશાણ કરનાર અને ઝેહરી ચીજો એક બીજા શાથે એવીતો મલી ગઈછે કે તેઓના મેલાપ જાણીઆથી આપણને અચરતી ઉતપણ થવા વગરે નથી રેહેનાર. ટાપીઓકાના ચોખા શરવે કોઈ જાણેછે એ ચોખાની કાછ પણીજ મજબુતછે, અને જેમ એને શારી પેઠે ઉકાલીને બનાવી તેમ તે જલદીથી જરપત થઈ શકે એવી બનેછે. કોઈ એમ નથી કેહેનાર કે ટાપીઓકાના ચોખા ઝેહરછે પણ તો જુઓ એછે કે જે જાહાડમાથી એ ચોખા ઉગેછે તે જાહાડનું મુલ પોતે જાતે એક અતીઘણું જબર ઝેહરછે. ટાપીઓકાનાં જાહાડના મુલમાથી નીચવેલા થોડાં ટીપા ચાર અથવા પાંચ મીનીટમા પરાણુની આખેરી લાવેછે, અને અમેરીકામા જંગલી શેકારીઓ તેઓના તીરના પેકાનને એ મુલનુ ઝેહર પામેછે—આલુના પાતરાંમા તીખશીણુ ઝેહેરછે જો કે આલુના પાતરાને બાફી તેની આપણે પતગેલ બનાવી શાધારણ રીતે ખાઈએછે (બાફેઆથી પાતરાનુ ઝેહર જુદુ પડેછે) ગાએ ઢોર કદી એ પાતરા ખાનાર નથી કેનરીના ટાપુમા એક જાહાડ છે જેનાં ચહડતો રશ ૫ ડો. કરવા તાહાના લોક તરચીઆ થાઈ પીએછે, પણ તેનો ઉતરતો રશ એક ટીપું પીધેલો તતકાલ મરણ લાવેછે—પરેટો આપણે શાધારણ રીતે ખાઈએછે, પણ પરેટાનું ફુલ જો ખાધુતો ઝેહરની અશર ઉતપણ કરેછે.

આવી રીતે જે ઉલટી ખવાએશો એકજ જાહાડમા ઈશવરે મુકીછે એનો ભેદ આજ શુધી કોઈ ફીલશુફ કાહાડી નથી શકેઓ એવા ભેદોને તે શાહેબ આગલ આપણું અજનેઆનપણું અને આપણી કમીનાઈ કબુલ કરવાને ડાહાપણવાલા શખશો શીખામણ તરીકે પોતાને હઈડે ચોટાડી રાખેછે.

## જુદાં જુદાં દેશો અને શેહરોમાં દાહાડાની લંબાઈ.

અમેરીકાની ઉતર દશાએ ૫૬ મી ડીગરી આગલ થી આલાની રૂતમા દાહાડો માતરે ૯ કલાક હોએછે, એટલે જો શવારના ૭ વાગે શુરજ ઉગેઓતો બપોરના ચાર વાગે અશાપામી જાએ, અને ૫ વાગામા તો અંધારૂ એટલુ થઈ પડે કે દીવા કરવાની ફરજ પડે—લંડનમાં લાબામા લાંબો દીવશ ૧૬॥ કલાકનો હોએછે, એટલે પાછલી રાતના ૩॥ વાગે થી શુરજની રોશની થવા માંડેછે તે છેક રાતના ૮॥ વાગા શુધી રેહેછે—ઇશટાકહોમ કરીને ઇઉરપખંડમા ઉતર દીશામા એક શેહરછે, તાંહા ૧૮॥ કલાકનો દીવશ ગણાએછે—હામબરગમા ૧૭ કલાકનો દીવશ રેહેછે—રૂશીઆ દેશના પાએતખત, આગલ લાંબામા લાબો દીવશ ૧૮ કલાકનો અને ટુકામાં ટુકો પાચ કલાકનોછે—ફીનલાંડ પરાંત જે રૂશીઆની ઉતરે આવીઉછે, તાંહા લાબામા લાંબો દીવશ ૨૧॥ કલાકનો છે, અને ટુકામા ટુકો ૨॥ કલાકનોછે—ઇશપીતશ બરગનમા લાંબામા લાંબો દીવશ ૩॥ મહીના અથવા ૧૨૬૦ કલાકનો હોએછે, એટલે આંહા જો શુરજ ઉગેઓનો તે ૩॥ મહીના શુધી અથ પામતો નથી પણ આકાશના કાંઠાના ઘેરાવા આગલ ફરતો, ફરતો રેહેછે. તેમજ અશત પામેઓ એટલે વલી મહીના ને મહીના શુધી પાછો દેખાતો નથી, અને તથી તેટલો વખત શુધી અંધારૂ રેહેછે.

---

## એક ચતુર ગવરનર.

એક ઇંગરેજ પોતાનુ શવદેશ છોડી પરદેશ જઈ વશેઓ તાંહાના જંગલી રેહેવાશીઓને શુધારી તેઓની ઉપર પોતે હકુમત ચલાવા લાગો, અને તેને માન આપી પેલા જગલીઓ પણ જેમ શુધરતા ગયા તેમ ચાલવા લાગા. થોડાક વરશ પછી તેણે ઠેરાવ કરેઓ કે ઇઉરપખંડ ઉપર એક વેલા ફરીને મુશાફરી કરી આઉ, અને તાંહા શું શુ શુધારા થયાછે તે પણ જોઇ આઉ, એ વીચાર ઉપરથી તેણે કેટલાએક પોતાના, ઓલખીતા અને વધારે પીછાન વાલાઓને બોલાવી તેઓને પોતાની મતલબ જાહેર કીધી, અને કેહુ કે જેઓ એવું વીચારે કે તેઓ આ જગાના ગવરનરનું કામ ચલાવી શકે તેઓએ ઉમેદવાર દાખેલ હાજર થવુ કે તે ઓથી લાએક શખશને શોધી કાહાડે. મારે લાએકે એવુ હમેશ બનેછે કે કેટલાએક પોતાની ખુદ મત શકતી અને હોકમ ચલાવાની જાતી, હુશીઆરી હોએ તેના કરતા પોતાને વીશે વધારે શારૂં અને ઉંચુ મત ધરાવેછે ખેર, પેલા જુલા માંણશે તેઓમાંથી કેટલાએકને પશંદ કીધા અને તેઓને કેહુ કે અવે તમારામાંથી હું એક જણને પશંદ કરશ, પણ તે કરેઆ અગાઉ મને તમને કેહવુ જોઇએછકે તમારા દરએકના ખેતરો અને ઘરો તપાશવાને કાલે હું આવનારછુ. જોઇએ કોણે પોતાના ખેતરને આબાદ રાખીઉછે, અને કોણે પોતાનુ ઘરબાર તથા કુટુંબ શુખાકારીમાં રાખીઉછે, એમ કરવાનુ કારણ એટલુ જ કે હું ગીઆ પછી શઘલુ રાજ તેના હાતમા જવાનુ અને તેણે જો પોતાનુજ ખેતર અને ઘરબાર બગેબર હાલતમા નહી રાખીઉ હોએતો પછી તેના ઉપર કેમ ભરોશો રખાએ કે એ રાજનુ કામ બરાબર ચલાવશે, કાઉથી શરશ તે એમ ધરુ કે જેણે પોતાના ઘરબાર અને છોકરા બચાને પોતાના અખતીઆરમા રાખેલા હોએ, અને એવાજ માણશ ઉપર ભરોશો રાખી શકાએ.

આએ ટુક વાતની મતલબ એજ કે તમે કોઇને ધીખાણ દેવા, અથવા કોઇને તમારા તાએબામાં રાખવા માગતા હોવતો તમે પોતે ખાનગી આબરૂ અને શુખ કેવા ધરાઓછો તે ઉપર ધેઆન પોહોચાડવુ જોઇએછ

---

## ઇશવી શને ૧૮૫૨ મા બીલોરી મેહલમાંના પુરૂથવીના સંઘરહમાંથી થએલી આજાએબ જેવી કમાણી.

રૂ ૫૦૫૧૦૯૦ પચાશ લાખ એકાવન હજાર અને નેવું રૂપીઆની આવક થઈ હતી તેમા જે કુટકલ રકમો આવી તે એક અજાએબ જેવી રીતે એકઠી થઈછે.

જોવા આવનારાઓની છતરી અને લાકડી
તપાશી રાખતાં મલેલા . . . . . રૂ ૮૩૧૧
જોવા આવનારાઓને બીગોકીટ—આઇશ—
કેક વેચતા . . . . . . . . . . રૂ ૪૦૬૦૦
બારણાં આગલ પડીગા લેઇને અદર લોકને જવા દીધા તેના રૂપાના શીકા . . . રૂ ૨૦૭૫૦૦૦
બારણા આગલ પઇશા લેઇને અંદર લોકને જવા દીધા તેના શુનાના શીકા . . . રૂ ૮૩૦૦૦૦
રૂપાના શીકાનું વજન જો રૂ ૧૦૦૦ ના ૨૮, રતલ

ગણીએ તો શાદો મલીને ૪૫ ખાડી રૂપુ થઇઉ, અને તેને મવાડવાને જગા ૯૦ ફુટ લાંબી—૯૦—ફુટ પોહોલી—અને ૯૦ ફુટ ઉચી થઇ

નાણુ એટલુતો જલદી આવતું હતુ કે દરવાજા આગલ પઇશા લેનારાઓને એટલી ફરશુદ નહી હતી કે તે તપાશી જુએ કે શીકો ખરો અથવા ખોટોછે. તોએપણ લોકની ઇમાનદારીનો એક ઘણોજ ખાતરી ભરેલો દાખલો એ ઓછે કે ગવલા એકદર ૫૦ લાખ રૂપીઆમાથી માતરૂ ૯૦૦ હીણા રૂપાના નીકલેઆ હતા, અને શુનાનો માત રે એકજ શીકો હતો જેની કીમત રૂ ૧ ની હતી

પેહેલે દીવશે અરધા રૂપીઆનો ભાવ કીધો હતો તે દીવશે રૂ ૯૨૦૧—છેલે દીવશે રૂ ૫૨૮૩૧ આવેઆ હતા છેલા અઠવાડીઆમા અતીઘણી આવક થઇ હતી તે રૂ ૨૯૦૮૪૫ હતી ઓછામા ઓછી દર અઠવાડીઆની આવક રૂ ૧૦૨૯૯૮ ની હતી

જોવા જનારા લોકની શંખેઆ ૧ લી મેએ૧૮૫૧ થી તે ૧૧ મી આકટોબર શુધી એટલે ૫) મહીના અને ૧૧ દીવશમા ૬૦૬૩૯૮૬ શાત લાખ, તેરેશઠ હજાર, નવશો છાશી માણુશની હતી એક વખતે ૧ કલાકમાં ૨૮૮૫૮ અઠાવીશ હજાર આઠશો અઠાવન લોક દરવાજામા દાખેલ થાઇ શુકા હતા એક મીનીટમા નજદીક ૪ હજાર ઉપર માણુશ અંદર જતુ હતું

આ ઉપર લખેલા વીગતવાર અહેવાલ ઉપરથી નવાઇ જેવી ચીજો જોવાની તાહાના લોકની કેટલી ઉલટછે એ શાક માલુમ પડી આવેછે મુંબઇમા કઇ તેવુ જોવાનું હોએ તો નજદીક ઘેણો ભાગ પેરમાણુરશીના માણશોની ફાળી ભરાઇ બેશેછે. અને એવી અજાએબ જેવી ચીજો જોવાને એક અરધી ખરચવાને દમ કાહાડેછે, પણ શુનાબાઇનો દીકો કરવા, અને આઇમાએની આદરણી કરવા હજારો રૂપીઆના ખરચ, અને ઢોરની દાણી મેહનત કરેછે તેનો કઇ વીચાર નથી કરતા

---

## બખીલને બધી વાતનું દુખ.

અબુકાશમ તબેરી નામના એક માતબર પણ બખીલ વીશે એવી કાહાણી કે, જેણે નેહજો પઇશાવાળો હતો, તોપણ તે શુવાનો મેલા અને ફાટા તુટાં લુગડા પેહેરતો હતો કે તેવા પેહેરવાને એક મુફલશ ફકીર પણ લજવાએ તે આરે પાગડીને ઠેકાણે એક ફેંટો વીટાલતો હતો તે એટલોતો જુનો ખખ થઇ ગએલો હતો કે તેની અશલ જાત ભાત તથા તેનો અશલ રંગ એ શઘલાં મેલમાં ડુબી ગએઆ હતા કાશમના તમામ પોશાકમા શઘલાઓની નજર તેના જોડા ઉપર વધારે લાગતી હતી—એ જોડાની એડીને ખીલા ઠોકેલા હતા, તથા તેની ઉપર તરેહવાર જાતનાં ચામડાની કાઇ બેહદ ઠીગરીઓ પડેલી હતી કેહેછે કે દશ વરશ શુધી એ જોડા કાશમે ઠીગરી મરાવીને પેહેરી રાખેઆ હતા, તે એટલે શુધી કે બગદાદ ( જે ગાંમમાં તે રેહેતો હતો તે ગામના) શઘલા મોચીઓ પણ તેને ઠીગરી મારતા કંટાલી ગએઆ હતા એ પરમાણે વારેવાર તેને નવી નવી ઠીગડીઓ ચહડતી હતી તથા એડીને ખીલા જડેલા હતા, તેથી તે જોડા બહુજ ભારી થઇ ગએઆ હતા અને તેથી લોકોમા એ જોડા વીશે ઘણી મશકરી થતી હતી—જો કોઇ ભારી વશતુની વાત થતી હોએ તો તુરત એ જોડાની મીશાલ આપેઆમાં આવતી હતી કે "ફલાની ચીજ કાશમના જોડા જેવી ભારે હતી "

એક દાહાડો એ બખીલ વેપારી પોતેજ બજારમા નીકલેઓ હતો તેવારે તેને એવી ખબર પડી કે એક ગરીબ અતારી કાંઇ શંકટમા આવી પડેઓછે તેથી તે બીચારો જેને કાઇ થોડું એક અતરછે તે, શંકટ તથા દુખ માંથી બચવાને વેચી નાખવાને ઇછેછે. અબુ કાશમ, જે એવું ,માર પટકનું શોધખોળ કરતો હતો, તેણે જેવી એ વાત શાંભલી કે તુરત મનમા વીચાર કીધો કે અતારી શંકટમાં આવી પડેઓછે તેથી ખચીત તે બેપઇશા ખોટ ખાઇને પોતાનું અંતર વેચી નાખેઆ વીના રેહેનાર નથી, વાશતે જો તે આપણે લઇશુ તો તેમા લાભછે એમ વીચારીને તે પેલા અતારી જોડે ગએઓ, અને તેની પાશેથી હલકી કીમતે તેનું અંતર વેચાતું લીધુ. અલબતાં આ પરમાણેની લાભકારી ખરીદી કીધાથી અબુકાશમ ઘણોજ ખુશ થઇ ગએઓ હતો, તથા તેનો જીવ બાગબાગ થતો હતો. બગદાદના રેહેનારાઓમા એવો રેવાજ ચાલુ હતો કે જારે કોઇ વેપારી પોતાના વેપારમા લાભ મેલવે અથવા પોતાના કામકાજમાં ફતેહ પામે તારે તેણે લોકોને એક ખાશી મજેની ઉમદા મેજબાની આપવી. તે રેવાજ પરમાણે જોતાં અબુકાશમે પણ એક મેજબાની આપવી જોઇતી હતી, પણ બખીલ તેવા ખરચ ઉપર પાણી ફેરવીને અને મેજબાની આપવાને બદલે પોતે નાહાવા ગએઓ.

નાહાણી આગલ જઈ જેવો તે પોતાના લુગડા કાહાડતો હતો તેવામા તેનો એક દોસ્ત તાહા આવી લાગો, તેણે ગેહેજ વાતપરથી વાત કાહાડીને એવુ કહીઉ કે " ભાઈ તમો મેહેરબાની કરી તમારા જોડા બદલી નાખો, આખા શેહેરમા જાહા તાહા હવે તમારા ઊમદા જોડાનીજ વાત ચીત ચાલેછે, બરા બરમા લોકો, કાશમના જોડા કરીને બોલીઆ કરેછે " પોતાના મીતરને મોહોડેથી એ વાત શાં ભલીને ધીરજથી પેના બખીલે જવાબ દીધો કે " હુ એ વાતના વીચારમાજ છુ, ઘણા દાહાડા થએઆ મે વીચાર કીધેલોજછે કે હવે હુ જોડા બદલુ, પણ હજી એ જોડા કાઈ કેહેક નકામા થઈ ગએઆ નથી માટે માગો છવ ચાલતો નથી " એ પરમાણે વાતચીત કરીને કાશમ નાહાણીમા અંધોલ કરવાને ગએઓ

આ વેલાએ ભોગ ચોઘડીએ એવો બનાવ બનેઓ કે કાશમ નાહવા બેઠો હતો, તેવામા બગદાદનો નેઆએધીશ પણ તે ઠેમાણે નાહાવા આવેઓ હતો (જાણવુ જે કેટલાએક શેહેરોમા કોઈ ચોકશ ઠેકાણા મુકરર કરેલા હોએછે, જે જગાઓ ઉપર ઘણીએક નાહાણીઓ બંધેલી હોએછે, અને જે એક જાહેર મકાન તરીકે લોકોને વાપરવા આપેઆમા આવેછે )ને નેઆએધીશ પણ એક પાશેની નાહાનીમા નાહાવા બેઠો હવે કાશમ જે પેહેલો નાહાવા ગએઓ હતો તે જલદીથી નાહીને પેલો નેઆએધીશ બાહાર નીકરે તેની આગાઉ બાહાર નીકલેઓ, અને કપડા પેહેરવા માંડીઆ, એક પછી એક તેણે શઘલા પોતાના લુગડા પેહેરી લીધા, છેલે તેની નજર જોડા ઉપર પડી તારે જુએછતો પોતાના અશલી (ભારી) જોડાને ઠેકાણે એક ખાશા મજેના અને વલી ઉમદા જોડાની જોડ પડેલી હતી એ જોડા નજરે પડી આથી કાશમ બખીલે મનમા વીચાર કીધો કે હુ નાહાવા ગએઓ તે વખતે મારો એક દોશત મેહને નવા જોડા પેહેરવાના ભલામણ કરતો હતો, તેણેજ કદાચ મારે માટે આ તારે મુકીઆ હશે, એમ ધારીને લાગલો તે લટકાવી દીધા, અને ખુશી થતા બાહાર નીકળ્યા

આણી તરફ જારે પેલો નેઆએધીશ નાહી ઉઠઓ તારે તેને પોતાના ઉમદા જોડને ઠેકાણે કાશમ વાલા ભારી ખખ થએલા ખાશડા જોવામા આવ્યા — એ ઉપરથી તુરત તેને આએધીશે પેના જુતી ચોર માણસને જોશતેજોઈને વાસ્તે શીપાઈ દોડાવેઆ, જેઓ થોડાજ વખતમા કાશમને પકડી લાવેઆ, નેઆએધીશે પોતાના જોડા માગમે જોરથી બદલી લીધા અને તેને શીકશા એમ કીધી કે તેને તુરંગમા કેદ કરાવેઓ.

જેવારે કાશમ કેદમાથી મોકલો થઈ પોતાને ઘેર આવેઓ તારે તે પોતાના જોડા ઉપર એટલો તો ચીરડાઈ ગએઓ કે તેણે તઈગરીશ નદીમા ફેકી દીધા, એ નદી કાશમના ઘરની પછોગમોજ હતી, જેથી કરીને બારી વાટે ફેકી દેવાને કાશમને ભારી પડીઉ નહી એ વાતને થોડા દાહાડા થએઆ પછી કેટલાક માછીઓએ એ નદીમા માછલા પકડવાને જાલ નાખી હતી, તે જાલ પાછી ખેચતા તેઓને ઘણી ભારી લાગી તેથી તેઓ ઘણાજ ખુશી થઈ ગએઆ કે આજે ઇઆતો જાલમા કોઈ મોહોટી માછલી શપડાઈછે કે ઘણાજો પુશકલ માછલા હાત લાગાછે જેવારે તે જાલ જમીન ઉપર લાવીને તેઓએ ઉઘાડી જોઈ તારે તેઓની શઘલી ખુશાલી એકદમ ભાગી ગઈ અને તેઓ નાઉમેદ થઈ ગએઆ, શબબ તે જાલ તેઓને જે ભારે લાગી હતી તે માછલાના ભારે કરીને નહી, પણ તેમા કાશમના જોડા ભરાઈ ગએઆ હતા તેથી ભારે લાગી હતી કાશમના જોડાને ખીલા જડેલા હતા તેથી કરીને તે જાલના કેટલાક ગાલા તુટી ગએઆ હતા, તે નુકશાનીથી પેલા માછીઓને બહુજ રીશ લાગી, તેથી કરીને તેઓ પેના કાશમ ઉપર એટલાતો ચીરડાઈ ગએઆ કે તે જોડા એકદમ બારી વાટે માણસના ઘરમા પાછા નાખેઆ બનાવ એવો બનેઓ કે જે બારી વાટે પેલા માછીઓએ તે જોડા ઉછાલેઆ હતા તેજ બારી ઉપર પેલા કાશમે ખરીદેલા અતરની શીશીઓ મુકેલી હતી, તે શઘલી શીશીઓ જમીન ઉપર પડી અને તેના તુકડે તુકડા થઈ ગએઆ, અને તે માહેલુ શઘલુ અતર બારેવાટ થઈ ગએઉ

આ બનાવ બનેઆથી કાશમને કેટલુ દુખ થઈઉ હશે તેનો વીચાર વાચનાર શાહેલીઓએ પોતેજ કરવો એજ જોડાને લીધે એકવાર બદીખાનુ ભોગવવુ પડીઉ અને વલી બીજીવાર એજ જોડાએ આટલી બધી નુકશાની કીધી તેથી આપડા કાશમને ખરેખર ઘણોજ ખેદ પએઓ તેણે વીચાર કીધો કે એ અભાગીઆ ખાશડા વલી કોઈ વખતે દુખ દશે તે કરતા બેહેતર એજછે કે એને લેઈ જઈને વાડીમા એક ઠેકાણે દાટી આઉ, એમ ધારીને તે એક કોદાલો લઈને પોતાની વાડીમા ગએઓ અને જમીન ખોદવા લાગો કાશમને ખાડો ખોદતા જોઈને તેણે એક પડોશી જેની સાથે એને અણબનાવ હતો તેણે લાગલો સરકારમં

ખબર આપી કે કાશમની વાડીમા ધંન નીકલીઉંછે તે એણે ખોદી લીધું. અલબતાં ધણનુ નામ શાંભલ્યાથી હાકમે તુરત હોકમ કીધો કે તે ધંન શરકારમા લાવે બાપડા કાશમે ઘણે પરકારે શમજાવીઉં કે કોઈ ધંન નીકલીઉં નથી, પણ પેલા કમબખત જોડા દાટવા માટે તેણે ખાડો ખોદેઓછે, પણ હાકને તેનું તે કાંઈ શાંભલીઉં નહી, અને શઘલાઓએ તેને હશી કાહાડેઓ કે આવી નજીવી તકરાર લાવીને વાત ઉડાવા માગેછે. હાકમે લાગલા તે ધનની અડશટે કીમત ઠરાવી અને કહીઉં કે આટલા રૂપીઆ તે ધનમાથી કાશમ આપેતો તેમ નહીતો તેને વલી કેદ કરવો. કાશમે જોઈઉં કે તે જેટલું બોલીશ તેટલું નકામુંછે, તેથી તેણે અતે વગર કોકરે શરકારને રૂપીઆ ભરેઆ

એ રૂપીઆ ભરેઆથી કાશમને ઘણુજ દુખ લાગું અને તેણે ઠરાવ કીધો કે શેહેરથી બહુ દુર જઈને એ જોડા કેયે નાણુદ કરૂં, એવા વીચારથી તે શેહેર છોડી બાહાર નીકલ્યો, અને ઘણો આઘે ગએઆ પછી તેને પાણીની એક મોહોટી નેહેર જણાઈ તેમા તેણે ખુબ જોરથી તે જોડા ઉડારી નાખેઆ. એમ કીધાથી તેના જીવને હવે જરા કરાર થએઓ કે જે પીડા પાછલ વલગેલી હતી તેથી હું હવે છુટો, પણ બીચારો જુદે કાહાથી પગની પીડા પત્રેજ વલગી રહી તે જોડા જે તેણે નેહેરમા ઉરાડી નાખેઆ તે જઈને એક નલમાં ભરાઈ બેઠા, જેથી કરી શેહેરમા આવતા પાણીનો અટકાવ થઈ પડેઓ. પાણીની જારે શેહેરમા કાણ પડી તારે તપાગ કરવાને શરકારતી તરફથી માણશો મુકરર થએઆ એ માણશોએ જઈને તપાશ કરા તો એવું જણાઈઉં કે નલના મોહોડાનાં કાશમના જોડા ભરાઈ બેઠા હતા તેથી પાણી અટકી રહીઉં હતું, અને એ વગર નેહેરમા બીજું કાંઈ નુકશાન થઈઉં ન હતું, તેથી તે માણશો તે જોડા કાહાડીને શરકારમાં લાવેઆ

અલબતા એ પરમાણે પરજાને નુકશાન કરનાર જોડાના માલેકને શરકારે પકડી મગાવી કેદ કરાવેઓ, અને તેની જોડેથી દંડ લીધો. એ દંડ આપતા બાપડા કાશમનો દમ આખર આવેઓ. શરકારે વાજબીની રાહે જે પોતાનો દંડ પએઓતે લીધો તેથી તે માલ (જોડા) ઉપર શરકારનો કાંઈ અખતેઆર રહેઓ નહી અને તે તેના માલેક (કાશમ) ને પાછા શવાધીન કરેઆ [illegible]શમે જોઈઉં કે એ જોડા વલી કોઈ વાર દુખ દેશે માટે હવે [illegible] ચેહેલો ઉપાએ એજ છે કે તેને ખાલી નાખવા, એટલે શઘ[illegible] પીડા મરી જાએ. પણ તે બહુ દાહાડા શુધી નેહેરમા પડી રહેઆથી પાણીએ તર થએલા હતા, તે એકાએક બલશે નહી, માટે તેણે પેહેલાં તે જોડાને શારી પેઠે શુકાવવા શારૂ પોતાના ઘરની અગાશી ઉપર તડકે મુકોઆ

વલી નવેશરથી એ જોડાએ બીચારા કાશમનો ઘાટ ઘડેઓ. કાશમની પડોશના ઘરમા એક કુતરો હતો તેણે એ જોડા અગાશીપર પડેલા જોએઆ, તેવોજ તેને લુશકો મારી તે જોડા ઉપાડેઆ અને તાંહાંથી પાછો નાશી જતો હતો, એવાંમા, તેના મોહોડાંમાથી જોડો નીચે છટકી પડેઓ, તે જઈને, એક અશતરી, જે તે વેલાએ તે ઘર આગળ થઈને જતી હતી તેના માથા ઉપર આબાદ પડેઓ. તે જોડો બહુ ભારે હતો, તથા તેમાં ખીલા બહુ હતા તેથી જેવો તે પેલી અશતરીના માથા ઉપર પડેઓ કે તે બીચારીએ પોતાનો પરાણ છોડેઓ. અલબતા એ બનાવથી શેહેરમા બહુજ ગડબડાત થઈ રહેઓ. તે મરનાર ઓરતના ખાવીંદે તુરત કાશમનો ઝુબાનો પકડેઓ, અને તેને દરબારમાં ઘશડી આવેઓ. ઇનશાફ કરનારાઓએ કાશમને અપરાધી ઠરાવેઓ અને કહી શંભલાવીઉં કે જો કાશમના માલા ઉપરથી તે જોડો નીચે પડત નહીતો મરનાર અશતરી મરત નહી, વાશ્તે કાશમે તે મરનારના ધણીનું મન પતાવવા માટે નાણાની એક મોહોટી રકમ આપવી કાશમ બીચારો શુ કરે, દરબારના ફેશલાને માન આપીને તેણે પેલી મરનાર ઓરતના ખાવીંદનું મન મનાવીઉં, પણ તેમ કરતા તે બીચારાની જે કાંઈ માલ્મઆપુંજી વધેલી હતી તેનો આકો ગણાઈ મુકો, અને બીચારો છેક મોહોતાજમંદ થઈ ગએઓ.

કાશમ પોતાને ઘેરે આવેઓ, અને પેલા નાપીયા જોડા લઈને પાછો દરબારમા ગએઓ, અને ઇનશાફ કરનારાઓને અરજ કીધી કે આ જોડાએ મહને બહુ હેરાન કરેઓછે, અને મહને ખાખા વરખો કરી નાખેઓછે, હવે માહારી જોડે એક દમડીની પુંજી રહી નથી માટે હવે ફરીથી જો એ જોડા કાંઈ અપરાધ કરેતો તેનો જુમો માહારે માથે નહી, એવુ એક હોકમ નામુ ઇનશાફ કરનારાઓએ મેહેરબાની કરીને માહારે માટે પરગટ કરાવવુ. ખરેખર હુ આ જોડાઓથી કંટાલી ગએઓછુ. નેઆએધીશે તે માંગણુ કબુલ રાખી, જાહેર કરાવેઉં કે હવે એ જોડા કાશમના નહી.

આ પરમાણે ઉપલી વાતનો છેડો આવેઓછે. જે મઆશ સુચીઉંછે કે બખીલને બધી વાતે દુખ છે ઉપરો

વાંત, ઉપરથી થોનેત થાએછે

## રાખશી કદનુ ઓકનુ જાહાડ.

"મનમાઉથશાએર" કરીને એક પરાત ઈંગલંડમાંછે તાંહાં ઇશવી શને ૧૮૧૦, એટલે ૪૮ વરશની વાત ઉપર એક મોહોટું ઓકનું જાડ ૧૦૦ ગીનીએ (રૂ૧૦૫૦) એક અમીરે વેચાતું લીધુ હતુ, અને તેજ વરશમા તેનુ લાકડુ કામે લગાડવા તે જાહાડને કાપવાનો હોકમ થએો ૫ માણશ દરએક જણ વીશ દીવશ શુધી માતરે તેની છાલ છોલીને કાહાડવાને લાગેઆ હતા. બે કરાઇ ૧૩૮ દીવશ શુધી લાગીઆ હતા. એ શગલી મેહનતનો ખરચ રૂ૮૨૦ થએો હતો જાહાડનુ થડ ઘેરાવામા ૨૯ ફુટ હતું તેથી તેને વેહરી કાહાડવા એટલી લાંબી કરવત નહી મલી આવેઆથી બે કરવતને તપાવી શાથે જોડી દીધી હતી. થડને આરપાર વેહરી કાહાડતા એક પથર ઘેરાવામા ૧૮ ઈંચ જેટલો અંદરથી નીકલી આવેઓ હતો. વેહેરી રેહા પછી થડની અંદરના ચક્રો ગણતાં માલુમ પડીઉકે ઓછામા ઓછી તે જાહાડની ૪૦૦ વરશની ઉમર થઇ હતી તેમાથી બધુ મલીને લાકડું ૨૪૨૬ ફુટ નીકલીઉ હતું તેની ડાલીના લાકડામાંથી ૧૦૦ તોપનુ એક વાહાણ બંધાઉ હતું, તેવુંજ એક બીજુ ૫૦ તોપનુ અને બીજા ભાગમાથી હેવા ઘણા વાહાણોને સારૂ લાકડું મંલી આવીઉ હતુ.

## જાંનવરોની આંખ.

આદમી જાતની આખને શઘલી તરફ શેહેલાઇથી ફેરવવાને છ જુદા જુદા કુદરતી શામા લગાડેઆછે. ગાએ, બલદ, ઘોડા, જેઓના માથા જમીન તરફ જુનેલા રેહેછે તેઓની આંખ પણ જુલતી અથવા લટકતી રેહેલીછે બીલાડી, વાઘ, એવા જનાવરો જેઓ રાતના અધારામા શેકાર કરનારાછે તેઓની આખની કીકી એવી બનાવીછે કે જોઈએ એટલી તે મોટી થાએ અને જોઈએ, એટલી શાંકડી થઇ શકે. મછર, માખ એવાં જીણા જીવોને ઘણી આખો આપેલી હોએછે, એટલી કે શઘલી તરફ આંખ ફેરવેઆ વગર એકજ વખતે જોઈ શકે ચેણ (છછુદર) જેને આપણે આંધલી બોલીએછ તેને બે આંખછે પણ તેના નરમ ગામડા તલેછે, અને તે તેને અધારી જગામા ઘણીજ કામ લાગેછે. જરે બાહાર ઉજડમા આવેછે તારે તેની આંખો તે મીચઈ દેએછે જેથી આંપણને તે નજરે પડી શકતી નથી. કરોલીઆ (કરાડીઆ) ને કોઇ વાર ચાર, અથવા, છ અથવા આઠ આંખ હોએછે. તેઓ શઘલી પારદરશકછે, જાણે નકરા નીરમલ હીરા. તેઓ શેહેલાઇથી બધી તરફ જેવાને શકતીવાનછે. શરડો (કાકીડો) પોતાની એક આંખ થમ રાખી બીજી નેજોઇએ તેમ ફેરવી શકેછે. એક આંખે જમીન તરફ જુએછે, બીજીએ કરી આશમાન તરફ જુએછે. આગલ અને પાછલ, તથા આશપાશ, ચારે તરફ એકજ વખતે જોઇ શકેછે "લારડ બરોહામ" કેહેછે કે પખશીઓની આખ ઇશ્વરે એવી બનાવીછ જે જો ઇએતો તે ગોલ ડરા જેવી થાએ, અને જરૂર પડેતો તે ચપટી દાબડી જેવી થઇ જાએછે. જારે નજદીકની બારીક ચીજો જેમકે મછર, મગતરા, માખ, એ જેવાં હોએ તારે પખશીઓ પોતાની આખને ગોલડરા જેવી કરી નાખેછે, પણ દુરની ચીજો જેમકે કોઇ ઉંદર જંગલમા પડેલુ, અથવા દરીઆના પાણી ઉપર કોઇ મુએલી માછલી ઘશડાતી હોએ તો તે જોવાને આખને ચપટી કરી દેછે. કોઇ વાર પખશીઓ એવી રીતે પોતાની આખોને ગોઠવેછે કે પાશેની અને દુરની ચીજો એક શરખી રીતે બરોબર જોઇ શકેછે.

## પખશીનું ઈંડું.

શઘલાઓને ખબરછે કે ઇંડું એ શું ચીજછે. દર રોજ તેનો ઉપએોગ થઓથી તે શાધારણ ચીજ થઇ પડીછે, પણ તેને જરા વધારે શારી પેઠે તપાશેઆથી તે એક અજાએબ જેવી ચીજ માલુમ પડવાની હાથીદાતના દડા જે એક બીજાની અંદર કેરામતથી કોતરેલા હોએછે તે જોઇ લોક ચીનાઓની કારીગીરી વીશે તાજુબ થાએછે બાટલીમા ફેરી ઉતારેલી જોઇ અથવા શીશામાં નાહાનો જેવો લાકડાનો પલંગ ઉતારેલો જોઈ લોક અજાએબ થાએછે, કે એ કેમ થઇઉ હશે, અને આવી મોહોટી જીનશ અંદર કેમ અને કીહે રશતેથી મોકલી હશે. પણ એવી તાજુબી ઇંડું જોઆથી કોઇને ઉતપન નથી થતી. તો જુઓકે એક ઇંડામાં ઓછામાં ઓછી છ બારીક માંમડીની કોથલી એક બીજાની અંદર ઉતરેલીછે. પેહેલું કવચ કોટલું એ ચાક અથવા ચુનાનું બનેલુંછે. તેનીઅંદરની બાજુએ કરાડીઆનાં

પડ જેવી બારીક ચામડી હોએછે. તેની પછી તરીછ બારીક ચાંમડી જેની અંદર જલદી અને દાર રેહેછે. ઈંડાની જલદી એ પોતે ચોથી કોઠલી અને તેની અંદર દારની પાંચમી કોથલી, તેમાં છઠી એક છહીણી કોથલી રેહેછે. જે આપણને ઇંડું કોહોવા ઉપર આવેછે તેઆરે ગોલ ચકર જેવા આકારમાં દેખાએછે. એ છઠી કોટલીમાં જીવ હોએછે, અને ખોદાતાલાની કુદરત હીઆ- જાણવાની એજ છે કે પેલા નાજુક જીવની બરદાશત અને પોશણ કરવા તેને કેવી કરામતથી છ જુદીજુદી એક બીજાની અંદર ઉતારેલી કોથલીઓમા મુકેઓછે

# શવભાવ.

આ દુનીઆમા જે શઘલા માણશો વશેછે તે શઘલા જુદા જુદા શવભાવનાછે—કોઇનો શવભાવ ઘણો મઠો હોએછે અને કોઇ ઘણાજ આકરા શવભાવનુ હોએછે શવભાવ અથવા મીજાજ આપણા શંશારી શુખ શાથે ઘણોજ અતલગનો શંબંધ ધરાવેછે, માટે આપણુ શઘલાને ઘટેછે, બલકે આપણ શઘલાંની જરૂરની ફરજછે કે બને તેમ કરીને શવભાવની લગામને પોતાને તાબે રાખવી, ખરૂંછે કે કેટલીએક વેલાએ માણશોથી પોતાનો શવભાવ શાચવી શકાતો નથી, તોપણ તેઓને લગાર ધીરજથી વીચાર કરવો જોઇએછેકે ઓકેરાપણાનાં તેઓ પોતાને ઘણું નુકશાન કરી બેશેછે ગુશાઆમા આવેલુ માણશ એકવાર ખુન કરવાને પણ ચુકતુ નથી, પણ પાછળથી જારે તેના ગુશાનું જોર નરમ પડેછે તારે તેને અતીઘણો ખેદ થાએછે **ગુશશો માંણશોને આંધલો કરેછે એ કેહેવત કાંઈ ખોટી નથી, પણ જે માણશે ગુશો મારેઓ અને ગુશશાને માથે શરદારી મેલવી તેજ માણશ ખરો શુખી.** ગુશશો એવી ચીજછે કે જેમ તેને વધારીએ છઇએ તેમ તે વધેછે, અને જેમ તેને ઘટાડીએ છઇએ તેમ તે ઘટેછે ગુશશો મારવો એ કામ પેહેલા જરા બીહામણું લાગે ખરૂ, પણ પાછળથી તેનું જે પરીણામ નીપજેછે તેથી બહુ આનંદ ઉપજેછે કેટલાંએક લોકોમાંહો કુદરતી એવો ગાશે ખવાએલ હોએછેકે, તેઓને ગમે એટલો કંટાલો આવીએ, તોપણ તેઓ લગાર ગુશશે થતા નથી, પણ ગોરખ્યા બુદ્ધા પાણીના માટલા હોએ એમ શામા હશીઆ કરેછે. તેમાર વલી કેટલાંક લોકોનો એવી વીરૂધ શવભાવ હોએછેકે બોલતા બોલતામાં ઝટ લઇને તેઓ લીલા પીલા થઈ જાએછે, તથા એવા શવભાવના માંણશોને, કેટલીક વેલા એ તેમના દોશત આશનાઓ રંજ ઉપજાવવા. માટે ચીકવે છે, અલબતાં એ ચાલ ઘણીજ ધીકારવા લાએકછે, કે તે બીચારાને નાહક આમશો છેડીને તેનો મીજાજ ખીગાડેછે, એ પરમાણે તેને વારંવાર ચીડવેઆથી, તથા ગુશેનગીન કરેંઆથી તેનો શવભાવ દીન ઉપર દીન વધારે બીગડતો જાએ છે, અને તેથી કરી આગલ ચાલતાં તેના હકમાં વધારે ખરાબી થાએછે. અજબ જેવુંછે કે ગુશશા અથવા આકરા મીજાજનાં ઘણા કડવા ફલ પાછલથી નીપજેછે એટલુ જાણીઆ છતા પણ કેટલાક લોકો એ નઠારી ટેવ છોડવાને કશી મેહેનત કરતા નથી મીજાજ અથવા શવભાવ વીશે શાલોમન પાદશાહ આ પરમાણે કહી ગએઓછેકે "જે ધણી થોડા ગુશશા વાલોછે તે એક કઉઅતમદ આદમી કરતા વધારે જોરાવરછે, અને જે ધણી પોતાના ગુશશાની લગામ પોતાને હાત રાખી શકેછે, તે ધણી એક રાજ કરતા વધારે શરશછે." ખરેખર આ ઉપલી શીખામણ હઇડામા રાખવી જોગછે—ગુશશા જેવી બુરી ચીજની ઉપર જેણે ફતે મેલવી તેજ ખરો માનવી.

# દખશીણ અમેરીકામાં દુધ આપનાર ઝાહાડ.

દખશીણ અમેરીકામાં વનશપતીની વધ અને બાધા ઘણીજ ભારી અને મજબુતછે, તેની શાથે અજાએબ જેવા ગુણો પણ ધરાવેછે. "પાલો દી વાકા" અથવા જે દુધીઆ ઝાહાડ કરી બોલેછે તે જાડની ખુબી એવીછે કે તેમાથી દુધ જેવી ચીજ અથવા બરોબર બોલીએ તો મલાઈ જેવી ચીજ ઉતપન થાએછે. એ ઝાહાડનું દુધ અને છાલ બને ખાધામાં આવે એવી છેનશાછે અને તેમાં પોશણદાર પદારથ ઘણોજ છે. જો છાલ નરમ કરી તેને મશલીને તેની ગેટલી બનાવી હોએતો તેની ખુબી કોઈબી જાતના ચોખાની ગેટલીને આનેહુબ મલની આવેછે.' જો છાલનો છેક અંદરનો ભાગ લીધા હોએતો તે બરોબર ઘઉની ખાશીએત ધરાવેછે.' એ ઉપરથી એવું માલુમ પડેછે કે "પાલો દી વાકા" એ ઝાહાડ આપણને એવો એક નાશતો આપેછે જેમા દુધ અને ગેટલી શાથે મલી શકે

## શરીર શાથે મનનો શબંધ.

ઘણો વાર શુધી થમ બેશી રહીએતો તેથી આપણા શરીરને દુખ થાએછે અને, તેથી આપણી તંદુરશતી બગડે છે, જારે શરીરને દુખ થઈ એટલે તુરત પછી તે દુખ મન ઉપર અશર કરેછે, એ પરમાણે શરીર શાથે મનને કુદરતી શંબંધ છે. એજ પરમાણે જો ઘણોવારે શુધી કોઈએક બાબદ ઉપર શુ બાજુથી જોર કરવામા મન રાકાએલુ રેહે છે, તો તેથી તુરત શરીરમા કાઇ દુખ થવા માંડેછે, તેપણ એટલા ઉપરથીજ કે શરીર શાથે મનને શંબંધછે. એટલા માટે તંદુરશતીના શંભાલ, શારૂં જરા લગાર ફરવુ હરવુ મા ણુશોને ઘણુ અગતનુ છે, અને તેમજ મનને પણ ઘણોવાર શુધી કોઈએક બાબદ ઉપર રોકેલુ રાખવુ ન જોઈએછે. કેટલીએક વેળાએ એવુ શાભલીઆમા આવીઉછે કે માણશો કેટલીએક વાતની ઈનતેજારી રાખ્યાથી હલાક થઈ મરણ પામેઆછે, ઘણી કાલજી રાખ્યાથી મન એકની એક વાત ઉપર અથવા જુદી જુદી બાબદો ઉપર હમેશા ભમતુ ફરેછે અને તેથી તેને લગાર પણ નવરાશ મલતી નથી, અને તેમ થએઆથી મનની અશર શરીરને લાગી તે માણશ દુખી થાએછે.

## માહા પુરૂશોની ઊતપતી.

ઈઉરપમા કેટલાક માહા પુરૂશો થઇ ગએઆછે, તે ઓ અશલ કોણ હતા, અને પાછલથી કેવા માહા પુરૂશો થઇ ગએઆછે, તેના થોડાક દાખલા અતરે દાખલ કરેઆછે

જુર્વીગલ નામે એક માહાપુરૂશ થઈ ગએએછે, જેનુ નામ તવારીખોમા મશહુર થએલુ છે, તે ઘણી આલપશ પરવત ઉપર એક ભરવાડની જુંફડીમા જનમેઓ હતો ને લૉકયોન નામે એક પુરૂશ થઈ ગએઓછે, જે ઘણીએ એલમ એવાહીનુ ઘણુંજ ગનેઆન મેલવીઉં હતુ, તે ઘણી એક શીકલીગરને તાંહા લોઢાના ઘડાવાના કાજ ઉપર રહેલો હતો મારટીન લુથર એક ગરીબ ખાણ ખોદનાર (બેલદાર) નો છોકરો હતો કેરી, જે ધણીને ઈંગરેજ લોકોના ધરમ પુશતક (બાઈબલ) નો જુદી જુદી ભાશાઓમા તરજુમો કરવાની પેહેલી કલપના શુજ પડી હતી તે ઘણી એક મોચી હતો ડાકતર મારીશન જે ઘણીએ બાઇબલનો ચીનાઈ ભાશામા તરજુમો કરેઓ હતો, તે ઘણી એક કાલબુદ બનાવનાર હતો. ડાકતર મીલન આબરડીન શાએર નામના એક પરગણામા ગોવાલીઆ દાખલ કામ કરતો હતો ડાકતર આડમ કલારક, એક ગરીબ મુફલશનો છોકરો હતો. જાન ફાશતર એક વણકર હતો એનટરીઉફુલર એક ખેડુતને તાંહા ચાકર હતો તથા ઉશીઅમ, જે એક ગોવાલીઓ હતો. અને એ વગર બીજે ઘણા માહાપુરૂશોના નામ જોએઆના આવેછે, જેઓ પેહેલા ઘણીજ હલકી અવશથામા ઉતપન થએલા પણ પાછલથી, પોતાના ઉદીઓગ અને ઇમાનતદારીથી મોહોટે મરતબે પોહોચેલા બેનજામીન ફરાંકલીન, શર આઇશાક નીઉટન, કપતાન કુક, કોલંબસ અને એ વગર બીજા ઘણા શખશોના નામ નોંધાએલાછે, જેઓ પેહેલા ગરીબ અને કંગાલ હાલતમા હોએઆ છતા પાછલથી મોટા પડીતો તથા માહા પુરૂશોમા પોતાના નામ મુકી ગએઆછે આવી રીતના દાખલા માતરે ઈંગરેજ લોકોનાજ મળેછે, એમ ન શમજવુ, બીજી ગનેઆતના લોકોમાથી પણ એવા શખશો મલી આવશે જેઓની ઉતપતી ઘણીજ ગરીબી હાલતમા થએલી, પણ પાછલથી તેઓ મોહોટે દરજે પોહોચેલા—ઉદીઓગ, કરકશર, અને ઇમાનતદારી, એ તરણ ચીજો જે ધણીએ અખતેઆર કરી તે ધણી ગમે એવો ગરીબ અથવા કંગાલ હશે, તો પણ તેનું આ દુનીઆમા ફતેઆબ થવાનુ એ પકેપણે ઇઆદ રાખવુ જોઇએછે

## બેહેન શકીને શારે આપણું શારૂં.

અદેખાઈ—કેટલાક લોકોનો એવો ખાવાશછે કે જો તેમના પડોશી અથવા તેમના કોઇ દોશતદારની બે લોકમા વખાણ થતી હોએ, તો તે અદેખા લોકો ખુશી થવાને બદલે જોર બલાપો કરેછે કોઈ પણ આપણા ભાઈબંધનુ અથવા દોશત અશનાવોનુ શારૂં થતુ હોએ તો તે જોઈને આપણને રાજી થવુ જોઈએછે, તેમજ જો કોઈ આપણા ભાઈબંધ વીશે વખાણ થતી હોએ તો તે શાંભલીને ખુશી થવુ જોઈએછે પણ એથી વીરૂધ કેટલાક લોકોનો એવો ખરાબ શવભાવ હોએછે કે જો જરા કોઈનુ શારૂં થઉ અથવા જરા કોઈ વીશે શારૂ બોલાઈઉ કે તેઓ બલી જઈને હાએ અફશોશ કરેછે, કે અરે માહારૂ નહીને તેહનુ

આવું શારૂં થઇઉં ? અરે માહારી નહી ને ફલાણાની આ
ટલી તારીફ થઇ હતીઆહીં. પણ તે કંબખત એટલું શમજ,
તા નથી કે એ પરમાણે હાએ અફશોશ કીધાથી તેનું કશુ વ
લવાતું નથી, પણ એવું કરીને મોર તે પોતાનેજ નાહક દુ
ખી કરેછે. એવાજ એક અદેખા મોર વીશે નીચે જણાવે
આ પરમાણે એક જણ લખી ગએઓછે તે કહેછે કે એ
ક દીવશે એક પેકુન શાજને વખતે એક વરશાદની કમાન
ના તરેહવાર રંગ જોઇને ઘણો ખુશી થતો હતો અને તેની
વખાણ કરતો હતો, તે એક અદેખા મોરથી ખમી શકાઇ
ઉ નહી, તેથી તેણે પેલા પેકુતને કહીઉ કે " આ બે વકુફ
પેકુત શું આ માહારા કરતાં તારી વરશાદની કમાન વધારે
ખુબશુરતછે કે તું તેની એટલી વખાણ કરેછે ?—જો મારા
પીછાનો રંગ કેવો શુદરછે, અને જેની બણી જોતા આખ
ને તાહાડક વળેછે, અને વલી તે શાથે એ વરશાદની કમાન
નો રંગ તો જલદીથી કરમાઇ જશે, પણ માહારા પીછાનો
રંગતો શદા એનોને એવોજ રેહેવાનો, એટલુ છતાં તુ મહ
ને મુકીને તેની શાને આટલી વખાણ કરેછે ! " એ બોલ
પુ શાલલીને પેકુતે જવાબ દીધો કે " એ અદેખા પખશી
હુ આ વરશાદની કમાનની તારીફ કરૂ છું તે કાઇ તેના રં
ગ ઉપરથી નથી કરતો, પણ એ કમાનના દેખાવ ઉપરથી
એવું જાણુએછે કે હવે આવતી કાલની હવામા અથવા રૂત
મા કોઇ શારો ફેરફાર થશે, એટલા ઉપરથી હું ખુશી થાઉં
છુ, તથા તેની તારીફ કરૂંછું તેમજ હું તારી તરફ થ
કી ખુશી નથી થતો તેનું કારણ એનછેકે જારે હુ તારો
તાહુકવાનો શાદ શાભલુછુ તારે તુરત વરશાદ આવેછે."
આ પરમાણે તે મોરની ફજેતી થએઆથી તે શરમીદું થઇ
તાહાથી ચાલતું થઇઉ

---

## એક છોકરીનો પોતાની મા તરફ પેઆર.

—o—

ગુવીડન દેશનો રાજા તરીકે ગશ્તેવશ, એક દાહાડે
બાહેર ફરવાને નીકળેઓ હતો. રશતામાં તેણે એક ગામડી
આની છોકરીને એક કુવા ઉપર પાણી ભરતા જોઇ, જે છો
કરી શાવરૂપે શુંદર પણ દેખાવે ઘણીજ ગરીબ અને રાંક હતી
તે છોકરી હાવી શુંદર તથા તેની અંગકાંતી ઘણી નાજુક એ
ટલું છતા તે છોકરીપાણીભરવાઆવી હતી, એ ઉપરથી તેરા
જાએ ધારીઉં કે એ કોઇ ગરીબની છોકરી હશે, એમ વીચા
[illegible]
શેથી થોડુંક પાણી પીધું. પાણી પીધાબાદ તે રાજાએ તે છો
કરીને કહીઉ કે " એ ગરીબ છોડી તુ આવી નાજુક છતા
આ પરમાણે મેહેનત કરેછે, તે જોઇને મહને તારી દએઆ
આવેછે, જો તારાથી પાણી કહડાતુ નથી તોપણ તું ઘણી મેહે
નતે પાણી કાહાડેછે, અને વલી એ વાશણ ભરીને માથે મુ
કી કોણ જાણે કેટલે દુર તને લઇ જવું પડશે. પરેશ્વર એ
વુ અતીશએ મેહેનત ભરેલુ કામ કરવાને તને ઇશ્વરે પેદા
કરી નથી એ તાહારા રૂપ ઉપરથી શાફ જણાએછે, માટે જો
તું માહારી શાથે આવશેતો હુ તારી હાલત શુધારી તને શુખી
કરીશ, જેથી કરીને ફરીથી આવુ દુખ ભોગવવાની તને અગ
ત પડશે નહી " એ ઉપકારના તથા પીરીતીના શબદો શાંભ
ળીને તે છોડીએ વાંકી વલી પોતાનું શર નમાવી, તે રાજાનો
મોહોટો ઉપકાર માનેઓ અને તેને કહીઉ કે " માહારાજ,
પરમેશવરે જે શથીતીમાં મહને ઉત્પન કરીછે, તેજ શથી
તી હું વધારે પશંદ કરૂછું મહને એ કરતાં વધારે શારી હા
લતની કશી અગત અથવા ઇછા નથી—ઇશવરે જે કરીઉ
છે તે ઠીકજ કરીઉ છે, અને તે કરતાં જો મહને એથી વધારે
શારી હાલતમા રેહેવાની ઇછા હોત તોપણ હુ તમ શાહેબ
શંગાથે કદાપી આવત નહી. " એટલુ બોલી તે છોડી પા
છી પોતાને કામે વલગી. એ ઉપરથી તે ઉદાર મનના રા
જાએ તે છોકરીને ફરીથી પુછીઉ કે " તુ માહારી શાથે શા
માટે આવતી નહી ? " છોકરીએ ઘણીજ નમનતાઇથી જવા
બ દીધો કે "શાહેબ અશક્ત અને નીરાશરીત એવી એ
માહારી એક ઘરડી માતા તેને એકલી મુકીને હું કેમ બીજે
કંઇ જાઉં ? મજવીના માહારી ઘરડી માતાને પાણી પાવાને
અથવા ભોજન આપવાને બીજું કોઇ નથી. અગર જો હું
તેનીથી એક ઘડી દુર પડીતો તેને ઘણી જાતની અરચણો
ભોગવવી પડેછે, તો એવી લાચાર માને પડતી મુકીને હું મો
જ ભોગવવાને તમ જેવા શાખી અને ઉદાર પુરૂષો શાથે રહું
એ કેવું નાઇનશાફી, અને અનીતીનું કામ કેહેવાએ ? " તે
છોકરીના પોતાની મા તરફ આવા મમતાના શબદો શાંભ
ળીઆથી તે રાજાના મનમાં ઘણુંજ લાગીઉ, તેથી તેણે તેને
પુછીઉ કે "તે તાહારી ઘરડી અને લાચાર મા કહા રેહેછે ?"
તે વેળાએ શામે એક જુપડી હતી તે બણી પોતાની આંગ
ળી દેખાડીને તે છોડી બોલી કે "એ જુપડીમા મારી મા રે
હેછે "તારે રાજાએ તેની મા પાશે જવાને પોતાની ઇછા જ
ણાવી. જે પેલી છોકરીએ તુરત કબુલ રાખી અને તે બંને
જણા તે જુપડીમાં ગએઆ રાજા તે જુપડીમા જઇને તો

ઘરડી અને અતીશએ અશક્ત એવીએક અશતરી ભોએ ઉપર પથારી કરીને પડેલી હતી, એ ઉપરથી તે રાજાએ ઘણા હેતથી તેને કહીઉ કે "ઓ ઘરડી અશતરી તારી આવી દુખકારક અવશથા જોઈને મહને ઘણોજ શતાપ થાએછે." દોશીએ જવાબ દીધો જે "બાપા મારી હાલત એવીજછે ખરી કે રશતે ચાલતાને પણ માહારી ઉપરદએઆ આવે. હું એટલીતો નાતવાન અને કમજોર થઈછું કે મારાથી આણીગમ તેણીગમ લગાર ફરાતું પણ નથી, આટલી છોકરીછેતો તેથી મેહને જરા લગાર પણ કલ પડેછે, તથા જાડું પાતલુ ખાવા પીવાને મલેછે. અગર જો ઈશવરે દએઆલુ થઈને આ છોકરી મહને નહી દીધી હોતતો હું નહી કહી શકતીકિ માહારા કેવા હાલ થએઆ હોત! એ છોકરી પોતાથી બની શકેછે એટલુ આહારા માટે કરેછે—કોઈ રીતે માહારા મનમા ઓછું આવવા દેતી નથી, પણ શઘલી પરકારે મહને શુખમાં રાખવાનીજ તજવીજ કરેછે—રાતને શમએ થંડી અથવા/માહ્મીતે લીધે જો હું જરા લગાર બેકરાર થાઉતો એ છોકરી પોતાની મીઠી હુંગ ખોઈને શારીરાત માહારી આગલ બેશી રેહે એવી શઘલી પરકારે એ છોકરી માહારી જતન કરે છે, અને જો હું ખરૂં બોલુતો એ છોકરીનીજ જતનથી હુ અત્યાર શુધી જીવીછું, નહી તો કોણ જાણે હું કે દાહાડની મરણ પામી હોત. ઈશવર એ રૂડી છોકરીનું કલ્યાણ કરો! એ છોકરીએ જેવી માહારી ઘરડીની બરદાશત લીધીછે તેવું એને ઈશવર. શુખ આપો."

એ શઘલો અહેવાલ શાંભલેઆથી રાજાનું હઈડું ભરાઈ આવીઉં, અને તેનાથી એક બોલ બોલાએઓ નહી, તેણે તે છોકરીને પોતાની પાશે બોલાવીને તેની ઘણી તારીફ કીધી તથા તેને ઘણી શાબાશી આપીઅને કહ્યુ જે "જેવી તું આ તાહારી ઘરડી માતાને તેના દુખના દાહામાં મદદ કરેછે. તેજ પરમાણે ઈશવર તને મદદ કરશે," એમ બોલીને ગજવામાથી રૂપીઆની એક કોથલી કાહાડીને તેને આપીને કહીઉં જે, "લે આ રૂપીઆ અને એ તુ તાહારી જોડે રેહવાદે, એ રૂપીઆ કાંઈ ઘણા નથી પણ હાલ તું એમાંથી રશેથવીને ખરચ કરજે, હું વલી ફરીને આવીશ તારે કાંઈ વધારે પઈશા લાવીશ" એ પરમાણે પરોપકારના શુખનો ઉપભોગ લઈને ગસટેવસ રાજા તાહાંથી નીકલ્એઓ, અને આવાં લાચાર તથા અશક્ત લોકોને મદદ કરવાને ઈશવરે પોતાને શકતી આપીછે એથી તેને ઘણોજ આનંદ થએઓ, અને તુરત તેણે પોતાને ઘર જઈને ઈશવરની શેવા કીધી. રાજા પોતે આપેલી કબુલાત પરમાણે થોડા દાહાડા પછી તાહા પાછો ગએઓ અને તે લાચાર દોશીનું તથા તેની એક શદગુણી છોકરીનું જનમ શુધી પુરૂં થાએ એવુ કાંઈ તેમને કરી આપીઉં.

અગર જો શઘલી છોકરીઓ ઉપર કહેલી છોકરીના જેવી હોએ અથવા થાએતો પછી કેવો આનંદ. કેટલાંકતો એવા નીચ અને અધમ છોકરા હોએછેકે જેઓ પોતાના મા બાપની શેવા કરતાંતો રહેઆં પણ ઉલટા તેમને દુખ દીએછે એકવાર કદી એવું પણ બને કે માબાપનો શવભાવ નઠારો હોએ, તોપણ છોકરાંઓનીતો આ એક ફરજછે કે તેઓએ શઘલી પરકારે પોતાના મા બાપને શુખ આપવાને તજવીજ કરવી જોઈએ, કાએકે બાલપણમા મા બાપે ઘણી મેહેનત લીધીછે તથા અતીશએ દુખ ખમીઉ છે.

---

## બઈરાંઓના ચેહરાની ખુબશુરતી

### નત અને ટીલી.

બાઈઓ તમારો ચેહરો ખુબશુરત કરવા તમે નત અને ટીલીનો ઘણો શોખ રાખોછો, પણ તમારે શારૂ થોડાક નીચે લખેલા શીનગારો તમારા એક દોશદારે મેહનત લઈ શોધી કાહાડેઆછે તે જો કામે લગાડશોતો તમે દશ હજાર ઘણા વધારે ખુબશુરત દેખાશો.

**શનગાર પેહેલો,**

**ખરી આરશી——ગણેઆન.**

ગનેઆન દરપણમાં તમને દેખાશે તમારી ભુલ અને ખામી,
જે શુધારેઆથી વધશે તમારી આબરૂ, થશે તમારી નેકનામી

**શનગાર બીજો,**

**ચેહેરો શુમારો કરવાનું શુગંદ તેલ——શંતોશ.**

વાપરજો હર રોજ એ તેલ ખુશબોદાર,
થશે બાલ જેથી નરમ, રેહેશે દીલ હમેશ ગુલજાર

**શનગાર તરીજો,**

**હોટને લાલ કરવાનો રંગ——શચાઈ.**

લગાડજો દરરોજ તમારા હોટ ઉપર આ અશલો રંગ,
થશે હોટ પરવારાં જેવા, નીકલશે તેમાથી આવાજ મનમોહન

શનગાર ચોથો,

**મોહોડામાંથી મીઠો વાસ નીકલવાની દવા—બંદગી.**

રાત અને દીન હરદમ એ દવારે તારા મોહોડામા રાખ,
જેથી શુધરશે તારો કડ, નીકલશે તેમાથી મધુર રાગ

શનગાર પાંચમો,

**આંખમાં આંજવાનું અંજન——દયા.**

લગાડતા રેહેજે રે એ અંજન તારી આખમા હમેશ,
જે વધારે તને ખપે, તો તે પોહોચાડશે હરેક સુફ્રેશ

શનગાર છઠો,

**ચેહરા ઉપરના ખીલનું ઓશડ——ડાહાપણ.**

આપેછે એ દવા ચેહરાને ખરી ખુબસુરતી, મીજાજ કરેછે નરમ,
આરત જાત દેખાએછે પુર દયદયા ભરેલી, આખમા શરમ

શનગાર સાતમો,

**ગલામાં ઊચાં મોતીની માલા—ખોદા ઊપર સબુરી**

પેહેરી રાખજે ગલામા આ બે સુંદી માલા,
રાખશે ખુશી અને ખુરમી તને ખુદાતાલા .

શનગાર આઠમો,

**હાતમા કુંદનના સોનાના વાલા—નેકી.**

છોડતો નહીરે એ તતવને રાખજે જીવે તારા લગન,
રાખશે તને એ અદાજમા, આફ્રીન થાયે મન

શનગાર નવમો,

**હીરા માણેકનો બાજુબંદ—ઊદીઓગ—સફાઈ.**

બંધ ઉપર તારો બાજુએરે આ બેનુનો બાજુબંદ,
રહેશે રંગ તનદોરત, નથી થવાની મોહોતાજમંદ

શનગાર દશમો,

**માંથા ઊપર જવેરાતનું મોર—ધરમાતમાપણું.**

મુક માથે આ ખરો શીનગાર, ધારે ધરમીમાન,
ખરીજ તારી કીરતી રે ગવાશે, ઈશવર આગેપણ મલશે માન

---

## આગલા વખતની થંડીની રૂત.

—o—

ઈશવી શન ૧૬૬૪ મા ઇંગલંડ દેશમાં એટલીતો થંડી પડી હતી કે લંડનનાની તેમશ નદીમા ૬૧ ઈંચ જાડો આ ઈંચનો એક થડ બંધાએઓ હતો તથા તાહાના લગભગ ... પરંદ પંખીઆ ભુખમારાથી મરણ પામેઆ હતા.

ઈશવી શન ૧૬૮૩ મા વલી એટલીતો થંડી પડી હતી કે ફ્રુટ ખાનાર વરૂઓને ખાધાની બહુજ હાની થઈ હતી, જેથી તેઓ ધશારાબંધ વીએનાના શેહેરમાં પેઠાં હતા, અને તાહા જઈને જનાવરો તથા માણુશોને ફાડી ખાધા હતા, તેમજ જરમની દેશમા ૧૬૯૫ મા કડકતી તાહાડને લીધે કેટલાક માણશો હલાક થઈ મરણ પામેઆ હતા, તથા ૧૬૯૯ મા પણ બીચારા લોકોની તેવીજ હાલત થઈ હતી

ઈશવી શન ૧૭૦૯ મા એક ઘણીજ કડકતી તાહાડ પડી હતી, જે વેલાએ શઘલી નદીઓના તથા શરોવરોના પાણી બધાઇ ગએઆ હતા, એટલુજ નહી પણ કીનારાથી કેટલાક માઈલ દુર શુધી દરીઆના પાણી પણ બધાઈ ગએઆ હતા જમીનના ઉપર ૯ ફુટ જાડો થડ બંધાએઓ હતો, તથા મરણ પામેલા જનાવરો અને પખશીઓ ખેતરોમા પડેલા માલમ પડતા, તેમજ કાઈ હજારો આદમીઓ પોત પોતાના ઘરમા મરી રહેલા ફરાનશ દેશની દખશીણ દીશાએ તે વેલાએ દરાખના જે ઝાડવા હતા તે શઘલા બલીને ભશ્મ થએઆ હતા એડરીઆટીક નાંમનો એક આખો શમુદર તથા, મુઝખીઅ શમુદર, એઓ ખાહેલા પાણી પણ બધાઈ ગએઆ હતા એ થંડી અથવા શીઆલાની રૂતથી રૂતફુલોને પણ બહુજ નુકશાન થએલ હતુ

ઈશવી શન ૧૭૧૬ મા થંડી એટલીતો પડી હતીકે નદીના પાણી બધાઇ ગએઆથી માણશો તે ઉપરથી ચાલી જઈ નદી પાર કરતા હતા

ઈશવી શન ૧૭૨૯ મા ઈશકાટલંડ મધે ગામે ઘેટે તથા મેટા મલી હજારો પરાણીઓ બરફમા દટાઈ ગએઆ હતા

જેવી થંડી ઈશવી શન ૧૭૦૯ મા મારાઈ હતી તેવીજ થંડી ઈશવી શન ૧૭૪૦ મા પણ પડી હતી—એ વેલાએ ઈશપેન તથા પોરતુગાલ મધે જમીન ઉપર દશ ફુટ જાડુ બરફનુ પડ બધાએલ હતુ

૧૭૪૮ મા તાહાડનુ જોર એટલુ તો વધી પરેલ હતુ કે પોરતુગાલ દેશમા જમીનની શપાટી ઉપર ૨૩ ફુટ શુધી બરફ પડેઓ હતો

૧૭૫૪ તથા ૧૭૫૫ મા પણ ઈંગલંડમા થંડી બહુજ શખત પડી હતી તે વેલાએ તલદમા તેજ દારૂને જો ગલાશમા રેડી હવામા મુકેઆથી તેની ઉપર પણ આઈશનુ એક પાતલુ જેવુ પડ બધાતુ હતુ

૧૭૭૧ મા એલબ નદીના પાણી છેક તલીઆ શુધી બધાઈ ગએઆ હતા, એટલી થંડી પડી હતી.

૧૭૬૬ માં ડીનીડબ નદીમાં આઇશનું ઘડ બંધાઇઉં હતું, તથા તે વેલાની થંડીથી પણ બહુ માછલા તથા પખશીઓ હલાક થઈ મરી ગએઆં હતા

૧૭૭૪ તથા ૧૭૭૫ ની શીઆલાની રૂત પણ ઘણીજ કડણ હતી.

આ પરમાંણે જોનાં ઇંથવી થને ૧૬૬૪ થીતે ૧૭૭૬ શુધીનાં શવાશેક વરશમાં ઘણીવાર ઇઉરપખંડ મધે શકત તાહાડ પહેલી જણાએછે.

---

## લોહોડાંની શડક.

પારલીનેનટના એક અધીકારી શબરટ ઇશટીવનશને લોહોડાની શડક થીથે જે હશાબ ઉપજાયેઓછે તે ઉપરથી જણાએછે કે, આ પુરૂથવીની શપાટી ઉપર હાલ જોહા જોહા લોહોડાંની શડકો નખાઇછે, તે એટલીતો છે કે જેનો એક લાંબો પટો કીધો હોએ તો તે પટાથી આખી પુરૂથવીને ઘેરી શકીએ.

૧૮૫૬ શુધીમાં ગરેટ બરીટન અને આએરલંડ મલીનેજ માતરે ૮૦૫૪ મઇલ શુધીના રશતા ઉપર લોહોડાંની શડક મુકેઆમા આવીછે.

એ શડક પાછલ ૨૮૬૦૦૦૦૦૦૦ રૂપીઆ ખરચ બેઠોછે.

૫૦ માઇલ કરતા વધતા તો રનચો (બુગદા) ખોદાએલાછે.

લનડનની પડોશમાં અગીઆર મઇલ જેટલા પુલો મુકાએલાછે

લોહોડાંની શડકને માટે જે જમીન ઉપર કામ ચાલેલાછે તે જમીનનુ માપ ૫૫૦૦૦૦૦૦ કોઊબીક વાર ગણાએછુ.

એકે વરશમા આગની ગાડી લોહોડાંની શડક ઉપર ૮૦૦૦૦૦૦૦ મઇલની મુશાફરી કરેછે.

ઇંગલડમા આગની ગાડીને માટે ૫૦૦૦ વરાલ ઇંજન રેછે, તથા ૧૫૦૦૦૦ બીજાં ગાડી માલ લઈ જવા લાવા માટે તથા ઉતારૂઓને વાશતેછે

લોહોડાંની શડક બાંધવાના કામને માટે જે જુદી જુદી મંડલીઓ પડેછે, તેઓએ પેતાના હાથ એકલ ૯૦૦૦૦ માણશો કામે લગાડેલાછે

દર વરશે આંગ ગાડીમાં ૨૦૦૦૦૦૦ ટન કોએલો ખપેછે.

એક મીનીટ જેટલા વખતમા, ૪ ટન કોએલાની મારફતે ૨૦ ટન પાંણીનો બાફ તઇઆર થાએછે.

૧૮૫૪ ના શાલમા ઇંગલંડ મધેની આગ ગાડીમા કેટલા ઉતારૂઓ ગએઆ હતા, તેની તપાશ કરતાં જણાઇઉ કે એ વરશમાં ૧૧૧૦૦૦૦૦૦ ઉતારૂઓએ એ ગાડીમાં બેઠક લીધી હતી, અને તે માંહેલાં દરએક માણશે ૧૧ મઇલની મુશાફરી કીધેલી હતી.

એજ વરશમા એ ગાડીની ૨૦૨૧૫૦૦૦૦ રૂપીઆ આવક થઇ હતી.

લોહોડાંની શડકો જે મુકેઆમા આવીછે, તે ઘણી ખરી ઘશાઇ જાએછે, તથા ખરાબ થાએછે, એટલા વાશતે દર વરશે એ શડકોની મરામતને માટે ૨૦૦૦૦ ટન લોહોડું વપરાએછે. તેમજ એ શડકની એઠે લાકડાની જે " શલીપટો " મુકેઆમા આવેછે, તે પણ ઘશાઇ ખરાબ થાએછે, માટે દર વરશે ૨૬૦૦૦૦૦ નવી " શલીપટો મુકવી પડેછે. " એ શલીપટો " બનાવવાને માટે દર વરશે ૩૦૦૦૦૦ જાહાડો કાપેઆમા આવેછે. અને એ ૩૦૦૦૦૦ જાહાડોને વાશતે ૫૦૦૦ એકર જમીનની જરૂર પડેછે

દરએક વેલાએ એ ગાડીમા આશરે ૨૦૦ ઉતારૂ જઈ શકેછે. તોપણ અતરેની આગની ગાડીઓમાતો વખતપર કેટલીક વેલાએ ૪૦૦ કરતાં વધારે ઉતારૂ લીધામા આવેછે.

ઇંગલંડમા લોહોડાની શડકો મુકવાને વાશતે જે જે જમીનદારો પાશેથી જમીન લીધીછે તેને બદલે તેઓને ૭૦૦૦૦૦૦૦૦ રૂપીઆ આપેઆમાં આવેઆછે.

વીજલીનો તાર ૭૨૦૦ માઇલ શુધી ગોઠવેઓછે જેને માટે ૩૬૦૦૦ માઇલ તાર વપરાએઓછે

એ તારની આફીશમાં ૩૦૦૦ માણશો કામે લાગેલાંછે તથા બીજાં ૬૦૦૦ માણશો પણ કામે લાગેલાંછે.

દર વરશે રેલવેની આવગ લગભગ ૨૦૦૦૦૦૦૦ રૂપીઆની થાએછે

રેલવેની શડક ઉપર જે ખરચ લાગેછે, તેમા દર માઇલે જે એ ખરચમાં માતરે એક દુકાનીની કશર કીધામા આવે તો દર વરશે ઓછામાં ઓછા ૮૦૦૦૦૦ રૂપીઆનો, રેલવે કંપનીને ફાએદો થાએ

---

## જાણવાજોગ બાબદો.

—o—

હાલ આપણી દુનીઆમા શઘલી મલીને. ૩૦૬૪ ભાશા લોકો બોલેછે.

આ દુનીઆમાં, વશનાર લોકોમાં જુદા જુદા ૧૦૦૦ કરતા વધારે ધરમ ફેલાએઆછે.

ગણતરી તથા શોધ ઉપરથી એવું શાબેત થાએછે કે આ દુનીઆમાં જેટલા મરેછે એટલીજ ઓરતો પણછે.

માણશની જીંદગી આ દુનીઆમાં શરાશરી(આવરેજ) ૩૩ વરશ સુધીનીછે એવું જણાએલુછે. જેટલાં માણશોછે તે ઓનો ચોથો ભાગ શાત વરશની વએ પુગાની અગાઉ મરણ પામેછે હરથો ભાગ ૧૭ વરશની વએ પુગાની અગાઉ મરેછે, પણ જેઓ ૧૭ વરશ પુરા કરેછે તેઓ પોતાની જીંદગીનું સુખ શારૂં ભોગવેછે.

દર હજાર માણશે એક માણશ ૧૦૦ વરશની વએનું થાએ તાંહાશુધી જીવેછે. દર શો માણશે માતરે ૭ જણા ૬૫ વરશની ઉમર ભોગવેછે. તેમજ ૫૦૦ માણશોમાથી માતરે એકજ માણશ ૮૦ વરશના આવરદાનું નીકલેછે.

આએ દુનીઆની શપાટી ઉપર શઘલાં મલીને ૧૦૦૦૦૦૦૦૦૦ માણશોછે, એઓ માહેથી દર વરશે ૩૩૩૩૩૩૩૩ માણશો, દર દાહાડે ૯૧૮૨૩ માણશો, દર કલાકે ૩૭૩૦ માણશો, અને દર પલે ૬૦ માણશો મરણ પાંમેછે. આ પરમાણે જે મોત નીપજેછે તેથી આપણી દુનીઆ કાંઈ ખાલી થઈ જતી નથી, પણ જેમ એક તરફ મોત થાએછે, તેમજ બીજી તરફ જનમો પણ થાએછે, જેથી કરીને દુનીઆની વશ્તીની શંખીઆ શમતોલ રેહેછે.

કુવારાં અથવા છડાં માણશો કરતા પરણેલા માણશોના આવરદા લાબા દાહાડાના જણાએઆછે, પણ જેઓએ ખાધા પીધાનું અદાજાશર રાખી, પોતાની તંદુરશતી શાચવીછે તેઓ ઘણાજ વધારે દાહાડા આ દુનીઆની મોજ ભોગવવાને જીવતા રહેઆછે

ઠીંગણાં માણશો કરતાં લાબા માણશોની જીંદગી લાબી જણાએલીછે.

---

## એખલપેટાપણું.

—o—

આ દુનીઆંનાં લોકોમા એક બાબતએબ ગુણ પશરેલો જણાએછે, કેટલાક લોકો એમજ જાણેછે કે દરીઆમા જે પાણીછે તે શઘલા હમારાજછે. આ બાબદ વેપારીઓ, તથા ધંધાદારીઓને વધારે લાગુ પડેછે, તેઓ ઘણુ કરીને એમજ શમજેછે કે પરમેશવરે આ શુરશટીમા જે કાંઈ શારા પેદાશો ઉતપન કરેઆછે તે શઘલા હમારેજ માટેછે, તથા લોકો જે કમાઈ કરેછે તે અણઘટતીછે, એ શઘલી કમાઈ હમેજ કરીએ, ફલાણતો હમોજ કરીએતો શારૂ, અને એ પરમાણે તેઓનાં મનમાં એવુંજ અ... કરેછે કે શઘલું હમેજ કરીએ, અને શઘલો લાભ તથા ફાએદો અમેજ. લઈએ, પણ તેઓ એટલો વીચાર કરતા નથી કે આ દુનીઆ મોહોટીછે, શઘલાંનુ એમાજ પુરૂં થાએછે, અને તે પુરાનો કરનાર પરવરદેગારછે. ઉપલા વીચારને મલતી એક કાહાણી નીચે પરમાણેછે, એક જગા ઉપર એક દેવલ નવુંજ બંધાઈ તઈઆર થએઉં હતુ, તેના ઉપલા ભાગ આગલની ઘંટ બાધવાની એક જગામાં કેટલાક ખુબતરોએ પોતાનો મુકામ લીધો, અને ઘણા દાહાડા શુધી તેઓ નચીતાઈથી તાંહા પડી રહેઆ, તેથી તેઓ એવું શમજવા લાગાં કે એ જગા હમારેજ માટે બાધેલીછે, પણ તરતજ જેવારે તે જગા ઉપર એક ઘંટ બાધેઆમાં આવેઓ કે તે ખબુતરોએ ફરકલવા માડીઉં, તેઓ એમ વીચારવા લાગેઆં કે આ આપણી જગા ઉપર એ ઘંટને આવવાનો શો અધીકાર હશે ! એણે અતરે આવીને આપણુને નાહક કંટાલો આપવા માંડેઓછે, માટે આપણે એનો કાઈ ઉપાએ કરીએ કે એ જલદીથી જતો રેહે, એમ વીચારીને તેઓએ એક શભા ભરી ઠેરાવ કરેઓ કે એ ઘંટની આવી નાલાએક ચાલ માટે એક અરજી કરેવી અને એને રખશુદી અપાવવી ઘંટે ગુગા ગુગા એ શઘલું બોલવુ શાભલી લીધું અને પછી ધીરજથી આ પરમાણે કહીઉં કે " આ જગા કાંઈ તમારા એકલાનેજ માટે અથવા માહારો એકલાનેજ માટે નથી પણ એતો એક જાહેર મકાનછે, એ જગા ઉપર જેને ગમે તે આવે એવી છુટછે, વાશતે અરજી કરવાનો તમારો બેવકુફી ભરેલો વીચાર છોડી દેઓ, નહીતો મહને દાહાડી મુકાવતાં ઉલટા તમોજ નીકલી જશો. "

આ વાત ઉપરથી મતલબ એટલીજ નીકલેછે. કે, શઘલું માહારેજ વાશતેછે, શઘલું હુંજ રાખું, શઘલું હુંજ લઉં, હુંજ કરૂં, એવા વીચાર ધરાવનાર જેઓછે તેઓએ જાણવુ જોઈએછે કે સઘલું કરતાં અથવા લેતાં પાછે જે દેશે, તે પણ ખોવાઈ જશે. દરીઆમાં જે પાણીછે તે શઘલા આપણાં નથી, પરમેશવરે જે કરી આપીઉંછે, તથા જે થોડું મલેછે તે ઉપર શબુરી પકડવી ઘટેછે.

## અરે! મીઠું મોંઘું થઈગયુછે!

મીઠું મોંઘું થાએછે કારણ કે તેનો ખપ ઘણોછે ઘર ઘરે લોક મીઠું ખાએછે, કોઈને તે વગર ચાલતુ નથી. જનાવર પણ મીઠાં વીગે, કોઈ વાર તલવસેછે ખોદાતાલાએ મીઠું માણુશ જાતનો એક જરૂરનો ખોરાક કરી આપેલોછે. મીઠું નહી ખાધુંતો માણુશ કુબલુ થઈ જલદી મરણ પામેછે જારે મીઠુ ઘણુંજ મોંઘુ થાએછે તારે ગરીબ લોકથી લેવાઈ શકાતુ નથી, તેથી તેઓ પોતાનું ખાણુ વગર મીઠાનુ રાંધી ખાએછે અને ખાઈ રેહા પછી બે ચાર ચપટી મીઠુ ઉપરથી ખાઈ પોતાની હાજત પુરી પાડેછે. શું બીચારા ગરીબોની અવસ્થાછે તે ઉપર વીચાર કરો! અને તેમને ઈશ્વર કુરપા કરી, જે ચપટી મીઠુ તમારા ખોરાકમા નાખવાને બખ્શેછે તે વીશે તે દાતાંના શુકરાના કરો, અને શંતોશથી રહો

મીઠું ખોદા તાલાએ દરીઆમાં પુશકલ ભરેલુંછે મીઠું જમીનમાથી પણ નીકળેછે, પણ જેટલુ દરીઆમાથી નીકળેછે, તેટલું જમીનમાં નથી ગણતરી કીધા ઉપરથી એવું માલમ પડેછે, કે, જો દરીઆમાંનુ સંઘળું મીઠું જુદુ કરી તેનો ઢગ કરીએતો તે ઢગની ઉંચાઈ ૧૦ માઈલની થાએ, અથવા શાધારણ રીતે બોલીએતો તે મીઠાનો ઢગ આપણા વાલકેશવરેના ડુંગર કરતા ૮૦૦ ઘણો ઉંચો, ૮૦૦ ઘણો લાંબો, અને ૮૦૦ ઘણો પોહોળો, ઍટલો મોહોટો ઢગ થવો જોઈએ. તેની બરોબર હીમાલીઆ પરવત પણ આવી શકે નહી એટલું સંઘુ મીઠુ હોએઆ છતા આપણા ખપમાં પુરતુ આવતુ નથી તેથી તેનો ખપ કેટલો હશે તેનો શાધારણ અટકળ ધેઆનમા આવી શકેછે. દરીઆનાં પાણીમાં મીઠા શીવાએ બીજાં તરેહ જાતના ખારોછે જેના ઢગ પણ ઘણા મોટા એવાજ થઈ શકે એટલો જથો તેઓનો પણછે.

---

શોભ,—બાએડી જાતને કેહેવી અને કેટલી કરવી જોઈએ—જેમ અંને જેટલુ તડકુ ફુલ ઉપર પડેછે તેમજ ગમેતેટલું તડકુ પડેતો તે ફુલને ખીલવેછે, અને ઘણુંજ શુંદર અને દેખાવનું કરેછે. તેમજ બાએડી જાતને પોતાના ઘેર સંસારમા એવી રીતે શમાધાનીથી રેહેવું જોઈએ જેથી તેની નેકી, હુશીઆરી અને ખુબશુરતી સારી પેઠે દેખાઈ આવે, અને તે પોતાના ધણીને ફુલ જેવી મનગમતી થઈ પડે અગર તેમાં જો જરા હરકત પડેતો જેમ શુરજની વધારે ગરમીથી ફુલ કરમાઈ નાપસંદ થઈ પડેછે તેમ તે બાએડી જો વધારે ગોજવી થઈતો તે નાપસંદ અને ઘણાંજ ઝેહેર જેવી લાગવાની.

---

**વાંકુ જાહાડ**—એક બચાને પુછીઉં કે આ જાહાડ વાંકુ કેમ ઉગીઉં? બચાએ જવાબ આપેઓ કે આ જાહાડ જારે નાહાનુ અને કુમલુ હશે તારે એની ઉપર કોઈ ચાલી ગીઉ હશે જેથી એ મરડાઈ ગીઉછે આ—! હા—! આ! બચાના બોલેલા શબદો કેવા ખરા, અને કેટલું દુખ ઉપજાવવા જોગ ખરાછે આ જાહાડ જારે નાહાનું હતુ તારે તેમ તેની કાળજી બરદાશ્ત નહી કીધી અને લોકના પગ તલે ચપાવા દીધું. જેથી એ વાકુ નીકલીઉં, તેમ કેટલા લોક હાલ વાંકી અને કુગરુ ચાલ ચાલેછે જેનુ કારણ એજકે તેઓ જારે નાહાના હતા તારે તેઓની શંભાલ બરાબર નહી રાખેઆથી તેઓને વાંકે રસ્તે જવા દીધાથી, મોહોટા થઆ પછી વાંકાં અને નઠારી ચાલ ચાલનારા થઈ પડેઆછે. જેમ અવે જાહાડ શીધુ નથી થઈ શકવાનુ તેમ એ માણુશોની નઠારી ચાલ પણ નથી સુધરેલછે. મોટી ચુક એ લોક વીશે એજ થઈ કે તેઓને બચપણથીજ, જારે કોમલ હતા તારથીજ લાએક રીતે નહી મરડેઆ, અને મરડેઆ તે એવા કે આડે રસ્તે મરડેઆ જેથી અવે શીધુ થવાની ઉમેદ થોડીજ રાખવી. બાનુઓ તમારા હાતમાં તમારા કુમલા બાલકો આ વખતે હશે તેઓની ખુબ શંભાલ રાખજો અને તેઓને શીધે મારગે મરડજો નહીતો આડે મારગ ખમીત પડશે, પછી ઉપાએ નથી

---

# નાહાની વારતા.

### કોલી અને રામસ.

એક દાહાડે એક કોલીના ગલમાં એક નાહાનું રામસ (ચેલીઉ) પકડાઈ. તે માછલીને જેહેર કરી પલીઆ નાખેત તેવી બોલી કે, "અરે, જલરાજા, તુ જમીન ઉપરના અને હવાના જનાવરો ઉપર જબરદસતી કરેછ અને તેટલાથી ધરાઈઓ નહી તારે આ દરીઆ તરેફ જોર ચલાવીઓ અને મને પકડી. મેં તુને કશુ દુખ નહી દીધુ અને મને કાહાં પકડી?" કોલીએ જવાબ દીધો કે, "મારા દાહાડને તારા [illegible]

## શ્રીબોધ સભાનાં ચોપાંનીઆંની ઈસવી સને ૧૮૫૭ નાં વરશની આમેપત તથા ખરચના હીસાબની તારીજ.

| જ | ઉ |
|---|---|
| ૧૧૯૭) એ ચોપાનીઆના આંક ૧ થીતે ૧૨) શુધી ૧૧૯૭ નકલ ખપી તેની ઉપજ દર નકલ દીઠ વરશ એકે રૂપીઓ એક લેખે | ૭૧૯)૮)૮ પુશતક પેહેલાના આંક ૧ થીતે ૧૨ શુધીના કુલ છપામણીના ખરચ |
| ૧૨૦૦) એ ચોપાનીઆને આશરો આપનાર જરતોશતી ગહરથની પાશેથી સને ૧૮૫૭ ના વરશની બ બશેશ | ૧૫૮) એ ચોપાનીઆને કીજેશીના ઉપર ચીતરા ઉતરાવેઆ તથા છપાવેઆ તેનો ખરચ |
| ☞ ઈઆદ—સને ૧૮૫૮ ના વરશની બખશેશના રૂ૧૨૦૦) પણ એ ગહરથનીતરફથી મલી ચુકાછે | ૭૬૮)૦)૪ એ ચોપાનીઆને કીજે કાગજ શઈદ તથા ગાન ખરીદ કીધા તેનો ખરચ |
| ૬૫)૮)૧૦ વીઆજ ઉપજીઉ ટકા ૦॥ લેખે જરતોશતી ગહરથે આગ ઉપર આપેલા રૂ૧૨૦૦) માથી ખરચ બાદ જતા બાકી રહી તેહેતુ | ૬૨) નીઊશપેપરો તથા ચોપાનીઆઓ તથા ચોપડીની ખરીદી |
| | ૨૫) એ ચોપાનીઆઓને કીજે ગરબીઓ લેઈ મગાવી તેનો ખરચ |
| | ૧૯૬) માણસનો પગાર વેહેચામણી તથા હુશરાણી તથા એ વગેરે બીજી |
| | ૬૦) માશ નવેમબર તથા ડીશેમબરના ચોપાનીઆ લખનારનો પગાર |
| | ૧૮) જાહેર ખબર છપામણી |
| | ૧૦)૧૦) પોશટ ખરચ |
| | ૪)૧૦ પરચુરણ ખરચ |
| | ૨૦૨૨—૧૩—૧ |
| | ૪૩૯)૧૨)૮ બાકી |
| | ૧૧૫)૪) રોકડા |
| | ૮) ઉઘરાણી |
| | ૩૧૫)૮ કાગજ શઈદ રીમ ૪૨) દર રીમ એકના રૂ૭)=લેખે તથા રીમ ૦॥ રંગીન કાગજ રીમ એકના રૂ૭) લેખે |
| | ૪૩૯—૧૨—૮ |
| રૂ ૨૪૬૨—૮—૧૦ | રૂ ૨૪૬૨—૮—૧૦ |

લા૦ જાહાંગીર બરજોરજી,
શ્રીબોધ શભાનો મુનશી.